# વિસનગર

અને

# વડોદરા રાજ્યની હકીકત.

સાર્વજનિક મકાનો અને ઉદાર ગૃહસ્થોનાં

ચિત્રો સાથે.

લેખક

**મહાસુખભાઈ ચુનીલાલ.**

સચિત્ર કાવ્યસરિતા, અનવરકાવ્ય, અમૃતસરિતા (સામાજિક નવલકથા), કમનસીબ કુમારિકાનો નાટ્યપ્રયોગ, નીતિતરંગિણી અથવા બોધદાયક ગઝલ શતક વીગેરેના કર્તા.

વિસનગર.

દ્વિતીય આવૃત્તિ. પ્રત ૧૦૦૦.

સંવત્ ૧૯૯૮. સન ૧૯૪૨.

## આ પુસ્તક નીચેને ઠેકાણેથી મળશે—

વિસનગર— લેખક : મહાસુખભાઈ ચુનીલાલ શેઠ.

મુંબઈ— બુકસેલર્સ એન. એમ. ઠક્કરની કંપની. ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ.

વડોદરા— પુસ્તકાલય સહાયક સહકારી મંડળ. ઠે. રાવપુરા.

અમદાવાદ— બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે ઠે. ત્રણ દરવાજા.





Printed at the Diamond Jubilee Printing Press
by Sureshchandra Popatlal Parikh.
Salapose Road - Ahmedabad.



શેઠ-મહાસુખભાઈ ચુનીલાલ

જન્મ વિક્રમાં- ૧૮૨૩.




**મુરબ્બી સ્નેહી રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ.**

નિવાસ–વડોદરા.

આપ યુનિવર્સિટીની ઉચ્ચ કેળવણી લીધા પછી વડોદરા રાજ્યની સેવામાં જોડાઈ સરસુબા, રૅવીન્યુ કમીશ્નર, પોલીસ કમીશ્નર, ન્યાયમંત્રી, ચીફ જસ્ટીસ, અને છેવટે નાયબ દિવાનનો હોદ્દો ભોગવી નિવૃત્તાવસ્થા હાલ ભોગવી રહ્યા છો. આપે સરકારની સેવાના કામની સાથે ગુજરાતીમાં રાજ્યના ચારે પ્રાંતના સર્વ સંગ્રહ ગ્રંથો, ગુજરાતના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસો તથા અંગ્રેજીમાં સન ૧૯૧૧ ની રાજ્યની વસ્તી ગણત્રીનો મનનીય હેવાલ અને બરોડા સ્ટેટ ગેઝેટીયરના બે અમુલ્ય ગ્રંથો જેમાંથી રાજાની અને પ્રજાની પરિસ્થિતિનું સ્વાભાવિક રીતે ભાન થઈ આવે છે, તેવાં ઉમદા પુસ્તકો રચી, તે ઉપરાંત નિવૃત્ત થયા પછી પણ "વડોદરામાં ચાલીસ વર્ષ" એ નામનું પુસ્તક પ્રકટ કરી તે દ્વારાએ રાજ્યના લગભગ તમામ ખાતાના આપના બહોળા અનુભવનો લાભ માર્ગદર્શક સૂચનાઓથી ઉભય રાજ્યસેવા અને પ્રજાસેવા કરનારને આપી તેવા ગ્રંથોની ખોટ ઘણા અંશે પૂરી પાડી છે. વળી વૃદ્ધાવસ્થામાં પણ યુરોપની મુસાફરી કરી ત્યાંના સ્થાનિક સ્વરાજ્યની સમાલોચના પ્રસિદ્ધ કરી છે. આવાં આપના સ્તુત્ય કાર્યથી આકર્ષાઈ અને તે ગ્રંથોના વાંચનથી મને પુસ્તક લખવાનો વિચાર સ્ફુરાયમાન થવાથી આ પુસ્તક આપનેજ આભારી છે એમ સમજી આ પુસ્તક આપને અર્પણ કરું છું.

# वंदे मातरम्

## મારી વ્હાલી જન્મભૂમિ વિસનગરને.

( સુંદર શિવ મંગળ ગુણ ગાઉં ઇશ્વરા—એ રાહ )

વંદન કરીએ અમારી ભૂમિ માતને,
ચરણમાં નમાવી શીષ જોડી હાથને, વંદન૦ ટેક.

અમૃતરસ પાઈ પ્રીતે નિત્ય પોષતી,
તાપ ટાઢ સહન કરીને ઉછેરતી,
શત્રુ માર ત્રાસથી સદા બચાવતી,
મનથી, તનથી, પ્રીતથી, સુખ કરતી, દુઃખહરતી, સાચવતી
આર્યબાળને, વંદન કરીએ અમારી ભૂમિ માતને. ૧

ધન્ય હો સહસ્ર વાર માત તુજને,
ઉપકાર નવ ગણાય બાળ જો ગણે,
એવફા જો બાળ થાય ધિક્ક તેહને,
મનને, તનને, ધનને, સુખવચને, શુધ્ધ બદને, તુજ ચરણે
અર્પીએ તને; વંદન કરીએ અમારી ભૂમિ માતને. ૨

હે પ્રભુ દયાળ હજો તારી સ્હાયતા,
ટાળ કાળના પ્રહાર કાપ આપદા,
માતને તું આપ મહાસુખ સર્વદા,
શાતા દાતા માતા, નિશદિવસે, શાંતિરસે, સ્થાયિ વસે,
માગીએ અમે, વંદન કરીએ અમારી ભૂમિ માતને. ૩

# પ્રસ્તાવના.



આ પુસ્તકની પહેલી આવૃત્તિ સન ૧૯૨૫માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. એટલે તે પછીના ૧૭ વરસમાં રાજકર્તામાં, રાજતંત્રમાં, રાજ્યની વસ્તીમાં, અને વિસનગરની પરિસ્થિતિમાં ફેરફાર થયેલો હોવાથી સન ૧૯૪૧ ની વસ્તીગણત્રી પૂરી થયા બાદ આ બીજી આવૃત્તિ લખવાનો પ્રયાસ મેં શરૂ કર્યો.

આ બીજી આવૃત્તિની પ્રસ્તાવનામાં પહેલી આવૃત્તિની પ્રસ્તાવના કરતાં કાંઈ ખાસ વિશેષ જણાવવા જેવું નહીં હોવાથી પહેલી આવૃત્તિની પ્રસ્તાવનાના ભાવાર્થમાં, છેલ્લા સત્તર વરસમાં થયેલા ફેરફાર અનુસાર યોગ્ય સુધારો વધારો કરી વાચકવર્ગ આગળ રજુ કરૂં તો તે અનુચિત નહીં ગણાય.

ઘણી વખત એવું બને છે કે આપણે પરદેશની ઝીણામાં ઝીણી વાત કરી તેના ઉપર લાંબી ટીકા કરવાને શક્તિવાન થઇએ છીએ. કલકત્તા, મુંબાઈ, મદ્રાસ, દિલ્હી વીગેરેની તો શું પણ ઠેઠ ન્યુયૉર્ક, બર્લીન, લંડન અને પેરીસની સુધરાઈઓના આવક જાવકના આંકડા જણાવી ભાપણો કરીએ છીએ, ત્યાંની વસ્તીગણત્રીના આંકડા ઉપર વિવેચન કરી ચડતી પડતીનું મૂળ શોધી કાઢીએ છીએ, પરરાજ્યની ધારાસભા, કારોબારી મંડળ અને સ્થાનિક સ્વરાજ્યની સભાના ઠરાવો વર્તમાનપત્રોમાં રસપૂર્વક વાંચી તેના ઉપર ટીકાઓ કરીએ છીએ, બીજા રાજ્યોના રાજા રજવાડાની વાતો અને શહેર, ગામ, નદીઓ, તળાવોનાં વર્ણન કરી ઇતિહાસ અને ભૂગોળનું જ્ઞાન જણાવીએ છીએ, કેળવણી વેપાર ઉદ્યોગ અને ખેતીવાડી ઉપર વિવેચન કરી સામાજિક અને આર્થિક સ્થિતિ ઉપર અવલોકન કરીએ છીએ, એમ આખી દુનિયાની વાતો જાહેર રીતે સભાોમાં અને ખાનગી રીતે મિત્રમંડળમાં કરીએ છીએ; પરંતુ જ્યારે પોતાના ગામની, આસ-

પાસેની, અને રાજ્યની હકીકત પુછવામાં આવે છે ત્યારે ઘણા ભાગે તે સંબંધી નકારમાંજ જવાબ મળે છે.

હિન્દુસ્થાનની મોટી ધારાસભામાં કે હિન્દી કૉંગ્રેસમાં જઇ મોટા પ્રશ્નો હાથમાં લઈ પોકારો કરવામાં આવે છે પણ પોતાના ગામના દુઃખની માહીતીજ હોતી નથી, પરદેશના દુઃખનિવારણનું ફંડ થાય તો બધા નાણાં ઉઘરાવવા નીકળે છે પણ પોતાના ગામનાં માણસો દુઃખમાં રીબાતાં હોય તેની પરવા હોતી નથી, પરદેશના સખ્ત કાયદાની બેડી તોડવા પ્રયત્ન થાય પણ પોતાના ગામના કાયદાથી લોકો ત્રાસ પામતા હોય તેની દરકાર હોતી નથી. આવી સ્થિતિ ઘણા સ્થળે જોઈએ છીએ અને અનુભવીએ છીએ. અલબત આ પ્રમાણે પરરાજ્યની હકીકતથી વાકેફગાર રહેવું અને પરરાજ્યના કામમાં આગળ પડતો ભાગ લેવો એ સારી વાત છે. પરંતુ તે કામની સાથે જો પોતાના ગામની અને રાજ્યની પરિસ્થિતિનું જ્ઞાન અને તે તરફ ધ્યાન હોય તો તે કામ બમણું દીપી ઉઠે છે એટલુંજ નહીં પરંતુ પારકાનું અને પોતાનું કલ્યાણ કરી શકાય છે.

આવા પ્રકારના વાતાવરણમાં આપણને–વડોદરા રાજ્યની પ્રજાને જાણવાનું મળી શકે તે માટે વડોદરા રાજ્યના નિવૃત્ત નાયબ દિવાન રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈએ માહીતી આપનારાં પુસ્તકો બહાર પાડી સારો પ્રયત્ન કરેલો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

વડોદરા રાજ્યમાં તમામ ખાતાઓના વાર્ષિક હેવાલો કેટલાક અંગ્રેજી અને કેટલાક ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થાય છે. સંવત ૧૯૬૨ ની સાલથી જ્યારથી વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની સ્થાપના થયેલી છે ત્યારથી પ્રજાજનોને અને તે સભાઓના સભાસદોને રાજ્યનાં ખાતાઓના હેવાલોની ઘણી આવશ્યકતા થઈ પડી છે, તેથી તમામ હેવાલો ગુજરાતી ભાષામાંજ પ્રકટ થાય તેવી પ્રજાજનો તરફથી સરકારને ધારાસભા દ્વારાએ સૂચનાઓ પણ કર-

વામાં આવે છે અને કેટલાક અંશે સરકારે તેનો સ્વીકાર પણ કરેલો છે. આવા હેવાલો જુદા જુદા હોવાથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓના સભાસદો અને પ્રજાસેવા કરનાર ગૃહસ્થો બધી માહીતી એકમાંથી મેળવી શકતા નથી તેથી ઘણી બાબતો જાણ બહાર રહી જાય છે અને એક બીજા સાથે સરખાવવાનું બની શકતું નથી. આ મુશ્કેલી ધ્યાનમાં લઈ રા. બા. ગોવિંદભાઈએ ચારે પ્રાંતની માહીતી આપનારાં સર્વસંગ્રહના પ્રાંતવાર ચાર ગ્રંથો ગુજરાતીમાં બહાર પાડયા છે અને સન ૧૯૨૪ માં બરોડા સ્ટેટ ગેઝેટીઅરના બે મોટા ગ્રંથો અંગ્રેજીમાં પ્રસિદ્ધ કર્યા છે. આ વાંચવાથી રાજ્યની તમામ હકીકત જાણવામાં આવે છે; આ પ્રમાણે તેમણે રાજ્યસેવાની સાથે પ્રજાસેવા પણ કરેલી છે અને તેમાંથી શોધી શોધીને પ્રજાને પોતાનું જાણવા માટે પુરતાં સાધનો પ્રજા આગળ મુકેલાં છે એમ હું માનું છું.

વળી તા. ૧૧-૬-૧૯૨૯થી નોકરીમાંથી નિવૃત્ત થયા પછી પણ "વડોદરામાં ચાળીસ વર્ષ" એ નામનું પુસ્તક પ્રકટ કરી રાજ્યસેવામાં પોતાને થયેલા ચાળીસ વર્ષના અનુભવો ઉપરથી રાજ્યસેવા કરનાર નાના અને ખાસ કરીને મોટા દરેક રાજ્યસેવકને ઉપયોગી થઇ પડે એવી અનુભવસિદ્ધ સૂચનાઓ કરેલી છે.

આ ઉપરાંત વૃદ્ધાવસ્થામાં યુરોપની મુસાફરી કરી ત્યાંના સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓનું અવલોકન કરી તથા યુરોપના સાંસારિક કુટુંબ જીવનની સમાલોચના કરી અંગ્રેજીમાં Four months in Europe નામનું પુસ્તક પ્રસિદ્ધ કરી વાચકવર્ગને લાભ આપેલો છે.

આ પ્રમાણે તેમના જીવનની રૂપરેખા ઉપર દષ્ટિ કરતાં તેમણે બની શકે તેટલી લોકોપયોગી સાહિત્યસેવા કરી છે. એવા એમના ગ્રંથો વાંચવાથી વિસનગર શહેરનું વૃત્તાંત લખવાનો વિચાર મને સ્ફુરી આવેલો, તેથી એમના ગ્રંથો, રાજ્યના અને રાજ્યના જુદા જુદા ખાતાના હેવાલો, વસ્તીગણત્રીનાં નિવેદન વીગેરે ઉપરથી વિસનગર

સંબંધી જે જે મને મળી આવ્યું તેમાંથી રાજ્યસેવા અને પ્રજાસેવા કરનારને તથા ધારાસભામાં, સુધરાઈમાં, પંચાયતમાં અને વડોદરા-રાજ્ય પ્રજામંડળમાં જોડાઈ કામ કરનારને પોતાના હમેશના કામમાં જેટલું જેટલું ઉપયોગી થઇ પડે તેટલું ગ્રહણ કરી આ પુસ્તકમાં દાખલ કરેલું છે.

વિસનગરની અને તે સાથે વડોદરારાજ્યની ઉત્પત્તિનો ઇતિહાસ, વડોદરારાજ્ય અને તેની સ્થિતિ, મેસાણાપ્રાંતની સામાન્ય હકીકત, વિસનગર મહાલ, વિસનગર કસ્બો અને તેની આસપાસનાં ગામો, સ્થળની માહીતી આપનાર કેટલાક નકશાઓ, વિસનગરની વીગતવાર વસ્તી, તેની ચડતી પડતી અને તેનાં કારણો, વિસનગર સુધરાઇની સવિસ્તર હકીકત, સંસ્થાઓ, દેવાલયો અને સાર્વજનિક ખાતાંઓ, રાજ્યવ્યવસ્થા, વેપાર અને ખેતીવાડી, પ્રજાની પરિસ્થિતિ, વીગેરે વીગેરે બાબતો આ "વિસનગર" પુસ્તકમાંથી વિસનગરની પ્રજા સ્વાભાવિક રીતે જાણવા માગે તેવી લગભગ તમામ બાબતોનો સમાવેશ કરેલો છે.

વળી વિસનગરના પ્રજાજનો પોતાનું શું છે અને પોતાની સ્થિતિ કેવી છે તે જાણી શકે, નવું જુનું સરખાવી શકે, બીજાઓ સાથે પોતાની તુલના કરી શકે, અને ભવિષ્યમાં સુધારો કરવા સાધન મળી શકે એવા ઉદ્દેશથી કોઇ કોઈ સ્થળે કોઈ કોઈ હકીકત ઉપર યોગ્ય સૂચનાઓ સાથે પ્રમાણિક વિવેચન પણ કરવામાં આવ્યાં છે, તેથી વિસનગરની પ્રજાની સેવા કરનાર સેવાભાવી સેવકો બધી તર-ફથી વાકેફગાર રહી શકે અને સરકારને, સુધરાઇને અને ધારાસભાને તથા તે સાથે મહાજનને અને પ્રજાકીય મંડળોને દાખલા દલીલો (facts and figures) સાથે યોગ્ય સુધારા સૂચવી શકે.

આ પુસ્તક તૈયાર કરવા માહિતી મેળવવામાં વિસનગરના કેટલાક વયોવૃદ્ધ અને અનુભવી પુરૂષો (તેમાંના લગભગ તમામ

દેવગત થયેલા છે), મારા મિત્રોએ અને જુદા જુદા ખાતાઓના અધિકારીઓએ મારો પ્રયાસ સફળ કરવામાં મારા પ્રત્યેના સ્નેહભાવથી મને જે કીમતી મદદ આપી છે તે માટે આ સ્થળે તેમનો અને સદ્‌ગત થયેલા પુરૂષોનો ઉપકાર માનું છું.

આ સ્થળે જણાવવાની રજા લઉં છું કે આ પુસ્તકની પહેલી આવૃત્તિની એક હજાર પ્રતો સન ૧૯૨૫ માં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તેની બે પ્રતો તે વખતના પુસ્તકાલય ખાતાના એસીસ્ટન્ટ ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝ **સ્વ૦ શ્રી મોતીભાઈ નરસીંહભાઈ અમીન** બી. એ. ને વડોદરે ભેટ તરીકે મોકલવામાં આવી હતી. તે પુસ્તક જોઇ એમને અત્યંત આનંદ પ્રાપ્ત થયો હતો. અને રૂબરૂમાં મળતાં તેમણે તે આનંદ વ્યક્ત કરતાં જણાવ્યું કે "હું પેટલાદનું આવું પુસ્તક આખા તાલુકાની હકીકત સાથેનું જોવાને કેટલાંક વર્ષોથી ઇચ્છા રાખી રહ્યો છું અને તે માટે જે કામ કરી શકે એવા લેખકોને તે સંબંધી યોગ્ય સૂચન પણ કરેલું, પણ કોઇ તરફથી અદ્યાપિ સુધી એવું પુસ્તક પ્રસિદ્ધ થયું નથી. તમારૂં પુસ્તક હું જોઇ ગયો છું. જે જે બાબતો હું લાવવા માગતો હતો તે તે તમામ બાબતો તમે સવિસ્તર જણાવી છે. અને આખા રાજતંત્રનો પૂરેપૂરો ખ્યાલ આપ્યો છે. આવા **વિસનગર** પુસ્તક જેવાં ચાળીસે મહાલનાં કસ્બાનાં પુસ્તકોની આવશ્યકતા છે."

ત્યાર બાદ શ્રી મોતીભાઇના સૂચન ઉપરથી બીલીમોરાના અને ગણદેવીના કેટલાક ગૃહસ્થોને આવું પુસ્તક લખવાની ઉત્કંઠા થવાથી રૂપરેખા જાણવા મારી પાસેથી પુસ્તકો પણ તેમણે મંગાવેલાં હતાં, પણ કોઇ પુસ્તક પ્રકટ થયેલું જણાતું નથી.

આ આવૃત્તિમાં આ વખતે વિસનગરની કેટલીક જાહેર સંસ્થાઓનાં મકાનોના અને તળાવ અને બાગ જેવા સુંદર દેખાવોનાં ચિત્રો તથા વિસનગરના ઉદાર શ્રીમંત ગૃહસ્થોએ વિસનગરની

જનતાને ઉપયોગી પારમાર્થીક કામો કરેલાં છે તેવાઓના ફોટાઓ જેટલા મને મળી શક્યા છે તેટલા આ પુસ્તકમાં દાખલ કર્યા છે. એવાં એકંદર આસરે પચાસ ચિત્રો સુંદર આર્ટપેપર ઉપર છપાવી આ પુસ્તકમાં મુક્યાં છે. પૂઠું પણ પાકું સુશોભિત કર્યું છે.

યુરોપીય યુદ્ધના કારણે કાગળની સખ્ત મોંઘવારીના લીધે આ પુસ્તકની પ્રસિદ્ધી માટે થોડાક માસ રાહ જોયેલી પરંતુ મોંઘવારીનો અસંભવ જણાયાથી વધુ રાહ નહીં જોતાં પુસ્તક છપાવવાનું કામ શરૂ કર્યું જે આજે પૂરૂં થઈ સુજ્ઞ વાચક વર્ગ આગળ સાદર કરવા પ્રભુકૃપાથી શક્તિમાન થયો છું.

આ પુસ્તકમાં દાખલ કરેલા આંકડા અને હકીકત વીગેરે વડોદરા રાજ્યનો સન ૧૯૪૧ ના જુલાઇ આખર સુધીનો કારોબારી હેવાલ (Baroda Administration Report), સન ૧૯૪૧ નો અંગ્રેજી સેન્સેસ રીપોર્ટ, તેમજ રાજ્યના બીજાં ખાતાઓના હેવાલો ઉપરથી દર્શાવેલાં છે. તેમાં જો કાંઇ ભૂલ અગર શરતચૂક થયેલી હોય અગર કાંઇ યોગ્ય સૂચના કરવા જેવી બાબત હોય તો તે વાચકવર્ગ તરફથી મને જણાવવામાં આવશે તો હું તેમનો આભારી થઇશ. મને આ પુસ્તક લખવામાં જેમણે મદદ કરી છે તેમનો હું ફરી ઉપકાર માનું છું.

વિસનગર
સંવત ૧૯૯૮ શ્રાવણ પૂર્ણિમા } મહાસુખભાઈ ચુનીલાલ.

---

# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું. (પૃષ્ઠ ૧ થી ૨૮)

### ગુજરાતના ઇતિહાસમાં વડોદરારાજ્ય અને વિસનગર—

## પ્રકરણ ૨ જું (પૃષ્ઠ ૨૯ થી ૯૧)

### વડોદરા રાજ્યનો વિસ્તાર, વસ્તી, રાજતંત્ર વીગેરે હકીકત—

## પ્રકરણ ૩ જું ( પૃષ્ઠ ૯૨ થી ૧૨૮ )

### મેસાણા પ્રાંતની હકીકત—



## પ્રકરણ ૪ થું ( પૃષ્ઠ ૧૨૯ થી ૧૪૭ )

### વિસનગર મહાલની હકીકત—

## પ્રકરણ ૫ મું (પૃષ્ઠ ૧૪૮ થી ૧૭૫)

### વિસનગર કસ્બાની હકીકત—



## પ્રકરણ ૬ ઠું (પૃષ્ઠ ૧૭૬ થી ૧૯૦)

### વિસનગરની વસ્તીની હકીકત—



## પ્રકરણ ૭ મું (પૃષ્ઠ ૧૯૦ થી ૨૨૫)

### વિસનગર સુધરાઈની હકીકત—

## પ્રકરણ ૮ મું (પૃષ્ઠ ૨૨૫ થી ૨૪૧)

### વિસનગરમાં મુલકી અને ન્યાયખાતાં—



## પ્રકરણ ૯ મું (પૃષ્ઠ ૨૪૨ થી ૨૬૬)

### માધ્યમિક કેળવણી–અંગ્રેજીશાળા—

## પ્રકરણ ૧૦ મું (પૃષ્ઠ ૨૬૭ થી ૨૮૧)

### પ્રાથમિક કેળવણી-ગુજરાતી શાળાઓ—



## પ્રકરણ ૧૧ મું (પૃષ્ઠ ૨૮૨ થી ૨૯૮)

### પુસ્તકાલયો, બાળમંદિર અને કીર્તિમંદિર—

## પ્રકરણ ૧૨ મું (પૃષ્ટ ૨૯૯ થી ૩૨૨)

### વિસનગરનાં દવાખાનાં—



## પ્રકરણ ૧૩ મું (પૃષ્ટ ૩૨૩ થી ૩૫૧)

### વિસનગરનાં જળાશયો-તળાવ, કુવા અને વાવો—



## પ્રકરણ ૧૪ મું (પૃષ્ટ ૩૫૨ થી ૩૬૩)

### વૉટર વર્ક્સ, ડ્રેનેજ અને વિજળી—

## પ્રકરણ ૧૫ મું (પૃષ્ઠ ૩૬૪ થી ૩૮૨)

વેપાર અને ખેતીવાડી—



## પ્રકરણ ૧૬ મું (પૃષ્ઠ ૩૮૩ થી ૪૧૬)

દેવસ્થાનો, ખાસ ધર્માદા સંસ્થાઓ અને સ્મશાનો—

## પ્રકરણ ૧૭ મું (પૃષ્ટ ૪૧૭ થી ૪૨૬)

### ધર્મશાળાઓ, સેનીટેરીયમ, ટાઉન હૉલ, બાગ વીગેરે—



## પ્રકરણ ૧૮ મું (પૃષ્ટ ૪૨૭ થી ૪૪૯)

### બીજી જાહેર સંસ્થાઓ—

# નકશા.

આ પુસ્તકની સાથે સંબંધ ધરાવતા છ નકશા પુસ્તકના આરંભની પહેલાં આ સાથે મુકવામાં આવ્યા છે તેની વીગત—

૧ **ગુજરાતનો નકશો**—તેમાં વડોદરારાજ્યનો પ્રદેશ બીજાં રાજ્યો સાથે કેવો ગુંથાયેલો છે અને તેમાં વિસનગરનું સ્થાન કયે ઠેકાણે છે તે બતાવેલું છે. (વાંચો પ્રકરણ પહેલું તથા બીજું પૃષ્ટ ૧ તથા ૨૯)

૨ **મેસાણા પ્રાંતનો નકશો**—તેમાં મેસાણાપ્રાંતના બાર મહાલો તથા રેલ્વેના સંબંધ બતાવેલા છે. (વાંચો પ્રકરણ ત્રીજું પૃષ્ટ ૯૨)

૩ **વિસનગર મહાલનો નકશો**—તેમાં વિસનગર મહાલની સરહદ તથા તેનાં ગામો, નદી, રેલ્વે વીગેરે બતાવેલાં છે. (વાંચો પ્રકરણ ચોથું પૃષ્ટ ૧૨૯).

૪ **વિસનગર કસ્બાનો નકશો**—તેમાં ગામઠાણ અને સીમનો પ્રદેશ તથા જળાશયો વીગેરે બતાવેલું છે. (વાંચો પ્રકરણ પાંચમું પૃષ્ટ ૧૪૮).

૫ **વિસનગર શહેરનો નકશો**—તેમાં શહેરના મુખ્ય રસ્તાઓ તથા કેટલાંક મથકો બતાવ્યાં છે. (વાંચો પ્રકરણ પાંચમું પૃષ્ટ ૧૪૯).

૬ **દેળીઆ તળાવનો નકશો**—તેમાં તળાવની સરહદો, આરા, ઘાટ, બેટ, ગરનાળાં, દેવાલયો, પાણી આવવાના રસ્તા, વેસ્ટવેર વીગેરે બતાવેલું છે. (વાંચો પ્રકરણ તેરમું પૃષ્ટ ૩૨૩).



ગુજરાતમાં વડોદરા રાજ્યનો નકશો. વાંચો પ્રકરણ ૧-૨



# વિસનગર મહાલનો નકશો.

## તેનાં ૫૬ ગામો સાથે




વાંચો પ્રકરણ ૪ થું. પૃષ્ઠ ૧૨૯

# દેળીઆ તળાવનો નકશો.




વાંચો પ્રકરણ ૧૩ મું. પૃષ્ટ ૩૨૩.



હેળીઆ તળાવના બેટ ઉપરથી દેખાતા, તળાવના કિનારે આવેલા જુદાજુદા ઘાટોનું દૃશ્ય

# વિસનગર

## અને

# વડોદરા રાજ્યની હકીકત.

## પ્રકરણ ૧ લું.

### ગુજરાતના ઇતિહાસમાં વડોદરારાજ્ય અને વિસનગર.

ગુજરાતમાં આવેલા વડોદરા રાજ્યના **મેસાણા પ્રાંત** ( સન ૧૯૩૧ના મે માસ સુધી **કડી પ્રાંત** એ નામ હતું ) માં **વિસનગર** શહેર આવેલું હોવાથી ગુજરાતનો ઇતિહાસ ટુંકામાં આપવાથી ઇતિહાસમાં તેનું સ્થાન કયે ઠેકાણે અને કયા સમયમાં છે તેનો કાંઇક ખ્યાલ આવશે.

મૂળ સંસ્કૃત શબ્દ "ગુર્જરરાષ્ટ્ર" ઉપરથી અપભ્રંશ "ગુજ-રાત" શબ્દ થયેલો છે. ગુર્જરોએ આ દેશ વસાવેલો હોવાથી તેનું નામ **ગુજરાત** પડ્યું. તેઓ હિન્દુસ્થાનના વાયવ્ય ખુણા તરફથી પંજાબ અને મારવાડના રસ્તે ગુજરાતના પ્રદેશમાં ઉતરી આવી વસ્યા હતા. ગુપ્તવંશની પડતીના વખતમાં ગુર્જર સરદારો સ્વતંત્ર થયા અને રાજ્ય કરવા લાગ્યા. ઇસ્વી સનની પૂર્વે ત્રીજા ચોથા સૈકામાં કાઠીઆવાડમાં મૌર્યવંશના રાજાઓનું રાજ્ય હતું; સૌરાષ્ટ્રમાં અશોક તરફથી નીમાયેલો સુબો જુનાગઢમાં રહી રાજ્ય કરતો હતો; અશોક પછી સૌરાષ્ટ્ર અને ગુજરાત ગ્રીક બાક્ત્રીઅન રાજાઓના તાબામાં આવ્યાં. એ રાજાઓનું રાજ્ય સો વરસ રહ્યું.

ત્યાર બાદ ઇંડોપાર્થીઅન વંશનું રાજ્ય થયું. તે વંશના રાજાઓ ગુજરાતમાં સુબાઓ મોકલતા, તે ક્ષત્રપ કહેવાતા; પાછળથી તેઓ

સ્વતંત્ર રાજાઓ થયા. તેમની રાજધાની માળવામાં હતી અને સુરત સુધી તેમણે સત્તા બેસાડી હતી, ત્રીજા ક્ષત્રપ રાજા રૂદ્રદામનનો એક અમલદાર ગુજરાત અને કાઠીઆવાડનો સુબો હતો.

ક્ષત્રપો પછી ગુપ્તવંશના રાજાઓ થયા. તેમની રાજધાની કનોજમાં હતી. સન ૨૫૭ માં એ વંશના રાજા ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે ભરૂચ સુધી આવી ગુજરાત અને કાઠીઆવાડ સર કર્યાં હતાં. ગુપ્તવંશના સેનાપતિ ભટાર્કે સન ૩૪૦ માં વલ્લભીપુર વસાવી વલ્લભી રાજ્યની સ્થાપના કરી હતી. વલ્લભીપુરનાં ખંડેરો કાઠીઆવાડમાં આવેલા વળા ગામ પાસે છે. સન ૬૧૪ સુધી ગુજરાત ઉપર વલ્લભીવંશના રાજાઓનો અમલ રહ્યો. એ વંશનો છેલ્લો રાજા શિલાદિત્ય હતો. તેની ઉપર સિથિઅન (હાલના કાઠી કહેવાય છે તે) લોકોએ ચડાઈ કરી તેનું રાજ્ય લઈ લીધું.

પછીથી વલ્લભીપુરમાંથી નાસી છુટેલા અગર એવા કોઈ રજપૂત સાહસિકે કચ્છના રણ પાસે રાધનપુર સંસ્થાનના તાબાનું **પંચાસર** ગામ છે ત્યાં પોતાની રાજધાની રાખી આસપાસના પ્રદેશ ઉપર પોતાનું રાજ્ય સ્થાપન કર્યું હતું. પંચાસરના આ રાજા ચાવડા વંશના હતા. સન ૬૯૬ માં જે રાજા હતો તેનું નામ જયશિખરી હતું.

આ વખતે કનોજ દેશના કલ્યાણી નગરમાં સોલંકી વંશનો ભૂવડ રાજા રાજ્ય કરતો હતો. જયશિખરીના રાજ્યની મોટાઈ અને કીર્તિ સાંભળી તેને જીતવા ભૂવડે તેના ઉપર ચડાઈ કરી. તેમાં જયશિખરી મર્યો. આ વેળા જયશિખરીની રાણી રૂપસુંદરી સગર્ભા હોવાથી તેને તેના ભાઈ સુરપાળ જોડે વનમાં મોકલી દેવી પડી. તેને મુકીને પાછા આવતાં માર્ગમાં પંચાસર જીતાયાના અને જયશિખરીના મરણના માઠા સમાચાર જાણી સુરપાળ સોરઠના ડુંગરોમાં ગયો. વનમાં રાણી રૂપસુંદરીનું રક્ષણ કોઈ ભીલડીએ કર્યું. વૈશાખ શુદ પુનમે રાણીને કુંવર અવતર્યો. રાજપુત્રનો જન્મ વનમાં થવાથી તેનું નામ વનરાજ પાડવામાં આવ્યું કુંવર ૬ માસનો થયો તે વારે

**શીલગુણસુરી** નામે જૈન યતિ ત્યાં આવ્યા. જયશિખરીની રાણી તથા કુંવર જાણી તે તેમને પોતાના ઉપાશ્રયે તેડી ગયા. અહીં વનરાજ ઉછર્યો. ઉમર લાયક થયો એટલે તે તેના મામા સુરપાળની મદદથી પંચાસરના સોલંકી રાજ્યકર્તાને ધણો પજવવા લાગ્યો. છેવટે તેણે હાલ **પાટણ** શહેર છે ત્યાં પોતાની રાજ્યગાદી સન ૭૪૬ માં (સંવત ૮૦૨ ના ચૈત્ર વદ ૨) સ્થાપન કરી. અણહીલ નામના ભરવાડે સંકટના સમયમાં વનરાજને મદદ કરી હતી તેથી તેના નામ ઉપરથી આ નવી રાજધાનીનું નામ અણહીલપુર આપવામાં આવ્યું.

પોતાનું તથા પોતાની માનું રક્ષણ શીલગુણસુરીએ કર્યું હતું તેની યાદગીરી માટે વનરાજે શીલગુણસુરી જે મૂર્તિની પૂજા કરતા હતા તે મૂર્ત્તિ સાથે તેમને અણહીલપૂરમાં લાવી રાખ્યા અને ત્યાં એક જૈનદેવાલય બંધાવી તેમાં તે મૂર્ત્તિની પ્રતિષ્ઠા કરી તેનું નામ **"પંચાસર પાર્શ્વનાથ"*** પાડયું. પ્રદક્ષિણા કરવાની ભમતીમાં પેસતાં

---

* આ સ્થળે જણાવવાની આવશ્યકતા છે કે પાટણના જૈનસંઘ તરફથી આ પંચાસરા પાર્શ્વનાથનું દેવાલય પાટણના વતની બાબુશ્રી પનાલાલજી પુનમચંદજીના વીલ અન્વયે તેમની બાદશાહી સખાવતથી ફરી બાંધવાનો નિર્ણય થવાથી દેરાસરની બધી પ્રતિમાઓને સંવત ૧૯૯૭ના શ્રાવણ વદ ૬ના દિવસે સવારે વિધિપૂર્વક ઉત્થાપન કરી વદ ૧૦ના રોજ સવારે જોડેના તપાગચ્છના મોટા ઉપાશ્રયમાં જુદી સવડ કરી પરોણા તરીકે પધરાવી છે અને આખું દેરૂં પાડી નાખી મેદાન કરવામાં આવ્યું છે. નવીન દેવાલયના ઍસ્ટીમેટ અને પ્લૅન પણ ઈજનેર મારફત તૈયાર કરવામાં આવ્યા છે અને તેનું ખાતમુહૂર્ત પણ સંવત ૧૯૯૮ના ફાગણ વદ ૫ ના રોજ બાબુશ્રી ભગવાનલાલજી પનાલાલજીના શુભ હસ્તે કરવામાં આવ્યું છે. દેવાલય તાકીદે તૈયાર થાય તેવી તજવીજ પણ ચાલુ છે. એમ જણાવવામાં આવ્યું છે કે આ દેવાલય (શિખરબંધ નહોતું) ઘણું જીર્ણ થયેલું હતું, પ્રતિમાની પૂંઠ શહેર તરફ હતી, અને ફરી બાંધવા માટે ઉપરોક્ત **શ્રીમંત** ગૃહસ્થની સારી સખાવતની અનુકૂળતા હતી વીગેરે કારણો લક્ષમાં લઈ શ્રી જૈનસંઘે ઉપર પ્રમાણે યોજના કરેલી સમજાય છે.

તરતજ ડાબા હાથે રાજછત્ર સહિત વનરાજની મૂર્તિ પધરાવેલી છે. શ્રીદેવી નામે વાણીઅણે પરોણાચાકરી કરી હતી માટે વનરાજે તેના હાથે રાજ્યાભિષેક વેળા તિલક કરાવ્યું અને ચાંપા નામનો વાણીઓ જે વનવાસમાં તેનો કારભારી હતો તેને મંત્રીશ્વર નીમ્યો અને તેની પછવાડે ચાંપાનેર વસાવ્યું. વનરાજ ૬૦ વર્ષ રાજ્ય કરી ૧૧૦ વર્ષનું લાંબુ આયુષ ભોગવી સન ૮૦૬ માં મરણ પામ્યો.

તે પછી સન ૮૦૬ થી ૯૪૨ સુધી યોગરાજ, ક્ષેમરાજ, ભુવડ, વીરસિંહ, રત્નાદિત્ય, અને સામંતસિંહ એ પ્રમાણે રાજા થયા. સામંતસિંહને પુત્ર નહીં હોવાથી તેના ભાણેજ મૂળરાજ સોલંકીને તેણે દત્તક લીધો હતો. મૂળરાજ રાજ્યલોભથી પોતાના મામાને મારી સન ૯૪૨ માં ગાદીએ બેઠો. ત્યારથી ગુજરાતમાં સોલંકીવંશનું રાજ્ય થયું.

મૂળરાજ સોલંકીએ અણહીલપુરના રાજ્યની આણ ચોતરફ ફેરવી હતી. તે મોટો શિવભક્ત હતો. મૂળરાજે અહીં ઉત્તર તરફના પ્રદેશમાંથી વિદ્વાન્ બ્રાહ્મણોને બોલાવી સિદ્ધપુર, શીહોર અને ખંભાત વસાવ્યાં. સિદ્ધપુરમાં રૂદ્રમાળનું દેરૂં બંધાવવાનું શરૂ કર્યું. તે પૂરૂં થતાં પહેલાં મૂળરાજ ૫૫ વર્ષ રાજ્ય કરી સન ૯૯૭માં મરણ પામ્યો.

મૂળરાજ પછી સન ૯૯૭ થી ૧૦૭૨ સુધી ચામુંડ, વલ્લભસેન, દુર્લભસેન અને ભીમદેવ ( પહેલો ) એમ ચાર રાજા થયા. તેમના વખતમાં મહમદ ગીઝની સોમનાથ ઉપર ચડી આવ્યો હતો. વલ્લભસેન તથા ભીમદેવ તેની સાથે લડયા છતાં સન ૧૦૨૪ માં મહમદ ગીઝની સોમનાથનું દેરૂં તોડી જીત મેળવી પાછો ગયો. ત્યાર પછી ભીમદેવે આવી રાજ્ય સંભાળી લીધું.

આ વખતે અજમેરના રાજા **વિશલદેવ ચહુઆણે** બીજા રજપૂત રાજાઓની સાથે મળીને મુસલમાનોએ જીતેલા ભાગો પાછા મેળવી તેમને હિન્દુસ્થાનમાંથી હાંકી કાઢવાનો પ્રયત્ન કર્યો, તેમાં ભીમદેવ ( પહેલો ) સામેલ થયો નહીં તેથી ભીમદેવને શિક્ષા કરવાની ખાતર વિશલદેવે ગુજરાત ઉપર ચડાઇ કરી. તેમાં ભીમદેવ હાર્યો અને

વિશલદેવ રાજાએ જે સ્થળે લડાઈ કરી જય મેળવ્યો તે સ્થળે પોતાના નામથી **વિશલનગર** ( હાલ **વિસનગર**-વિશલનગરનો અપભ્રંશ થયેલો શબ્દ **વિસનગર** છે ) શહેર સન **૧૦૨૪**ના **અરસામાં** વસાવ્યું. શહેર વસાવતી વખતે વાસ્તુ, યજ્ઞ, આદિ ક્રિયાઓ કરવા વડનગરથી નાગર બ્રાહ્મણોને બોલાવવામાં આવ્યા હતા; તેમના કામથી વિશલદેવ રાજા ઘણોજ સંતોષ પામ્યો, અને સારી દક્ષણા આપવાનું તેણે કહ્યું, પરંતુ નાગર બ્રાહ્મણોએ દક્ષણા લેવાની ના પાડી. પછી રાજાએ પાનના બીડામાં દક્ષણા આપી. આ પ્રમાણે દક્ષણા લેનારને વડનગરના બીજા નાગર બ્રાહ્મણોએ ન્યાતબહાર મુકી દીધા, તેથી તેઓ **વિસનગર**માં આવીને વસ્યા અને તે ત્યારથી વિસનગરા નાગર કહેવાયા. આ પ્રમાણે **વિશલદેવ રાજાએ વિસનગર વસાવ્યું.** ગામની બાંધણી ઉપરથી જણાય છે કે વિસનગરનો કોટ પણ વિશલદેવના વખતમાં જ થયેલો હોવો જોઇએ. ઍરેબીઅન નાઇટ્સના પુસ્તકમાં "રાજપુત્ર અહમદ અને પરીબાનુ"ની વાર્તામાં પાટણ અને **વિસનગર**નું વર્ણન આવે છે તે ઉપરથી અનુમાન થાય છે કે જે કાળમાં ઍરેબીઅન નાઇટ્સની રચના થઈ તે કાળમાં **વિસનગર** અસ્તિત્વમાં હોવું જોઇએ.

ભીમદેવના સમયમાં વિમળશા નામે મોટો ધનાઢ્ય શ્રાવક હતો, તેણે આબુ ઉપર દેલવાડામાં જગપ્રસિદ્ધ સુંદર કોતરણીવાળાં ભવ્ય નેમનાથ અને ઋષભદેવનાં જૈનદેવાલયો બંધાવ્યાં. વળી આરાસુર ઉપર કુંભારીઆમાં નેમનાથ વીગેરેનાં પણ મોટાં જૈનદેવાલયો બંધાવ્યાં.

ભીમદેવ ( પહેલા ) પછી સન ૧૦૭૨માં કરણ ગાદીએ આવ્યો; તેણે મોઢેરાનું દેવળ, અને કરણસાગર નામે મોટું તળાવ બંધાવ્યું. તેની રાણી મિનળદેવીએ ધોળકાનું મલાવ તળાવ અને વિરમગામનું મુનસર તળાવ બંધાવ્યાં.

કરણ પછી તેનો પ્રતાપી પુત્ર સિદ્ધરાજ જયસિંહ સન ૧૦૯૪માં ગાદીએ આવ્યો. સિદ્ધપુરનું મૂલ નામ શ્રીસ્થળ હતું પણ સિદ્ધ

ધાની ત્યાં લાવ્યો. તેના વખતમાં ડર બતાવી રજપૂતોની કન્યા બળાત્કારે પરણવા લાગ્યા અને રજપૂતોને વટલાવવામાં આવ્યા. તેમની એક જુદી ન્યાત થઇ અને તે ગોલે સલામ ( મૌલા ઇસ્લામ-ઇસ્લામી ધર્મ પાળનારા ) કહેવાયા. કેટલાક રજપૂતો જે બળવાન હતા તે ન વટલાયા અને તે કરાડીઆ કહેવાયા. તે વખતમાં સિદ્ધપુર અને બીજા ઠેકાણે બ્રાહ્મણો અને વાણીઆઓને વટલાવવામાં આવ્યા હતા તે વહોરા કહેવાયા. ત્યાર બાદ ત્રણ બાદશાહ પછી સન ૧૪૫૯ માં મહમદ બેગ ગાદી ઉપર આવ્યો. તે બહુ પ્રખ્યાત અને ધર્માભિમાની હતો. જુનાગઢ અને ચાંપાનેર એ બે જબરા ગઢ તેણે જીત્યા અને દ્વારકાના વિશ્વવિખ્યાત્ જગતમંદિરનો તેણે નાશ કર્યો. દક્ષિણની સ્વારી વખતે નવસારીના પારસી હાકેમ પાસેથી ખંડણી લીધી હતી. મહમદ બેગનો છોકરો વારંવાર વડોદરામાં આવીને રહેતો હતો અને જાતે પણ ત્યાં આવતો. તેણે એ શહેરનું નામ દોલતાબાદ પાડયું હતું. મહેમદાવાદ તેણે વસાવ્યું હતું. ગુજરાતના બાદશાહોના વખતમાં ગુજરાતની આવી સ્થિતિ બની રહી હતી.

ત્યાર બાદ સન ૧૫૭૩ માં અકબરે ગુજરાત જીતી લઈને ગુજરાતના સ્વતંત્ર મુસલમાની રાજ્યનો અંત આણ્યો, અને મુગલાઈ રાજ્યની શરૂઆત થઈ. મુગલ સુબાઓ ગુજરાતમાં રાજ્ય કરવા આવતા અને તેઓ ઘણી વખત પરસ્પર લડતા.

સત્તરમા સૈકામાં જે વખતે દીલ્હીની ગાદી ઉપર મુગલ બાદશાહ ઔરંગજેબ ( સન ૧૬૫૮ થી ૧૭૦૭ ) રાજ્ય કરતો હતો તે વખતે દક્ષિણમાં મહારાજા શિવાજી ( સન ૧૬૬૪ થી ૧૬૮૦ ) ની મરાઠી રાજ્યસત્તાનો ઉદય થયો. શિવાજીએ ગુજરાત ઉપર ચડાઇ કરી સન ૧૬૬૪ તથા ૧૬૭૦માં સુરત શહેર લીધું અને પુષ્કળ પૈસો મેળવ્યો.

સન ૧૬૮૦ માં શિવાજીનું મરણ થયું તે પછી સન ૧૭૦૨માં મરાઠા સરદારોએ ફરી સુરત લુટયું. આ પ્રમાણે મરાઠાના હુમલા ચાલુ રહ્યા. શિવાજીના પૌત્ર શાહુ મહારાજા (સન ૧૭૦૮ થી ૧૭૪૮)

ના સેનાપતિ ખંડેરાવ દાભાડેએ સન ૧૭૦૫ માં મુસલમાન લશ્કરને સખ્ત હાર આપી અને સન ૧૭૧૨ માં દીલ્હીના બાદશાહનો ખજાનો લઇને મહમદ ઇબ્રાહીમ તબ્રેજી સુરતથી ઔરંગાબાદ જતો હતો તેના ઉપર દાભાડેએ છાપો માર્યો, અને બધો ખજાનો લુટી લીધો. નીઝામરાજ્ય સ્થાપનાર અસોફજા અને સૈયદસુબા આલમઅલ્લીખાન વચ્ચે બાલાપુર આગળ સન ૧૭૨૦ માં લડાઈ થઈ, તેમાં દાભાડેએ આલમ અલીખાનને મદદ કરી હતી અને લડાઈ વખતે દાભાડેના લશ્કરમાં દામાજીરાવ ગાયકવાડ હતા તેમણે સારી બહાદુરી બતાવી હતી તેથી દાભાડેએ શાહુ મહારાજા આગળ તેમનાં બહુ વખાણ કર્યાં જેથી શાહુ મહારાજે દામાજીરાવ ગાયકવાડને **"સમશેર બહાદૂર"** નો ઇલ્કાબ આપ્યો અને સેનાધિપતિથી ઉતરતા દરજ્જાની પણ પદવી આપી.

બાલાપુરની લડાઈ પછી થોડા વખતમાં ખંડેરાવ દાભાડે મરણ પામ્યા, અને ત્યાર પછી થોડી મુદતમાં દામાજીરાવ ગાયકવાડ ગુજરી ગયા. ખંડેરાવ પછી સેનાપતિની જગા તેમના પુત્ર ત્ર્યંબકરાવને મળી અને દામાજીરાવ ગાયકવાડની જગા તેમના ભત્રિજા **પિલાજીરાવને મળી જે ગાયકવાડી રાજ્યના મૂળ સ્થાપક ગણાય છે.**

તે વખતે **સોનગઢ** મહેવાસી ભીલ લોકોના તાબામાં હતું, તેમની પાસેથી પિલાજીરાવે સન ૧૭૧૯ માં તેનો ડુંગર કબજે લઈ ત્યાં કીલ્લો બનાવ્યો, એજ ગાયકવાડ સરકારની ગાદીનું મૂળ સ્થાન છે. ત્યાર પછી **બાબી** પાસેથી **વડોદરા** જીતી લઇને **સન ૧૭૩૦ માં પિલાજીરાવે ગુજરાતમાં ગાયકવાડી રાજ્યની સ્થાપના કરી.**

પિલાજીરાવના પુત્ર દામાજીરાવ અને બાજીરાવ પેશ્વા વચ્ચે લડાઈ થઈ, તેમાં પેશ્વાની હાર થઈ, ફરી ભીલપુર આગળ લડાઈ થઈ તેમાં ત્ર્યંબકરાવ દાભાડેનું મરણ થયું અને સન ૧૭૩૧ માં પેશ્વાની સત્તા મરાઠા ઉપર માત્ર નામનીજ રહી. આ લડાઇમાંથી પરવારી પેશ્વા સતારે ગયા પરંતુ લડાઇથી તેમને સામાવાળાની ભારે દેહશત જણાઇ

તેથી તેમને શાંત પાડવાને મરનાર ત્ર્યંબકરાવ દાભાડેની જગા તેના બાળપુત્ર જસવંતરાવને આપી તેની માને તેની વાલી નીમી પિલાજીરાવ ગાયકવાડને તેનો મુતાલીક ઠરાવી "શમશેર બહાદૂર"ના ઇલકાબ ઉપરાંત "સેના ખાસ ખેલ"નો ઇલકાબ પિલાજીરાવને વધારી આપી ગુજરાતનો તમામ વહીવટ બાળ સેનાપતિની વતી પિલાજીરાવને સોંપ્યો.

સન ૧૭૩૧ માં ગુજરાતના સુબા શેર બુલંદખાનને મરાઠા સાથે કરેલા કોલ કરાર દીલ્હીના બાદશાહને પસંદ નહીં પડવાથી તેની જગો ઉપર જોધપુરના મહારાજા અભયસિંહની નીમણુક કરી. તેણે આવી શેર બુલંદખાન સાથે લડાઈ કરી, તેને હરાવી અમદાવાદનો કબજો પોતાને સ્વાધીન લીધો અને વડોદરા જીતી લઈ કેટલાક કીલ્લા હાથ કરી વડોદરાનો અધિકાર **બાબી મહમદ બહાદૂરખાન (શેરખાન)ને** સોપ્યા. આ વાતની પિલાજીરાવને ખબર પડતાંજ તેણે ચડાઈ કરી બાદશાહના કેટલાક મુખ્ય કીલ્લાઓ જીતી લીધા; આથી અભયસિંહે સન ૧૭૩૨ માં દગો કરી પિલાજીરાવના પ્રાણ લીધા; પણ તેની મુરાદ બર ન આવી. કારણ કે પિલાજીરાવના પુત્ર **દામાજીરાવે સન ૧૭૩૪ માં શેરખાન બાબી પાસેથી વડોદરા લઇ લીધું, ત્યારથી આજ પર્યંત વડોદરા ગાયકવાડના તાબે છે.** દામાજીરાવે બાબી પાસેથી ગુજરાતનાં ઘણાં શહેરો સર કર્યાં અને ગુજરાતના મુગલાઈ સુબા વીગેરેને પણ હંફાવ્યા; અને મુગલ રાજ્યની પડતીની શરૂઆત થઈ.

એ અરસામાં કેટલાક મુસલમાન ઉમરાવો પોતાનાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવા લાગ્યા. આ પૈકી **કમાલુદ્દીન બાબીએ** અમદાવાદનો કબજો લીધો પણ ગાયકવાડ અને પેશ્વા એકત્ર થઇને બાબીઓના બળને એવું દબાવ્યું કે બાબીઓને માત્ર પાટણ, **વિસનગર** અને વિજાપુરનો કબજો રાખી અમદાવાદ પાછું સોંપવાની ફરજ પડી. હવે પેશ્વાની હરીફાઈ નહીં રહેવાથી દામાજીરાવને ગુજરાતમાં પોતાનું રાજ્ય વધારવા સારી તક મળી. અમદાવાદથી **કમાલુદ્દીન** (બીજા)નું

પાટણ આવવું થયું ત્યાં તેમનું સન ૧૭૬૩ માં મરણ થયું. તેમની કબર-દરગાહ-હજુ પાટણમાં ભદ્રમાં છે.

દામાજીરાવે બાબીઓ ઉપર **વિસનગર** આગળ ચડાઈ કરી. આ વખતે કમાલુદ્દીનની જગાએ તેમના ભાઇ **જોરાવરખાન** હતા અને તેમની સાથે ગ્યાસુદ્દીન અને નજુમીયાં નામના તેમના ભત્રિજા હતા. **વિસનગરનો** બચાવ કરતી વખતે **જોરાવરખાનને** ગોળી વાગવાથી તે મરણ પામ્યા. તેમની કબર-દરગાહ-હજુ **વિસનગરમાં દેળીઆ તળાવના** આરા ઉપર છે. તેને ઉચો આરો અથવા જોરાવરખાનનો આરો કહેવામાં આવે છે.

જોરાવરખાન મરણ પામ્યા તો પણ તેમના ભત્રિજાએ વીસ મહીના સુધી મરાઠાના હુમલા સામે પોતાનો બચાવ કર્યો. **વિસનગરના દીપરાના દરવાજા** તરફ તેમના ઝનાનાનાં મકાનો હોવાથી તે દરવાજાને **બીબીપુરાનો** દરવાજો પણ કહેવામાં આવે છે "બીબીપુરૂ" શબ્દનો અપભ્રંશ "દીપરૂં" થયેલો છે. તે દરવાજાની અને કડા દરવાજાની બહાર લશ્કરને રહેવાનાં મકાનો હોવાના પૂરાવા તરીકે ઘણાં ખંડેરોનાં નિશાન હાલ મળી આવે છે.

મરાઠાના હુમલા ચાલુ રહેવાથી અને પોતાની પાસે મોટું લશ્કર નહીં હોવાથી ભત્રિજાએ થોડાક સ્વારો અને કાંકરેજના કોળી લોકોની મોટી સંખ્યા એકઠી કરી **વિસનગરના** કીલ્લામાં રહી પોતાનો બચાવ સારી રીતે કરી રહ્યા હતા, પણ અંદર અંદરના કજીઆ અને કુસંપના લીધે પોતાના લશ્કરે બળવો ઉઠાવ્યો. બાબીઓ સમજી ગયા કે હવે અંદરના કુસંપ અને કજીઆને લીધે ગાયકવાડ આગળ ચાલશે નહીં તેથી તે શરણે થયા. દામાજીરાવે ઉદારતાથી બાબીઓને પોતાની માલમીલકત પાટણ તેમજ **વિસનગર** વીગેરેમાંથી લઈ જવા દીધી અને માત્ર સમી, રાધનપુર અને પાસેનાં ત્રણ ચાર ગામ તેમને કબજે રાખી બાકીના ગામોનો કબજો લઇ લીધો.

જીથી બધા કંટાળ્યા હતા. ફત્તેહસિંહની કન્યા ગજરાબાઇ અને ગોવિંદરાવનો પુત્ર મુકુંદરાવ મલ્હારરાવ સાથે મળી ગયાં. મલ્હારરાવે લશ્કર ભેગું કરી ખુલ્લી રીતે બંડ જગાવ્યું. એણે જાહેર કર્યું કે રાવજીએ જુલમી કામો કર્યા છે, ગાયકવાડના કુટુંબના માણસોને હેરાન કર્યાં છે અને કાનોજીરાવના હક્કો છીનવી લીધા છે તે બધાને ન્યાય આપવા હું બહાર પડયો છું. મલ્હારરાવે સન ૧૮૦૧ માં **વિસનગર** અને વિજાપુર લીધાં. (**વિસનગરનો** કબજો લેતાં જે દરવાજેથી દાખલ થયા તેનું નામ **"ફત્તેહ દરવાજો"** રાખવામાં આવ્યું એમ કહેવાય છે.) તે દરવાજો હજુ કાયમ છે અને તેજ નામથી ઓળખાય છે. રાવજી આ સ્થિતિ જોઇ ઘણોજ મુંઝાયો. આ તકરારનો નીવેડો લાવવા માટે બંને તરફથી અંગ્રેજોની મદદ માટે માગણી થઈ. બંને પક્ષે કહ્યું કે ચોરાશી પરગણું તથા સુરતની ચોથ આપવા અમે ખુશી છીએ. ગજરાબાઇએ વળી ચીખલી આપવાની પણ ઇચ્છા બતાવી. મુંબઇના ગવર્નર ડંકને લાંબો વિચાર કરી કોઇનો પક્ષ ન લેતાં મેજર વૉકરને વડોદરે જઇ તપાસ કર્યા બાદ જે વ્યાજબી લાગે તે કરવા ફરમાવ્યું. કંઇ ટંટો ફીસાદ થવા ન પામે તે માટે તેની સાથે બે હજાર માણસનું લશ્કર મોકલ્યું. મેજર વૉકર તા. ૨૯–૧–૧૮૦૨ ના રોજ વડોદરે પહોંચ્યો અને તેણે આનંદરાવની મુલાકાત લીધી. તપાસ કરતાં તેને જણાયું કે મલ્હારરાવે કેવળ પોતાના સ્વાર્થ માટે બંડ ઉઠાવ્યું છે. **વિસનગર** અને વિજાપુર પચાવી પડયો છે તે આપતો નથી તેથી વચ્ચે પડવાની વાત પડતી મુકી અને મુંબઇથી વધુ લશ્કર આવતાંજ તેણે બાબાજીની સાથે જઈ કડી ઉપર ચડાઈ કરી. પ્રથમ તો અંગ્રેજોને પાછા હઠવું પડયું પણ આખરે મલ્હારરાવ હાર્યો અને તેનો બધો મુલક લઇ લેવામાં આવ્યો. અને તે વડોદરા રાજ્યની સાથે જોડી દેવામાં આવ્યો. મલ્હારરાવને નિમણુક બાંધી આપી નડીઆદમાં રાખ્યો પણ ત્યાંથી નાસી કાઠીઆવાડમાં જઈ ઠાકોરોને ભંભેરી સન ૧૮૦૩

આ પ્રમાણે સન ૧૭૬૬ માં પાટણ, **વિસનગર**, વિજાપુર, વડનગર તથા મેસાણાપ્રાંતનો ઘણો ભાગ ગાયકવાડના તાબે થયો.

આ પ્રમાણે મેસાણાપ્રાંતનો ભાગ મેળવી દામાજીરાવ સન ૧૭૬૬ માં મરણ પામ્યા. તેમના મરણ પછી તેમના બીજા પુત્ર ગોવિંદરાવે પેશ્વાને નજરાણું આપી પોતાનું નામ દાખલ કરાવ્યું, અને મોટાભાઈ સયાજીરાવ (પહેલા)નો હક ડુબાવ્યો. પાછળથી પેશ્વાએ ગાયકવાડી રાજ્યનું બળ કમી કરવાના હેતુથી ગોવિંદરાવનો હક રદ કરી સયાજીરાવનો હક કાયમ રાખ્યો અને તેમના મુતાલિક તરીકે ફત્તેહસિંહરાવને નીમ્યા. આથી બંને ભાઇઓ વચ્ચે વેર બંધાયું.

પેશ્વાનું ઉપરીપણું સ્વીકારવાથી ફત્તેહસિંહરાવને સન ૧૭૭૮માં વડોદરા રાજ્યનો કબજો મળ્યો. તેમના વખતમાં પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે લડાઈ થઇ, તેમાં ફત્તેહસિંહરાવે અંગ્રેજોને સારી મદદ કરી હતી. સન ૧૭૮૯ માં ફત્તેહસિંહરાવ સીડીએથી ઉતરતાં મરણ પામ્યા. તે પછી સઘળો રાજ્યકારભાર તેમના ભાઇ માનાજીરાવના હાથમાં આવ્યો. તેમણે સયાજીરાવ (પહેલા)ને ફરી ગાદી ઉપર બેસાડી તેના નામથી વહીવટ કરવા માંડ્યો. થોડા વખતમાં સયાજીરાવ અને માનાજીરાવ મરણ પામ્યા, તેથી સન ૧૭૯૩માં ગોવિંદરાવ ગાદીએ બેઠા.

ગોવિંદરાવના વખતમાં શેલુકર નામે પેશ્વાનો સુબેદાર અમદાવાદમાં આવ્યો, તેણે ઘણો કેર વર્તાવ્યો. તેથી ગોવિંદરાવે સન ૧૮૦૦ માં અમદાવાદમાંથી શેલુકરને પકડી પેશ્વાની સત્તા ઉઠાડી અને ગુજરાતમાં પેશ્વાનો ભાગ ઇજારે રાખ્યો. સન ૧૮૦૦ માં ગોવિંદરાવ મરણ પામ્યા, તે પછી તેમના મોટા પુત્ર આનંદરાવ ગાદીએ બેઠા.

આનંદરાવ નબળા મનના અને અફીણના વ્યસની હોવાથી બધો રાજ્યવહીવટ તેમનો દિવાન રાવજી કરતો હતો. ગોવિંદરાવના પુત્ર કાનોજીરાવના ઉપર બહુ જુલમ થાય છે તેમાંથી તેમને છોડાવવા માટે તથા આનંદરાવ ઉપર રાવજીની સત્તા ઘણી છે તે દૂર કરવા આનંદરાવનો પીતરાઈ કડીનો મલ્હારરાવ બહાર પડ્યા. રાવ-

ત્યાર પછી સન ૧૮૦૫ માં ગાયકવાડ અને અંગ્રેજ વચ્ચે સંપ અને મૈત્રી વધારવાના હેતુથી નવું તહનામું થયું. સન ૧૮૧૮ માં અંગ્રેજોએ પેશ્વાનું રાજ જીતી લીધું તેથી તેનો અધિકાર અને ગુજરાતનાં પરગણાંની ખંડણી વીગેરે અંગ્રેજને મળ્યાં.

સન ૧૮૧૯ માં સયાજીરાવ ( બીજા ) ગાદીએ આવ્યા. તેના વખતમાં અંગ્રેજ સાથે ખટપટ થવા લાગી. સન ૧૮૨૮ માં દીવાન વેણીરામ આદીતરામે મહારાજાને એમ શીખવ્યું કે રેસીડન્ટનું કહ્યું માનવું નહીં. આથી તકરાર વધી અને સન ૧૮૩૮ માં હિન્દુસ્થાન સરકારે મહારાજાને પદભ્રષ્ટ કરવામાં આવશે એવી ધમકી પણ આપવામાં આવી હતી. પછી સમાધાન થયું. સયાજીરાવે સન ૧૮૪૦ માં સતીનો રીવાજ બંધ કર્યો અને સન ૧૮૪૭ માં તે મરણ પામ્યા.

સયાજીરાવ ( બીજા )ના કૈલાસવાસ પછી તેમના વડીલપુત્ર ગણપતરાવ સન ૧૮૪૭ માં ગાદીએ આવ્યા. તેમના વખતમાં પણ તેમના દીવાન તાંબેકર અને રેસીડન્ટ ઔટ્રામ વચ્ચે અણબનાવ ચાલ્યો. રેસીડન્ટે સન ૧૮૫૧ માં વડોદરા ખટપટનો રીપોર્ટ બહાર પાડી મુંબઈ સરકાર વિરૂદ્ધ ટીકા કરી હતી તેથી તેને રેસીડન્ટની જગ્યા ઉપરથી દૂર કરવામાં આવ્યો. રેસીડન્ટ ઔટ્રામે ઇંગ્લેંડ જઈ તકરાર કરી, તેમાં તે ફાવ્યો અને ફરી રેસીડન્ટ નીમાયો. ત્યાર પછી સન ૧૮૫૪ માં વડોદરા રાજ્યનો સંબંધ મુંબઈ સરકાર સાથે તોડી નાખી ગવર્નર જનરલ સાથે જોડયો. ગણપતરાવે મુંબઈ, પુના ખાનદેશ વીગેરે સ્થળોએ મુસાફરી કરી હતી. ડાકોરથી જાત્રા કરી પાછા આવતાં મહી નદીના કીનારે સન ૧૮૫૬ માં મરણ પામ્યા. તેમના વખતમાં વડોદરા રાજ્યમાં રેલ્વે કરવાની અમુક સરતોએ બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે કંપનીને પરવાનગી આપવામાં આવી.

સન ૧૮૫૬ માં મહારાજા ખંડેરાવ ગાદી ઉપર આવ્યા. તેમના વખતમાં સન ૧૮૫૭માં અંગ્રેજ સરકારની સામે હિન્દુસ્થાનના ઘણા ભાગના લશ્કરી સીપાઈઓએ બળવો ઉઠાવ્યો હતો ત્યારે ખંડેરાવ

માં બંડ કરાવ્યું. ગાયકવાડ સરકાર તરફથી મુલકગીરી કરવાને જે ફોજ કાઠીયાવાડ ગઇ હતી તેની સાથે ઝપાઝપી થઈ. ધારી આગળ લડાઈ થઈ, તેમાં મલ્હારરાવ હાર્યો અને પાલીતાણાના ડુંગરોમાં ભરાયો, ત્યાં તે કેદ પકડાયો અને મરતાં સુધી અંગ્રેજોએ તેને મુંબાઈમાં કેદ રાખ્યો હતો. તેના પરાભવથી ગાયકવાડ સરકારને પાંચ લાખ રૂપીઆના ઉત્પન્નનો મુલક મળ્યો.

ગાયકવાડ સરકારે કાઠિયાવાડનો ઘણોખરો મુલક મેળવ્યો હતો તેની ખંડણીનો આંકડો નક્કી થયેલો નહીં હોવાથી દર સાલ ગમે તેટલો માગવામાં આવતો, મુલકગીરીની ફોજ વસુલ લેવા મોકલવામાં આવતી અને વસુલ લેતાં ઘણોજ જુલમ અને તોફાન થતાં. આથી તાલુકદારોએ અંગ્રેજ સરકારને મધ્યસ્થ તરીકે મદદ કરવા માગણી કરી. મેજર વૉકર આ તરફની હકીકતથી ઠીક વાકેફગાર હતો એટલે અંગ્રેજ સરકાર તરફથી આ કામ તેને સોંપાયું. તે સન ૧૮૦૭ માં લશ્કર સાથે કાઠીઆવાડમાં ગયો અને તેણે ખંડણીના આંકડા નક્કી કર્યા. આથી ગાયકવાડની ખંડણી આશરે ચાર લાખ રૂપીઆની થઇ.

મુંબઈના ગવર્નર ડંકનના હુકમ મુજબ મેજર વૉકરે વડોદરે આવી મલ્હારરાવનું બંડ શાંત પાડવામાં મદદ કરી હતી; એની જ મદદથી વડોદરામાં આરબોનું જોર કમી થઇ શક્યું હતું. આરબ લશ્કરનો પગાર બહુ ચડી ગયો હતો તેથી રાજ્યની ઉપજ તેમની મરજી મુજબ તેઓ જોર જુલમથી વસુલ કરી લેતા, તીજોરીમાં પૈસા નહોતા. આ કારણોથી આનંદરાવે અંગ્રેજોને પોણા બાર લાખ રૂપીઆની આવકનો મુલક સાનમાં આપીને તેમની પાસેથી નાણું લીધાં. આરબોએ જ્યારે ચડેલો પગાર લઇને જવાની ના પાડી ત્યારે અંગ્રેજોની મદદથી તેમને વડોદરાના કોટમાં ઘેરી લીધા. છેવટે તેઓ શરણે આવ્યા અને ચડેલો પગાર લઇ જવાને કબુલ થયા.

સહાયકારી લશ્કર ઉપર દેખરેખ રાખવા તથા અંગ્રેજી રાજ્યનું હીત જાળવવા મેજર વૉકરની પહેલા રેસીડન્ટ તરીકે નીમણુક થઈ.

**થયા.** આ વખતે તેમની વય ૧૨ વરસની હતી. તેમનો જન્મ તા. ૧૧-૩-૧૮૬૩ સંવત ૧૯૧૯ના ફાગણ વદ ૬ ના રોજ ખાનદેશ જીલ્લામાં નાસીક પાસે **કવલાના** નામે એક ગામમાં થયો હતો. તેમનું મૂળ નામ **ગોપાળરાવ** હતું. પિતાશ્રીનું નામ **શ્રી કાશીરાવ** ગાયકવાડ હતું. સન ૧૮૭૭ના બેસતા વરસે અંગ્રેજ સરકાર તરફથી શ્રીમંત મહારાજાને **"ફરઝંદે ખાસ-ઈ-દૌલતે ઇંગ્લીશીઆ"** નો ઇલ્કાબ મળ્યો હતો.

યોગ્ય વયે પહોંચતાં તા. ૨૮-૧૨-૧૮૮૧ ના પ્રભાતે શ્રીમંત મહારાજાએ રાજ્યની લગામ હાથમાં લીધી હતી. શ્રીમંત મહારાજા ગાદી ઉપર આવ્યા ત્યારથી લગભગ ૬ વર્ષ પર્યંત ઇંદોર સરકારની પરવાનગીથી સર ટી. માધવરાવને વડોદરાના દિવાન પદ ઉપર રાખી કામ લેવામાં આવ્યું હતું. શ્રીમંત મહારાજા સયાજીરાવના વખતમાં નીચે પ્રમાણે દીવાન થયા હતા—

**દાદાભાઈ નવરોજી** તા. ૪-૮-૧૮૭૪ થી તા. ૭-૧-૧૮૭૫ સુધી (શ્રીમંત મહારાજાના ગાદી ઉપર આવતા પહેલાં). શ્રીમંત ગાદી ઉપર આવ્યા ત્યારથી **રાજા સર ટી. માધવરાવ** કે. સી. એસ. આઇ. તા. ૧૦-૫-૧૮૭૫ થી ૨૮-૯-૧૮૮૨ સુધી. ખાન બહાદુર **કાઝી શાહબુદ્દીન** સી. આઇ. ઇ. ૨૯-૯-૧૮૮૨ થી ૩૧-૭-૧૮૮૬ સુધી. દીવાન બહાદુર **લક્ષ્મણ જગન્નાથ** વૈદ્ય ૧-૮-૧૮૮૬ થી ૩૦-૫-૧૮૯૦ સુધી. દીવાન બહાદુર **મણીભાઇ જસભાઇ** તા. ૩૧-૫-૧૮૯૦ થી ૨૧-૧૧-૧૮૯૫ સુધી. દીવાન બહાદુર એસ. **શ્રીનીવાસ રાઘવ આયંગર** સી. આઇ. ઇ. ૧૫-૭-૧૮૯૬ થી ૨-૧૦-૧૯૦૧ સુધી. દીવાન બહાદુર **આર. વી. ધામણસ્કર** ૩-૧૦-૧૯૦૧ થી ૩૦-૬-૧૯૦૪ સુધી. **કેરસાસ્પજી રૂસ્તમજી દાદાચાન્જી** ૧-૭-૧૯૦૪ થી ૨૮-૨-૧૯૦૯ સુધી. **રમેશચંદ્ર દત્ત** સી. આઇ. ઇ. આઈ. સી. એસ. ૧-૬-૧૯૦૯ થી ૩૦-૧૧-૧૯૦૯ સુધી. **સી. એન. સીડન** આઇ. સી. એસ. તા. ૧-૧૨-૧૯૦૯ થી

મહારાજાએ અંગ્રેજ સરકારને ઘણી મદદ કરી હતી. અંગ્રેજે બદલામાં ત્રણ લાખ રૂપીઆ જે દર વરસે રીસાલા ખરચ માટે અંગ્રેજને સયાજીરાવ (બીજા) ના વખતથી આપવા પડતા હતા તે હવેથી આપવા બંધ થયા અને બીજી ભેટો અંગ્રેજો તરફથી મળી. આ બંડ વખતે વાઘેરોએ બેટ તથા દ્વારકા લુટયાં હતાં પરંતુ તેમને હરાવી નસાડી મુકવામાં આવ્યા હતા. ખંડેરાવ મહારાજાએ મકરપુરામાં રાજમહેલ બંધાવી ત્યાં પોતાનું રહેવાનું રાખ્યું હતું. તેમના વખતમાં સેટલમેન્ટ ખાતું ઉઘડયું, અને ન્યાયખાતું સુધારવામાં આવ્યું, રાજયના કાયદા સુવ્યવસ્થિત કર્યા. તેમને મરદાની રમતનો, શીકારનો અને લશ્કરનો સારો શોખ હતો. સન ૧૮૭૦માં મકરપુરામાં તે મરણ પામ્યા. સન ૧૮૬૦ માં વડોદરા સુધી રેલ્વે થઈ.

મહારાજા ખંડેરાવના દેવગત થયા પછી તેમના નાના ભાઈ મલ્હારરાવ ગાદીએ આવ્યા. સન ૧૮૭૧ માં રાજયનો પૂર્ણ અખત્યાર તેમના હાથમાં આવ્યો. શરૂઆતમાં રાજયવ્યવસ્થા ઠીક ચાલી પણ પછીથી તેમની ગેરવર્તણુકના લીધે રાજ્યમાં ત્રાસ વ્યાપી રહ્યો. રેસીડન્ટને ઝેર આપવાની કોશીષમાં તેમનો હાથ છે એવો મલ્હારરાવ ઉપર આરોપ આવ્યાથી દેશી ગૃહસ્થો અને અંગ્રેજ અમલદારોનું કમીશન નીમાઈ તે મારફત તપાસ ચાલી; તેમાં મલ્હારરાવ મહારાજા જોકે નિર્દોષ ઠર્યા તો પણ રાજ્ય વહીવટની ખામી લક્ષમાં લઈ રાજ્ય ચલાવવા લાયક નથી એમ ઠરાવ્યું, અને તા. ૧૯-૪-૧૮૭૫ ના રોજ મલ્હારરાવને રાજ્યકારભાર ઉપરથી દૂર કરવામાં આવ્યા, અને મદ્રાસમાં નજરકેદ રાખવામાં આવ્યા.

પછી ખંડેરાવ મહારાજનાં પત્ની મહારાણી જમનાબાઈની વિનંતીથી મહારાણી વિક્ટોરીઆએ ગાયકવાડ કુટુંબમાંથી યોગ્યવારસ પસંદ કરી તમામ ચાલતા હક્કો સાથે ગાદી આપવા જાહેરનામું બહાર પાડ્યું, તે અન્વયે **તા. ૨૭-૫-૧૮૭૫ ના રોજ શ્રીમંત સયાજીરાવ (ત્રીજા) મહારાજા રાજયાસન ઉપર બિરાજમાન**

તા.૧૨-૫-૧૮૮૮,રાજકુમાર શિવાજીરાવનો જન્મ તા. ૩૧-૮-૧૮૯૦, રાજકુંવરી ઇન્દિરારાજાનો જન્મ તા. ૧૯-૨-૧૮૯૨ તથા રાજકુમાર ધૈર્યશીલરાવ ભાઉસાહેબનો જન્મ તા. ૩૧-૮-૧૮૯૩ના રોજ થયો હતો.

કર્મયોગે કૈલાસવાસી ફત્તેહસિંહરાવનાં વિધવા યુવરાણી શ્રીમતી **પદ્માવતીબાઇ** તા. ૧૦-૧૧-૧૯૧૯ માં લાલબાગ પૅલેસમાં વડોદરામાં દેવગત થયાં, તે પછી એજ અઠવાડીઆમાં તા. ૨૪-૧૧-૧૯૧૯ના રોજ યુવાવસ્થામાં રાજકુમાર શિવાજીરાવ ચાર દિવસની ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા, રાજજમાઈ શ્રી કુચબિહારના મહારાજા સર જીતેન્દ્ર નારાયણ ભૂપ બહાદુર કે. સી. એસ. આઈ. નો લંડનમાં તા. ૨૦-૧૨-૧૯૨૨ ના રોજ સ્વર્ગવાસ થવાથી રાજકુંવરી ઇન્દિરારાજાને વૈધવ્ય પ્રાપ્ત થયું અને તા. ૨૭-૮-૧૯૨૩ ના રોજ રાજકુમાર જયસિંહરાવનો યુવાન વયે યુરોપમાં ફ્લશીંગ ગામે કૈલાસ વાસ થયો. આવી રીતે શ્રીમંત મહારાજાને ઉત્તર અવસ્થામાં હૃદય ઉપર કૌટુમ્બિક આફતના કારી ઘા પડવામાં બાકી રહી નહોતી. કર્મગતિ બળવાન છે.

તા. ૨૮-૧૨-૧૯૦૬ ના રોજ રાજ્યકારભાર હાથ લીધે શ્રીમંત મહારાજા સયાજીરાવને પચીસ વર્ષ પૂરાં થવાથી તા. ૫-૩-૧૯૦૭ સંવત ૧૯૬૩ના ફાગણ વદ ૬ ને મંગળવારે પ્રભાતે તેમના જન્મ દિવસે (સંવત મિતિ પ્રમાણે) આખા રાજ્યમાં શ્રીમંત મહારાજાની **સીલ્વર જ્યુબિલી** ઉજવવામાં આવી હતી, તે હિસાબે ૫૦ વર્ષ ગણતાં એઓશ્રીની સુવર્ણ જ્યુબિલી સન ૧૯૩૧ માં ઉજવવી જોઇએ, પરન્તુ તેમ નહીં કરતાં એઓશ્રી તા. ૨૭-૫-૧૮૭૫ માં ગાદી નશીન થયા તે તારીખથી ૫૦ વર્ષ તા. ૨૭-૫-૧૯૨૫ના રોજ પૂરાં થતાં હોવાથી તે વર્ષમાં **સુવર્ણ જ્યુબિલી**નો મહોત્સવ તા. ૧૧-૧-૧૯૨૬ના રોજ આખા રાજ્યમાં ઉજવવામાં આવ્યો હતો.

ત્યાર બાદ દસ વર્ષ પછી એટલે કે તા. ૨૭-૫-૧૯૩૫ પછી રાજા અને પ્રજાને **હીરક મહોત્સવ** ઉજવવાનો અસાધારણ માંગ-

૩–૧–૧૯૧૨ સુધી. **બી. એલ. ગુપ્તા** સી. આઇ. ઇ. આઇ. સી. એસ. ૪–૧–૧૯૧૨ થી ૧૬–૩–૧૯૧૪ સુધી. **વી. પી. માધવરાવ** સી. આઇ. ઇ. ૧૭–૩–૧૯૧૪ થી ૭–૫–૧૯૧૬ સુધી. **સર મનુભાઇ** નંદશંકર મ્હેતા કે. સી. એસ. આઈ. એમ. એ. એલ એલ. બી. તા. ૯–૫–૧૯૧૬ થી તા. ૩૧–૧૨–૧૯૨૬ સુધી અને રા. બા. **વી. ટી. કૃષ્ણમાચાર્ય** બી. એ. એલ એલ. બી. કે. સી. આઈ. ઈ. તા. ૧૮–૨–૧૯૨૭ થી હાલ ચાલુ છે.

અંગ્રેજ સરકાર તરફથી શ્રીમંત મહારાજાને તા. ૩–૧૨–૧૮૮૭ ના રોજ જી. સી. એસ. આઇ. નો તથા તા. ૧–૧–૧૯૧૯ ના રોજ જી. સી. આઈ. ઈ.નો ઇલકાબ મળ્યો હતો.

શ્રીમંત મહારાજાની પ્રજાકલ્યાણની અભિલાષા પ્રમાણે દિવાન રમેશચંદ્રના વખતમાં (તે અમાત્યના હોદ્દા ઉપર હતા તે વખતમાં) રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓની, ધારાસભાની અને બીજા સુધારાઓની શરૂઆત થઇ, અને અંગ્રેજી રાજ્યના ધોરણે વડોદરા-રાજ્યબંધારણ થયેલું હોવાથી તે પ્રમાણે રાજ્યકારભાર શરૂ થયો.

શ્રીમંત મહારાજા સાહેબનું પ્રથમ લગ્ન મદ્રાસ ઇલાકાના તાંજોર વંશનાં કુંવરી શ્રીમતી **ચીમનાબાઇ** સાથે તા. ૬–૧–૧૮૮૦ના રોજ થયું હતું. તે લગ્નથી શ્રીમંત મહારાજાને ત્યાં ગાદીવારસ યુવરાજ **ફત્તેહસિંહરાવનો** જન્મ તા. ૪–૮–૧૮૮૩ ના રોજ થયો હતો. દૈવયોગે ફત્તેહસિંહરાવ ભરયુવાન વયમાં તા. ૧૪–૯–૧૯૦૮ ના રોજ એક પુત્ર ગાદીવારસ યુવરાજ **પ્રતાપસિંહરાવ** તથા બે પુત્રીઓ મુકી કૈલાસવાસી થયા. યુવરાજ પ્રતાપસિંહરાવનો જન્મ તા. ૨૯–૬–૧૯૦૮ ના રોજ થયો હતો.

મહારાણી શ્રી ચીમનાબાઇનો સ્વર્ગવાસ તા. ૭–૫–૧૮૮૫ ના રોજ થવાથી શ્રીમંત મહારાજાએ સન ૧૮૮૬ માં દેવાસ સ્ટેટના ઘાડગે કુટુંબનાં શ્રીમતી **ચીમનાબાઇ** સાથે બીજી વારનું લગ્ન કર્યું હતું. તે લગ્નથી શ્રીમંત મહારાજાને ત્યાં રાજકુમાર જયસિંહરાવનો જન્મ

તા.૧૨–૫–૧૮૮૮,રાજકુમાર શિવાજીરાવનો જન્મ તા. ૩૧–૮–૧૮૯૦, રાજકુંવરી ઇન્દિરારાજાનો જન્મ તા. ૧૯–૨–૧૮૯૨ તથા રાજકુમાર ધૈર્યશીલરાવ ભાઉસાહેબનો જન્મ તા. ૩૧–૮–૧૮૯૩ના રોજ થયો હતો.

કર્મયોગે કૈલાસવાસી ફત્તેહસિંહરાવનાં વિધવા યુવરાજ્ઞી શ્રીમતી **પદ્માવતીબાઇ** તા. ૧૦–૧૧–૧૯૧૯ માં લાલબાગ પૅલેસમાં વડોદરામાં દેવગત થયાં, તે પછી બેજ અઠવાડીઆમાં તા. ૨૪–૧૧–૧૯૧૯ના રોજ યુવાવસ્થામાં રાજકુમાર શિવાજીરાવ ચાર દિવસની ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારી ભોગવી સ્વર્ગવાસી થયા, રાજજમાઈ શ્રી કુચબિહારના મહારાજા સર જીતેન્દ્ર નારાયણ ભૂપ બહાદૂર કે. સી. એસ. આઈ. નો લંડનમાં તા. ૨૦–૧૨–૧૯૨૨ ના રોજ સ્વર્ગવાસ થવાથી રાજકુંવરી ઇન્દિરારાજાને વૈધવ્ય પ્રાપ્ત થયું અને તા. ૨૭–૮–૧૯૨૩ ના રોજ રાજકુમાર જયસિંહરાવનો યુવાન વયે યુરોપમાં ફ્લશીગ ગામે કૈલાસ વાસ થયો. આવી રીતે શ્રીમંત મહારાજાને ઉત્તર અવસ્થામાં હૃદય ઉપર કૌટુમ્બિક આફતના કારી ઘા પડવામાં બાકી રહી નહોતી. કર્મગતિ બળવાન છે.

તા. ૨૮–૧૨–૧૯૦૬ ના રોજ રાજ્યકારભાર હાથ લીધે શ્રીમંત મહારાજા સયાજીરાવને પચીસ વર્ષ પૂરાં થવાથી તા. ૫–૩–૧૯૦૭ સંવત ૧૯૬૩ના ફાગણ વદ ૬ ને મંગળવારે પ્રભાતે તેમના જન્મ દિવસે (સંવત મિતિ પ્રમાણે) આખા રાજ્યમાં શ્રીમંત મહારાજાની **સીલ્વર જ્યુબિલી** ઉજવવામાં આવી હતી, તે હિસાબે ૫૦ વર્ષ ગણતાં એઓશ્રીની સુવર્ણ જ્યુબિલી સન ૧૯૩૧ માં ઉજવવી જોઇએ, પરન્તુ તેમ નહીં કરતાં એઓશ્રી તા. ૨૭–૫–૧૮૭૫ માં ગાદી નશીન થયા તે તારીખથી ૫૦ વર્ષ તા. ૨૭–૫–૧૯૨૫ના રોજ પૂરાં થતાં હોવાથી તે વર્ષમાં **સુવર્ણ જ્યુબિલી**નો મહોત્સવ તા. ૧૧–૧–૧૯૨૬ના રોજ આખા રાજ્યમાં ઉજવવામાં આવ્યો હતો.

ત્યાર બાદ દસ વર્ષ પછી એટલે કે તા. ૨૭–૫–૧૯૩૫ પછી રાજા અને પ્રજાને **હીરક મહોત્સવ** ઉજવવાનો અસાધારણ માંગ-

લિક પ્રસંગ પ્રાપ્ત થયો હતો. આવો ૬૦ વર્ષનો હીરક મહોત્સવ (ડાયમંડ જ્યુબિલી) ઉજવવાનો ભાગ્યેજ પ્રસંગ આવે છે. અંગ્રેજ સરકારની ગાદી ઉપર મર્હુમ મહારાણી **વિક્ટોરીઆ** અને ગુજરાતની ગાદી ઉપર **રાજા વનરાજ** આ ઉત્સવ ભોગવવા ભાગ્યશાળી થયા હતા. આ વખતે શ્રીમંત મહારાજા યુરોપમાં હોવાથી તેમના આવ્યા બાદ આખા રાજ્યમાં તા. ૧-૧-૧૯૩૬ ના દિવસે બેસતા વર્ષે મોટા ઠાઠથી **હીરક મહોત્સવ** ઉજવવામાં આવ્યો હતો અને કાર્યક્રમ અગીઆર દિવસનો ગોઠવાયો હતો. સમગ્ર પ્રજા તરફથી અને રાજ્યની તથા પરરાજ્યની ઘણી ઘણી સંસ્થાઓ તરફથી આ અસાધારણ પ્રસંગે શ્રીમંત મહારાજાને માનપત્રો આપવામાં આવ્યાં હતાં.

આ માંગલિક પ્રસંગે રાજ્યના ઠાકોરો તરફથી શ્રીમંત મહારાજા સાહેબને ગાર્ડન પાર્ટીઓ આપવામાં આવી હતી. કેટલાક ભોજન સમારંભો પણ યોજાયા હતા તથા સરકાર તરફથી પણ દરબારો ભરાયા હતા, તેમાં તા. ૭-૧-૧૯૩૬ના દિવસે સવારે માનચાંદ આપવાનો લક્ષ્મી વિલાસ પેલેસમાં ભવ્ય દરબાર ભરવામાં આવ્યો હતો. આ પ્રસંગે સરકારી અમલદારો અને પ્રજાજનોએ કરેલી યોગ્ય રાજસેવાની કદર તરીકે શ્રીમંત મહારાજાએ પોતાના હસ્તે માનચાંદ પોષાકો સાથે એનાયત કર્યાં હતા. (અત્રે જણાવવાની રજા લઉ છું કે આ પ્રસંગે શ્રીમંત સરકારે મને **"રાજરત્ન"**નો **સુવર્ણચંદ્રક** એનાયત કર્યો હતો. એનાયત કરતી વખતે દિવાન સાહેબે અંગ્રેજીમાં જાહેર કર્યું હતું કે He has done good services in Dharasabha and Local Boards. He is an able writer—તેમણે ધારાસભામાં અને સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં સારી સેવા બજાવી છે, તે એક સારા લેખક છે).

આ પછી ત્રણ વર્ષના અંતરે એક ઘણોજ માઠો બનાવ બન્યો. તા. ૩૧-૧૦-૧૯૩૮ ના દિવસે શ્રીમંત મહારાજા યુરોપથી મુંબઈ આવ્યા અને શરીરમાં માંદગીએ પ્રવેશ કર્યો, તેથી વડોદરે નહીં

જતાં મુંબઇમાં પોતાના **જયમહાલ**માં રહ્યા. નિપુણાત ડૉકટરોની સારવાર હોવા છતાં માંદગી વધતી ગઇ અને વચ્ચે વળતું પાણી થવાની આશા બંધાઈ હતી છતાં માંદગીના સખ્ત હુમલાથી સન ૧૯૩૯ના ફેબ્રુઆરી માસની ૬ઠી તારીખે રાતના કલાક ૮–૪૦ મિનિટે તેમનો આત્મા આ ફાની દુનિયાનો ત્યાગ કરી ઉડી ગયો. તારદ્વારાએ આ માઠા સમાચાર દેશ પરદેશ ફેલાઈ ગયા. તેજ રાત્રે તેમના શવને સ્પેશીયલ ટ્રેનમાં લઈ જઈ **વિશ્વામિત્રી** સ્ટેશને બીજા દિવસે તા. ૭મી એ સવારે ૭ વાગે ઉતારી ત્યાંથી **લક્ષ્મીવિલાસ** પેલેસના નીચેના ભાગમાં નિકટના સગાસંબંધીઓના દર્શનાર્થે રાખવામાં આવ્યું.

પ્રાચીન કાળથી ચાલતા શિષ્ટાચાર અનુસાર રાજ્યગાદી ખાલી ન રહે તે માટે તરતજ સવારે નવ વાગે નવા મહારાજા **શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ**, રાજ્ય અમલદારો અને સરદારો વીગેરેની સાથે રાજ્યગાદીના દિવાનખાનામાં જઈ રાજ્યસિંહાસન ઉપર બિરાજમાન થયા અને નવા **મહારાજા શ્રીમંત પ્રતાપસિંહ ગાયકવાડ** ગાદીનશીન થયાનું જાહેર કરવામાં આવ્યું.

ત્યાંથી વરિષ્ટ ન્યાયાધીશ, સેનાપતિ, પોલીસ કમીશ્નર, નગરશેઠ વીગેરે શહેરના મધ્ય ભાગમાં માંડવી આગળ જઈ જાહેર પ્રજા સમક્ષ ઢુવાઈ વાંચી સંભળાવી નવા મહારાજા સાહેબના રાજ્યાસનની જાહેરાત કરવામાં આવી અને માંડવી ઉપરનો રાજ્યવાવટો ચડાવવામાં આવ્યો અને તોપોના ૨૧ અવાજ કરી માન આપવામાં આવ્યું. આમ રાજ્યારોહણની અને માનની વિધિ પૂરી થયા પછી રાજ્યવાવટો નીચે ઉતારવામાં આવ્યો.

તે પછી બપોરે શ્રીમંત મહારાજા **સયાજીરાવના મૃતદેહને** રાજ્ય પાલખીમાં પધરાવી મોટા સરઘસના રૂપમાં રાજ્યવૈભવના ઠાઠથી સ્મશાન યાત્રા કાઢવામાં આવી હતી. પાલખીની પાછળ અમલદારો, સરદારો, શેઠ શાહુકારો વીગેરે ચાલતા હતા. શહેરમાં પ્રજાજનો

દર્શન કરી આંસુ નાખતાં હતાં, એમ આખા શહેરમાં ગમગીની ફેલાઈ રહી હતી.

**કેદારેશ્વર**ની ભૂમિ કે જ્યાં રાજકર્તાઓને અગ્નિસંસ્કાર કરવામાં આવે છે ત્યાં સુખડની મોટી ચિતા ખડકી તેમાં શ્રીમંતના મૃતદેહને પધરાવી રાજ્યવૈભવના માન સાથે અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હતો. અંગ્રેજ સરકાર તરફથી માન આપવા રેસીડેન્ટે પણ લશ્કરી અમલદારો સાથે હાજરી આપી હતી. આ વખતે શ્રીમંતની વયના ૭૫ વર્ષોની નિશાની તરીકે એકેક મિનિટના અંતરે રાજ્ય તરફથી ૭૫ તોપો અને અંગ્રેજ સરકાર તરફથી પણ ૭૫ તોપો ફોડી અંતિમ માન આપવામાં આવ્યું હતું.

મહારાણી શ્રી **ચીમનાબાઈ**ને દિલાસો આપવા લક્ષ્મીવિલાસ પેલેસમાં અને શ્રીમંત **પ્રતાપસિંહ** મહારાજાને દિલાસો આપવા રીતસરના દરબાર રાખવામાં આવ્યા હતા. હિંદના ઘણા રાજાઓ દિલાસા અર્થે વડોદરે આવ્યા હતા.

તા. ૧૨–૨–૩૯ના દિવસે મૃતદેહની રાખને ખાસ સ્પેશીયલ ટ્રેનમાં **અલ્હાબાદ** લઈ જવામાં આવી હતી, જ્યાં પંડિત **મદન-મોહન માલવિયા** અને સર **તેજબહાદુર સપ્રુ**ની આગેવાની નીચે મોટું સરઘસ કાઢી માન સાથે રાખને **ગંગાજમનાના પવિત્ર જળમાં** પધરાવવામાં આવી હતી. આ પ્રસંગે અંગ્રેજ સરકાર તરફથી ૨૧ તોપો ફોડી માન આપવામાં આવ્યું હતું. **યુનિયન જેક** વાવટો અર્ધો નીચે ઉતારવામાં આવ્યો હતો.

ત્યાર બાદ તા. ૨૦–૨–૩૯ના રોજ સવારે નવ વાગે નજર બાગ મહેલમાં **ખરીતાનો દરબાર** ભરવામાં આવ્યો હતો. તેમાં નામદાર શહેનશાહ તરફથી રાજ્યાસન સ્વીકાર સંબંધી આવેલો ખરીતા પત્ર રેસીડેન્ટે વાંચી સંભળાવી શ્રીમંત મહારાજા પ્રતાપસિંહને સાદર કરી ૨૧ તોપોનું માન આપ્યું હતું.

તે પછી તેજ દિવસે સાંજે શ્રીમંત મહારાજા પ્રતાપસિંહે પ્રજાજોગ સંદેશો પાઠવી નીચે પ્રમાણે મુખ્ય હક્કો આપ્યા હતાઃ—

૧. જમીન મહેસુલમાં ત્રણુ આની કાયમને માટે ઓછી કરી.

૨. ધારાસભાના સભ્યોની સંખ્યામાં વધારો કરી તથા તેના હક્ક વિસ્તૃત કરવામાં આવ્યા.

૩. એક કરોડ રૂપીયાનું કાયમનું ટ્રસ્ટ કૈ૦ સયાજીરાવ મહારાજાના સ્મારક તરીકે પ્રજા ઉપયોગનાં કામ માટે બનાવ્યું.

કૈ૦ મહારાજાના અવસાન સંબંધી શોક તા. ૬–૪–૩૯ના રોજ પૂરો થતાં **શ્રીમંત મહારાજા પ્રતાપસિંહનો રીતસર રાજ્યારોહણનો** જાહેર મહોત્સવ તા. ૨૬–૪–૩૯ના દિવસે ઉજવવાનું નક્કી કરવામાં આવ્યું. અને એપ્રીલની તા. ૨૩ થી ૩૦ સુધીના જુદા જુદા કાર્યક્રમો વડોદરામાં અને આખા રાજ્યમાં ગોઠવવામાં આવ્યા.

તા. ૨૬ મીએ સવારે નવ વાગે લક્ષ્મીવિલાસ રાજમહેલમાં દરબાર હૉલમાં મહારાજા અને મહારાણી રૂપાના આસનો ઉપર બિરાજમાન થયાં. બ્રાહ્મણો મંત્રો ભણી આશીર્વાદ આપવા લાગ્યા અને તેમની ચારે બાજુએ મંત્રીઓ પવિત્ર ગંગાજળનો રાજદંપતીના મસ્તક ઉપર અભિષેક કરવા લાગ્યા અને બ્રાહ્મણોએ અભિષેક વિધિ કરી. આ વખતે ઘણા રાજાઓ અને તેમના પ્રતિનિધિઓએ હાજરી આપી હતી.

આ રાજ્યાભિષેકની વિધિ પૂરી થયા બાદ ૧૧ વાગે ગાદીવાળા હૉલમાં શ્રીમંત પધારી રીતસર રાજ્યાસન ઉપર બિરાજમાન થયા અને રાજ્ય તરફથી ૨૧ તોપોનું અને અંગ્રેજ સરકાર તરફથી ૨૧ તોપોનું માન આપવામાં આવ્યું. આ ઉપરાંત માનચાંદ નજરાણાં વીગેરેના દરબાર ભરવામાં આવ્યા હતા. તા. ૨૬મીની સાંજે રાજ્યની ધારાસભાના નવા અને જુના સભાસદો તરફથી શ્રીમંત **પ્રતાપસિંહ મહારાજાને** નજરબાગમાં ગાર્ડનપાર્ટી આપવામાં આવી હતી અને તે સાથે **માનપત્ર** આપવામાં આવ્યું હતું. તે માનપત્રની સાથે મારા

ક્ષામાં નિષ્ફળ નીવડયા. આ વખતે દાદાશ્રી સયાજીરાવની ઉંમર ૬૬ વર્ષની હોવાથી પોતાની ઉત્તરાવસ્થામાં રાજકારભારનું શિક્ષણ આપવામાં આવે તો સારૂં એમ સમજી તે શિક્ષણ આપવા દાદાશ્રીએ શરૂ કર્યું.

પ્રથમ મુલકી અને માપણી આકાર ખાતાની માહિતી આપવામાં આવી. તે બાબતની પરીક્ષામાં તે પાસ થયા. એ પ્રમાણે એ જ્ઞાન મેળવી તેઓશ્રીએ વડોદરા મહાલ વહિવટદાર તરીકે પ્રત્યક્ષ કામ કરી અનુભવ લીધો અને તે પછી નાયબ સુબા, સુબા, સરસુબા એમ ચઢતા દરજ્જાની જગોએ કામ કરી માહિતી મેળવી. સુરસુબાની જગ્યાએ કામ કરતી વખતે નામદાર મંત્રી મંડળના સભાસદ તરીકે પણ કામ કર્યું હતું.

ન્યાયખાતાનું જ્ઞાન આપવા ફોજદારી કાયદાનો અભ્યાસ કરાવ્યો. તે જ્ઞાન મેળવ્યા બાદ બીજા વર્ગના ફોજદારી ન્યાયાધીશનું ઈન્સાફી કામ કરાવ્યું. કૉલેજના પ્રોફેસરો પાસે અર્થશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રનું ઉચ્ચ શિક્ષણ અપાવી મોટા દરજ્જાની **કર્મસચિવ**ની જગ્યાએ તેમની નીમણુંક કરી હતી. આમ રાજકારભારની માહિતી મેળવ્યા બાદ જ્યારે લંડનમાં રાઉન્ડટેબલ કૉન્ફરન્સનું કામ ચાલતું હતું ત્યારે કૈ૦ શ્રીમંત મહારાજા તેમને સાથે લઈ ગયા હતા. અને ત્યાં કેવી રીતે રાજતંત્ર વીગેરે ચાલે છે તેનો અનુભવ કરાવ્યો.

તે પછી એમણે યુરોપના જુદા જુદા દેશોમાં દેશાટન કરી પરદેશોનું જ્ઞાન મેળવ્યું. ત્યાર બાદ રાજાની સત્તાનાં કામો કેવી રીતે થાય છે તેની માહિતી આપવા દાદાશ્રીએ તેમની પોતાના **પ્રાઈવેટ સેક્રેટરી** તરીકે રીતસર નીમણુંક કરી. તે હોદ્દાની રૂએ તેમને યુરોપમાં સાથે લઈ ગયા, અને જે જે રાજ્યના કામો રજુ થતાં હતાં તેનો નીકાલ કેવી રીતે કરવો વીગેરે બાબતોનો અભ્યાસ કરાવ્યો. એ રીતે સન ૧૯૩૪ થી દાદાશ્રીના અવસાન સુધી પ્રાઈવેટ સેક્રેટરી તરીકે કામ કરી એઓશ્રીની પાસેથી રાજ્યકારભારનું તમામ શિક્ષણ મેળવી તખ્તનશીન થયા છે.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહનું લગ્ન તા. ૪–૧–૨૯ના રોજ કોલ્હાપુરના સરદારશ્રી માનસીંગરાવ ઘોરપડેની કન્યા શ્રીશાન્તાદેવીની સાથે થયું. તે લગ્નથી તેમને પાટવીકુંવર શ્રી ફત્તેહસિંહનો જન્મ તા. ૨–૪–૩૦, કુંવરી મૃણાલિની દેવીનો જન્મ તા. ૨૫–૬–૩૧, કુંવરી પ્રમિલાદેવીનો જન્મ તા. ૧૭–૪–૩૩, કુંવરી સરલારાજેનો જન્મ તા. ૨–૯–૩૫, કુંવરી વસુંધરા રાજેનો જન્મ તા. ૧૬–૧૦–૩૬, કુંવર રણજીતસિંહનો જન્મ તા. ૮–૫–૩૮, કુંવરી લલિતા દેવીનો જન્મ તા. ૩–૧૨–૩૯ અને કુંવર શ્રી સંગ્રામસિંહનો જન્મ તા. ૬–૮–૪૧ના રોજ થયો છે. એ રીતે ત્રણ કુંવર અને પાંચ કુંવરીઓ છે.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ક્રિકેટ, ટેનીસ અને પોલો સારી રીતે રમી શકે છે. કેટલીક રમતોની હરિફાઈમાં એમણે ઇનામ મેળવ્યાં છે. ઇન્ડીયન ડેવીસ ટીમના કેપ્ટન તરીકે એઓ વિલાયત જવાના હતા પરન્તુ તા. ૬–૨–૩૯ની રાત્રે દાદાશ્રીનું અવસાન થવાથી રાજકારભારની જવાબદારી તેમના માથે આવી પડવાથી વિલાયત જવાનો વિચાર માંડી વાળવો પડયો હતો.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ યુવાન વયમાં પણ અણધારી કૌટુમ્બિક આફતોમાંથી મુક્ત રહી શકયા નથી. તા. ૭–૪–૪૦ના રોજ તેમના કાકાશ્રી ધૈર્યશીલરાવનું અચાનક કલકત્તામાં અવસાન થયું હતું. તેમના બનેવીશ્રી સાવંતવાડીના મહારાજા શ્રીમંત ખેમસાવંત બાપુસાહેબ ભોસલે તા. ૪–૭–૩૭ના દિવસે દેવગત થવાથી તેમનાં મોટાં બ્હેન શ્રીલક્ષ્મીદેવીને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું, અને તા. ૨૮–૧૧–૪૦ના રોજ તેમના બીજા બનેવી શ્રી કોલ્હાપુરના મહારાજા છત્રપતિ રાજારામ દેવલોક થવાથી તેમનાં બીજાં બ્હેન શ્રી ઇન્દુમતીને પણ વૈધવ્ય પ્રાપ્ત થયું હતું.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહને બનારસ યુનીવર્સીટી તરફથી તા. ૧–૧૨–૪૦ના દિવસે એલ. એલ. ડી. (ડૉકટર ઑફ લૉઝ) ની માનવંતી ડીગ્રી આપવામાં આવી છે. તથા સન ૧૯૪૧ના બેસતા

ક્ષામાં નિષ્ફળ નીવડયા. આ વખતે દાદાશ્રી સયાજીરાવની ઉમર ૬૬ વર્ષની હોવાથી પોતાની ઉત્તરાવસ્થામાં રાજકારભારનું શિક્ષણ આપવામાં આવે તો સારૂં એમ સમજી તે શિક્ષણ આપવા દાદાશ્રીએ શરૂ કર્યું.

પ્રથમ મુલકી અને આપણી આકાર ખાતાની માહિતી આપવામાં આવી. તે બાબતની પરીક્ષામાં તે પાસ થયા. એ પ્રમાણે એ જ્ઞાન મેળવી તેઓશ્રીએ વડોદરા મહાલ વહિવટદાર તરીકે પ્રત્યક્ષ કામ કરી અનુભવ લીધો અને તે પછી નાયબ સુબા, સુબા, સરસુબા એમ ચઢતા દરજ્જાની જગોએ કામ કરી માહિતી મેળવી. સુરસુબાની જગ્યાએ કામ કરતી વખતે નામદાર મંત્રી મંડળના સભાસદ તરીકે પણ કામ કર્યું હતું.

ન્યાયખાતાનું જ્ઞાન આપવા ફોજદારી કાયદાનો અભ્યાસ કરાવ્યો. તે જ્ઞાન મેળવ્યા બાદ બીજા વર્ગના ફોજદારી ન્યાયાધીશનું ઉન્સાફી કામ કરાવ્યું. કોલેજના પ્રોફેસરો પાસે અર્થશાસ્ત્ર અને રાજનીતિશાસ્ત્રનું ઉચ્ચ શિક્ષણ અપાવી મોટા દરજ્જાની **કર્મસચિવ**ની જગ્યાએ તેમની નીમણુંક કરી હતી. આમ રાજકારભારની માહિતી મેળવ્યા બાદ જ્યારે લંડનમાં રાઉન્ડટેબલ કૉન્ફરન્સનું કામ ચાલતું હતું ત્યારે કૈ૦ શ્રીમંત મહારાજા તેમને સાથે લઈ ગયા હતા. અને ત્યાં કેવી રીતે રાજતંત્ર વીગેરે ચાલે છે તેનો અનુભવ કરાવ્યો.

તે પછી એમણે યુરોપના જુદા જુદા દેશોમાં દેશાટન કરી પરદેશોનું જ્ઞાન મેળવ્યું. ત્યાર બાદ રાજાની સત્તાનાં કામો કેવી રીતે થાય છે તેની માહિતી આપવા દાદાશ્રીએ તેમની પોતાના **પ્રાઈવેટ સેક્રેટરી** તરીકે રીતસર નીમણુંક કરી. તે હોદ્દાની રૂએ તેમને યુરોપમાં સાથે લઈ ગયા, અને જે જે રાજ્યના કામો રજુ થતાં હતાં તેનો નીકાલ કેવી રીતે કરવો વીગેરે બાબતોનો અભ્યાસ કરાવ્યો. એ રીતે સન ૧૯૩૪ થી દાદાશ્રીના અવસાન સુધી પ્રાઈવેટ સેક્રેટરી તરીકે કામ કરી એઓશ્રીની પાસેથી રાજ્યકારભારનું તમામ શિક્ષણ મેળવી તખ્તનશીન થયા છે.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહનું લગ્ન તા. ૪-૧-૨૯ના રોજ કોલ્હાપુરના સરદારશ્રી માનસીગરાવ ઘોરપડેની કન્યા શ્રી**શાન્તાદેવી**ની સાથે થયું. તે લગ્નથી તેમને પાટવીકુંવર શ્રી ફત્તેહસિંહનો જન્મ તા. ૨-૪-૩૦, કુંવરી મૃણાલિની દેવીનો જન્મ તા. ૨૫-૬-૩૧, કુંવરી પ્રમિલાદેવીનો જન્મ તા. ૧૭-૪-૩૩, કુંવરી સરલારાજેનો જન્મ તા. ૨-૯-૩૫, કુંવરી વસુંધરા રાજેનો જન્મ તા. ૧૬-૧૦-૩૬, કુંવર રણજીતસિંહનો જન્મ તા. ૮-૫-૩૮, કુંવરી લલિતા દેવીનો જન્મ તા. ૩-૧૨-૩૯ અને કુંવર શ્રી સંગ્રામસિંહનો જન્મ તા. ૬-૮-૪૧ના રોજ થયો છે. એ રીતે ત્રણ કુંવર અને પાંચ કુંવરીઓ છે.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ ક્રિકેટ, ટેનીસ અને પોલો સારી રીતે રમી શકે છે. કેટલીક રમતોની હરિફાઈમાં એમણે ઈનામ મેળવ્યાં છે. ઈન્ડીયન ડેવીસ ટીમના કેપ્ટન તરીકે એઓ વિલાયત જવાના હતા પરન્તુ તા. ૬-૨-૩૯ની રાત્રે દાદાશ્રીનું અવસાન થવાથી રાજ્યકારભારની જવાબદારી તેમના માથે આવી પડવાથી વિલાયત જવાનો વિચાર માંડી વાળવો પડયો હતો.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહ યુવાન વયમાં પણ અણધારી કૌટુમ્બિક આફતોમાંથી મુક્ત રહી શકયા નથી. તા. ૭-૪-૪૦ના રોજ તેમના કાકાશ્રી ધૈર્યશીલરાવનું અચાનક કલકત્તામાં અવસાન થયું હતું. તેમના બનેવીશ્રી સાવંતવાડીના મહારાજા શ્રીમંત ખેમસાવંત બાપુસાહેબ ભોસલે તા. ૪-૭-૩૭ના દિવસે દેવગત થવાથી તેમનાં મોટાં બ્હેન શ્રીલક્ષ્મીદેવીને વૈધવ્ય પ્રાપ્ત થયું હતું, અને તા. ૨૮-૧૧-૪૦ના રોજ તેમના બીજા બનેવી શ્રી કોલ્હાપુરના મહારાજા છત્રપતિ રાજારામ દેવલોક થવાથી તેમનાં બીજાં બ્હેન શ્રી ઇન્દુમતીને પણ વૈધવ્ય પ્રાપ્ત થયું હતું.

શ્રીમંત મહારાજા પ્રતાપસિંહને બનારસ યુનીવ ... તરફથી તા. ૧-૧૨-૪૦ના દિવસે એલ. એલ. ડી. (ડૉકટર ... માનવંતી ડીગ્રી આપવામાં આવી છે. તથા સન

વર્ષે નામદાર બ્રીટીશ સરકાર તરફથી G. C. I. E. (Grand Commander of the Indian Empire) નો માનવંતો ઈલ્કાબ આપવામાં આવ્યો છે.

પ્રભુ એઓશ્રીને અને રાજ્યકુટુંબને દીર્ઘાયુષ અને સુખશાન્ત આપે અને ગાદી અમર તપે. તથાસ્તુ.

## વડોદરારાજ્યના રાજ્યકર્તાઓ.

| રાજાનાં નામ. | ક્યાંથી ક્યાં સુધી રાજ કર્યું. | કેટલાં વર્ષ. |
|---|---|---|
| ૧ પિલાજીરાવ | સન ૧૭૨૧–૧૭૩૨ | ૧૧ |
| ૨ દામાજીરાવ | ૧૭૩૨–૧૭૬૮ | ૩૬ |
| ૩ સયાજીરાવ (પહેલા) (ફત્તેહસિંહરાવ મુતાલિક) | ૧૭૬૮–૧૭૭૮ | ૧૦ |
| ૪ ફત્તેહસિંહરાવ (મુતાલિક મટી રાજા થયા) | ૧૭૭૮–૧૭૮૯ | ૧૧ |
| ૫ સયાજીરાવ (પહેલા) (ફરીને રાજા થયા. માનાજીરાવ મુતાલિક) | ૧૭૮૯–૧૭૯૩ | ૪ |
| ૬ ગોવિંદરાવ. | ૧૭૯૩–૧૮૦૦ | ૭ |
| ૭ આનંદરાવ | ૧૮૦૦–૧૮૧૯ | ૧૯ |
| ૮ સયાજીરાવ (બીજા) | ૧૮૧૯–૧૮૪૭ | ૨૮ |
| ૯ ગણપતરાવ | ૧૮૪૭–૧૮૫૬ | ૯ |
| ૧૦ ખંડેરાવ | ૧૮૫૬–૧૮૭૦ | ૧૪ |
| ૧૧ મલ્હારરાવ | ૧૮૭૦–૧૮૭૫ | ૫ |
| ૧૨ સયાજીરાવ (ત્રીજા) | ૧૮૭૫–૧૯૩૯ | ૬૪ |
| ૧૩ પ્રતાપસિંહ | ૧૯૩૯ ચાલુ છે. | |

# પ્રકરણ ૨ જું

## વડોદરા રાજ્યનો વિસ્તાર, વસ્તી, રાજતંત્ર, આર્થિક પરિસ્થિતિ અને સામાન્ય પ્રજાકીય હકીકત.

વડોદરા રાજ્યનું એકંદર ક્ષેત્રફળ ૮૧૭૬ ચોરસ માઈલનું છે. અને સન ૧૯૪૧ ની વસ્તી ગણત્રી પ્રમાણે તેની વસ્તી ૨૮૫૫૦૧૦ છે. રાજ્યની કુલ ઉપજ આશરે સવા બે કરોડ રૂપીયાની છે અને ખરચ આશરે બે કરોડ રૂપીયાનું છે.

હિંદુસ્તાનના મુંબઈ ઈલાકાના ગુજરાત પ્રદેશમાં જુદા જુદા ભાગમાં વડોદરા રાજ્યનો પ્રદેશ વહેંચાઈ ગયેલો છે. તેના મુખ્ય પાંચ ભાગ પાડવામાં આવ્યા છે જેને પ્રાંત કહેવામાં આવે છે. ૧ મેસાણા પ્રાંત, (સને ૧૯૩૧ થી કડીપ્રાંત નામ બદલી મેસાણા પ્રાંત રાખેલું છે.) ૨ વડોદરા પ્રાંત, ૩ નવસારી પ્રાંત, ૪ અમરેલી પ્રાંત, અને ૫ ઓખામંડળ પ્રાંત. (સન ૧૯૨૦ થી અમરેલી પ્રાંતમાંથી ઓખામંડળનો ભાગ જુદો ગણી તેને ઓખામંડળ પ્રાંત નામ આપેલું છે).

મેસાણા પ્રાંત ગુજરાતના ઉત્તર ભાગમાં, વડોદરા પ્રાંત ગુજરાતના મધ્ય ભાગમાં, નવસારી પ્રાંત ગુજરાતના દક્ષિણ ભાગમાં, અમરેલી પ્રાંત કાઠીયાવાડમાં અને ઓખામંડળ પ્રાંત સૌથી નિરાળો છે, તે કાઠીયાવાડની છેક પશ્ચિમે અરબી સમુદ્ર ઉપર આવેલો છે. એ રીતે પાંચે પ્રાંતો એક બીજાથી જુદા અને બીજાં રાજ્યોના પ્રદેશો સાથે ફુલગુંથણીની માફક ગુંથાઈ ગયેલા છે. માત્ર મેસાણા

## વડોદરા રાજ્યની સન ૧૮૭૨ થી ૧૯૪૧ સુધી પ્રાંતવાર વસ્તીનું કોષ્ટક.

| પ્રાંત | સન. ૧૮૭૨ | સન. ૧૮૮૧ | સન. ૧૮૯૧ | સન. ૧૯૦૧ | સન. ૧૯૧૧ | સન. ૧૯૨૧ | સન. ૧૯૩૧ | સન. ૧૯૪૧ |
|---|---|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | ૧૧૬૨૭૪ | ૧૦૬૫૧૨ | ૧૧૬૪૨૦ | ૧૦૩૭૯૦ | ૯૯૩૪૫ | ૯૪૭૧૨ | ૧૧૨૮૬૦ | ૧૫૩૩૦૧ |
| વડોદરા પ્રાંત | ૬૩૧૧૬૩ | ૬૫૪૯૮૯ | ૭૦૦૬૦૩ | ૫૪૦૨૮૧ | ૫૮૭૫૫૫ | ૬૧૨૮૦૦ | ૭૧૧૪૮૧ | ૮૦૬૧૧૫ |
| મેસાણા પ્રાંત | ૮૫૦૩૨૫ | ૯૮૮૪૮૭ | ૧૦૯૮૭૪૨ | ૮૩૪૭૪૪ | ૮૩૨૧૬૨ | ૯૦૦૫૭૮ | ૧૦૧૦૦૦૭ | ૧૧૭૫૦૯૭<br>પેથાપુર-૫૪૪૪ |
| નવસારી પ્રાંત | ૨૪૧૨૫૫ | ૨૮૭૫૪૯ | ૩૧૯૪૪૩ | ૩૦૦૪૪૧ | ૩૩૫૪૬૭ | ૩૪૦૩૭૨ | ૪૦૪૩૭૭ | ૪૬૫૯૨૩ |
| અમરેલી પ્રાંત | ૧૩૯૪૨૮ | ૧૨૧૨૧૨ | ૧૫૩૨૮૩ | ૧૪૬૧૩૨ | ૧૫૨૮૭૧ | ૧૫૨૫૮૫ | ૧૭૩૯૪૮ | ૨૦૬૫૪૩ |
| ઓખામંડળ | ૧૯૧૫૩ | ૨૩૪૦૯ | ૨૬૯૦૫ | ૨૭૩૦૪ | ૨૫૩૯૮ | ૨૫૪૭૫ | ૩૦૩૩૪ | ૪૨૫૮૭ |
| કુલ | ૧૯૯૭૫૯૮ | ૨૧૮૨૧૫૮ | ૨૪૧૫૩૯૬ | ૧૯૫૨૬૯૨ | ૨૦૩૨૭૯૮ | ૨૧૨૬૫૨૨ | ૨૪૪૩૦૦૭ | ૨૮૫૫૦૧૦ |

ઉપરના આંકડાઓ ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે કે સન ૧૮૭૨ થી સન ૧૮૯૧ સુધીના બે દસકામાં રાજ્યના બધા પ્રાંતોમાં વસ્તીનો વધારો થયેલો છે. તે પછીના બે દસકામાં માત્ર નવસારી પ્રાંતમાં જ વસ્તીનો વધારો થયેલો જણાય છે. અમરેલી પ્રાંતમાં સરખી રહેલી છે, અને વડોદરા પ્રાંતમાં તથા મેસાણા પ્રાંતમાં મોટો ઘટાડો થયેલો જણાય છે. તાવ, પ્લેગ, ઇન્ફ્લ્યુએન્ઝા અને કૉલેરા જેવા ભયંકર રોગોના ઉપરા ઉપરી હુમલાઓ અને દુકાળે ઘણી વસ્તીનો નાશ કરી મુકેલો હતો. સન ૧૯૨૧ થી વત્તા ઓછા પ્રમાણમાં વસ્તીની વૃદ્ધિ થયેલી દષ્ટિગોચર થાય છે, અને છેલ્લા બે દસકામાં વસ્તીમાં સારો વધારો થયેલો છે, તેથી સંતોષ પામવા જેવું છે. ચડતી પડતીના ધોરણે પડતી પછી ચડતી થવા લાગી છે. છેલ્લા વસ્તી પત્રકમાં આખા હિંદુસ્તાનના આંકડા જોતાં લગભગ તમામ રાજ્યોમાં એકસરખો વધારો જોવામાં આવે છે. હિંદુસ્તાનની કુલ વસ્તી જે સન ૧૯૨૧ માં ૩૨॥ કરોડની હતી, તે સન ૧૯૩૧ માં વધીને ૩૩॥ કરોડની થઈ અને સન ૧૯૪૧ માં હાલ વધીને ૩૮॥ કરોડની થયેલી છે.

**ધર્મ પ્રમાણે વસ્તી**—આખા રાજ્યની પાંચે પ્રાંતની વસ્તીની સંખ્યાનું પ્રમાણ, તેમજ ધર્મ પ્રમાણે પાંચે પ્રાંતની વસ્તીનું પ્રમાણ એક બીજાથી મળતું આવતું નથી. વસ્તી પત્રકમાં ધર્મના ભેદ ઘણા નહીં રાખતાં હિન્દુ, જૈન, મુસલમાન, ખ્રીસ્તી, પારસી, શીખ, ટ્રાઈબલ (tribal) અને બીજા એમ આઠ ભેદ રાખેલા છે. સન ૧૯૨૧ ના સેન્સેસમાં અનાર્યનો ભેદ રાખેલો હતો પરંતુ સન ૧૯૪૧ ના સેન્સેસમાં તે ભેદ કમી કરેલો છે. કેટલાક જ્ઞાતિના ભેદ સ્પષ્ટ સમજાઈ શકે તેવા નથી.

સન ૧૯૪૧ ની છેલ્લી વસ્તી ગણત્રી પ્રમાણે પાંચે પ્રાંતની વસ્તી ધર્મ પ્રમાણે નીચેના કોષ્ટકમાં બતાવી છે, તે ઉપરથી કયા કયા પ્રાંતમાં, કયા કયા ધર્મની, કેટલી વસ્તી છે તે સમજાશે—

## રાજ્યમાં ધર્મ પ્રમાણે પ્રાંતવાર વસ્તીનું કોષ્ટક (અંગ્રેજી સેન્સેસ રીપોર્ટ પૃષ્ટ ૬૬–૬૭ પ્રમાણે).

| પ્રાંતનું નામ | હિન્દુ | જૈન | મુસલમાન | શીખ | પારસી | ખ્રીસ્તી | ટ્રાઇબલ tribal | બીજાઓ | કુલ |
|---|---|---|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | ૧૨૪૨૬૧ | ૨૮૪૮ | ૨૩૫૮૮ | ૨૯૧ | ૫૪૧ | ૧૭૩૧ | ૦ | ૪૧ | ૧૫૩૩૦૧ |
| વડોદરા પ્રાંત | ૭૨૪૬૯૮ | ૯૮૨૬ | ૬૫૮૭૦ | ૬૬ | ૬૦ | ૫૪૪૦ | ૧૫૪ | ૧ | ૮૦૬૧૧૫ |
| મેસાણા પ્રાંત | ૧૦૬૯૮૦૫ | ૨૬૭૮૦ | ૭૮૦૮૬ | ૧૩૨ | ૧૧૦ | ૧૭૯ | ૦ | ૫ | ૧૧૭૫૦૯૭ |
| નવસારી પ્રાંત | ૪૨૧૨૦૭ | ૩૧૫૬ | ૩૧૦૩૬ | ૪૮ | ૬૧૮૫ | ૨૦૨૯ | ૨૨૪૧ | ૨૧ | ૪૬૫૯૨૩ |
| અમરેલી પ્રાંત | ૧૮૬૧૮૦ | ૩૮૧૭ | ૧૬૫૨૬ | ૧૪ | ૪ | ૨ | ૦ | ૦ | ૨૦૬૫૪૩ |
| ઓખામંડળ | ૩૪૧૪૮ | ૧૩૩ | ૮૧૨૩ | ૧૫ | ૩૦ | ૧૧૧ | ૦ | ૨૭ | ૪૨૫૮૭ |
| પેથાપુર (Tributary area) | ૪૭૫૭ | ૩૦૬ | ૩૮૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૫૪૪૪ |
| કુલ | ૨૫૬૫૦૫૬ | ૪૬૮૬૬ | ૨૨૩૬૧૦ | ૫૬૬ | ૬૯૩૦ | ૯૪૯૨ | ૨૩૯૫ | ૯૫ | ૨૮૫૫૦૧૦ |

ઉપર પ્રમાણે બતાવેલા કોષ્ટક ઉપરથી કયા કયા ધર્મમાં કેટલી વસ્તી છે તે સમજાશે. પરંતુ તે તે ધર્મમાં કઈ કઈ જાતોનો સમાવેશ થાય છે, તેનું એવું મિશ્રણ થયેલું છે કે સ્પષ્ટ રીતે આંકડા સમજાતા નથી. આ વખતના સન ૧૯૪૧ના વસ્તીપત્રકમાં વસ્તીના માત્ર બેજ મુખ્ય ભાગ પાડેલા છે. એક ભાગમાં **હિન્દુ, જૈન અને ટ્રાઇબલ** ( Tribal—ધર્મ વગરના ) અને બીજા ભાગમાં માત્ર **મુસલમાન** બતાવેલા છે. પહેલા ભાગમાં જાતોનું એવું મિશ્રણ કરેલું છે કે બરાબર આંકડો જુદો પાડી જણાવી શકાતો નથી, પરંતુ જેટલી હકીકત વસ્તીપત્રક ઉપરથી મળી આવે છે તેના આંકડા નીચે પ્રમાણે બતાવવામાં આવ્યા છે. આ પુસ્તકની પ્રથમ આવૃત્તિમાં સન ૧૯૨૧ ના વસ્તીપત્રકમાં વિગતવાર જાતો આપેલી હતી, તેથી તેમાં સ્પષ્ટ બતાવી શક્યો હતો. પરંતુ આ વખતે તેમ નહીં હોવાથી જે જે આંકડા જણાવ્યા છે તે આમાં મુકયા છે. તેના મુખ્ય બે ભાગો તથા તેના પેટામાં જણાવેલી જાતો નીચે પ્રમાણે છે—

**ભાગ પહેલો—(૧) હિન્દુ, (૨) જૈન, અને (૩) ટ્રાઇબલ** ( tribal ધર્મ વગરના )

### (૧) હિન્દુધર્મમાં ગણાયેલી જાતો.

**બ્રાહ્મણ**—જેમકે અનાવલા ૧૨૭૧૬, ઔદિચ્ય ૫૦૨૧૪, દક્ષિણી ૧૪૧૬૪, મોઢ ૯૨૭૨, નાગર ૮૫૫૯, બીજાઓ ૪૪૧૩૮ મળી કુલ ૧૩૯૦૬૩ બ્રાહ્મણ છે.

**પાટીદાર**—જેમકે કડવા ૨૫૧૧૯૬, લેઉવા ૨૪૦૫૪૯, બીજાઓ ૧૩૧૨૨ મળી કુલ ૫૦૪૮૬૭.

**વાણીયા**—જેમકે દિસાવળ ૬૬૬૮, લાડ ૮૪૪૬, પોરવાડ ૧૭૯૮, શ્રીમાળી ૬૧૮૧, બીજાઓ ૨૬૫૨૬ મળી કુલ ૪૯૬૧૯.

**અસલના જંગલી** (Primitive and forest tribes)– જેમકે બાવચા ૧૫૦૧, ભીલ ૬૨૭૨૫, ચોધરા ૪૨૬૪૨, ધાંકા ૨૮૯૧, ધોડીયા ૩૧૯૪૫, દુબલા ૩૮૬૫૮, ગામીત ૬૮૯૩૮,

કાઠોડીયા ૪૫૨, કોકણા ૯૭૭૫, કોલઘા ૧૦૭૨, કોટવાળીયા ૨૧૭૬, માવચી ૩૫૦, નાયકડા ૧૬૧૩૫, તાડવી ૨૫૧૭૩, તાલાવીઆ ૩૭૮૧૦, વાલવી ૫૯૧, વારલી ૨૨૬, વસાવા ૨૬૦૩૫, જાત વગરના Unspecified Hindu ૧૭૧૩ મળી કુલ ૩૭૦૮૧૨ છે. આ વસ્તી પૈકી મોટો ભાગ નવસારી પ્રાંતમાં અને કેટલોક ભાગ વડોદરા પ્રાંતમાં છે.

**પછાત કોમ** (Depressed class)—જેમકે ભંગી ૩૬૬૩૨, ખુરૂડ ૧૯૭, ચમાર ૪૮૪૮૧, ગરોડા ૮૩૫૧, હોલાર ૫૫, મહાર ૮૫૭, માંગ ૪૮, નાડીઆ ૫૬૭, શેનવા ૧૧૪૬૫, તુરી ૪૫, ઘોરી ૨૧૧૮, વણકર ઢેડ સાથે ૧૨૧૯૭૮ મળી કુલ ૨૩૦૭૯૪.

**જેમની પેટા જાતો જણાવી નથી તેવી જાતો**—આંજણા ચોધરી ૪૩૬૫૩, બારીઆ ૧૪૪૪૨૩, બારોટ ૩૪૪૪, ભરવાડ રબારી સાથે ૭૫૬૪૮, બ્રહ્મભટ ૧૨૫૨૮, ચુનવાલીયા ૭૮૭૦, દરજી ૧૯૨૪૮, ઘાંચી ૧૭૨૪૫, ગોસાઈ ૧૯૫૫૧, કચ્છી ૯૪૨૦, કરાડીઆ ૧૦૬૭૬, કોળી ૩૫૪૬૭, કુંભાર ૬૧૮૭૦, લુહાણા ૧૬૧૮૭, લુહાર ૨૩૭૮૮, મકવાણા ૨૧૮૩૪, મરાઠા ક્ષત્રિય ૨૨૭૬૧, મરાઠા કણબી ૨૬૯૦, મોચી ૧૨૨૬૪, પાટણવાડીયા ૩૭૭૭૮, પ્રભુ ૪૧૭૧, રજપુત ૧૦૧૧૫૬, રાવળ ૩૫૨૨૪, સોની ૧૪૯૮૮, સુથાર ૩૦૪૧૭ તાળાબડા ૪૮૫૯૨, ઠાકરડા ૨૩૧૯૭૭, વાઘેર ૬૬૯૩, વાઘરી ૪૪૧૬૭, વાલંદ ૩૧૯૦૪, જાત વગરના Unspecified ૧૫૨, બીજા ૧૨૨૧૦૫ મળી કુલ ૧૨૬૯૯૦૧.

## (૨) જૈન ધર્મમાં ગણાયેલી જાતો.

**વાણીયા**—જેમકે દિસાવાળ ૨૯, લાડ ૨૦૯, પોરવાડ ૫૪૪૨, શ્રીમાળી ૨૭૪૧૧, બીજાઓ ૧૧૬૨૮ મળી કુલ ૪૪૭૧૯.

**પાટીદાર**—જેમકે કડવા ૮, લેઉવા ૭૯૦ મળી કુલ ૭૯૮.

આ ઉપરાંત—બારીઆ ૪૨, બારોટ ૫, દરજી ૧, કચ્છી ૧૨, ઠાકરડા ૧, બીજાઓ ૧૨૮૮ મળી કુલ ૧૩૪૯.

(વાણીઆમાં બીજાઓની ૧૧૬૨૮ તથા ઉપરાંતમાં પણ બીજાઓની ૧૨૮૮ ની સંખ્યા મુકી છે. આટલા બધા આ કોણ? ભાવસાર, ભોજક વીગેરે બતાવ્યાજ નથી. શ્વેતાંબર, દિગંબર અને સ્થાનકવાસીના ભેદ બતાવ્યાજ નથી. સન ૧૯૩૧ માં જૈનોની વસ્તી ૪૮૪૦૮ હતી તે ૧૯૪૧ માં ઘટીને ૪૬૮૬૬ ની થઈ છે. રાજ્યના ૧૫ ટકાના વધારા પ્રમાણે તો જૈનોની વસ્તી ૫૪ હજારની થવી જોઇતી હતી. વસ્તીગણત્રી વાસ્તવિક થયેલી જણાતી નથી.)

**(૩) ટ્રાઇબલ** (Tribal-ધર્મ વગરના) **ધર્મમાં ગણાયેલી જાતો. અસલના જંગલી** (Premitive and forest tribes)-જેમકે ભીલ ૩૦૮, ચોધરા ૫૬૩, ધાંકા ૧૨, ધોડીયા ૫૦૩, દુબલા ૬, ગામીત ૩૩૩, કાથોડીયા ૨૪, કોકણા ૨૫૦, કોલધા ૧૭૩, કોળવાળાયા ૭૨, નાયકડા ૧૪૧, તાલાવીઆ ૫, જાત વગરના Unspecified tribal ૫ મળી કુલ ૨૩૯૫. આ વસ્તી નવસારી પ્રાન્તમાં અને વડોદરા પ્રાન્તમાં છે.

## ભાગ બીજો—મુસલમાન.

આ ભાગમાં નીચે પ્રમાણે મુસલમાનની જાતો મુકવામાં આવી છે—જેમકે માલેક ૧૦૭૬૩, મેમણ ૧૨૨૨૬, મોલેસલામ ૧૦૧૭૮, મોમના ૧૫૨૭૨, પઠાણ ૧૭૪૨૯, સૈયદ ૧૧૩૨૫, શેઇખ ૩૦૦૫૧, વ્હોરા ૩૨૮૮૯, જાત વગરના Unspecified muslims ૨૪૩૩૧, બીજાઓ ૫૯૧૪૬ મળી કુલ ૨૨૩૬૧૦.

**રાજ્યનો વિસ્તાર**—રાજ્યમાં પ્રાંતવાર કેટલું ક્ષેત્રફળ, કેટલી વસ્તી, કેટલા મહાલ, કેટલાં ગામ અને કસ્બા, કેટલાં ઘરો આવેલાં છે તે, તથા દરેક મહાલવાર કેટલું ક્ષેત્રફળ, કેટલાં ગામ, કેટલાં ઘરો અને કેટલી વસ્તી છે તે, તથા રાજ્યમાં પ્રાંતવાર ચોરસ માઈલે કેટલી વસ્તી, કુલ કેટલા વિઘા જમીન, કેટલી ખેડવા લાયક, કેટલી ખેડાય છે તે આ સાથે બતાવેલાં કોષ્ટકો ઉપરથી વીગતવાર સમજાશે—

## રાજ્યમાં પ્રાંતવાર ક્ષેત્રફળ, મહાલ, કસ્બા, ગામ અને વસ્તીવાળાં ઘરોનું કોષ્ટક.

| પ્રાંત. | ક્ષેત્રફળ ચો. માઇલ | મહાલ. | કસ્બા (શહેર). | કસ્બામાં વસ્તી-વાળાં ઘરોની સંખ્યા. | ગામ | ગામમાં વસ્તી-વાળાં ઘરોની સંખ્યા. | કુલ વસ્તી-વાળાં ઘરોની સંખ્યા. | ઘર દીઠ વસ્તી આશરે. |
|---|---|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | ૧૧ | | ૨ | ૩૭૯૨૦ | ૦ | ૦ | ૩૭૯૨૦ | ૪ |
| વડોદરા | ૧૯૨૨ | ૧૧ | ૧૯ | ૩૪૮૭૦ | ૮૨૦ | ૧૪૦૮૪૮ | ૧૭૫૭૧૮ | ૪॥ |
| મેસાણા | ૩૦૬૮ | ૧૨ | ૨૨ | ૬૦૩૧૧ | ૧૦૩૫ | ૨૦૨૫૯૮ | ૨૬૨૯૦૯ | ૪॥ |
| નવસારી | ૧૮૧૧ | ૮ | ૧૨ | ૨૦૬૧૨ | ૭૫૬ | ૭૦૯૪૭ | ૯૧૫૫૯ | ૫ |
| અમરેલી | ૧૦૭૧ | ૬ | ૫ | ૧૦૦૬૭ | ૨૪૦ | ૨૯૦૭૪ | ૩૯૧૪૧ | ૫। |
| ઓખામંડળ | ૨૮૧ | ૩ | ૩ | ૪૪૧૪ | ૪૨ | ૪૯૩૪ | ૯૩૪૮ | ૪॥ |
| પેથાપુર | ૧૨ | ૦ | ૧ | ૧૩૬૪ | ૩ | ૫૫ | ૧૪૧૯ | ૩॥ |
| કુલ | ૮૧૭૬ | ૪૦ | ૬૪ | ૧૬૯૫૫૮ | ૨૮૯૬ | ૪૪૮૪૫૬ | ૬૧૮૦૧૪ | ૪॥ |

## ક્ષેત્રફળ, મહાલ, ગામ, ઘરો અને વસ્તીનું પ્રાંતવાર કોષ્ટક.

### વડોદરા પ્રાંતના મહાલો.

| | મહાલનું નામ | ક્ષેત્રફળ ચો. માઇલ | ગામ કસ્બાસાથે | વસ્તીવાળાં ઘરો. | વસ્તી. |
|---|---|---|---|---|---|
| | વડોદરા શહેર કેમ્પ, રેલ્વે અને સ્ટેટ મીલીટરી એરીઆ. | ૧૧ | ૨ | ૩૭૯૨૦ | ૧૫૩૩૦૧ |
| ૧ | પેટલાદ | ૧૮૩ | ૭૩ | ૩૭૬૯૩ | ૧૫૮૪૩૪ |
| ૨ | ભાદરણ | ૮૬ | ૩૧ | ૧૨૩૦૧ | ૫૨૮૦૦ |
| ૩ | વડોદરા | ૨૪૧ | ૧૧૯ | ૨૩૫૧૯ | ૧૦૪૬૬૧ |
| ૪ | પાદરા | ૨૦૨ | ૮૨ | ૨૨૬૧૭ | ૧૦૩૦૨૮ |
| ૫ | કરજણ | ૨૩૭ | ૯૮ | ૧૪૯૯૬ | ૭૩૯૭૦ |
| ૬ | ડભોઈ | ૨૧૭ | ૯૬ | ૧૭૧૩૫ | ૮૦૬૮૫ |
| ૭ | સીનોર | ૧૨૪ | ૪૪ | ૮૮૫૯ | ૪૩૨૩૧ |
| ૮ | સાવલી | ૨૧૨ | ૬૩ | ૧૨૯૬૩ | ૬૨૪૨૮ |
| ૯ | વાઘોડીયા | ૧૬૭ | ૬૯ | ૮૬૪૪ | ૪૨૨૬૬ |
| ૧૦ | સંખેડા | ૨૧૫ | ૧૩૦ | ૧૪૪૧૨ | ૭૧૧૧૦ |
| ૧૧ | તીલકવાડા | ૩૮ | ૩૪ | ૨૫૦૭૯ | ૧૩૫૦૨ |
| | કુલ વડોદરા શહેર | ૧૯૨૨ | ૮૩૯ | ૧૭૫૭૧૮ | ૮૦૬૧૧૫ |
| | ઉમેરતાં | ૧૯૩૩ | ૮૪૧ | ૨૧૩૬૩૮ | ૯૫૯૪૧૬ |

## મેસાણા પ્રાંતના મહાલો.

| | મહાલનું નામ | ક્ષેત્રફળ | ગામ કસ્બાસાથે | વસ્તીવાળાં ઘરો | વસ્તી. |
|---|---|---|---|---|---|
| ૧ | કડી | ૩૩૩ | ૧૨૧ | ૨૫૦૮૧ | ૧૧૧૮૯૪ |
| ૨ | કલોલ | ૨૬૫ | ૯૧ | ૨૮૪૬૯ | ૧૨૩૯૦૩ |
| ૩ | મેસાણા | ૨૩૯ | ૮૪ | ૨૪૦૫૦ | ૧૦૫૮૭૨ |
| ૪ | વિસનગર | ૧૭૨ | ૫૬ | ૧૮૮૦૪ | ૮૧૨૪૬ |
| ૫ | વિજાપુર | ૩૨૩ | ૯૧ | ૩૩૯૨૭ | ૧૫૨૭૧૧ |
| ૬ | ખેરાળુ | ૨૪૫ | ૯૨ | ૨૧૮૫૭ | ૯૬૬૫૭ |
| ૭ | પાટણ | ૪૦૫ | ૧૪૦ | ૩૨૦૩૨ | ૧૪૨૯૬૬ |
| ૮ | સિદ્ધપુર | ૨૫૭ | ૮૧ | ૨૮૭૭૨ | ૧૩૬૩૬૭ |
| ૯ | ચાણસ્મા | ૩૪૨ | ૧૧૧ | ૨૨૧૧૭ | ૯૯૫૬૮ |
| ૧૦ | દેહગામ | ૨૪૩ | ૯૬ | ૧૬૫૫૬ | ૭૧૨૧૭ |
| ૧૧ | હારીજ (પેટામહાલ) | ૧૪૯ | ૩૮ | ૫૦૯૫ | ૨૪૦૪૮ |
| ૧૨ | આતરસુંબા (પેટામહાલ) | ૯૫ | ૫૬ | ૬૧૪૯ | ૨૮૬૪૮ |
| | તેમાં લાલ શાહીવાળા આંકડા કૌંસમાં બતાવ્યા છે. | (૨૧) | (૨૧) | (૮૮૪) | (૪૩૯૨) |
| | | ૩૦૬૮ | ૧૦૫૭ | ૨૬૨૯૦૯ | ૧૧૭૫૦૯૭ |

## નવસારી પ્રાંતના મહાલો.

| | મહાલનું નામ | ક્ષેત્રફળ | ગામ કસ્બા સાથે | વસ્તીવાળાં ઘરો | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ | નવસારી | ૧૨૫ | ૬૧ | ૧૮૬૯૩ | ૮૫૯૦૯ |
| ૨ | ગણદેવી | ૪૬ | ૩૦ | ૧૦૯૧૯ | ૫૨૩૭૬ |
| ૩ | પલસાણા | ૯૦ | ૫૨ | ૬૪૨૪ | ૩૧૧૬૨ |
| ૪ | મહુવા | ૧૪૪ | ૬૯ | ૯૩૧૯ | ૫૦૪૬૦ |
| ૫ | વ્યારા | ૩૨૦ | ૧૫૨ | ૧૪૫૨૧ | ૭૯૩૫૩ |
| ૬ | સોનગઢ | ૫૮૩ | ૨૦૭ | ૯૬૭૪ | ૫૫૩૬૭ |
| ૭ | કામરેજ | ૧૫૭ | ૭૨ | ૧૦૭૦૮ | ૫૧૯૬૭ |
| ૮ | માંગરોલ | ૩૪૬ | ૧૨૫ | ૧૧૩૦૧ | ૫૯૩૨૯ |
| | | ૧૮૧૧ | ૭૬૮ | ૯૧૫૫૯ | ૪૬૫૯૨૩ |

## અમરેલી પ્રાંતના મહાલો.

| | મહાલનું નામ | ક્ષેત્રફળ | ગામ કસ્બા સાથે | વસ્તીવાળાં ઘરો | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ | અમરેલી | ૨૫૪ | ૫૯ | ૧૩૪૦૦ | ૬૯૬૫૫ |
| ૨ | દામનગર | ૧૧૩ | ૨૬ | ૪૩૪૭ | ૨૩૨૭૯ |
| ૩ | ધારી | ૨૯૫ | ૫૭ | ૭૨૩૧ | ૩૮૪૫૪ |
| ૪ | ખાંભા | ૧૪૮ | ૩૧ | ૩૧૫૪ | ૧૭૨૪૬ |
| ૫ | કોડીનાર | ૨૦૭ | ૬૪ | ૯૯૨૯ | ૫૨૪૦૯ |
| ૬ | રતનપુર | ૫૪ | ૮ | ૧૦૮૦ | ૫૫૦૦ |
| | | ૧૦૭૧ | ૨૪૫ | ૩૯૧૪૧ | ૨૦૬૫૪૩ |

## ઓખામંડળ પ્રાંતના મહાલો.

| | મહાલનું નામ | ક્ષેત્રફળ | ગામ કસ્બા સાથે | વસ્તીવાળાં ઘરો | વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ | ઓખામંડળ | ૨૭૧ | ૪૩ | ૮૧૪૨ | ૩૭૪૧૨ |
| ૨ | બેટ | ૪ | ૧ | ૯૭૪ | ૪૦૩૬ |
| ૩ | ભીમકદ્દા | ૬ | ૧ | ૨૩૨ | ૧૧૩૯ |
| | કુલ | ૨૮૧ | ૪૫ | ૯૩૪૮ | ૪૨૫૮૭ |

## આ રાજ્યમાં આવેલા રજવાડા.

| | ક્ષેત્રફળ | ગામ | વસ્તીવાળાં ઘરો | વસ્તી |
|---|---|---|---|---|
| પેથાપુર ટ્રીબ્યુટરી એરીઆ. | ૧૨ | ૪ | ૧૪૧૯ | ૫૪૪૪ |

ઉપરના કોષ્ટકમાં આખા રાજ્યના પ્રાંતવાર બતાવેલા આંકડાઓ ઉપરથી દરેક મહાલનું કેટલા ચોરસ માઈલનું ક્ષેત્રફળ, કેટલાં ગામો, કેટલાં વસ્તીવાળાં ઘરો અને કેટલી વસ્તી છે તે સમજવામાં આવશે અને તે સાથે **વિસનગર મહાલને** સરખાવી શકાશે.

વળી આંકડાઓ ઉપરથી તારવી કઢાય છે કે રાજ્યની કુલ ૨૮૫૫૦૧૦ ની વસ્તીમાં ૨૧૩૫૭૩૮ એટલે કે **પોણા ભાગની વસ્તી ગામડાંની** છે અને ૭૧૯૨૭૨ એટલે કે **ચોથા ભાગની વસ્તી કસ્બા-શહેરની છે.**

**રાજ્યનો કુલ રકબો.**—રાજ્યમાં પ્રાંતવાર કેટલી જમીન ખેડવા લાયક છે, કેટલી ખેડાય છે, ચોરસ માઇલે કેટલું વસ્તીનું પ્રમાણ છે તે હકીકત આ સાથેના કોષ્ટક ઉપરથી સમજાશે—

રાજ્યમાં પ્રાંતવાર ચોરસ માઇલે કેટલી વસ્તી, કેટલા વીઘા જમીન, કેટલી ખેડાય છે, કેટલી ખેડવા લાયક છે તે બતાવનારૂં કોષ્ટક.

| પ્રાંત | રાજ્યનો કુલ વિસ્તાર Area ચોરસ માઇલ. | પ્રાંતવાર વિસ્તાર ટકાવારી પ્રમાણે. | દર ચોરસ માઇલે વસ્તી Density | રાજ્યની જમીનના કુલ વીઘા આશરે લાખ | Cultivable area ખેતી લાયક વીઘા આશરે લાખ | Area occupied ખેડાય છે વીઘા આશરે લાખ |
|---|---|---|---|---|---|---|
| વડોદરા પ્રાંત (વડોદરા શહેર સાથે) | ૧૯૩૩ | ૨૩॥। | ૪૯૬ | ૨૧ | ૧૭॥। | ૧૭॥ |
| મેસાણા પ્રાંત (પેથાપુર સાથે) | ૩૦૮૦ | ૩૭॥ | ૩૮૩ | ૩૩॥ | ૨૯। | ૨૭॥ |
| નવસારી પ્રાંત | ૧૮૧૧ | ૨૨। | ૨૫૭ | ૧૯॥। | ૧૧॥ | ૧૧। |
| અમરેલી પ્રાંત (ઓખામંડળ સાથે) | ૧૩૫૨ | ૧૬॥ | ૧૮૪ | ૧૫ | ૧૨ | ૧૦॥ |
| | ૮૧૭૬ | ૧૦૦ | ૩૪૯ રાજ્યનું પ્રમાણ | ૮૯। | ૭૦॥ | ૬૬॥। |

**રાજ્ય ભાષા**—રાજ્યની વસ્તીનો લગભગ **૯૫ ટકા** જેટલો ભાગ **ગુજરાતી** ભાષા બોલનાર, **મરાઠી** ભાષા બોલનાર આશરે **૧॥ ટકો**, ઉર્દુ અને **હિંદી** આશરે **૩ ટકા** અને બાકીની જુજજાજ ૦॥ ટકો બીજી ભાષા બોલનાર હોવાથી રાજ્યમાં રાજ્યભાષા ખાસ કરી ગુજરાતી રાખેલી છે. કચેરીઓમાં, ધારાસભામાં તથા રાજ્યની સ્થાનિક સ્વરાજની સંસ્થાઓમાં ગૂજરાતી ભાષાજ વપરાય છે. તે શિવાય બીજી ભાષા વાપરવી હોય તો શ્રોતાજનો અને પક્ષકારોની ખાસ સંમતિ હોવી જોઈએ, નહીં તો બીજી ભાષા વાપરી શકાય નહીં. અંગ્રેજ સરકાર સાથે સંબંધ ધરાવનાર લખાણો અંગ્રેજી ભાષામાં થાય છે. પ્રથમ ઘણાખરા રાજ્યના ખાતાના રિપોર્ટ અંગ્રેજીમાં છપાતા હતા પરંતુ તે પ્રશ્ન ધારાસભામાં રજુ થયેલો તે ઉપરથી સરકાર હવે ઘણાખરા રિપોર્ટ ગુજરાતીમાં બહાર પાડે છે. આખા રાજ્યનો કારોબારી ( Administration Report ) રિપોર્ટ અંગ્રેજીમાં છપાય છે, તેની સાથે સંક્ષિપ્ત ભાષાંતર ગુજરાતીમાં બહાર પડે એવી પ્રજાની ઘણા વખતથી માગણી છે, કારણ કે તે ઉપરથી આખા રાજ્યની આર્થિક તથા તમામ ખાતાની હકીકત લોકોને સમજવામાં આવે. વળી હાલમાં ધારાસભામાં રાજ્યનું બજેટ ચર્ચા માટે મુકવામાં આવે છે તેથી જાહેર જનતાને તે રિપોર્ટ જાણવાની ખાસ આવશ્યકતા છે.

**રાજ્યમાં ભણેલાં અને અભણની સંખ્યા**—વડોદરા રાજ્યમાં સન ૧૮૯૩ માં અમરેલી પ્રાન્તમાં, અને સન ૧૯૦૬માં આખા રાજ્યમાં ફરજ્યાત કેળવણી દાખલ કરવામાં આવી છે. સન ૧૯૨૧ ના વસ્તી પત્રકના અભણ અને ભણેલાના આંકડા જોતાં તદ્દન નિરાશાજનક પરિણામ આવેલું અને તે મેં આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ સન ૧૯૨૫ માં પ્રકટ કરેલી તેના પૃષ્ઠ ૩૭-૩૮ ઉપર સ્પષ્ટ રીતે આંકડા મુકી સાબીત કરી બતાવ્યું હતું કે ૧૦ થી ૨૦ વરસની ઉંમરનાં ૪૧ લાખ માણસો ભણેલાં હોવાંજ જોઈએ તેને બદલે માત્ર ૯૦ હજાર ભણેલાં નીકળ્યાં તે બધી હકીકત વાંચવાથી સમજાશે.

આ હકીકત ઉપરથી સરકારે તે વાત લક્ષમાં લઈ તે દિશામાં સુધારો કરવા રાજ્યના ચારે પ્રાંતની એક કમીટી સર સુબા સ્વ૦ મે. ગુણાજીરાવ નીંબાલકર સાહેબના પ્રમુખપણા નીચે નીમવામાં આવી હતી. મેસાણા પ્રાન્ત તરફથી હું તેમાં નીમાયેલો હતો. તે વખતના વિદ્યાધિકારી સ્વ૦ કલાર્ક સાહેબ સાથે ઘણી વાટાઘાટ ચાલી હતી. હું ભુલતો ન હોઉ તો એકાઉન્ટન્ટ જનરલ સાહેબ પણ સાથે હતા. કેટલીક ચર્ચા ચાલ્યા બાદ અમુક ધોરણ ઠરાવવામાં આવ્યું. તે પછી સન ૧૯૩૧ના વસ્તીપત્રકમાં સ્હેજ નજીવા જેવો સુધારો થયો અને હાલના છેલ્લા સન ૧૯૪૧ના વસ્તી પત્રકમાં વિશેષ સુધારો થયેલો જણાય છે તે નીચે બતાવેલા રાજ્યના પાછળના સન ૧૮૮૧થી વસ્તી પત્રકોના ભણેલા અને અભણના આંકડા અને ટકાવારી ઉપરથી સમજી શકાશે—

| સન | ભણેલાં | અભણ | કુલ | કુલ વસ્તીનુ સેકડે પ્રમાણ ભણેલાં–અભણ. |
|---|---|---|---|---|
| ૧૮૮૧ | ૧૨૩૩૦૪ | ૨૦૬૧૭૦૧ | ૨૧૮૫૦૦૫ | ૫ાા–૯૪ાા |
| ૧૮૯૧ | ૧૮૨૪૬૨ | ૨૨૩૨૯૩૪ | ૨૪૧૫૩૯૬ | ૭ાા–૯૨ાા |
| ૧૯૦૧ | ૧૭૧૨૭૧ | ૧૭૮૧૪૨૧ | ૧૯૫૨૬૯૨ | ૮ાાા–૯૧ા |
| ૧૯૧૧ | ૨૦૪૯૪૭ | ૧૮૨૭૮૫૧ | ૨૦૩૨૭૯૮ | ૧૦–૯૦ |
| ૧૯૨૧ | ૨૭૨૪૧૮ | ૧૮૫૪૧૦૪ | ૨૧૨૬૫૨૨ | ૧૨ાાા–૮૭ા |
| ૧૯૩૧ | ૪૩૪૭૩૪ | ૨૦૦૮૨૭૩ | ૨૪૪૩૦૦૭ | ૧૭ાાા–૮૨ા |
| ૧૯૪૧ | ૬૫૨૯૭૫ | ૨૨૦૨૦૩૫ | ૨૮૫૫૦૧૦ | ૨૩–૭૭ |

આ આંકડા ઉપરથી ખ્યાલ આવશે કે પ્રજા કેટલી કેળવાયેલી છે. હવે ધર્મ પ્રમાણે પ્રાંતવાર કેટલાં ભણેલાં સ્ત્રી પુરૂષો છે તે નીચેનાં કોષ્ટક ઉપરથી સમજાશે—

## રાજ્યમાં ધર્મ પ્રમાણે પ્રાંતવાર ભણેલાં સ્ત્રીપુરૂષોનું કોષ્ટક
**(રાજ્યના અંગ્રેજી સેન્સેસ રીપાર્ટના પૃષ્ટ ૧૦૦-૧૦૪ ઉપરથી)**

| પ્રાંતનું નામ | | ભણેલાં તેમાં— | હિન્દુ | જૈન | મુસલમાન | કુલ | * બાકી |
|---|---|---|---|---|---|---|---|
| વડોદરા શહેર | પુ૦ | ૪૩૬૬૪ | ૩૬૦૯૪ | ૧૧૭૩ | ૫૩૯૬ | ૪૨૬૬૩ | ૧૦૦૧ |
| | સ્ત્રી | ૧૬૬૯૮૬ | ૧૪૫૯૬ | ૬૨૫ | ૧૨૫૫ | ૧૬૪૭૬ | ૫૧૦ |
| વડોદરા પ્રાંત | પુ૦ | ૧૬૦૨૨૭ | ૧૪૦૬૦૫ | ૩૬૯૭ | ૧૪૫૨૩ | ૧૫૮૮૨૫ | ૧૪૦૨ |
| | સ્ત્રી | ૫૨૬૧૫ | ૪૭૧૯૮ | ૧૯૦૭ | ૨૯૦૮ | ૫૨૦૧૩ | ૬૦૨ |
| મેસાણા પ્રાંત | પુ૦ | ૧૬૬૭૨૫ | ૧૪૨૨૦૩ | ૯૬૧૬ | ૧૪૭૩૬ | ૧૬૬૫૫૫ | ૧૭૦ |
| | સ્ત્રી | ૫૫૧૯૩ | ૪૭૫૮૮ | ૪૬૬૨ | ૨૮૪૩ | ૫૫૦૯૩ | ૧૦૦ |
| નવસારી પ્રાંત | પુ૦ | ૬૬૮૧૫ | ૫૫૧૫૧ | ૧૨૬૫ | ૭૮૧૩ | ૬૪૨૨૯ | ૨૫૮૬ |
| | સ્ત્રી | ૨૬૨૪૯ | ૨૦૦૫૪ | ૬૬૭ | ૨૭૦૭ | ૨૩૪૨૮ | ૨૮૨૧ |
| અમરેલી પ્રાંત | પુ૦ | ૩૮૨૦૩ | ૩૩૨૦૨ | ૧૩૨૩ | ૩૬૬૪ | ૩૮૧૮૯ | ૧૪ |
| | સ્ત્રી | ૧૭૫૧૪ | ૧૫૩૧૮ | ૬૭૬ | ૧૫૧૯ | ૧૭૫૧૩ | ૧ |
| ઓખા મંડળ | પુ૦ | ૫૯૫૨ | ૪૯૯૧ | ૪૫ | ૭૮૮ | ૫૮૨૪ | ૧૨૮ |
| | સ્ત્રી | ૧૮૧૨ | ૧૬૨૪ | ૧૨ | ૧૫૪ | ૧૭૯૦ | ૨૨ |
| પેથાપુર | પુ૦ | ૭૬૭ | ૬૦૭ | ૮૧ | ૭૯ | ૭૬૭ | ૦ |
| | સ્ત્રી | ૨૫૩ | ૧૫૮ | ૮૯ | ૬ | ૨૫૩ | ૦ |
| | પુ૦ | ૪૮૨૩૫૩ | ૪૧૨૮૫૩ | ૧૭૨૦૦ | ૪૬૯૯૯ | ૪૭૭૦૫૨ | ૫૩૦૧ |
| | સ્ત્રી | ૧૭૦૬૨૨ | ૧૪૬૫૩૬ | ૮૬૩૮ | ૧૧૩૯૨ | ૧૬૬૫૬૬ | ૪૦૫૬ |
| એકંદર | | ૬૫૨૯૭૫ | ૫૫૯૩૮૯ | ૨૫૮૩૮ | ૫૮૩૯૧ | ૬૪૩૬૧૮ | ૯૩૫૭ |

* આ ખુટતી સંખ્યા માટે આગળની ટીકા વાંચો.

**ટીકા**—ઉપરના ભણેલાંના આંકડા આપણા રાજ્યના અંગ્રેજી સેન્સેસ રીપોર્ટ પૃષ્ટ ૧૦૦ થી ૧૦૪ ઉપરના પત્રકો ઉપરથી લીધેલા છે. આ આંકડાઓ ઉપરથી સમજાય છે કે ભણેલાની સંખ્યા ૬૫૨૯૭૫ ની છે; તેમાં હિન્દુ, જૈન અને મુસલમાન એમ ત્રણ ધર્મના ભણેલા માણસો ૬૪૩૬૧૮ છે. બાકી ખુટતી સંખ્યા જે ૯૩૫૭ છે તેમાં બીજા બધા ધર્મના ભણેલાની સંખ્યાનો સમાવેશ થવો જોઈએ પણ તે પૂરૂં બતાવ્યું નથી માટે હવે ખુટતી સંખ્યા તપાસીએ—

ખુટતી સંખ્યામાં તે પત્રકમાં ૬૨૯ ખ્રીસ્તી વડોદરા શહેરમાં અને ૧૯૦૫ ખ્રીસ્તી વડોદરા પ્રાંતમાં, તથા નવસારી પ્રાંતમાં ૪૬૭૪ પારસી અને ૧૫૦૯૦ પ્રીમીટીવ ટ્રાઇબ્ઝની સંખ્યા મુકેલી છે. બાકી કોઈ પ્રાંતમાં બીજા કોઈ ધર્મની સંખ્યા મુકેલી જ નથી. આખા રાજ્યમાં વત્તા ઓછા પ્રમાણમાં (જુઓ પ્રાંતવાર ધર્મ પ્રમાણેનું કોષ્ટક પાછળ પૃષ્ટ ૩૩) પારસી, ખ્રીસ્તી, શીખ અને ટ્રાઇબિલની વસ્તી આવેલી છે છતાં બતાવેલી નથી. તો તે શું બધા અભણ જ છે? પારસી અને ખ્રીસ્તીઓમાં તો મોટા ભાગે ભણેલા માણસોજ હોવા જોઈએ. વળી નવસારી પ્રાંતમાં ૧૫૦૯૦ ની પ્રીમીટીવ ટ્રાઇબ્ઝની મોટી સંખ્યા મુકેલી છે તે કોણ છે તે સમજાતું નથી. જો તેમને ભેગા ગણવામાં આવે તો ભણેલાની સંખ્યા કરતાં આંકડો વધી જાય છે.

વળી સદર કોષ્ટકમાં—part A માં ધર્મ પ્રમાણે રાજ્યમાં ભણેલાંની વસ્તી મુકતાં તેમાં નીચે પ્રમાણે આંકડા છે—

૫૩૦૨ પારસી, ૩૫૯૦ ખ્રીસ્તી, ૨૪૦૨૪ પ્રીમીટીવ ટ્રાઇબ્ઝ (premitive tribes), ૩૮૮ બીજા (other), ૩૧૬ શીખ, ૪૬ બુદ્ધ, ૨૫ જ્યુ, ૧ ધર્મ વગરના, એમ મળી ૩૩૬૯૨ ની ભણેલાંની સંખ્યા બતાવેલી છે; જો તે બધી હિન્દુ, જૈન અને મુસલમાનની સંખ્યા જે ૬૪૩૬૧૮ની છે તેમાં ઉમેરવામાં આવે તો વધીને ૬૭૭૩૧૦ જેટલી સંખ્યા થાય છે એટલે તેમ કરતાં પણ ભણેલાની સંખ્યા સાથે મેળ ખાતો નથી. વળી રાજ્યના ધર્મના આઠ વર્ગો

પૈકી "બીજા" ( other ) વર્ગમાં માત્ર મૂળમાંજ ૯૫ ની જ સંખ્યા છે, તો તેમનામાંથી ભણેલાની સંખ્યા ૫૬૩૦ જેટલી શી રીતે સંભવી શકે ? ભણેલા પારસીઓની સંખ્યા તેમનામાં તો દાખલ થઇ ગઇ નથી ને ?

પરિણામે એ ઉપરથી અનુમાન થાય છે કે આંકડાઓમાં મિશ્રણ થયેલું છે અને તે બધો ગોટાળો ખાસ કરી પારસી, ટ્રાઇબલ ( tribal ), પ્રીમીટીવ ટ્રાઇબ્ઝ અને બીજા ( other ) એમ એવા ધર્મના વર્ગના માણસોની સંખ્યાનું મિશ્રણ થઈ ગયેલું છે. પાછળના સેન્સેસમાં અનાર્ય વર્ગનો જુદો ભેદ રાખેલો હતો તે કાઢી નાખી હાલના સેન્સેસમાં તેમનો ઘણો ભાગે હિન્દુમાં સમાવેશ કરેલો જણાય છે. ટ્રાઇબલ અને પ્રીમીટીવ ટ્રાઇબ્ઝને, અંત્યજ દુબલા, કાળીપરજ, ધર્મ વગરના, જંગલી કે કેવી જાતમાં ગણવા ? આના સ્પષ્ટ આંકડા બતાવ્યા હોત તો હું આ કોષ્ટકમાં બતાવી શકત. વળી સદર રીપોર્ટના પૃષ્ટ ૭૦ થી ૭૩ ઉપરના ભણેલાંના કોષ્ટકમાં પારસી જણાતા જ નથી.

આવા કારણોથી રાજ્યની સામાજીક પરિસ્થિતિ સમજાવવા પ્રાંતવાર ધર્મ પ્રમાણે સ્પષ્ટ રીતે આ અને બીજાં કોષ્ટકો મુકી શક્યો નથી. મને લાગે છે કે આ વખતે સેન્સેસ ખાતાનું કામ પાછળથી જલદી આટોપી લેવામાં આવ્યું હતું તેથી કદાચ ઉતાવળને લીધે સંભવ છે કે ઉપર બતાવેલા આંકડાઓનું મિશ્રણ થયેલું હોય.

ઉપર જણાવ્યા પ્રમાણે આંકડાઓનો મેળ ખાતો નથી અગર તો મેળવવામાં મારી સમજફેર થાય છે કે કેમ, તે બાબતનો વાચકવર્ગમાંથી કોઈ સેન્સેસ રીપોર્ટનો અભ્યાસ કરી ખુલાસો કરશે તો તેમનો મારા ઉપર ઉપકાર થશે.

**પ્રાંતવાર ભણેલાઓની સંખ્યા**—પાંચે પ્રાંતમાં કયો પ્રાંત ભણવામાં આગળ છે તેની સરખામણી નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## રાજ્યમાં ભણેલાંનું પ્રાંતવાર કોષ્ટક.

| પ્રાંતનું નામ | વસ્તી | ભણેલાં | ભણેલાં પુરુષ | ભણેલાં સ્ત્રી | સેંકડે ટકા | ભણેલામાં અંગ્રેજી ભણેલા પુરુષ | ભણેલામાં અંગ્રેજી ભણેલા સ્ત્રી |
|---|---|---|---|---|---|---|---|
| વડોદરા (શહેર) | ૧૫૩૩૦૧ | ૬૦૬૫૦ | ૪૩૬૬૪ | ૧૬૯૮૬ | ૩૯॥ | ૧૫૪૦૭ | ૨૩૭૭ |
| વડોદરા | ૮૦૬૧૧૫ | ૨૧૨૮૪૨ | ૧૬૦૨૨૭ | ૫૨૬૧૫ | ૨૬। | ૧૩૧૮૬ | ૬૭૬ |
| મેસાણા | ૧૧૭૫૦૯૭ | ૨૨૧૯૧૮ | ૧૬૬૭૨૫ | ૫૫૧૯૩ | ૧૮।।। | ૧૧૮૮૦ | ૩૬૦ |
| નવસારી | ૪૬૫૯૨૩ | ૯૩૦૬૪ | ૬૬૮૧૫ | ૨૬૨૪૯ | ૨૦ | ૮૨૨૨ | ૧૦૫૭ |
| અમરેલી | ૨૦૬૫૪૩ | ૫૫૭૧૭ | ૩૮૨૦૩ | ૧૭૫૧૪ | ૨૭ | ૨૪૮૬ | ૧૨૦ |
| ઓખામંડળ | ૪૨૫૮૭ | ૭૭૬૪ | ૫૯૫૨ | ૧૮૧૨ | ૧૮। | ૧૦૦૮ | ૬૨ |
| પેથાપુર | ૫૪૪૪ | ૧૦૨૦ | ૭૬૭ | ૨૫૩ | ૧૮।।। | ૧૧૧ | ૧ |
| કુલ | ૨૮૫૫૦૧૦ | ૬૫૨૯૭૫ | ૪૮૨૩૫૩ | ૧૭૦૬૨૨ | ૨૩ | ૫૨૩૦૦ | ૪૬૫૩ |

**પરરાજ્યો સાથે ભણેલાંની સરખામણી**—ઉપર દર્શાવ્યા પ્રમાણે પ્રાંતવાર ભણેલાંઓનું અને આખા રાજ્યનું જે પ્રમાણ આવે છે તે જો કે સંતોષકારક તો નજ ગણાય તો પણ હિન્દુસ્થાનમાં બીજાં રાજ્યોની સરખામણીના આંકડા આ વખતના વસ્તીપત્રકના અંગ્રેજી રિપોર્ટના પૃષ્ઠ ૭૯ ઉપર નીચે પ્રમાણે મુકયા છે તે જોતાં કેટલાક દરજ્જે સંતોષ થાય છે—

| રાજ્યનું નામ. | ભણેલાંની સંખ્યા | દર હજારે ભણેલા. |
|---|---|---|
| ત્રાવણકોર. | ૨૮૯૪૪૧૬ | ૪૭૭ |
| કોચીન. | ૫૦૩૯૦૦ | ૩૫૪ |
| બ્રીટીશ ગુજરાત. | ૯૬૯૭૦૦ | ૨૩૭ |
| **વડોદરા.** | **૬૫૨૯૭૫** | **૨૨૯** |
| મુંબઈ ઈલાકો. | ૪૦૬૭૭૦૦ | ૧૯૫ |
| ગુજરાત સ્ટેટસ. | ૧૧૯૧૦૦ | ૮૨ |
| કાઠીઆવાડી રાજ્યો. | ૭૧૭૨૦૦ | ૧૪૬ |
| બંગાલ. | ૯૭૨૨૦૦૦ | ૧૬૧ |
| મદ્રાસ. | ૬૪૨૦૯૦૦ | ૧૩૦ |
| મૈસોર. | ૯૪૮૯૧૫ | ૧૨૯ |
| મધ્ય પ્રાંતો. | ૧૯૦૯૬૮૬ | ૧૧૪ |
| આસામ. | ૧૨૩૧૭૦૦ | ૧૧૩ |
| સંયુક્ત પ્રાંત. | ૪૭૨૮૨૯૭ | ૮૪ |
| ગ્વાલીયર. | ૨૯૬૮૪૯ | ૭૪ |
| હૈદ્રાબાદ. | ૧૧૧૧૨૪૫ | ૬૯ |
| કાશ્મીર. | ૨૬૪૧૯૫ | ૬૬ |

ઉપરના આંકડા હિન્દુસ્થાનના હાલના વસ્તીપત્રક પ્રમાણે જો ખરા અને બરાબર હોય તો વડોદરા રાજ્યની પંક્તિ કેળવણીની બાબતમાં ઠીક ગણી શકાય.

**રાજ્યમાં કુંવારાં, પરણેલાં અને રાંડેલાં**—રાજ્યની કુલ વસ્તીમાં કેટલાં કુંવારાં, પરણેલાં અને રાંડેલાં છે તેના સ્પષ્ટ આંકડા આ વખતની વસ્તી ગણત્રીમાં નહીં બતાવતાં Random Sample (શબ્દાર્થ–ઠેકાણા વગરનો નમુનો–દાખલો) પ્રમાણે મુકેલા છે તેથી પહેલી આવૃત્તિ પ્રમાણે ઉમરવાર જાતવાર અને પ્રાંતવાર તેમના આંકડા આ આવૃત્તિમાં મુકી શકયો નથી. તો પણ સેન્સેસ રીપોર્ટના પેરા ૧૫૪ અને ૧૫૭ અનુસાર નીચે પ્રમાણે ટકાવારી છે—

રાજ્યની કુલ વસ્તી ૨૮૫૫૦૧૦ માં ૧૪૭૨૯૦૯ પુરૂષો અને ૧૩૮૨૧૦૧ સ્ત્રીઓ છે. આ પુરૂષોમાં ૫૨ ટકા કુંવારા, ૪૨ ટકા પરણેલા અને ૬ ટકા રાંડેલા છે, તથા સ્ત્રીઓમાં ૪૧ ટકા કુંવારી, ૪૬ ટકા પરણેલી અને ૧૩ ટકા રાંડેલી છે. રાજ્યમાં કુલ હિન્દુ ૨૫૬૫૦૫૬, જૈન ૪૬૮૬૬ અને મુસલમાન ૨૨૩૬૧૦ છે તેમાં રાંડેલાંનું પ્રમાણ હિન્દુમાં ૧૨ા।, જૈનમાં ૨૦ા। અને મુસલમાનમાં ૧૪ાા ટકા આવે છે.

પ્રાંતવાર અને જાતવાર આંકડા રેન્ડમ સેમ્પલ ( Random Sample )ના ધોરણે અન્વયે $\frac{1}{50}$ ભાગના સેન્સેસ રીપોર્ટના પૃષ્ઠ ૧૪૦ થી ૧૪૪ ઉપર બતાવેલા બે કોષ્ટકોના અંદાજે આંકડા મુકેલા છે. આ આંકડા ૫૦ મા ભાગના નહી મુકતાં રાજ્યની કુલ વસ્તી ૨૮૫૫૦૧૦ પ્રમાણે મુકયા હોત તો પુરૂષોમાં વિધુરોની અને સ્ત્રીઓમાં વિધવાઓની અને એકંદર રીતે સ્ત્રીઓની સ્થિતિ કેવી છે તે સમાજ સુધારણાર્થે સમજાવી શકાત. આ કારણથી મેં રેન્ડમ સેમ્પલના આંકડા નહી મુકતાં માત્ર ઉપર પ્રમાણે ટકાવારીના આંકડા બતાવ્યા છે.

વડોદરારાજ્યમાં **પ્રજામંડળ** જેવી પ્રજાકીય સંસ્થામાં તેમજ **ધારાસભા** જેવી રાજકીય સંસ્થામાં જોડાઈ જેઓ પ્રજાહીતનું કામ કરવા અભિલાષા ધરાવે છે તેમને **રાજ્યની આર્થિક સ્થિતિ** જાણવાની ખાસ આવશ્યકતા હોવાથી તે નીચે પ્રમાણે જણાવવામાં આવે છેઃ—

**રાજ્યની આર્થિક સ્થિતિ**—વધારે પાછળ નહીં જતાં સન ૧૯૧૦–૧૧ ની સાલથી તા. ૩૧–૭–૧૯૪૧ સુધીના રાજ્યની આવક જાવકના આંકડા વડોદરા રાજ્યના કારોભારી હેવાલ (Administration Reports) ઉપરથી પ્રકટ કરવાથી રાજ્યના અને પ્રજાના અંતર્ અને બાહ્યસ્વરૂપ ઉપર સારૂં અજવાળું પડશે. એકંદર વાર્ષિક આવક જાવકના આંકડા સાલવાર નીચે પ્રમાણે છે—

**રાજ્યની આવક જાવકના આંકડાનું કોષ્ટક.**

| સન. | આવક. | જાવક. | +વધારો.<br>–ઘટાડો. |
|---|---|---|---|
| ૧૯૧૦–૧૧ | ૧૭૧૭૨૮૪૮ | ૧૪૦૦૦૭૦૮ | +૩૧૭૨૧૪૦ |
| ૧૯૧૧–૧૨ | ૧૪૪૧૯૨૫૩ | ૧૭૩૮૧૮૨૬ | –૨૯૬૨૫૭૩ |
| ૧૯૧૨–૧૩ | ૨૨૧૧૦૪૪૧ | ૧૮૦૦૪૨૧૧ | +૪૧૦૬૨૩૧ |
| ૧૯૧૩–૧૪ | ૨૦૪૭૦૬૨૬ | ૧૪૨૧૨૧૯૫ | +૬૨૫૮૪૩૧ |
| ૧૯૧૪–૧૫ | ૧૯૨૬૦૨૮૯ | ૧૪૮૦૧૪૨૬ | +૪૪૫૮૮૬૩ |
| ૧૯૧૫–૧૬ | ૧૯૦૯૦૫૪૦ | ૧૬૭૫૧૪૮૯ | +૨૩૩૯૦૫૧ |
| ૧૯૧૬–૧૭ | ૨૦૨૧૧૦૭૯ | ૧૫૫૨૮૭૩૫ | +૪૬૮૨૩૪૪ |
| ૧૯૧૭–૧૮ | ૨૦૨૮૬૦૫૧ | ૧૮૯૪૬૫૪૯ | +૧૩૩૯૫૦૨ |
| ૧૯૧૮–૧૯ | ૧૭૮૮૨૩૫૮ | ૧૬૬૫૫૬૦૧ | +૧૨૨૬૭૫૭ |
| ૧૯૧૯–૨૦ | ૨૪૩૬૪૨૭૯ | ૧૮૧૬૪૨૦૧ | +૬૨૦૦૦૭૮ |
| ૧૯૨૦–૨૧ | ૨૦૮૫૫૬૦૫ | ૧૯૧૬૮૬૮૬ | +૧૬૮૬૯૧૯ |
| ૧૯૨૧–૨૨ | ૨૧૨૫૯૨૨૯ | ૨૦૪૦૨૯૦૪ | + ૮૫૬૩૨૫ |
| ૧૯૨૨–૨૩ | ૨૨૧૨૬૪૯૧ | ૨૧૧૩૮૮૬૫ | + ૯૮૭૬૨૫ |
| ૧૯૨૩–૨૪ | ૨૧૮૬૧૩૬૦ | ૧૮૮૯૪૪૫૪ | +૨૯૬૭૦૦૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૯૨૪-૨૫ | ૨૪૪૭૫૮૯૪ | ૧૯૪૩૧૧૭૫ | +૫૦૪૪૦૦૦ |
| ૧૯૨૫-૨૬ | ૨૩૭૦૬૭૮૬ | ૧૯૭૭૩૨૪૫ | +૩૯૩૩૦૦૦ |
| ૧૯૨૬-૨૭ | ૨૪૬૬૧૬૬૫ | ૨૦૪૧૯૩૬૩ | +૪૨૪૨૦૦૦ |
| ૧૯૨૭-૨૮ | ૨૬૨૧૧૦૦૦ | ૨૧૪૫૧૦૦૦ | +૪૭૬૦૦૦૦ |
| ૧૯૨૮-૨૯ | ૨૪૯૦૦૦૦૦ | ૨૧૧૧૮૦૦૦ | +૩૭૮૨૦૦૦ |
| ૧૯૨૯-૩૦ | ૨૬૫૩૪૦૦૦ | ૨૪૨૬૬૦૦૦ | +૨૨૬૮૦૦૦ |
| ૧૯૩૦-૩૧ | ૨૫૯૬૬૦૦૦ | ૨૩૯૦૩૦૦૦ | +૨૦૬૩૦૦૦ |
| ૧૯૩૧-૩૨ | ૨૪૯૪૩૦૦૦ | ૨૬૧૮૯૦૦૦ | -૧૨૪૬૦૦૦ |
| ૧૯૩૨-૩૩ | ૨૭૦૧૦૦૦૦ | ૨૦૪૩૬૦૦૦ | +૬૫૭૪૦૦૦ |
| ૧૯૩૩-૩૪ | ૨૪૭૩૦૦૦૦ | ૨૦૮૦૫૦૦૦ | +૩૯૨૫૦૦૦ |
| ૧૯૩૪-૩૫ | ૧૯૯૪૧૦૦૦ | ૨૧૨૩૫૦૦૦ | -૧૨૯૪૦૦૦ |
| ૧૯૩૫-૩૬ | ૨૮૦૪૬૦૦૦ | ૨૧૭૩૯૦૦૦ | +૬૩૦૭૦૦૦ |
| ૧૯૩૬-૩૭ | ૨૩૦૫૪૦૦૦ | ૨૨૪૧૫૦૦૦ | + ૬૩૯૦૦૦ |
| ૧૯૩૭-૩૮ | ૨૬૭૧૮૦૦૦ | ૨૨૨૩૫૦૦૦ | +૪૪૮૩૦૦૦ |
| ૧૯૩૮-૩૯ | ૨૨૧૫૪૦૦૦ | ૨૪૧૦૬૦૦૦ | -૧૯૫૨૦૦૦ |
| ૧૯૩૯-૪૦ | ૨૪૫૨૩૦૦૦ | ૨૫૦૪૪૦૦૦ | - ૫૨૧૦૦૦ |
| ૧૯૪૦-૪૧ | ૨૫૨૪૫૦૦૦ | ૨૪૦૩૩૦૦૦ | +૧૨૧૨૦૦૦ |

ઉપરના કોષ્ટક ઉપરથી જણાશે કે વડોદરા રાજ્યની આવક કરતાં રાજ્યનું ખરચ કમી થાય છે. કોઈ કોઈ વર્ષમાં દુષ્કાળ જેવી સ્થિતિ હોય છે ત્યારે અગર લડાઈ જેવા અસાધારણ સંયોગોને લીધે મીલીટરી ખાતામાં ખરચ કરવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે ત્યારે તે વર્ષોમાં ખરચ વધારે ઉપડે છે. પરંતુ તે કાયમનું હોતું નથી તેથી રાજ્યની આર્થિક સ્થિતિ સારી ગણી શકાય. એ એક રીતે સંતોષ

પામવા જેવું છે. રાજ્યની એકંદર બચત આશરે રૂ. ૧૧) કરોડ છે તેમાંથી આશરે રૂ. ૫ા કરોડ રેલ્વે ખાતે, રૂ. ૩૮) લાખ વિદ્યુતકામ ખાતે, રૂ. ૪૮) લાખ ઓખાબંદર ખાતે, રૂ. ૧૬) લાખ બીજાં ઔદ્યોગિક કામ ખાતે છે, તે જતાં બાકી રૂ. ૪ા કરોડ રોકડા છે.

આ રોકડ બચતમાંથી રાજ્યની આર્થિક સંગીનતા કાયમ રાખવા આશરે ૩૫ વરસથી રૂ.૩ા કરોડનું એક **રીઝર્વ ફંડ** જુદુ રાખવામાં આવેલું છે. આ ફંડ ઉપરાંત સન ૧૯૩૯–૪૦ થી ઉપરના ફંડને પુષ્ટિ આપવા દુષ્કાળ, અતિવૃષ્ટિ અને એવી કુદરતી આફતોમાંથી બચવા **લૅન્ડ રેવન્યુ ઈક્વલીઝેશન ફંડ** રૂ.૫૦) લાખનું નવું ઉઘાડવામાં આવેલું છે. તે ખાતામાંથી ગઈ સાલ રૂ.૫) લાખ ઉપાડવામાં આવેલા તે આ સાલ ભરપાઈ કરવા ઉપરાંત રૂ.૫) લાખ તે ફંડ ખાતે આપતાં હાલ તે ફંડ ખાતે રૂ. ૫૫) લાખ છે. (આ ફંડ સંબંધી વિશેષ ખુલાસો આગળ રાજ્યનાં ફંડોની હકીકત વાંચવાથી સમજાશે.)

રેલ્વેખાતે રોકાણ થયેલી રકમ ઉપર આશરે રૂ.૨૪) લાખ વાર્ષિક ઉત્પન્ન આવે છે. વિદ્યુત ખાતે આશરે રૂ.૩ા લાખ આવે છે. બંદર ખાતે રૂ.૩૭) હજાર આવે છે. આ ઉપરથી સમજાય છે કે રૂ.૬ા કરોડના રોકાણ ઉપર આશરે રૂ.૨૭) લાખ આવે છે એટલે આશરે ૪ ટકા વ્યાજ ઉત્પન્ન થાય છે. રાજ્યમાં થયેલાં મોટાં ઈરીગેશન કામો ઘણા ભાગે નિષ્ફળ નીવડયાં છે. મેસાણા પ્રાંતમાં મોટા ખરચે બંધાયેલું કાદરપુર તળાવ પણ તે પૈકીનું છે. તે તળાવમાંથી ઠેઠ કાદરપુરથી ખેરાળુ, વડનગર, ગુંજા અને વિસનગર સુધી નહેરો દ્વારાએ પાણી આપવાની સરકારની જે ધારણા હતી તે બર આવી નથી. રેલ્વે ખાતાની સરકારને સારી કમાણી છે.

રાજ્યમાં દર વર્ષે કયા કયા ખાતામાં કેટલું કેટલું **ખરચ થાય છે તેના ૭ વર્ષના સન ૧૯૩૫ થી ૧૯૪૧ સુધીના આંકડા નીચે પ્રમાણે**—

## રાજ્યના ખરચના વીગતવાર આંકડાનું કોષ્ટક. (સન ૧૯૩૫ થી ૧૯૪૧ સુધી)

| | ખરચની બાબત | ૧૯૩૫–૩૬ (હજાર) | ૩૬–૩૭ (હજાર) | ૩૭–૩૮ (હજાર) | ૩૮–૩૯ (હજાર) | ૩૯–૪૦ (હજાર) | ૪૦–૪૧ (હજાર) |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મુલકી | ૨૪૪૬ | ૨૪૬૮ | ૨૧૫૮ | ૨૧૭૯ | ૨૨૩૪ | ૨૧૧૫ |
| ૨ | સીવીલ ખાતાં | ૧૨ | ૯ | ૨૪ | ૧૦ | ૪૦ | ૩૧ |
| ૩ | જંગલ | ૧૫૪ | ૧૩૯ | ૧૨૯ | ૧૪૬ | ૧૬૭ | ૧૨૫ |
| ૪ | આબકારી | ૧૯૨ | ૧૯૭ | ૨૦૪ | ૨૦૨ | ૨૦૨ | ૧૯૯ |
| ૫ | અફીણ | ૧૯ | ૧૭ | ૨૨ | ૨૦ | ૧૪ | ૧૦ |
| ૬ | જકાત | ૫૯ | ૫૭ | ૫૬ | ૫૬ | ૫૭ | ૫૬ |
| ૭ | મીઠું | ... | ... | ... | ... | ... | ... |
| ૮ | સ્ટૅંપ | ૮૩ | ૧૧૭ | ૨૫ | ૬૫ | ૪૫ | ૨૫ |
| ૯ | નોંધણી | ૬૪ | ૬૪ | ૬૮ | ૬૭ | ૬૯ | ૭૧ |
| ૧૦ | વિશિષ્ટ પંચાયત | ૨૪ | ૨૩ | ૨૦ | ૧૯ | ૧૮ | ૧૭ |
| ૧૧ | ગ્રામ પંચાયત | ૧૦૯ | ૧૨૯ | ૧૦૫ | ૧૪૧ | ૧૬૪ | ૧૫૭ |
| ૧૨ | વ્યાજ | ૩૬૫ | ૨૪૬ | ૩૦૪ | ૨૯૩ | ૪૦૧ | ૪૫૯ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | રેલ્વે | ... | ... | ... | ... | ... | ... |
| ૧૪ | વિજળી | ... | ૨૪૨ | ૨૯૨ | ૩૦૦ | ... | ... |
| ૧૫ | ઇરીગેશન | ૮ | ૬ | ૬ | ૫ | ૭ | ૭ |
| ૧૬ | બંદર | ... | ... | ... | ... | ... | ... |
| ૧૭ | છાપખાનું | ... | ... | ... | ... | ... | ... |
| ૧૮ | ડેરી | ૨૬ | ૩૧ | ૩૬ | ૩૦ | ૩૩ | ૩૩ |
| ૧૯ | ખાનગી | ૨૪૮૭ | ૨૪૮૫ | ૨૫૧૮ | ૨૬૦૦ | ૨૧૧૯ | ૨૨૯૬ |
| ૨૦ | શ્રીમંત યુવરાજ બજેટ | ૨૫૦ | ૨૫૦ | ૨૫૦ | ૧૯૫ | ... | ... |
| ૨૧ | સેન્ટ્રલ એડમીની સ્ટ્રેશન | ૯૭૬ | ૯૫૭ | ૯૮૦ | ૧૦૧૭ | ૧૦૭૨ | ૧૧૦૨ |
| ૨૨ | ન્યાય | ૫૬૯ | ૫૬૫ | ૫૫૪ | ૫૪૭ | ૫૪૨ | ૫૨૭ |
| ૨૩ | પોલીસ | ૧૪૮૯ | ૧૪૯૮ | ૧૪૮૩ | ૧૪૯૯ | ૧૫૭૭ | ૧૫૧૬ |
| ૨૪ | જેલ | ૮૮ | ૮૦ | ૮૪ | ૮૫ | ૯૩ | ૧૦૦ |
| ૨૫ | લશ્કર | ૨૦૭૧ | ૨૪૮૬ | ૨૧૪૭ | ૨૧૮૦ | ૩૧૭૨ | ૨૨૫૦ |
| ૨૬ | આરોગ્ય | ૯૮ | ૯૩ | ૧૧૨ | ૧૦૬ | ૧૦૦ | ૧૧૧ |
| ૨૭ | દવાખાનું | ૭૦૩ | ૭૫૪ | ૭૪૦ | ૭૮૧ | ૭૭૩ | ૭૯૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૮ | કેળવણી | ૩૭૪૮ | ૩૭૯૬ | ૩૮૬૫ | ૩૯૪૬ | ૩૮૩૬ | ૩૮૮૨ |
| ૨૯ | ખેતીવાડી | ૨૩૩ | ૩૩૯ | ૪૧૩ | ૫૨૧ | ૬૮૧ | ૬૪૨ |
| ૩૦ | વેપારઉદ્યોગ | ૧૨૮ | ૮૬ | ૧૧૦ | ૧૫૮ | ૧૬૭ | ૨૯૬ |
| ૩૧ | આંકડાખાતું | ૭ | ૧૮ | ૧૭ | ૧૮ | ૧૯ | ૧૮ |
| ૩૨ | ફીશરીઝ | ... | ... | ... | ૨૨ | ૧૬ | ૧૫ |
| ૩૩ | સહકારી | ૬૨ | ૬૬ | ૬૨ | ૭૦ | ૭૩ | ૭૯ |
| ૩૪ | પબ્લીકવર્કસ | ૨૯૪૬ | ૨૭૨૭ | ૨૭૭૯ | ૩૦૭૭ | ૨૪૯૨ | ૨૭૯૯ |
| ૩૫ | પરચુરણ | ૪૬૬ | ૫૧૯ | ૬૩૧ | ૪૦૧ | ૧૪૨૭ | ૧૦૮૩ |
| ૩૬ | વટાવ નુકસાન | ... | ... | ૩૦ | ૨ | ૧૨૩ | ૬૩ |
| ૩૭ | દેવસ્થાન | ૨૨૭ | ૨૧૯ | ૨૧૦ | ૨૦૫ | ૧૯૮ | ૧૯૩ |
| ૩૮ | નીમણુક | ૫૦૮ | ૬૬૫ | ૬૯૦ | ૭૫૪ | ૧૦૩૪ | ૧૦૪૫ |
| ૩૯ | પેન્શન | ૭૮૩ | ૮૦૧ | ૮૩૫ | ૮૮૩ | ૧૦૩૨ | ૮૭૬ |
| ૪૦ | સબસીડી ટુલોકલબોર્ડઝ | ૩૩૭ | ૨૬૬ | ૨૫૭ | ૪૬૦ | ૬૧૮ | ૩૨૦ |
| ૪૧ | પ્રોબેશનરોના પગાર | ... | ... | ૧૯ | ૨૬ | ૪૯ | ૬૮ |
| ૪૨ | સ્ટેટસેરીમોનીયલ | ... | ... | ... | ૧૦૨૦ | ... | ૬ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૪૩ | દુષ્કાળ રાહત | ... | ... | ... | ... | ૩૮૦ | ૨૫ |
| ૪૪ | પોલીટીકલ | ... | ... | ... | ... | ... | ૨૪૩ |
| ૪૫ | પેમેન્ટ | ... | ... | ... | ... | ... | ૩૭૫ |
| | કુલ | ૨૧૭૩૭ | ૨૨૪૧૫ | ૨૨૨૩૫ | ૨૪૧૦૬ | ૨૫૦૪૪ | ૨૪૦૩૩ |

ઉપરના આશરે રૂ. ૨॥ કરોડના રાજ્યના ખરચને પહોંચી વળવા તેટલીજ રકમ આશરે ૩૩ ખાતાંમાંથી વસુલ કરવામાં આવે છે, તેમાં મુખ્ય ઉપજની રકમ જમીન મહેસુલની, પછી આબકારી અને જકાતખાતાની, પછી રેલ્વે અને વ્યાજ અને હવે આયપતવેરાની શરૂઆત થાય છે. **રાજ્યની આવકના છ વરસના સન ૧૯૩૫ થી ૧૯૪૧ સુધીના આંકડા નીચે પ્રમાણે છે—**

## રાજ્યની આવકના વીગતવાર આંકડાનું કોષ્ટક. (સન ૧૯૩૫ થી ૧૯૪૧ સુધી)

| | આવકની બાબત. | ૧૯૩૫–૩૬ (હજાર) | ૩૬–૩૭ (હજાર) | ૩૭–૩૮ (હજાર) | ૩૮–૩૯ (હજાર) | ૩૯–૪૦ (હજાર) | ૪૦–૪૧ (હજાર) |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | જમીન મહેસુલ | ૧૩૮૩૯ | ૯૪૮૨ | ૧૨૭૫૯ | ૭૬૫૭ | ૯૫૦૦ | ૯૫૦૭ |
| ૨ | વેરા | ૬૮૩ | ૪૭૬ | ૭૭૨ | ૬૦૩ | ૪૦૭ | ૧૧૬૦ |
| ૩ | જંગલ | ૩૯૩ | ૪૦૭ | ૩૪૩ | ૩૭૬ | ૩૪૫ | ૪૬૪ |
| ૪ | આબકારી | ૨૪૭૮ | ૨૫૬૧ | ૨૪૫૩ | ૨૨૯૯ | ૨૫૧૧ | ૨૭૮૫ |
| ૫ | અફીણ | ૩૦૮ | ૨૮૫ | ૨૭૨ | ૨૫૭ | ૨૪૧ | ૨૪૯ |
| ૬ | જકાત | ૧૪૯૧ | ૧૨૭૮ | ૧૨૨૮ | ૧૮૪૯ | ૩૨૦૯ | ૨૭૭૯ |
| ૭ | મીઠું | ૫૬૮ | ૫૬૮ | ... | ૫૬૯ | ૧૧૩૭ | ૨ |
| ૮ | સ્ટૅંપ | ૧૧૩૦ | ૧૦૪૮ | ૧૦૦૭ | ૯૭૩ | ૯૯૩ | ૧૦૬૨ |
| ૯ | નોંધણી | ૧૮૭ | ૧૭૪ | ૧૮૮ | ૧૯૦ | ૧૯૩ | ૨૧૯ |
| ૧૦ | ખંડણી | ૫૨૩ | ૯૪૨ | ૭૪૧ | ૬૨૭ | ૬૧૫ | ૬૦૬ |
| ૧૧ | વિશિષ્ટ પંચાયત | ૨૩ | ૧૯ | ૧૮ | ૧૮ | ૧૭ | ૧૮ |
| ૧૨ | ગ્રામ પંચાયત | ૧૨૯ | ૧૦૫ | ૧૪૧ | ૧૬૫ | ૧૫૭ | ૧૬૨ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૩ | વ્યાજ | ૧૭૩૬ | ૧૭૭૨ | ૧૮૫૫ | ૧૯૨૮ | ૧૭૬૧ | ૧૯૭૨ |
| ૧૪ | રેલ્વે | ૧૭૭૯ | ૧૭૪૪ | ૧૭૭૭ | ૧૮૮૧ | ૨૦૩૦ | ૨૧૯૨ |
| ૧૫ | વિજળી | ૩૭૫ | ૪૦૧ | ૪૧૯ | ૪૨૦ | ૧૧૭ | ૩૩૪ |
| ૧૬ | ઈરીગેશન | ૩ | ૧૧ | ૯ | ૫ | ૧૧ | ૬ |
| ૧૭ | બંદર | ૪૪ | ૬૨ | ૬૦ | ૪૨ | ૭૫ | ૩૭ |
| ૧૮ | છાપખાનું | ૬૭ | ૧૯ | ૨૫ | ૯ | ૩૪ | ૨૫ |
| ૧૯ | ડેરી | ૧૦ | ૮ | ૧૦ | ૯ | ૧૫ | ૧૦ |
| ૨૦ | ખાનગી | ૫૭ | ... | ... | ... | ... | ... |
| ૨૧ | સેન્ટ્રલ એડમીનીસ્ટ્રેશન | ૯ | ૮ | ૧૫ | ૧૩ | ૯ | ૮ |
| ૨૨ | ન્યાય | ૮૨ | ૯૫ | ૯૪ | ૭૫ | ૯૯ | ૯૬ |
| ૨૩ | પોલીસ | ૩૨ | ૩૨ | ૪૪ | ૫૨ | ૧૪ | ૫૨ |
| ૨૪ | જેલ | ૨૩ | ૨૮ | ૨૭ | ૨૫ | ૨૮ | ૧૯ |
| ૨૫ | લશ્કર | ૫ | ૭ | ૫ | ૬ | ૯ | ૭ |
| ૨૬ | આરોગ્ય | ૪૨ | ૪૩ | ૪૨ | ૩૬ | ૪૦ | ૪૧ |
| ૨૭ | દવાખાનું | ૧૮૩ | ૧૧૯ | ૧૦૪ | ૯૮ | ૧૧૫ | ૮૯ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૨૮ | કેળવણી | ૭૧૬ | ૭૧૫ | ૭૦૫ | ૬૭૩ | ૪૪૫ | ૪૮૮ |
| ૨૯ | ખેતીવાડી | ૨૪ | ૩૨ | ૪૧ | ૫૦ | ૯૭ | ૯૫ |
| ૩૦ | વેપાર ઉદ્યોગ | ૧૯ | ૧૫ | ૧૯ | ૨૦ | ૨૭ | ૬૫ |
| ૩૧ | પબ્લીકવર્કસ | ૨૧૯ | ૨૭૮ | ૨૩૦ | ૧૮૨ | ૨૩૮ | ૧૯૨ |
| ૩૨ | પરચુરણ | ૮૬૯ | ૩૫૮ | ૭૨૨ | ૧૧૭ | ૨૨૯ | ૧૯૮ |
| ૩૩ | વટાવ, લોન બદલી તેના | ... | ... | ૫૯૩ | ૯૩૦ | ૩૯ | ૭ |
| | કુલ | ૨૮૦૪૬ | ૨૩૦૫૪ | ૨૬૭૧૮ | ૨૨૧૫૪ | ૨૪૫૨૩ | ૨૫૨૪૫ |

વડોદરા રાજ્ય પ્રજામંડળ જેવી પ્રજાકીય સંસ્થામાં, તથા ધારાસભા જેવી રાજકીય સંસ્થામાં, તેમજ સુધરાઇઓ અને પંચાયતો જેવી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં કામ કરનાર સભાસદો અને જાહેર જનતાને ઉપયોગી—ને ખાસ કરી બજેટ ઉપરની ચર્ચામાં ઉપયોગી થઇ પડે તે હેતુથી પાછલાં વર્ષોનો ખ્યાલ આપ્યો છે તે ઉપરનાં કોષ્ટકો ઉપરથી સમજાશે.

# ચારે પ્રાંતની સરખામણી.

( ઓખામંડળને અમરેલી પ્રાંતમાં ગણેલો છે. )

**આબોહવામાં** પહેલા નંબરે મેસાણાપ્રાન્ત, પછી અમરેલીપ્રાન્ત, પછી વડોદરાપ્રાન્ત અને છેલ્લા નંબરે નવસારીપ્રાન્ત આવે છે.

**કુદરતી વરસાદ પાણીમાં** પહેલો નવસારી પ્રાન્ત, જેમાં સરેરાશ ૫૫ ઈંચ વરસાદ પડે છે, બીજો વડોદરા પ્રાન્ત જેમાં ૩૫ ઈંચ વરસાદ પડે છે, ત્રીજો મેસાણા પ્રાન્ત જેમાં ૨૨ ઈંચ વરસાદ પડે છે અને ચોથો અમરેલી પ્રાન્ત જેમાં ૧૫ ઇંચ સરેરાશ વરસાદ પડે છે.

**ખેતીમાં** પહેલો વડોદરા પ્રાન્ત, બીજો નવસારી પ્રાન્ત, ત્રીજો મેસાણા પ્રાન્ત અને ચોથો અમરેલી પ્રાન્ત છે.

**રેલ્વે અને રસ્તાની** બાબતમાં પહેલો વડોદરા પ્રાન્ત જેમાં વડોદરા રાજ્યની આશરે ૩૦૦ માઈલની નૅરોગેજ રેલ્વે છે. પછી મેસાણા પ્રાન્ત જેમાં રાજ્યની આશરે ૨૫૬ માઇલની મીટરગેજ રેલ્વે છે. પછી નવસારી પ્રાન્ત જેમાં વડોદરા રાજ્યની ૬૧ માઈલ નૅરોગેજ રેલ્વે છે, પણ બીજી રેલ્વે લાઇનો વધારે છે. અને છેલ્લો અમરેલી પ્રાન્ત આવે છે જેમાં રાજ્યની આશરે ૯૧ માઈલ મીટરગેજ રેલ્વે છે. આ પ્રાન્તના મહાલો છુટા છવાયા કાઠીયાવાડમાં હોવાથી મુસાફરીમાં વધારે વખત લાગે છે અને મુશ્કેલી પડે છે.

**કેળવણીની** બાબતમાં પહેલા નંબરે વડોદરા પ્રાન્ત આવે છે. તેમાં વડોદરા શહેરમાં ભણેલાનું પ્રમાણ ૩૯॥ ટકા આવે છે અને શહેર શિવાય વડોદરા પ્રાન્તનું પ્રમાણ ૨૬। ટકા આવે છે. બીજા નંબરે અમરેલી પ્રાન્ત જેમાં ૨૭ ટકા ભણેલાનું પ્રમાણ આવે છે. ત્રીજા નંબરે નવસારી પ્રાન્ત જેમાં ભણેલાનું પ્રમાણ ૨૦ ટકા આવે છે, અને છેલ્લા નંબરે મેસાણા પ્રાન્ત આવે છે જેમાં ભણેલાનું પ્રમાણ માત્ર ૧૮॥। ટકા આવે છે. મેસાણા પ્રાન્તની પ્રજા

કેળવણીની બાબતમાં ઘણી જ પાછળ છે. પુસ્તકાલયની પ્રવૃત્તિમાં પણ તે પાછળ છે.

**દારૂ પીવાના વ્યસનમાં** કયો પ્રાન્ત વધારે વ્યસની છે તે નીચેના દારૂવેચાણના આંકડા ઉપરથી સમજાશે—

| પ્રાંત | વસ્તી | દારૂની ઉપજ | માથાદીઠ દારૂનું પ્રમાણ |
|---|---|---|---|
| વડોદરા | ૯૫૯૪૧૬ | ૯૪૯૦૦૦ | રૂ ૧—૦—૦ |
| મહેસાણા (પેથાપુર સાથે) | ૧૧૮૦૫૪૧ | ૨૯૦૦૦૦ | રૂ ૦—૪—૦ |
| નવસારી | ૪૬૫૯૨૩ | ૧૪૭૯૦૦૦ | રૂ ૩—૩—૦ |
| અમરેલી | ૨૪૯૧૩૦ | ૩૮૦૦૦ | રૂ ૦—૨—૫ |
| | ૨૮૫૫૦૧૦ | ૨૭૫૬૦૦૦ | રૂ. ૧—૦—૦ |

*ઉપર જણાવેલી રૂ. ૨૭૫૬૦૦૦)ની ઉપજ પૈકી ૨૦૪૪૦૦૦)* દેશી દારૂની અને રૂ. ૫૩૯૦૦૦) તાડીમાંથી ઉત્પન્ન થયેલા છે. દારૂ વેચવા માટે દુકાનો ઉઘાડવામાં સરકાર તરફથી ઇજારા આપવામાં આવે છે. વડોદરા રાજ્યની આવકનું સરવૈયું જોશો તો જણાઈ આવશે કે દારૂની ઉપજ એ આવકનો મુખ્ય ભાગ છે. આ સ્થળે કહેવું પડશે કે દારૂનિષેધની નૈતિક બાબતમાં પહેલા નંબરે અમરેલી પ્રાન્ત, બીજા નંબરે મેસાણા પ્રાન્ત, ત્રીજા નંબરે વડોદરા પ્રાન્ત અને છેલ્લા નંબરે નવસારી પ્રાન્ત આવે છે, એ ખરેખર નવસારી પ્રાન્તને શરમાવા જેવું છે. આ માટે નવસારી પ્રાન્તના આગેવાન પ્રજાજનોને મારી નમ્ર વિનંતી છે કે ખાસ નવસારી પ્રાંતમાં વધારે દારૂ વપરાતો હોવાથી દારૂનિષેધ મંડળીઓ સ્થાપી ઉપદેશ કરી લોકોને દારૂ પીતા કમી કરવાની વિશેષ આવશ્યકતા જણાય છે. દારૂ પીવાનું વ્યસન કોઈ પણ પ્રકારે કમી કરાવવું જોઇએ.

## રાજતંત્ર અને દેખરેખ.

**રાજનીતિ**—શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યવહિવટ માટે સાધારણ રીતે નીચે પ્રમાણે ગોઠવણ રાખી રાજતંત્ર રચેલું છે. (હમણાં કેટલાક વખતથી શ્રીમંત મહારાજા સાહેબે રાજ્યનીતિ પ્રસિદ્ધ કરી છે કે The policy of His Highness the Maharaja has been set out clearly–it is the close association of the people with the Government. અર્થાત રાજ્યનો પ્રજાની સાથે નિકટ સંપર્ક.)—

**વડોદરા રાજ્યની રાજધાની** વડોદરા શહેર હોવાથી મુલકી, ન્યાય, કેળવણી, પોલીસ, લશ્કરી વીગેરે તમામ ખાતાની કચેરીઓ વડોદરા શહેરમાં રાખેલી છે. રાજ્યમાં નીચે પ્રમાણે મુખ્ય ખાતાં રાખેલાં છે—

**જમીન મહેસુલ** માટે મુલકી ખાતું રાખેલું છે. તે માટે ગામડાઓમાં તલાટી, મહાલમાં વહીવટદાર, મહાલના વિભાગો ઉપર નાયબ સુબા અને પ્રાંતમાં સુબા અને તે બધાના ઉપરી તરીકે સરસુબા છે. તે પાછળ આશરે રૂ. ૨૧ લાખ ખરચ થાય છે.

**ન્યાય વ્યવસ્થા** માટે મહાલોમાં દિવાની અને ફોજદારી કામો માટે મુન્સફ અને મેજીસ્ટ્રેટ, પ્રાંતમાં પ્રાંત ન્યાયાધીશ અને તે બધા ઉપર વરિષ્ટ કોર્ટ અને હજુર ન્યાય સભા રાખેલી છે, જેની પાછળ આશરે રૂ. ૫ા લાખ ખરચ થાય છે.

**કેળવણી** માટે વડોદરામાં ૧ કૉલેજ જેમાં આશરે ૧૫૩૯ વિદ્યાર્થીઓ ભણે છે. હાલમાં કૉમર્સ કોલેજ ઉઘાડવામાં આવી છે, રાજ્યમાં ૩૭ (જેમાં ૧૯ ખાનગી) હાઇસ્કૂલો, ૧૦૨ ઍંગ્લો વર્નાકયુલર સ્કૂલો (જેમાં ૭૩ ખાનગી), ૧ છોડીઓ માટે વડોદરામાં મહારાણી હાઇસ્કૂલ અને ૨ એ. વી. સ્કૂલો (૧ નવસારીમાં અને ૧ પાટણમાં) એ રીતે તેમાં આશરે ૨૬૦૦૦ વિદ્યાર્થીઓ અંગ્રેજી ભણે છે. કેટલીક

ગ્રૅંટ-ઈન-એડ સ્કૂલો પણ છે. આ ઉપરાંત ૧ કલાભવન, ૨ ઔદ્યોગિક શાળાઓ, ૩ ટ્રેનીંગ સ્કૂલ, ૫ સંગીત શાળાઓ અને ૬ સંસ્કૃત શાળાઓ છે.

(હાલમાં જાણવામાં આવ્યું છે કે સરકાર પોતે થઇને ઉઘાડેલી હાઈસ્કૂલો બંધ કરવા ઇરાદો રાખે છે. જેટલી દેણગીથી ઉઘાડેલી હોય તેટલીજ અકેક ધોરણનો અકેક વર્ગ ઉઘાડીને ચાલુ રાખવી.)

રાજ્યમાં મફત ફરજ્યાત કેળવણી હોવાથી પ્રાથમિક કેળવણીની ૨૨૯૪ શાળાઓ છે, જેમાં આશરે ૨૮૩ કન્યાશાળાઓ છે. આ શાળાઓમાં ૧૫૪૦૦૦ છોકરાઓ અને ૧૧૨૦૦૦ છોકરીઓ ભણે છે. ૨૯ કિન્ડર ગાર્ટન શાળાઓ છે, જેમાં ૧૬૩૮ છોકરાં ભણે છે, આમાં ૨૪ ખાનગી શાળાઓ છે.

મોટાં પુસ્તકાલયો ૪૬, નાનાં ગ્રામ પુસ્તકાલયો ૧૨૭૦, વાંચનાલયો ૧૫૬, મહિલા પુસ્તકાલયો ૧૮ અને ૧૨ બાળ પુસ્તકાલયો છે. આ બધી કેળવણીની સંસ્થાઓની પાછળ રૂ. ૩૮) લાખ ખરચ થાય છે. વ્યવસ્થા માટે પ્રાંતવાર ઇન્સ્પેકટરો, ડેપ્યુટીઓ અને આશરે દસ હજાર શિક્ષકો રાખેલા છે. તે બધાના ઉપરી અમલદાર તરીકે વિદ્યાધિકારી રાખેલા છે.

**દવાખાના** માટે ૧૩ હૉસ્પીટલ, ૫૦ ડીસ્પેન્સરી, ૨૫ ચોથા વર્ગનાં દવાખાનાં, ૧૫ સુવાવડખાનાં (તેમાં ૪ મોટાં), ૧૦ ફરતાં દવાખાનાં અને ૬ આયુર્વેદિક દવાખાનાં છે. વર્ષમાં દરદીઓની સંખ્યા ૧૧ લાખની છે. હૉસ્પીટલોમાં આશરે ૮૦૦ ખાટલા છે. વર્ષમાં ઇન્ડોર પેશન્ટની સંખ્યા ૧૫ હજારની છે. નાનાં મોટાં શસ્ત્રોપચાર (Major & minor operations) નાં કામ આશરે ૧ લાખ થાય છે. આ બધાં દવાખાનાંની વ્યવસ્થા માટે ચીફ મેડીકલ ઑફીસર કામ કરે છે. કુલ ખરચ આશરે રૂ. ૮) લાખ થાય છે.

**રાજ્યરક્ષણ** માટે ઘોડેસ્વારો અને પાયદળ મળી ૩૭૩૪ માણસનું લશ્કર છે, જેની વ્યવસ્થા જનરલ કમાન્ડીંગ ઑફીસર

રાખે છે. તે પાછળ આશરે રૂ. ૧૯) લાખ ખરચ થાય છે. તથા મોટા નાના મળી ૫૧૪૨ પોલીસના માણસો છે, જેની વ્યવસ્થા પોલીસ કમીશ્નર રાખે છે. તેના હાથ નીચે દરેક પ્રાંતમાં પોલીસ નાયબ સુબા, અને તેમના હાથ નીચે મહાલવાર ફોજદાર અને નાયબ ફોજદાર હોય છે, તેની પાછળ એકંદર રૂ. ૧૫) લાખ ખરચ થાય છે.

**મુસાફરી** માટે રાજ્યમાં કુલ ૭૨૩ માઇલની રેલ્વે છે. તેમાં ૨૧ાા માઈલની બ્રૉડ ગેજ, ૩૪૬ માઇલની મીટર ગેજ, ૩૫૫ાાા માઇલની નૅરો ગેજ મીટર ગેજની રેલ્વે ખાસ મેસાણા પ્રાન્તમાં આવેલી છે, જેની વ્યવસ્થા તા. ૧-૪-૧૯૩૩ સુધી બી. બી. ઍન્ડ સી. આઇ. રેલ્વે કરતી હતી, પરંતુ ત્યારબાદ તેની વ્યવસ્થા રાજ્યનું રેલ્વે ખાતું કરે છે. કાઠીયાવાડમાં ઓખાના ૩૭ાા માઇલના મીટર ગેજના કકડાની વ્યવસ્થા જામનગર અને દ્વારકા રેલ્વે કરે છે. તે ઉપરાંત કાઠીયાવાડમાં ખીજડીઆથી ધારીનો કકડો ૩૭ાા માઇલનો તથા પ્રાચી રોડથી કોડીનારનો કકડો ૧૫ાાા માઈલનો મીટર ગેજનો છે તેની વ્યવસ્થા રાજ્યની રેલ્વે કરે છે. નૅરો ગેજનો મોટો ભાગ વડોદરા પ્રાન્તમાં અને થોડો નવસારી પ્રાન્તમાં છે, જેની વ્યવસ્થા રાજ્યનું રેલ્વે ખાતું રાખે છે. બ્રૉડ ગેજ લાઈનની વ્યવસ્થા બી. બી. ઍન્ડ સી. આઇ રેલ્વે રાખે છે.

આપણા રાજ્યની રેલ્વે જી. બી. એસ. રેલ્વેઝ (Gaekwar's Baroda State Railways) એ નામથી ઓળખાય છે, અને વ્યવસ્થા માટે મેનેજર અને તેના હાથ નીચે ઍન્જીનીયર, ટ્રાફીક સુપરીન્ટેન્ડેન્ટ વીગેરે રાખેલા છે. ઍન્જીન અને ડબ્બા ખાતાનું કારખાનું (work-shop) વડોદરામાં ગોયા ગેટ સ્ટેશને મોટા પાયા ઉપર રાખેલું છે. મુખ્ય ઑફીસ પણ ત્યાંજ છે. મીટરગેજ રેલ્વેની વ્યવસ્થા માટે મેસાણામાં ડીવીઝનલ સુપરીન્ટેન્ડેન્ટ અને ઍન્જીનીયર અને તેમના હાથ નીચે લોકો અને કૅરેજ સુપરીન્ટેન્ડેન્ટ વીગેરે ઑફીસરો રાખેલા છે. નાના પાયા ઉપર લોકો વર્કશૉપ છે જેમાં દુરસ્તીનું

કામકાજ થાય છે. આ રેલ્વે ખાતે કુલ આશરે રૂ. પાા કરોડ રોકાય છે અને ઉપજ રૂ. ૨૪ાાા લાખ આવે છે તે હીસાબે લગભગ ૪ા ટકા વ્યાજ બંધ બેસે છે.

**વેપાર ઉદ્યોગ** માટે રાજ્યમાં ખાસ વેપાર ઉદ્યોગ ખાતું રાખવામાં આવેલું છે, જે રાજ્યની કંપનીઓ કારખાનાંઓ અને ઓખાબંદર વીગેરેની વ્યવસ્થા રાખે છે. તે માટે વેપાર ઉદ્યોગ અધિકારી નીમવામાં આવેલા છે. આ ખાતા પાછળ આશરે રૂ. ૧ાા લાખ ખરચ થાય છે.

**ખેતીવાડી** માટે ખેતીવાડી ખાતું પણ રાખેલું છે. તેનો અભ્યાસ શીખવાડવા માટે વડોદરામાં શેઠ ડોસાભાઈ મગનલાલ એગ્રીકલ્ચરલ ઇન્સ્ટીટયુટ રાખેલું છે. વળી મેસાણા પ્રાન્તમાં પણ નાના પાયા ઉપર જગદુણમાં શેઠ ભોગીલાલ રાજારામ ઇન્સ્ટીટયુટ રાખેલું છે. બંનેમાં વનસ્પતિ શાસ્ત્ર ખેતીવાડી વીગેરેનો અભ્યાસ કરાવવામાં આવે છે. વ્યવસ્થા માટે ખેતીવાડી અધિકારી નીમવામાં આવેલા છે. આ ખાતા પાછળ દરસાલ આશરે ૬ાાા લાખ રૂપીઆ ખરચ થાય છે.

**નોંધણી** માટે રાજ્યમાં કુલ ૪૬ નોંધણી કચેરીઓ મહાલવાર રાખેલી છે. તેમાં આશરે ૪૮ હજાર દસ્તાવેજો આશરે ૩ કરોડ રૂપીયાના નોંધાય છે, જેમાંથી સરકારને આશરે રૂ. ૨) લાખ ઉત્પન્ન થાય છે. આ ખાતાની દેખરેખ સરસુબા રાખે છે.

**બાંધકામો** કરવા માટે રાજ્યમાં ખાસ પબ્લીક વર્ક્સ ડીપાર્ટમેન્ટ રાખેલું છે. તેની મુખ્ય ઑફીસ વડોદરામાં રાખેલી છે. ઑફીસર તરીકે ચીફ઼ ઍન્જીનીયર છે. તેના હાથ નીચે ચારે પ્રાંતમાં ઍકઝીકયુટીવ એન્જીનીયર અને તેમના હાથ નીચે સબડીવીઝનલ ઑફીસર, ઑવરસીયર્સ અને સુપરવાઇઝર્સ રાખેલા છે. આ ખાતું રાજ્યનાં તમામ બાંધકામો ઉપર દેખરેખ રાખે છે અને નવીન બાંધકામ કરે છે. આ ખાતા પાછળ રાજ્યને લગભગ રૂ.૨૮ લાખ ખરચ થાય છે.

**સહકારી મંડળો, કંપનીઓ, બેંક વીગેરે**—રાજ્યમાં ૧૨૯૭ સહકારી મંડળીઓ છે. તેના સભાસદોની સંખ્યા ૬૫૯૨૦ છે. શેર કેપીટલ રૂ. ૧૨૩૬૭૦૮) છે. રીઝર્વ ફંડ રૂ. ૧૭૬૩૯૪૬) છે. એકંદર ભંડોળ (Working Capital) રૂપીયા એક કરોડ બે લાખનું છે. ઉપરની મંડળીઓમાં કેટલીક ખેતીવાડીની, કેટલીક ધીરધારની બેંકો, કોઇ લૅન્ડ મૉરટગેઝ એમ જુદા જુદા પ્રકારની આવેલી છે.

વડોદરા રાજ્યમાં નોંધાયેલી જોઇન્ટ સ્ટૉક કંપનીઓ ૧૪૪ છે. ઉપરની કંપનીઓ પૈકી ૪ વડોદરામાં, ૩ પેટલાદમાં, ૩ કલોલમાં, ૨ નવસારીમાં ૨ સિદ્ધપુરમાં, ૧ બીલીમોરામાં અને ૧ કડીમાં મળી કુલ ૧૬ કૉટન મીલો છે, જેની કેપીટલ આશરે ૩॥ કરોડ રૂપીયા છે. દ્વારકામાં મોટી સીમેન્ટ ફેક્ટરી છે. દ્વારકાની પાસે મીઠાપુરામાં તાતા કંપનીનું ધી તાતા કેમીકલ્સનું મોટું કારખાનું છે, જેમાં તાતા કંપનીએ રૂ. ૧૧ કરોડની થાપણ રોકેલી છે. વડોદરામાં ધી ઍલેમ્બીક કેમીકલ વર્કસની કંપની છે. ગણદેવીમાં ખાંડનું કારખાનું છે. પેટલાદ અને બીલીમોરામાં દિવાસળીનું કારખાનું છે. આ ઉપરાંત લોખંડનું, ચાઇનાકલે, ટાઇલ્સનાં કારખાનાં તેમજ વુલન મીલ, જીનીંગ, છાપખાનાં, ઇન્સ્યુરન્સ કંપનીઓ એમ ઘણી નોંધાયેલી કંપનીઓ છે. વડોદરા બૅન્ક તા. ૧૯–૭–૧૯૦૮ના રોજ વડોદરામાં ઉઘાડવામાં આવી હતી. તેની મુંબઇ, અમદાવાદ, નવસારી, સુરત, ડભોઇ, પેટલાદ, મેસાણા, પાટણ, અમરેલી, ભાવનગર, કલકત્તા, સિદ્ધપુર, વિસનગર, કડી, કલોલ, ઓખા, કપડવંજ, હારીજ, બીલીમોરા, વ્યારા, મીઠાપુરા વીગેરે સ્થળે શાખાઓ છે.

રાજ્યમાં આશરે ૩૦૦ પોસ્ટ અને તાર ઓફીસો અને ૯૦૦ કાગળ નાખવાની પેટીઓ છે. તેની શરૂઆત રાજ્યમાં સન ૧૮૫૬ માં થઇ હતી. અને સન ૧૮૬૩ માં તેનો બહોળો વિસ્તાર રાજ્યમાં કરવામાં આવ્યો હતો. અંગ્રેજ સરકાર સાથે કરેલા કરાર પ્રમાણે

દર સાલ અમુક રૂપીયાની સરવીસ પોસ્ટેજ સ્ટેંપ વડોદરા રાજ્યને મફત મળે છે. દર પાંચ વર્ષે તેનો આંકડો નક્કી કરવામાં આવે છે.

**સ્થાનિક સ્વરાજ્ય**—સંવત ૧૯૬૨ થી રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના થઈ છે. તે આધારે રાજ્યમાં ૪ પ્રાંત પંચાયતો જેના પ્રમુખ તરીકે હાલમાં પ્રજાવર્ગમાંથી નીમવામાં આવે છે. ૨૦૭૫ ગ્રામ પંચાયતો છે. વડોદરા શહેર માટે ખાસ એક સુધરાઈ છે, જેને શહેર સુધરાઈ કહેવામાં આવે છે. પ્રાન્તોમાં અ વર્ગની ૧૧ સુધરાઇઓ છે, જેના વેરાનું ભારણ એક માથા દીઠ નીચે પ્રમાણે આવે છે—

નવસારી સુધરાઈમાં રૂ. ૪–૧–૩, મેસાણામાં રૂ. ૩–૪–૮, વિસનગરમાં રૂ. ૨–૯–૭, પેટલાદમાં રૂ. ૨–૭–૮, કલોલમાં રૂ. ૨–૭–૬, બીલીમોરામાં રૂ. ૨–૪–૫, ગણદેવીમાં રૂ. ૨–૪–૪, પાટણમાં રૂ. ૨–૨–૫, સિદ્ધપુરમાં રૂ. ૨–૦–૦, અમરેલીમાં રૂ. ૧–૧૪–૮ અને ડભોઈમાં રૂ. ૧–૬–૬ એમ ૧૧ અ વર્ગની સુધરાઇઓનું ભારણ છે. આ સુધરાઇઓનો પ્રમુખ પ્રજાવર્ગનો નિમવાનો અધિકાર આપેલો છે. આ ઉપરાંત બ વર્ગની ૩૦ સુધરાઇઓ છે જેનું વેરાનું ભારણ માથાદીઠ વડોદરા પ્રાન્તમાં રૂ. ૧–૨–૧૦, મેસાણા પ્રાન્તમાં રૂ. ૧–૬–૨, નવસારી પ્રાન્તમાં રૂ. ૧–૫–૬, અમરેલી પ્રાન્તમાં રૂ. ૧–૧–૧૦ અને ઓખામંડળ પ્રાન્તમાં રૂ. ૧–૩–૧ આવે છે. આ બ વર્ગની ૩૦ સુધરાઇઓના પ્રમુખ ઘણા ભાગે સરકારી અમલદાર જ હોય છે. કોઇક લાયકાતવાળી બ વર્ગની સુધરાઇને લોકપ્ર પ્રમુખ નીમવાનો અધિકાર આપેલો છે. સન ૧૯૧૭ થી વડોદરામાં ત્રણ ચાર વર્ષે પંચાયત પ્રતિનિધિ (Representative assembly) સભા પ્રથમ મળતી હતી તે ૩–૪ વખત મળ્યા પછી બંધ છે. સન ૧૯૨૯ સુધી આશરે ૩૮ મહાલ પંચાયતો હતી. પણ ગ્રામ પંચાયતોના વિકાસ માટે તે નિરૂપયોગી જણાયાથી કાઢી નાખી તેને બદલે મહાલની જરૂરિયાત જાણવા તથા મહાલમાં ચાલતા કામ

ઉપર દેખરેખ રાખવા પ્રાંત પંચાયતના સભ્યોમાંથી મહાલવાર સમિતિઓ નિમવામાં આવે છે, જે મહાલ પંચાયત સમિતિ તરીકે ઓળખાય છે, તેના અધ્યક્ષ તરીકે વહીવટદાર હોય છે. તેને કોઈ પણ કામ કે ખરચ કરવાનો અધિકાર નથી. માત્ર સલાહ આપી શકે છે.

જુના વખતમાં ગામની અંતર વ્યવસ્થા મુખી તથા બીજા આગેવાનો જોતા. તે વખતની સરકાર ઘણું કરીને મહેસુલની રકમ એક આંકડે આગેવાનો પાસેથી વસુલ કરી લેવા ઉપરાંત ગામની અંતર વ્યવસ્થામાં કંઈ હાથ ઘાલતી નહીં; ગામના આગેવાનો પોતાનામાં ઉઘરાણું કરી અગર બધાની પાસે વારા ફરતી મજુરી લઇ ગામની હાજતો પૂરી પાડતા. ગામની તકરારોનો ઇનસાફ પણ ગામમાં જ ચુકવાતો. ટુંકામાં દરેક ગામ એક નાના સરખા રાજ્યની પેઠે સ્વરાજ્ય ભોગવતું. પણ જ્યારથી વિઘોટી વહીવટ દાખલ કરી સરકારે દરેક ખાતેદાર પાસેથી તેના મહેસુલની રકમ પરભારા ઉઘરાવી લેવાનું શરૂ કર્યું ત્યારથી ગામની અંદરના સ્વરાજ્યની આ પ્રાચીન વ્યવસ્થા ધીમે ધીમે શિથિલ થતી ચાલી અને હવે ઘણે ખરે ઠેકાણે નહીં જેવી થઈ ગઇ છે. **કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાએ** હિંદુસ્તાનમાં ઇતર ઠેકાણે થયેલી સ્થાનિક સ્વરાજ્યની ખરાબી ધ્યાનમાં રાખી પોતાના રાજ્યમાં સર્વે સેટલમેન્ટ વખતે એવો પ્રકાર ન બને એટલા માટે ગ્રામ વ્યવસ્થાની પ્રાચીન રીત બને તેટલે દરજ્જે કાયમ રાખવા ખાસ આજ્ઞા કરી હતી. આના પરિણામે ગામ નોકરીની જુની પદ્ધતિ કાયમ રહી, એટલું જ નહીં પણ ગામના લોકોની કેળવણી માટે ગ્રામશાળાઓ સ્થાપન કરી શિક્ષકો નિમવામાં આવ્યા. તે પણ ગામ નોકરમાં ગણવામાં આવ્યા. વળી ગામે કામ કરનાર પટેલ તથા શાળાના શિક્ષક સિવાયના બીજા સભાસદો ચુંટણીથી નીમાય તો પક્ષપાતને માટે જગો ન રહેતાં લાયક માણસો આગળ આવી શકે અને ગામ પંચાયતથી ચઢતા દરજ્જાની બીજી સંસ્થાઓ માટે સભાસદો ચુંટવાના કામે લોકોને સારી કેળવણી મળે, તેમ પોતાને

કયું કામ કરવાનું છે તે વિશે પંચાયતોના સભાસદોને સ્પષ્ટ રીતે બોધ થાય તે હેતુથી સંવત ૧૯૫૯ (સન ૧૯૦૩)માં ગામ પંચાયત સંબંધી નિયમ કરવામાં આવ્યો. તે પછી તેમાં સુધારો કરી સંવત ૧૯૭૬ માં ગામ પંચાયત સંબંધી નવો નિયમ કરવામાં આવ્યો છે તે નિબંધ પ્રમાણે પંચાયતના સભાસદોની સંખ્યા રાખવાનું ઠરાવ્યું છે. ગામ પંચાયતના નિયમ પ્રમાણે દરેક ગામે પંચાયત નીમી શકાય છે. એક વખત નીમાયેલી પંચાયત ત્રણ વરસ સુધી કાયમ રહે છે અને દર ત્રીજા વરસે નવી પંચાયત નીમાય છે. ગ્રામ પંચાયતનું મુખ્ય કર્તવ્ય ગામની સ્વચ્છતા તથા આરોગ્ય સંરક્ષણ સંબંધી કામ જોવાનું છે. ચોરા, દેવસ્થાન, કુવા, હવાડા, તળાવ, ડબા ( રખડતાં ઢોરોને પકડી પુરી રાખવાનું મકાન ), તથા ગામ નોકર ઉપર દેખરેખ રાખી શકે છે. ગામ પંચાયતને લોકલસેસનો ફાળો, ફળ હરાજી, ઘાસ હરાજી, ડબા ફી, ફરજયાત દંડના અમુક ટકા, કીરાયું વીગેરે ઉત્પન્નની બાબતો સરકારે સોંપેલી છે.

**ધારાસભા Legislative Council**—રાજ્યકારભારમાં પ્રજાની સલાહ લેવા માટે સંવત ૧૯૬૪ માં ૧૭ સભાસદોથી ધારાસભાની સ્થાપના થઈ, જેમાં ૨ મેસાણા પ્રાન્તના, ૨ વડોદરા પ્રાન્તના, ૧ નવસારી પ્રાન્તનો અને ૧ અમરેલી પ્રાન્તનો મળી ૬ લોકજ્ઞ સભાસદો હતા. બાકીના ૧૧ સભાસદો પૈકી ૩ સભાસદો હોદ્દાની રૂએ સરકારી અમલદારો, ૪ સરકારે નીમેલા અમલદારો અને ૪ સરકારે પ્રજામાંથી નીમેલા સભ્યો હતા. પ્રમુખ તરીકે જેમ અત્યારે છે તેમ દિવાન સાહેબ હતા. લોકજ્ઞ સભાસદોની ચુંટણી મહાલ પંચાયતોના સભાસદોના મતથી થતી હતી. સભાસદોને દસ પ્રશ્નો ( Interpellations ) પુછવાનો, દસ ઠરાવો લાવવાનો, તેમજ કાયદાઓ ઉપર સુધારા લાવવાનો અને નવા કાયદાના મુસદ્દા રજુ કરવાનો અધિકાર મળેલો હતો. તેની પહેલી બેઠક તા. ૫-૩-૧૯૦૮ ના રોજ તે વખતના દિવાન રા. રોમેશચંદ્ર દત્તના પ્રમુખપણા નીચે

મળી હતી. તે પછી સન ૧૯૧૨ માં દરેક પ્રાંતમાં એક એક લોકનૃ સભાસદને વધારે કરી ૬ ની સંખ્યા વધારી ૧૦ ની કરી અને કુલ સભાસદોની સંખ્યા ૨૬ ની કરી, તેમાં ઉપરના ૧૦ લોકનૃ સભાસદો ઉપરાંત ૬ હોદ્દાની રૂએ સરકારી અમલદારો ૬ સરકારે નીમેલા અમલદારો અને ૪ સરકારે પ્રજામાંથી નીમેલ સભ્યોની સંખ્યા હતી. આ સિવાય બીજો કંઈ ફેરફાર કરવામાં આવ્યો નહીં. આ વખતે સન ૧૯૧૩થી સન ૧૯૨૩ સુધી દસ વરસ સુધી ધારાસભાનો હું મેસાણા પ્રાન્તનો વિસનગર વિભાગ તરફથી ચુંટાયેલો લોકનૃ સભાસદ હતો.

આ ધારાસભાનું બંધારણ વિસ્તૃત કરવા અને ખરેખરી રીતસરની ધારાસભા બનાવવા મારી તથા ધારાસભાના બીજા સભ્યોની ઘણા વખતથી ઠરાવો રૂપે ધારાસભામાં માગણી હતી, તેમજ પ્રજાની પણ ધારાસભાના હક્કો વિસ્તૃત કરવાની વારંવાર માગણી હતી, પરંતુ સરકારમાં તેનો સ્વીકાર નહીં થવાથી વડોદરા રાજ્ય પ્રજામંડળની કડી મુકામે તા. ૭-૩-૩૧ ના રોજ મળેલી પરિષદ્‌ની બેઠકમાં ધારાસભાનો બહિષ્કાર કરવાનો પહેલો ઠરાવ મારા તરફથી મુકવામાં આવ્યો હતો, જે સર્વાનુમતે મંજુર થયો હતો, જેના પરીણામે લગભગ દોઢ વરસ સુધી રાજ્યમાં ધારાસભાની બેઠક મળી શકી નહોતી.

આવી સ્થિતિ ઉભી થવાથી સરકારને પણ એ પ્રશ્ન ગંભીર થઈ પડયો અને છેવટે રાજ્યની પ્રતિષ્ઠા નીભાવવાની ખાતર કાંઈજ પણ ફેરફાર નહીં કરતાં જે રીતની ધારાસભા ચાલતી હતી તે જ રીતે બલકે ચુંટણીની બાબતમાં તેથી ઉતરતી રીતે ધારાસભાની બેઠક સરકારે ભરવાનું નક્કી કર્યું. સન ૧૯૩૧ માં મહાલ પંચાયતોનું અસ્તિત્વ બંધ થવાથી સરકારે તેને બદલે માત્ર પ્રાંત પંચાયતના સભાસદોના મતથી ધારાસભાના સભાસદોની ચુંટણીનું ધોરણ દાખલ કર્યું, એટલે કે મહાલ પંચાયતોના આશરે ૧૦૦થી ૧૨૫ સભ્યોના

મતથી ચુંટણી થતી હતી તે ઘટીને પ્રાંત પંચાયતના આશરે ૪૦થી ૬૦ સભ્યોના મતથી ચુંટણી થવા લાગી. આ સમયમાં ઉમેદવારો પણ પ્રજાની ખરી સંમતિવાળા ઉભા થયેલા જણાતા નહોતા આવી ધારાસભામાં જો કે સભાસદોની સંખ્યા ૨૬ થી વધારી ૨૮ની કરી પણ લોકજ્ઞ સભાસદોની સંખ્યા તો ૧૦ ની કાયમ જ રાખી.

આ પ્રમાણે બનાવેલી ધારાસભાની પહેલી બેઠક દોઢ વરસના અંતરે તા. ૧૦–૧૧–૩૨ ના રોજ મળી પરંતુ તેના બંધારણમાં હક્ક વિસ્તારની સ્થિતિ તો તેવી ને તેવીજ રહી. તેજ પ્રમાણે પાંચ વરસ પછી સન ૧૯૩૭ માં કુલ સંખ્યા ૩૧ની કરી તેમાં ૧ પ્રમુખ દિવાન, ૫ ઍક્સ ઑફીશીયો, ૧૫ સરકારે નીમેલા ( nominees જેમાં ૧ રાજકુટુંબનો, ૬ અમલદારો અને ૮ પ્રજા પૈકીના ) અને ૧૦ લોકજ્ઞ સભાસદો હતા, બાકી બીજા બધા કાયદાકાનુનો પ્રથમના જ હતા. તેમાં કાંઈ પણ વધારો કરેલો નહોતો. આવી ધારાસભા વરસમાં ચાર વખત મળતી હતી. અને દરેક સભાની બેઠક ઘણામાં ઘણા ત્રણ દિવસ સુધી ચાલતી હતી. દરેક સભાસદને ભથ્થાભાડાના ઉચક રૂ. ૬૦) આપવામાં આવતા હતા.

ત્યાર બાદ સરકારે હિંદનું અને રાજ્યનું વાતાવરણ ધ્યાનમાં લઈ ધારાસભાના બંધારણમાં સુધારો વધારો કરવા કમીટી મેળવી. તેનો અભિપ્રાય લઈ એકંદર વિચાર કરી **શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાએ** તા ૨૦–૨–૩૯ ના દિવસે રાજ્ય વહિવટમાં પ્રજાનો નિકટ સંપર્ક (close association) સાધવાની નીતિની બંધારણીય પ્રગતિ સાધવાની યોજનાનો સંદેશો પ્રદર્શિત કર્યો. તે અન્વયે **વડોદરારાજ્ય શાસન ધારો** તા.૧–૨–૪૦ ના રોજ અમલમાં મુકવામાં આવ્યો. તે અન્વયે વિસ્તૃત કરેલી નવી ધારાસભાનું બંધારણ બહાર પડયું. કુલ સભાસદોની સંખ્યા ૬૦ની રાખવામાં આવી. તેમાં પ્રેસીડેન્ટ દિવાન સાથે ૯ સરકારી અમલદારો, ૧૪ સરકારે નીમેલા સભાસદો અને ૩૭ લોકજ્ઞ સભાસદો છે. લોકજ્ઞ સભાસદોની ચુંટણી (Direct

Election) સીધી મતાધિકારીઓની રાખવામાં આવી છે. એક લોકનુ સભાસદ કારોબારી કાઉન્સીલમાં નીમવા ઠરાવ્યું છે, અને બજેટ ઉપર ચર્ચા કરવા બીજા અધિકારો આપવામાં આવ્યા છે.

આ પ્રમાણે બનેલી ધારાસભાની બેઠક તા. ૧૬-૧૧-૧૯૪૦ ના રોજ મળી હતી. તેમાં માત્ર વફાદારીના સોગન અને હોદ્દેદારોની નિમણુંક કરવામાં આવી હતી. વેપારી મંડળ તરફથી ચુંટાઇ આવેલા શ્રી મોતીલાલ છોટાલાલ દેસાઇ માસિક પગાર રૂ.૧૨૦૦)થી લોકનુ નાયબ દિવાન તરીકે નીમાયા અને ઉપપ્રમુખ તરીકે જમશેદજી પાવરી વકીલને વાર્ષિક પગાર ૧૫૦૦) થી અને ત્રણ મંત્રીઓ (પાર્લામેન્ટરી) ને વાર્ષિક રૂ. ૧૦૦૦) થી નીમવામાં આવ્યા છે.

એ પ્રમાણે નવી બનેલી ધારાસભાની બીજી બેઠકમાં રાજ્યનું બજેટ મુકવામાં આવ્યું હતું. તે બેઠક એક અઠવાડીયા સુધી ચાલી હતી જેમાં પ્રશ્નો, અને ખાસ કરી બજેટ ઉપર ચર્ચા કરવામાં આવી હતી. ચર્ચા સારી રીતે ચાલી હતી. સુધારા પણ સૂચવવામાં આવ્યા હતા. દર ત્રણ મહિને સભા મળે છે. આ સભા જો કે ધારા-સભા કહેવાય છે તોપણ તે સલાહકાર મંડળ જેવું છે. કારણકે જે જે ઠરાવો ધારાસભામાં મંજુર થાય તે તે સરકારને બંધનકરતા હોઇ શકતા નથી. ફક્ત તેનો અભિપ્રાય ધ્યાનમાં લેવામાં આવે છે. છેવટનો અધિકાર (Right of veto) શ્રીમંત મહારાજા સાહેબનો રાખેલો છે.

આ ધારાસભા વરસમાં ચાર વખત મળવાનું ધોરણ રાખેલું છે, અને હાલમાં તેની મળેલી સભાઓના કાર્યક્રમો ઉપરથી જણાય છે કે સભાની બેઠક લગભગ ૫-૬ દિવસ સુધી ચાલે છે. પ્રશ્નોના છાપેલા જવાબ ટેબલ ઉપર મુકવામાં આવે છે. ભથ્થા ભાડાના પ્રથમની માફક ઉચક રૂ. ૬૦) નહીં આપતાં રેલ્વેના સેકન્ડ કલાસના ભાડા ઉપરાંત દિવસના રૂ. ૫) પ્રમાણે ભથ્થુ આપવામાં આવે છે. હમણાં મળેલી તા. ૧૩-૪-૪૨ ની ધારાસભામાં ઉઠતી વખતે રૂ.

૫) ને બદલે રૂ. ૧૦) આપવાનું જાહેર કરવામાં આવ્યું છે. વળી સાથે એક નોકર રાખવા પણ અધિકાર મળ્યો છે. જો કે ધારાસભાના લોકજ્ઞ સભાસદોમાં વધારો કરવામાં આવ્યો છે છતાં હક્કમાં કાંઈ પણ વધારો થયેલો જણાતો નથી. આ ધારાસભાની ચુંટણી દર ત્રણ વર્ષે સીધા મતાધિકાર (Direct Election) અનુસાર કરવામાં આવે છે. તેના મહાલવાર વિભાગ પાડવામાં આવેલા છે. લોકજ્ઞ સભાસદોની સંખ્યા ૧૦ થી વધારી ૩૭ની કરવામાં આવી છે, તે માટે આખા રાજ્યના મહાલોમાંથી નીચે પ્રમાણે ચુંટી કાઢવાનું ધોરણ રાખેલું છે.

વડોદરા પ્રાન્તમાં પેટલાદ તથા ભાદરણ તાલુકામાંથી ૨, કરજણ અને પાદરામાંથી ૨, શીનોર અને ડભોઈમાંથી ૧, વડોદરા અને સાવલીમાંથી ૨, સંખેડા વાઘોડીયા તીલકવાડામાંથી ૧, વડોદરા શહેર સુધરાઈ તરફથી ૧ મળી ૯ સભાસદો, મેસાણા પ્રાન્તમાં વિજાપુર તાલુકામાંથી ૧, સિદ્ધપુરમાંથી ૧, પાટણમાંથી ૧, ચાણસ્મા અને હારીજમાંથી ૧, કલોલમાંથી ૧, દહેગામ આતરસુબામાંથી ૧, કડીમાંથી ૧, મેસાણા વીસનગર ખેરાળુમાંથી ૨ મળી ૯ સભાસદો, નવસારી પ્રાન્તમાં નવસારી તથા ગણદેવી તાલુકામાંથી ૨, કામરેજ, પલસાણા, માંગરોળમાંથી ૨, મહુવા વ્યારા અને સોનગઢમાંથી ૧, મળી ૫ સભાસદો, અમરેલી પ્રાન્તમાં અમરેલી તાલુકામાંથી ૧, કોડીનારમાંથી ૧, ધારી, ખાંભા, દામનગર અને રતનપુરમાંથી ૧, ઓખામંડળ, ભીમકટ્ટા, બેટમાંથી ૧ મળી ૪ સભાસદો. આ ઉપરાંત આખા રાજ્યની સહકારી મંડળીઓના જથ્થા તરફથી ૨ સભાસદો. ઇનામદારો તરફથી ૧, ઠકરાતી આંકડીયા ગામોના ધારણ કરનારાઓ તરફથી ૧, વેપાર જથ્થા તરફથી વડોદરા તથા નવસારી પ્રાન્તમાંથી ૧, તથા મેસાણા અને અમરેલી પ્રાન્તમાંથી ૧, ઉદ્યોગ જથ્થા તરફથી વડોદરા તથા નવસારી પ્રાન્તમાંથી ૧, તથા મેસાણા અને અમરેલી પ્રાન્તમાંથી ૧, અને કામગાર જથ્થા તરફથી આખા

રાજ્યમાંથી ૨. એ રીતે કુલ ૩૭ લોકનુ સભાસદોની ચુંટણીનું ધોરણ રાખેલું છે. (વધુ ખુલાસા માટે વાંચો વડોદરા રાજ્ય શાસન નિબંધ સન ૧૯૪૦ નો ૬ ઠ્ઠો).

આ શિવાય બીજાં નાનાં ઘણાં ખાતાઓની આવી રીતે રાજ્યતંત્રની વ્યવસ્થા રાખેલી છે. ઉપરનાં તમામ ખાતાના વડા અમલદારો ઉપર દિવાનની દેખરેખ હોય છે. શ્રીમંત મહારાજાની ઇચ્છાનુસાર અને એમને આપેલી સત્તાનુસાર દિવાન આખું રાજતંત્ર ચલાવે છે. શ્રીમંત મહારાજાના અધિકારનું કામ શ્રીમંત અગર **કારોબારી મંત્રીસંડળ અગર દિવાન દ્વારાએ** થાય છે.

**કારોબારી મંત્રીમંડળ**—કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા શારીરિક આરોગ્ય અર્થે ઘણી વખત યુરોપની મુસાફરીએ જતા હોવાથી રાજ્યકારભાર સુવ્યવસ્થિત રીતે ચાલે, પોતાના કામનો બોજો હલકો થાય અને માનસિક પરિશ્રમ ઉઠાવવો ન પડે તે હેતુથી આશરે ૩૫-૪૦ વરસોથી રાજ્યમાં મંત્રીમંડળ (Executive Council) સ્થપાયેલું છે. આ મંડળ શરૂઆતમાં શ્રીમંત મહારાજાની ગેરહાજરીમાં કામ કરતું અને પછી બંધ પડતું પરંતુ હમણાં ઘણાં વર્ષોથી તે કાયમના માટે તેનું બંધારણ બાંધી સ્થાપવામાં આવેલું છે. તેમાં ચાર સભાસદો રાખેલા છે. દિવાન તેના પ્રમુખ છે, તેના બે સભાસદો સન ૧૯૪૦ સુધી કર્મ સચીવ અને મંત્ર સચીવ તરીકે ઓળખાતા હતા પરંતુ સન ૧૯૪૦-૪૧ નો રાજ્યનો કારોબારી હેવાલ જોતાં આઠીના ત્રણ સભાસદો નીચેના નામથી ઓળખાય છે—

(૧) મુલકી વિભાગ સભાસદ, જેના હાથ નીચે મુલકી, પોલીસ વીગેરે ખાતાંની વ્યવસ્થા રાખેલી છે, (૨) પ્રગતિ વિભાગ સભાસદ, જેના હાથ નીચે કેળવણી, બાંધકામ, વેપાર ઉદ્યોગ, ખેતીવાડી વીગેરે ખાતાંની વ્યવસ્થા રાખેલી છે અને (૩) ધારાસભામાંથી હજુરને જવાબદાર હજુરે નીમેલા ન્યાયવિભાગ સભાસદ, જેના હાથ નીચે ન્યાય, દવાખાનું સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ વીગેરે ખાતાંની

વ્યવસ્થા રાખેલી છે. આ ત્રણે સભાસદો નાયબ દિવાન તરીકે ઓળખાય છે. પરરાજ્યો સાથે સંબંધ ધરાવનાર ખાતું (Political Department) અને રેલ્વેખાતું દિવાનની સીધી દેખરેખ નીચે રાખવામાં આવ્યાં છે. વડોદરા રાજ્યનો રાજ્યકારોબાર બ્રિટીશ હિન્દુસ્થાનની માફક સેક્રેટેરીએટ પદ્ધતિથી ચાલે એવું ધોરણ રાખેલું છે. રાજ્યનાં જુદાં જુદાં ખાતાંઓના વડા અમલદારોને પોતાના અધિકાર બહારની દરખાસ્તો જ્યારે સરકારમાં કરવાની હોય છે ત્યારે ટુંકા પણ મુદ્દાસરના ટીપ્પણ રૂપે તેઓ સરકારમાં સાદર કરે છે. આ ટીપ્પણ મંત્રીમંડળના સંબંધ કરતા સભાસદ મારફત મંત્રી મંડળમાં જાય છે અને પછી તેનો નિકાલ મંત્રીમંડળ કરે છે. હજુર અધિકારનાં કામોમાં મંત્રીમંડળ પોતાના અભિપ્રાય સહ આવેલું ટીપ્પણ હજુર ઑફીસમાં મોકલે છે અને હજુર સેક્રેટરી તે ટીપ્પણ શ્રીમંત મહારાજા સાહેબ આગળ સાદર કરે છે અને તેઓ તેનો છેવટનો નિકાલ કરે છે.

ઢંઢેરો—શ્રીમંત સરકાર મહારાજા સાહેબે તા. ૨૦–૨–૧૯૩૯ પ્રજાજોગ સંદેશો જાહેર કરેલો તે સંબંધી એઓશ્રી પોતાની સહીથી નીચે પ્રમાણે ઢંઢેરો પ્રકટ કર્યો છે.

તારીખ ૨૦ ફેબ્રુઆરી ૧૯૩૯ના મારા સંદેશામાં રાજ્યની પ્રજાને રાજ્યવહિવટમાં સામેલ રાખવાની મારી નીતિના આગળના પગલા તરીકે મેં રાજ્યની બંધારણીય પ્રગતિ વિષયક યોજનાને સંમતિ આપ્યાનું જાહેર કર્યું હતું, તેને અનુસરીને હું નીચે પ્રમાણે ફરમાન કરૂં છું—

(૧) હું આજ્ઞા કરૂં છું કે, આ ઢંઢેરાની તારીખથી વડોદરા રાજ્યશાસન નિબંધ Government of Baroda Act (સન ૧૯૪૦ નો ૬ઠ્ઠો) નો અમલ શરૂ કરવો.

(૨) આ નિબંધનો ભાગ ૨ જો, જે તારીખે અમલમાં આવશે તે તારીખથી મારૂં મંત્રીમંડળ દિવાન અને ત્રણ બીજા સભાસદોનું

બનશે. મંત્રીમંડળમાં નિમેલો બીન સરકારી સભાસદ, ધારાસભા અસ્તિત્વમાં રહેવા માટે ઠરાવેલી મુદત–ત્રણ વર્ષ–સુધી હોદ્દો ધારણ કરશે; અને બીજી બાબતોમાં તેનો દરજ્જો મંત્રીમંડળના બીજા સભાસદોના જેટલોજ રહેશે અને મારા તરફથી વખતો વખત તેને સોંપવામાં આવે તેવાં ખાતાંઓ ઉપર તેની હકુમત રહેશે.

(૩) નવું બંધારણ મારા, મારી પ્રજાના તેમજ રાજ્યના જુદા જુદા વર્ગોના હિતસંબંધોની અભિન્નતા ઉપર ભાર મુકે છે. નવા બંધારણથી સેવા માટે પ્રાપ્ત થતા વિસ્તૃત અવકાશો, ભૂતકાળની માફક જવાબદારી સમજીને અને પરસ્પર સ્નેહભાવ તથા શુભેચ્છાથી વાપરવામાં આવશે અને નવું બંધારણ મારી પ્રજાની આર્થિક પ્રગતિની અભિવૃદ્ધિ કરવામાં સહાયભૂત થશે એવી મારી અંતઃકરણ પૂર્વક અભિલાષા છે.

તારીખ ૧ માહે ફેબ્રુઆરી સન ૧૯૪૦.

( સહી ) **શ્રીમંત સરકાર મહારાજ સાહેબ એમની**

**વડોદરારાજ્ય પ્રજામંડળ**—વડોદરા રાજ્યમાં મોટામાં મોટી પ્રજાકીય સંસ્થા "**વડોદરારાજ્ય પ્રજામંડળ**" એ નામની સંસ્થા છે. તેનો જન્મ મેસાણા પ્રાંતની કડી પ્રાંત મહાજન સભાની પરિષદમાંથી થયેલો છે જેનો હેવાલ મેસાણા પ્રાંતના પ્રકરણમાં આપેલો છે તે વાંચવાથી સમજાશે. આ વડોદરારાજ્ય પ્રજામંડળનો ઉદ્દેશ "શ્રીમંત મહારાજાની છત્રછાયા નીચે પ્રજાને જવાબદાર રાજતંત્ર મેળવવાનો" છે. તેની બેઠકો ક્યાં, ક્યારે અને કોના પ્રમુખપણા નીચે મળી તેની આજદિન સુધીની હકીકત નીચે પ્રમાણે છે—

**૧લી બેઠક નવસારીમાં** સન ૧૯૧૬ના ડીસેમ્બરની તા. ૩૧ તથા સન ૧૯૧૭ના જાન્યુઆરીની તા. ૧. સ્વાગત પ્રમુખ રા. પેસ્તનજી ફરામજી દાણુ. પરિષદના પ્રમુખ રા. બા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

**૨જી બેઠક વડોદરામાં** સન ૧૯૧૮ના મે માસની તા. ૨૫, ૨૬ અને ૨૭. સ્વાગત પ્રમુખ નગરશેઠ મગનભાઈ પુરૂશોતમદાસ હરિભક્તિ. પરિષદના પ્રમુખ પટેલ વિઠ્ઠલભાઈ જવેરભાઈ બેરીસ્ટર ઍટલૉ.

**૩જી બેઠક વડોદરામાં** સન ૧૯૨૨ના માર્ચ માસની તા. ૧૭, ૧૮, અને ૧૯. સ્વાગત પ્રમુખ શેઠ ચીમનલાલ મોતીલાલ શામળ બહેચર. પરિષદના પ્રમુખ વકીલ હરિલાલ ગોવિંદજી પરીખ, બી. એ. એલ એલ બી.

**૪થી બેઠક પાટણમાં** સન ૧૯૨૪ના માર્ચ માસની તા. ૨૩, ૨૪ અને ૨૫. સ્વાગત પ્રમુખ નગરશેઠ પોપટલાલ હેમચંદ. પરિષદ્‌ના પ્રમુખ રા. મટુભાઈ હરગોવિંદદાસ કાંટાવાળા, એમ. એ.

**ખાસ બેઠક બીલીમોરામાં** નોટીફાઈડ એરીઆના કર માટે સન ૧૯૨૫ના ફેબ્રુઆરી માસની તા. ૭, ૮ અને ૯. સ્વાગત પ્રમુખ શેઠ બરજોરજી મેન્ચુશી. પરિષદ્‌ના પ્રમુખ પ્રથમ રા. રામલાલ હીરાલાલ દેસાઈ, બી. એ. એલ એલ બી. ને પસંદ કરેલા પણ તે ફરી નોકરીમાં જોડાયાથી તેમના બદલે ડૉક્ટર સુમન્ત મ્હેતાને નીમવામાં આવ્યા હતા.

- **૫મી બેઠક અમરેલીમાં** સન ૧૯૨૬ના માર્ચ માસની તા. ૧, ૨ અને ૩. સ્વાગત પ્રમુખ વકીલ ચત્રુભુજ જગજીવનદાસ દોશી બી. એ. એલ એલ બી. પરિષદના પ્રમુખ વકીલ ગણેશ ભાસ્કર સાને બી. એ. એલ એલ બી.

**૬ઠ્ઠી બેઠક પેટલાદમાં** સન ૧૯૨૭ના જુન માસની તા. ૧૦, ૧૧. સ્વાગત પ્રમુખ રા. શ્રોફ છોટાલાલ નરોતમદાસ. પરિષદ્‌ના પ્રમુખ વકીલ ડાહ્યાભાઈ લલ્લુભાઈ પુરોહિત એમ. એ. એલ એલ. બી.

- **૭મી બેઠક વડોદરામાં** સન ૧૯૨૮ના નવેમ્બરની તા. ૪, ૫, ૬. સ્વાગત પ્રમુખ અ. સૌ. શારદાબેન મ્હેતા. પરિષદ્‌ના પ્રમુખ દરબારશ્રી ગોપાળદાસ દેસાઈ.

**૮મી બેઠક નવસારીમાં** સન ૧૯૩૦ના માર્ચ માસની તા. ૧૮ અને ૧૯. સ્વાગત પ્રમુખ રા. બા. ભીમભાઈ રણછોડજી નાયક. પરિષદ્‌ના પ્રમુખ પ્રથમ સરદાર વલ્લભભાઈ જવેરભાઈને પસંદ કરેલા પરંતુ તે જેલમાં જવાથી તેમના બદલે ડૉક્ટર સુમન્ત મ્હેતાને નીમવામાં આવ્યા હતા.

**૯મી બેઠક કડીમા** સન ૧૯૩૧ના માર્ચ માસની તા. ૭, ૮ અને ૯. સ્વાગત પ્રમુખ મે. મહંમદ ઉમર અબદુલ રસુલ ભોંયરાવાળા. પરિષદ્‌ના પ્રમુખ વકીલ છોટાલાલ જવેરભાઈ સુતરીઆ, બી. એ. એલ એલ. બી.

**૧૦મી બેઠક ડભોઈમાં** સન ૧૯૩૨ના મે માસની તા. ૨૧, ૨૨ અને ૨૩. સ્વાગત પ્રમુખ શાસ્ત્રી મગનલાલ ગિરિજાશંકર સાહિત્યભૂષણ, પરિષદ્‌ના પ્રમુખ રા. વામનરાવ તાહાણકર.

**૧૧મી બેઠક અમરેલીમાં** સન ૧૯૩૩ના ઑક્ટોબર માસની તા. ૨૩, ૨૪ અને ૨૫. સ્વાગત પ્રમુખ વકીલ મોહનલાલ વીરજીભાઈ પટેલ, બી. એ. એલ એલ. બી. પરિષદના પ્રમુખ રા. અબ્બાસ તૈયબજી.

**૧૨મી બેઠક વડોદરામાં** સન ૧૯૩૫ના માર્ચ માસની તા. ૨૩, ૨૪ અને ૨૫. સ્વાગત પ્રમુખ રા. મગનભાઈ શંકરભાઈ પટેલ પરિષદ્‌ના પ્રમુખ બીજી વારના રા. અબ્બાસ તૈયબજી.

**૧૩મી બેઠક કઠોરમાં** સન ૧૯૩૬ના મે માસની તા. ૫, ૬ અને ૭. સ્વાગત પ્રમુખ રાજરત્ન છોટાલાલ વનમાળીદાસ. પરિષદ્‌ના પ્રમુખ ડૉક્ટર સુમન્ત મહેતા.

**૧૪મી બેઠક વિસનગરમાં** સન ૧૯૩૭ના માર્ચ માસની તા. ૨૯, ૩૦ અને ૩૧. સ્વાગત પ્રમુખ રા. જયશંકર ભૂધરદાસ ભોજક. પરિષદ્‌ના પ્રમુખ વકીલ પ્રાણલાલ ઠાકોરલાલ મુન્શી. બી. એ. એલ એલ. બી.

**૧૫મી બેઠક ભાદરણમાં** સન ૧૯૩૮ના ઑક્ટોબર માસની

તા. ૨૮, ૨૯ અને ૩૦. સ્વાગત પ્રમુખ રાજરત્ન તુળશીભાઇ બકોર-ભાઇ અમીન. પરિષદ્‌ના પ્રમુખ સરદારશ્રી વલ્લભભાઈ જવેરભાઇ પટેલ.

**૧૬મી બેઠક મેસાણામાં** સન ૧૯૪૦ના એપ્રીલ માસની તા. ૨૭ અને ૨૮. સ્વાગત પ્રમુખ શા. ભોગીલાલ નાથાલાલ. પરિષ-દ્‌ના પ્રમુખ બીજી વારના સરદાર શ્રી. વલ્લભભાઇ જવેરભાઇ પટેલ.

**૧૭મી બેઠક અમરેલીમાં** સન ૧૯૪૧ના મે માસની તા. ૧૦, ૧૧. સ્વાગત પ્રમુખશ્રી રામજીભાઈ હંસરાજ. પ્રમુખશ્રી છોટાભાઈ જવેરભાઇ સુતરીઆ બી એ એલ એલ. બી.

આ પ્રજામંડળની મુખ્ય ઓફીસ વડોદરામાં રાખેલી છે. તેના તાબામાં ચારે પ્રાતમાં ચાર પ્રાંતિક પ્રજામંડળો છે અને દરેક પ્રાંતમાં તાલુકા પ્રજામંડળો સ્થપાયેલાં છે. તેના મુખપત્ર તરીકે "પ્રજામંડળ" નામનું અઠવાડીક પત્ર નીકળે છે. સુધરાઈ, પંચાયત અને ધારાસ-ભાની ચુંટણી વખતે પ્રજામંડળનો પક્ષ ઉભો કરવામાં આવે છે અને તે પક્ષના ઉમેદવારો ઉભા કરી તેમને મત મળે તેવું પ્રચારકામ કરવામાં આવે છે. તેથી ૩–૪ વરસથી તેમના પક્ષના ઘણા સભાસદો ચુંટાય છે. ઘણી સંસ્થાઓમાં પ્રમુખ પણ તે પક્ષના નીમાયેલા છે.

જ્યારથી વડોદરા રાજ્ય પ્રજામંડળ સન ૧૯૧૬થી સ્થપાયું છે ત્યારથી તેમાં હું જોડાયેલું છું અને તેના સ્થાપક પૈકીનો એક હું છું. શરૂઆતમાં સન ૧૯૨૪ની ચોથી પરિષદથી સન ૧૯૩૦ની આઠમી પરિષદ સુધી હું તેના સેક્રેટરી તરીકે કામ કરતો હતો. તેની દરેક બેઠકમાં હું હાજરી આપવા ચુકયો નથી. તેનો હું લાઇફ મેમ્બર છું. સન ૧૯૪૦ની મેસાણાની બેઠક સુધી હું વિસનગર તાલુકાના પ્રતિ-નિધિ તરીકે હાજરી આપી શકયો હતો પણ તે પરિષદમાં શુદ્ધ ખાદીધારીજ પ્રતિનિધ તરીકે ચુંટાઇને સભામાં આવી શકે એવો ઠરાવ થવાથી અને હું શુદ્ધ ખાદીધારી નહીં હોવાથી સન ૧૯૪૧ ની અમરેલીની બેઠકમાં પ્રતિનિધિ તરીકે ભાગ નહીં લેતાં પ્રેક્ષક તરીકે હાજરી આપી શકયો હતો. જો કે હું ખાદીધારી નથી પરંતુ

સ્વદેશી વસ્ત્રધારી તો છું. કાયદાનું કડક બંધન થવાથી મને અને મારા જેવા વિચાર ધરાવનારને જરા જરા અલગ રહેવાના પ્રસંગો ઉભા થાય છે. જો કે પ્રજામંડળમાં રસ લઉં છું પણ કોઈ કોઈ બાબતમાં સ્હેજ મતભેદ હોવાથી વિનિતપણાથી રસ લઉં છું. મારા જેવા જુના અને વૃદ્ધ સભાસદો હવે ઘણા જ થોડા હયાતી ભોગવે છે.

પચીસ વર્ષ ઉપર અમારા હાથે સ્થપાયેલું વડોદરા રાજ્ય પ્રજામંડળ દિનપ્રતિદિન પ્રગતિ કરી પોતાનો ૨૫ વર્ષનો સીલ્વરજ્યુબીલી મહોત્સવ સંવત ૧૯૯૮ના વૈશાખ સુદ ૩ તા. ૧૮-૪-૪૨ના રોજ આખા વડોદરા રાજ્યમાં ઉજવવાને ભાગ્યશાળી થયું છે, તેથી મને અતિશય આનંદ અને સંતોષ પ્રાપ્ત થાય તે સ્વાભાવિક છે અને વિસનગરમાં તે દિવસે એ માંગલિક પ્રસંગ રાજરત્ન મહાસુખભાઈ ટાઉન હોલમાં મારા પ્રમુખપણા નીચે જાહેર જનતા સમક્ષ ઉજવાયો હતો, તેથી હું મારી જાતને ભાગ્યશાળી સમજું છું. આવા માંગલિક પ્રસંગના સ્મારક તરીકે વડોદરા રાજ્ય પ્રજામંડળ તરફથી **વડોદરા રાજ્ય પ્રજામંડળનો રજત મહોત્સવ સ્મારક ગ્રંથ** બહાર પડેલો છે. તેમાં પ્રજામંડળના કાર્યવાહકોએ મારો સંદેશો (પ્રજામંડળમાં હું આશરે ૬ વર્ષ સુધી મંત્રીપદે હતો તેથી) માગેલો તે મેં ગત સંસ્મરણો સાથે મોકલાવ્યો હતો જે નીચે પ્રમાણે તેના પૃષ્ટ-સંદેશાપૃષ્ટ-૧૨ ઉપર પ્રકટ થએલો છે—

વડોદરા રાજ્ય પ્રજામંડળને પૂરાં પચાસ વર્ષ થવાથી તે નિમિત્તે તેની સિલ્વર જ્યુબિલી ઉજવવાનો જે માંગલિક પ્રસંગ પ્રાપ્ત થયો છે તે માટે મને અત્યંત આનંદ અને સંતોષ થયો છે તેનાં બે કારણો છે. એક તો તેના સ્થાપકો પૈકીનો એક હું હોવાથી વડોદરા રાજ્યમાં એ સંસ્થારૂપ વૃક્ષ, ફાલી, ફૂલી અને ઘણા ભાગે ફળેલું જોઈ તેના બીજારોપણમાં ભાગ લેનારની આંખો અને હૃદય ઠરે એ સ્વાભાવિક છે, અને બીજું કારણ એ કે એ સંસ્થા સ્થાપવાનું પ્રેરણાત્મક વાતાવરણ ઉપસ્થિત કરવામાં ભૂતકાળની અમારી જુની **કડી પ્રાન્ત મહાજન સભાની** સંસ્થા દૃષ્ટિગોચર થાય છે.

એ સંસ્થાનું સ્મરણ થતાં જણાવવા રજા લઉં છું કે અમે મહેસાણા પ્રાંત (તે વખતે કડી પ્રાંત)ના મહાજનોએ સંવત ૧૯૬૦ માં કડી પ્રાંત મહાજન' સભા સ્થાપી તેની પહેલી બેઠક પાટણમાં, બીજી મહેસાણામાં અને ત્રીજી બેઠક ખેરાળુ મુકામે ભરેલી; તે પછી તેની ચોથી બેઠક પ્રાંતના પ્રતિનિધિઓ અને બીજા પ્રાન્તોના આગેવાન ગૃહસ્થોને માનનીય મહેમાન તરીકે આમંત્રણ આપી સિદ્ધપુર મુકામે બોલાવેલી. તેમાં આશરે હજાર ઉપર માણસોએ હાજરી આપી હતી. ઠરાવો થયા બાદ વડોદરાથી પધારેલા હરિભક્તિવાળા **નગરશેઠ મગનભાઈ**એ સભાને સંબોધી એવી મતલબનું આગ્રહપૂર્વક જણાવ્યું કે **"ચારે પ્રાંતના મહાજનોની આવી સમગ્ર સભા રાજ્યમાં સ્થપાય તો કેટલું બધું સંગીન કામ કરી શકાય?"** આવી તેમની મહત્વાકાંક્ષા ભરેલી સૂચનાને તાળીઓના અવાજથી વધાવી લેવામાં આવી.

તે પછી નગરશેઠ મગનભાઈએ ખાનગી રીતે ચારે પ્રાન્તના આગેવાનોને આમંત્રણ આપી પોતાને ત્યાં વડોદરે બોલાવ્યા. હું ભૂલતો ન હોઉં તો નવસારી તરફથી રા. વામનરાવ તામ્હણકર અને રા. ચાંદોરીકર, અમરેલી તરફથી રા. હરિલાલ ગોવિંદજી વકીલ, કડી પ્રાન્ત મહાજન સભા તરફથી હું અને વડોદરા પ્રાન્ત તરફથી નગરશેઠ તથા બીજા ઘણા ગૃહસ્થોની સારી સંખ્યા હતી. બધાંની સંમતિ અને સહકાર મળવાથી "વડોદરા રાજ્ય મહાજન સભા" સ્થાપવી અને તેની પહેલી બેઠક રા. વામનરાવે તથા રા. ચાંદોરીકરે નવસારીના ભાઈઓની સલાહ મેળવી નવસારીમાં મેળવવા નિશ્ચય કર્યો. પ્રચાર કામમાં કેટલોક વખત વીત્યા બાદ તેની પહેલી બેઠક રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાના પ્રમુખપણા નીચે નવસારીમાં તા. ૩૧-૧૨-૧૯૧૬ના દિવસે "વડોદરા રાજ્ય પંચાયત પરિષદ" એ નામથી મળી. તે પરિષદમાં બંધારણનો ખરડો તૈયાર કરી એ સંસ્થાનું નામ **"વડોદરા રાજ્ય પ્રજામંડળ"** નક્કી કર્યું અને બીજા ઠરાવો કરી હોદ્દેદારો નીમવામાં આવ્યા.

ત્યાર બાદ બીજી પરિષદની બેઠક વડોદરામાં ભરવાનું નક્કી થયું અને તેના પ્રમુખ બહારના કોઈ નીડર અને ઠરેલ આગેવાનને લાવવા માટે સ્વ૦ શ્રી વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલનું નામ નક્કી કર્યું. તેમની સાથે પ્રમુખશ્રી હરગોવિંદદાસે મુંબઈ-વાંદરા પત્રવ્યવહાર શરૂ કર્યો, શ્રી વિઠ્ઠલભાઈએ

સંમતિ આપી પણ તેમણે ખાસ જણાવ્યું કે "વડોદરા રાજ્યના રાજતંત્રથી મને સંપૂર્ણ વાકેફગાર કરવા કોઈ જાણીતા ગૃહસ્થને મારે ત્યાં મોકલો." તે વખતે હું મુંબઈ રહેતો હતો તેથી પ્રમુખશ્રીએ મારૂં નામ શ્રી વિઠ્ઠલભાઈને જણાવ્યું અને તે બાબતનો મારા ઉપર પત્ર આવ્યો. પ્રમુખશ્રીની ઈચ્છાનુસાર આશરે વીસ દિવસ સુધી રા. વિઠ્ઠલભાઈ ને વાંદરે સવાર સાંજ મળવા જતો. તે વખતે હું ધારાસભા, પ્રાંત પંચાયત, સુધરાઈ વીગેરે નાની મોટી સંસ્થાઓમાં સભાસદ હતો. તેથી રાજ્યની ચાલુ પરિસ્થિતિથી વાકેફગાર હોવાથી શરૂઆતમાં વાતચીતથી તેમને રાજ્યતંત્રનો ખ્યાલ આપ્યો અને રાજ્યના હેવાલો ઉપરથી ખરી વસ્તુસ્થિતિ સમજાવી. આ બધી હકીકત સાંભળી તેનું ટૂંકામાં ટાંચણ લખી આપવા મને સૂચના કરી જેથી કોઈ પ્રશ્ન રહી જાય નહીં. મેં તેમની સૂચના પ્રમાણે ટાંચણ તૈયાર કરી આપ્યું અને મેં તેમને આગ્રહપૂર્વક જણાવ્યું કે "આ બધા પ્રશ્નોમાં ધારાસભાને રીતસરની ધારાસભા બનાવવાનો પ્રશ્ન મહત્ત્વનો છે." તેમણે પ્રસન્ન વદને જણાવ્યું "ભાષણ જ્યારે બહાર પડશે ત્યારે તમે જાણશો" ત્યાર પછી હું છૂટો પડયો. શ્રી વિઠ્ઠલભાઈએ ભાષણ તૈયાર કર્યું અને તા. ૨૫-૫-૧૯૧૮ ની વડોદરામાં મળેલી બીજી પરિષદ્‌માં વાંચી પ્રજામંડળમાં નવું ચેતન પ્રકાશિત કર્યું અને તે બેઠકમાં પ્રજામંડળના બંધારણમાં જે ઉદ્દેશ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં પ્રજા ભાગ લઈ રાજતંત્રમાં તેને રસ લેતી કરવી એવી મતલબનો હતો તેમાં રસ લેતી કરી **પ્રજાને જવાબદાર રાજતંત્ર મેળવવું** એટલા શબ્દો ઉમેર્યા.

તે પછી બીજી પરિષદો મળી. શરૂઆતમાં મંત્રીઓ પૈકીનો એક હું પણ હતો, વ્યવસ્થાપક મંડળમાં પણ રહેતો. અત્યાર સુધી ૧૭ બેઠકો મળી છે તે પૈકી ૧૬માં મેં વિસનગરના પ્રતિનિધિ તરીકે જોડાઈ સભામાં ભાગ લીધો છે. તા. ૧૭-૪-૧૯૪૦ની મેસાણાની ૧૬મી બેઠકમાં શુદ્ધ ખાદીધારી હોય તેજ પ્રતિનિધિ તરીકે આવી શકે એવો ઠરાવ થવાથી અમરેલીમાં છેલ્લી ૧૭મી બેઠક તા. ૧૦-૫-૧૯૪૧ના રોજ મળી તેમાં હું જો કે સ્વદેશી વસ્ત્રધારી તો છું પરંતુ શુદ્ધ ખાદીધારી નહિ હોવાથી પ્રતિનિધિ તરીકે જોડાઈ શકયો નહોતો. પરંતુ પ્રેક્ષક તરીકે હાજરી આપવાથી પ્રમુખશ્રી છોટાભાઈ સુતરીઆએ કાયદાને અનુસરી પ્રજાને જવાબદાર રાજતંત્રના ઠરાવને અનુમોદન આપવા મને ફરમાન કરવાથી અનુમોદન આપી મારૂં

હૃદય વ્યક્ત કરી શક્યો હતો. પ્રજામંડળની કોઈપણ પરિષદ્‌માં હું ગેરહાજર રહેલો નથી સિલ્વર જ્યુબિલીનો માંગલિક પ્રસંગ મારા પાંસઠ વરસના જીવનના સંધ્યા સમયે જોવાનો પ્રસંગ મળ્યો છે તે માટે પ્રભુનો ઉપકાર માનું છું.

કઠોરમાં તા. ૫-૫-૧૯૩૬ ના રોજ પ્રજામંડળની ૧૩મી બેઠક વખતે શ્રી અબ્બાસ સાહેબનો અને મારો મુકામ શ્રી ગળીઆરાના મકાનમાં સાથે હતો. શ્રી અબ્બાસ સાહેબ સાથે વિસનગરના કાઝી મીયાંને લઈને મારો જુનો સંબંધ હોવાથી તેમણે મને મુરબ્બી ભાવે પૂછ્યું "તમે પ્રજામંડળમાં પ્રથમ તો ખુબ રસ લઈને કામ કરતા હતા, મંત્રી તરીકે પણ કામ કર્યું છે, હવે રસ ઓછો લો છો એમ જાણ્યું છે એ વાત ખરી છે?" મેં જવાબ આપ્યો "એ વાત ખરી છે; કારણ કે કોઈ કોઈ પ્રશ્ન ઉપર કોઇની સાથે મતભેદ થાય એટલે તે પ્રશ્ન વધારે નહિ ચર્ચતાં હું છોડી દઉ છું. મતભેદ ભલે હોય પણ તેમાંથી હૃદયભેદ પડે તે જોવા હું ઈચ્છતો નથી." પછી થોડી વાર વિચાર કરી મને પૂછ્યું "તમે **નવગુજરાત** પત્ર વાંચો છો?" મેં જવાબ આપ્યો "હું ઘણી સારી રીતે વાંચું છું અને આપના સબંધમાં મોઘમ લખાયેલા લેખો પણ મેં વાંચ્યા છે. તે સંબંધી મેં શ્રી છોટાભાઈ સુતરીઆને પત્ર લખી ખુલાસા પણ મંગાવેલા. આવા મતભેદના કારણોથી પ્રથમના જેવો રસ લેતો નથી. પરંતુ મારૂં હૃદય તો પ્રજામંડળ સાથે વળગેલું છે તે છૂટું થવાનું નથી." આ સાંભળી તેમણે જણાવ્યું, "ત્યારે તમે મારા સંબંધી પણ વાત જાણો છો તે જાણી ખુશી થયો છું. આજ રાત્રે કોણ મહામંત્રી નીમાય છે તે જોવાનું છે." ત્યાર બાદ સરકાર સાથે સહકાર અને અસહકારથી કામ કેવી રીતે લેવાય તે સંબંધી પોતાના વિચારો વ્યક્ત કર્યા. આ પ્રમાણે જમતાં જમતાં મને સામો બેસાડી લગભગ એક કલાક સુધી વાતો કરી.

રાત્રે વિષયનિયામક સમિતિના મહામંત્રીના હોદ્દાની દરખાસ્ત નીકળતાં રા. પ્રાણલાલ મુનશી, રા. છોટાભાઇ સુતરીઆ, રા. ચુનીભાઇ શાહ વીગેરેએ આગળથીજ ના પાડી. વાત બહુ ચર્ચાઈ. કોઈ હા પાડે નહીં એટલે શ્રી અબ્બાસ સાહેબે ઉભા થઈ શ્રી છોટાભાઈ સુતરીઆને મંડપથી જરા દૂર લઈ જઈ અર્ધા કલાક સુધી મુરબ્બી ભાવે ખાનગી રીતે ખૂબ સમજાવી તે હોદ્દો સ્વીકારવા આગ્રહ કર્યો. શ્રી સુતરીઆએ તેમને માન આપી તે હોદ્દો સ્વીકાર્યો અને કામ શાંતિપૂર્વક આગળ ચાલ્યું.

આવા મોટા દિલના અને ગમ ખાઈ દક્ષતાપૂર્વક કામ કરનાર કાર્યવાહકો હોવાથી પ્રજામંડળનું કામ સંતોષકારક રીતે ચાલે છે. મારે આ સ્થળે ખુલ્લા હૃદયથી કહેવું પડે છે કે કેટલાક વખતથી અત્યાર સુધી મુનશી, સુતરીઆ અને શાહ એ ત્રણેની ત્રિપુટી વીગેરે કામ કરી પ્રજા મંડળ રૂપ નૌકાનું સુકાન હાથમાં લઇ નૌકા સંસારસાગરમાં હંકારી રહ્યા છે. વચ્ચે ખડકો અને વાવાઝોડાના તોફાનનાં વિઘ્નો આવે છે પરંતુ સુકાનીઓ કુનેહથી અને શાંત બુદ્ધિબળથી તે દૂર કરી નિર્વિઘ્ને શાંતિપૂર્વક સાગરમાં સફર કરી રહ્યા છે.

ઉપરોક્ત ત્રિપુટીને લખવામાં અને બોલવામાં કલમ અને જીભ ઉપર એટલો બધો સારો કાબુ છે કે તે નીડરપણે પોતાનું હૃદય વ્યક્ત કરી જે કહેવાનું હોય છે તે સારા શબ્દોમાં કહી સારી અસર કરી શકે છે. મોટી સંખ્યામાં પ્રજામંડળના સભ્યો થયા છે અને પોતાના **"પ્રજામંડળ"** નામના વાજીંત્ર દ્વારાએ આખા રાજ્યમાં પ્રજામંડળના સંદેશાના સૂરો પહોંચાડી રહ્યા છે અને તે પ્રમાણે શુદ્ધ હૃદયથી અને નીડરતાથી કામ થવાથી આ **સિલ્વર જ્યુબિલી**નો પ્રસંગ ઉજવવા પ્રજામંડળ ભાગ્યશાળી થયું છે.

છેવટે જેવી રીતે આ સિલ્વર જ્યુબિલી મહોત્સવ ઉજવવાનો પ્રસંગ પ્રજામંડળને પ્રાપ્ત થયો છે તેવી રીતે બલ્કે તેથી સવાયો ભવિષ્યમાં **સુવર્ણ મહોત્સવ, હીરક મહોત્સવ** અને **શતાબ્દિ** મહોત્સવ ઉજવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એવી પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે. તથાસ્તુ

**વિસનગર** તા. ૧૮–૩–૧૯૪૨. લી. **મહાસુખભાઈ ચુનીલાલ શેઠ.**

**વડોદરારાજ્ય પુસ્તકાલય મંડળ**—વડોદરારાજ્યના કેળવાયેલા નાગરિકો તરફથી આ મંડળની સ્થાપના સન ૧૯૨૪માં થયેલી છે. આ મંડળ સ્થાપવાનો મુખ્ય ઉદ્દેશ એ છે કે સન ૧૯૧૧માં રાજ્યમાં પુસ્તકાલય ખાતું ઉઘાડવામાં આવ્યું છે તેનો સંપૂર્ણ લાભ આખા રાજ્યના પ્રજાજનો લઇ શકે, તે માટે રાજ્યમાં રાજ્ય પુસ્તકાલય પરિષદ્, પ્રાંત પુસ્તકાલય પરિષદ્ અને મહાલ પુસ્તકાલય પરિષદ્ એમ ત્રણ પ્રકારની પરિષદો ભરવાનું ઠરાવ્યું, તે પ્રમાણે વડોદરા રાજ્ય

પુસ્તકાલય પરિષદો તા. ૧૨-૪-૨૪ ના રોજ ગણદેવીમાં રા. રા. મટુભાઈ કાંટાવાળાના, તા. ૪-૩-૨૬ ના રોજ દ્વારકામાં સૌ૦ શારદાબેન મ્હેતાના, તા. ૧૦-૩-૨૮ ના રોજ પેટલાદમાં પ્રૉ૦ કુંવરજી નાયકના, તા. ૨૮-૩-૨૯ ના રોજ અમરેલીમાં સર પ્રભાશંકર પટણીના, તા. ૧૬-૩-૩૦ ના રોજ પાટણમાં લેડી વિદ્યાગૌરીબેનના અને છઠ્ઠી બેઠક વડોદરામાં તા. ૩-૩-૩૪ ના રોજ દિવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરીના પ્રમુખપણા નીચે મળી હતી.

ત્યાર બાદ આ પુસ્તકાલયની પ્રવૃત્તિ વડોદરા રાજ્ય પ્રમાણે આખા ગુજરાતમાં થાય તો તે વધારે સંગીન ફળદાયક નીવડી શકે તે હેતુથી વડોદરા રાજ્ય ઉપરાંત ગુજરાતના મુખ્ય શહેરોમાં ભરવાનો નિર્ણય કર્યો. તે અનુસાર અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી સન ૧૯૩૪ના એપ્રીલ માસમાં અમદાવાદમાં પ્રેમાભાઈ હૉલમાં સમગ્ર ગુજરાતની પુસ્તકાલયની પહેલી પરિષદ્ મળી. ત્યાર બાદ તેનું બંધારણ બાંધવામાં કેટલોક વખત વહી ગયા પછી આશરે પાંચ વર્ષના અંતરે આણંદની ચરોતર ઍજ્યુકેશનલ સોસાયટી તરફથી સન ૧૯૩૮માં આણંદ મુકામે સ્વ૦ આચાર્ય આનંદશંકર બાપુભાઇ ધ્રુવના પ્રમુખપણા નીચે વડોદરા રાજયના અને ગુજરાતના પુસ્તકાલયોના પ્રતિનિધિઓની બીજી ગુજરાત પુસ્તકાલય પરિષદ્ મળી હતી. ત્યારબાદ આવી પરિષદ્ મળેલી જણાતી નથી. વડોદરા રાજ્ય મુકી આખા ગુજરાતની પ્રવૃત્તિ હાથ ધરવામાં વડોદરા રાજ્ય પુસ્તકાલયની પ્રવૃત્તિ પણ મંદ પડી જણાય છે. કાર્યકરોએ આ સંબંધી ધ્યાન આપવાની જરૂર છે, પરંતુ વડોદરા રાજ્યના પ્રાંત પુસ્તકાલયો અને મહાલ પુસ્તકાલયોની પ્રવૃત્તિ તો જેવી ને તેવી કાયમજ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે મોટી પરિષદોને પોષણ આપવા માટે પ્રાંતમાં પ્રાંતના પુસ્તકાલયોના પ્રતિનિધિઓની પરિષદ્ મળે છે. તે અનુસાર મહેસાણા પ્રાન્તમાં પ્રાંતની ૬ પરિષદો મળી ચુકી છે. તેની બીજી પરિષદ્ ઉંઝા મુકામે તા. ૭-૪-૩૩ ના રોજ તથા છઠ્ઠી

પરિષદ્ ધીણોજ મુકામે તા. ૧૨-૪-૪૨ ના રોજ મારા પ્રમુખપણા નીચે મળી હતી. વળી મહાલ પુસ્તકાલય પરિષદ્ પણ મહાલના પુસ્તકાલયોના અને વાંચનાલયોના પ્રતિનિધિઓની મળે છે. એવી વિસનગર મહાલની ૬ પરિષદો મળી છે. તેની પાંચમી બેઠક ધામણવા ગામે તા. ૨૩-૩-૪૧ ના રોજ તથા છઠ્ઠી બેઠક ગોઠવા ગામે તા. ૩-૫-૪૨ ના રોજ મારા પ્રમુખપણા નીચે મળી હતી. મારા અનુભવો ઉપરથી કહી શકું છું કે આવી પરિષદોની હીલચાલથી પુસ્તકાલય પ્રવૃત્તિને વધુ વેગ મળતો રહે છે. આ વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના હાલના પ્રમુખ તરીકે રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ છે. તેમના હાથ નીચે ઑફીસ અને ત્રણ ચાર કારકુનો અને પ્રચારકો રાખેલા છે. આશરે રૂ. ૩૦૦૦)ની આવક છે અને ખરચ પણ આશરે તેટલું જ છે.

**વડોદરા રાજ્ય વેપારી મંડળ**—હમણાં કેટલાંક વર્ષોથી વેપારીઓને હરકત કરતા કાયદાઓ ઘડાતા હોવાથી તેનો રીતસર બચાવ કરવા તથા વેપારીઓનું હિત સાધવા વેપારી મંડળ મેસાણા પ્રાંતનું અને તે પછી નવસારી પ્રાન્તનું સ્થપાયાથી વડોદરારાજ્ય વેપારીમંડળ કડીમાં સ્થપાયા બાદ તેનું પહેલું અધિવેશન સન ૧૯૪૧માં કડી મુકામે નગરશેઠ રતનલાલ ભગનલાલ હરિભક્તિના પ્રમુખપણા નીચે ભરાયું હતું છે. તેની ઑફીસ વડોદરામાં રાખેલી છે. હજુ આ મંડળ બાલ્યાવસ્થામાં જણાય છે. આ મંડળના મેસાણાપ્રાન્તના મંડળ તરફથી "વેપારીમંડળ પત્રિકા" પણ પાંચ ૭ વરસથી નીકળે છે.

## રાજ્યમાં ૬ મહત્વનાં ફંડ.

**(૧) રીઝર્વ ફંડ ( Reserve Fund )**—સન ૧૯૩૮-૩૯ ના વડોદરારાજ્યના કારોબારી રીપોર્ટ (Baroda Administration report 1938-39) ના પેરા ૨૪૪ થી સમજાય છે કે છેલ્લા ૩૫

વરસથી રાજ્યની આર્થિક સંગીનતા કાયમ રાખવા અને રાજતંત્રના અંદાજપત્રમાં કાંઇ પણ ફેરફાર ન કરવો પડે તે માટે એક **રીઝર્વ** ફંડ રાખવામાં આવેલું છે અને તે માટે રાજ્યની રહેલી બચતમાંથી રૂ. ૩ાા કરોડ જુદા આ રીઝર્વ ફંડ ખાતે રાખવામાં આવેલા છે. હાલ તે ફંડ ખાતે તેટલી જ રકમ કાયમ છે.

**(૨) લેંડ રેવન્યુ ઇકવલીઝેશન ફંડ** (Land revenue Equalisation fund–જમીન મહેસુલ સમતોલ રાખનારૂં ફંડ.) ઉપરના ફંડને પુષ્ટિ આપવા માટે સન ૧૯૩૮થી આ ફંડ રાખવામાં આવેલું છે અને તે માટે રાજ્યની બચતમાંથી રૂ. ૫૫) લાખ તે ખાતે રાખવામાં આવ્યા છે જેનો ઉપયોગ વેરાની માફી, મોકુફી અને કમી વરસાદને લઇને આપવી પડતી રાહત વીગેરે કામે કરવાનો છે. આ માટે એવું ધોરણ રાખવામાં આવ્યું છે કે રાજ્યના જમીન મહેસુલની ઉપજ **રૂ. ૯૫) લાખ** આવે તો તેને આવશ્યક રકમ (normal) ગણવી. જો વધારે આવે તો વધારાની રકમ તે ફંડ ખાતે લઈ જવી અને ઓછી આવે તો ફંડમાંથી તેટલી પાછી મેળવવી. (વાંચો ૧૯૩૮–૩૯ નો કારોબારી રીપોર્ટ પેરા ૨૪૪).

**(૩) હીરક મહોત્સવ નિધિ** (Diamond Jubilee Trust fund) શ્રીમંત સયાજીરાવ મહારાજાનો હીરક મહોત્સવ આખા રાજ્યમાં તા. ૩–૧–૧૯૩૬ ના રોજ ઉજવવામાં આવ્યો હતો અને તે દિવસે રાજ્યોની જુદી જુદી સંસ્થાઓ તરફથી માનપત્રો ખાસ બાંધેલા દરબાર મંડપમાં આપવામાં આવ્યાં હતાં, ત્યારે તેના જવાબમાં એઓશ્રીએ જણાવ્યું કે "આ મંગળ પ્રસંગની યાદગીરી તરીકે હું **એક કરોડ રૂપીઆ ડાયમંડ જ્યુબીલી ફંડ ટ્રસ્ટ** તરીકે જુદા કાઢું છું જેના વ્યાજમાંથી દરસાલ પછાત ગરીબ અને ગ્રામજનોના ઉદ્ધારના કામમાં ખરચવા." આ ફંડની વ્યવસ્થા માટે એક ટ્રસ્ટ બોર્ડ નીમવામાં આવ્યું છે જેના પ્રમુખ તરીકે **દિવાન સાહેબ**, બીજા ૧૦ અમલદારો, ૬ પ્રાંત પંચાયતોના અને ધારા-

સભાના પ્રતિનિધિઓ અને ૨ સભાસદો પછાત વર્ગમાંથી મળી કુલ ૧૯ સભાસદોનું ટ્રસ્ટ બોર્ડ રાખેલું છે. આ ટ્રસ્ટ ફંડનું વાર્ષિક વ્યાજનું ઉત્પન્ન આશરે રૂ. ૩ાા લાખ આવે છે, જેમાંથી ફંડના ઉદ્દેશ પ્રમાણે ગ્રામોદ્ધાર માટે રકમ ખરચવામાં આવે છે.

**(૪) હીરક મહોત્સવ પ્રજાકીય ગ્રામોદ્ધાર ભંડોળ** (Diamond Jubilee people's Village uplift fund)— વડોદરા રાજ્યની સમગ્ર પ્રજા તરફથી ઉત્પન્ન થયેલા ફંડમાંથી હીરક મહોત્સવ ઉજવવામાં થયેલું ખરચ બાદ જતાં બાકી આશરે રૂ. ૭) લાખનું ફંડ છે તે ઉપરના નામથી ઓળખાય છે, તેની વ્યવસ્થા માટે પણ એક વ્યવસ્થાપક મંડળ રાખેલું છે. તેના પ્રમુખ તરીકે દીવાન સાહેબ છે અને એક અમલદાર અને ૪૦ પ્રજા પૈકીના સભાસદો છે. આ રકમનું જે વ્યાજ આવે છે તેમાંથી ગ્રામોદ્ધારના કામ માટે ગામડાઓની ગ્રામ પંચાયતોને આપે છે. રાજ્યમાં આવી ગ્રામ પંચાયતો આશરે ૨૧૦૦ છે. તે પ્રાન્ત પંચાયતોના તાબે રહી ઠરેલા ધોરણ પ્રમાણે ગામડાની વ્યવસ્થા કરે છે.

**(૫) શ્રી મહારાણી શાન્તાદેવી નિધિ**—સન ૧૯૩૯ થી રાજ્યમાં સ્ત્રીઓની માવજત, સુવાવડ, બાળઉછેર વીગેરે એવાં સ્ત્રી અને બાળકોના આરોગ્ય કલ્યાણાર્થે સ્ત્રી ઉપયોગી દવાખાનાં સુવાવડખાનાં ઉઘાડવામાં આવે તે ઉદ્દેશથી આ ફંડની યોજના રાખવામાં આવી છે. અને તે માટે રાજ્યમાં બાળલગ્નના દંડની એકઠી થયેલી રકમમાંથી રૂ. ૫) લાખ આ ફંડ ખાતે આપવામાં આવ્યા છે. અને દરસાલ તેવા દંડની રકમ રૂ. ૪૦) હજાર સુધી આપવામાં આવે છે. હાલમાં દરસાલ નાના મોટા ગામોમાં દવાખાનાં અને સુવાવડખાનાં ઉઘાડવામાં આવે છે. સ્ત્રીઓ વૈદ્યકીય, નર્સીંગ વીગેરે જ્ઞાન મેળવી શકે તે માટે તેમને શિષ્યવૃત્તિઓ આ ફંડમાંથી આપવામાં આવે છે. આ ફંડમાં રાજ્યના શ્રીમંત ગૃહસ્થોની દેણગીઓ સ્વીકારવામાં આવે છે. તે ઉપરાંત હીરક મહોત્સવના ફંડોમાંથી યોગ્ય મદદનો ફાળો

આ ફંડને મળે છે. સન ૧૯૪૦-૪૧ ના રાજ્યના કારોબારી રીપોર્ટના પેરા ૪૩૯ ઉપરથી જણાય છે કે સન ૧૯૩૯ થી આ ફંડની શરૂઆત કરી છે ત્યારથી અત્યાર સુધીમાં રાજ્યમાં ૧૭ સુવાવડખાનાં ૧૦૭ ખાટલા સાથે મંજુર કરવામાં આવ્યાં છે તે પૈકી કલોલ, ધીણોજ, ચાણસ્મા, કોડીનાર, વ્યારા, કરજણ, અને ડભોઇમાં પ્રસૂતિગૃહના ઓરડા (Maternity wards) તૈયાર થઈ ગયેલા છે, તેમજ સાવલી, દહેગામ અને વડનગરની મંજુરી અપાઈ ગઈ છે. આ ફંડમાં આ સાલમાં સુવાવડખાનાં ઉઘાડવા માટે રૂ. ૩૩) હજારની દેણગી શ્રીમંત ગૃહસ્થો તરફથી મળેલી છે. વડોદરા, અમરેલી અને મેસાણા પ્રાન્તમાંથી સુવાવડખાનાંના કામમાં પ્રાન્ત પંચાયતો તરફથી યોગ્ય મદદ આપવામાં આવે છે. આ સુવાવડખાનાં ઉપરાંત ૩૩ મીડવાઇફ તૈયાર કરવામાં આવી છે, જે પ્રસુતિગૃહના કામમાં મદદ કરે છે. એ રીતે આ ફંડમાંથી સ્ત્રીઓ અને બાળકોની માવજત માટે પરોપકારનું કામ થઈ રહ્યુ છે, એ માટે શ્રીમંત સરકારને ધન્યવાદ ઘટે છે. જો આ પ્રમાણે તે કાર્યની પ્રવૃત્તિ ચાલુ રહેશે તો રાજ્યમાં સ્ત્રીઓની માવજત માટે આવી જે વૈદ્યકીય મદદની આવશ્યક્તા છે, તે ધીમે ધીમે ઘણા અંશે પૂરી પડશે અને સ્ત્રીઓ પોતાના ગુપ્ત દર્દોના લીધે આવી યોગ્ય વૈદ્યકીય સ્ત્રી મદદના અભાવે લજ્જાના કારણે ગામડામાં મરણનો ભોગ થઈ પડે છે તેમાંથી તેમનો થોડા ઘણા અંશે બચાવ થશે.

આવાં સ્ત્રીજાતિનાં પરોપકારનાં કામો આ ફંડમાંથી થાય છે અને તેને આપણાં **મહારાણીશ્રી શાન્તાદેવીનું નામ** જોડી ઓળખાવવામાં આવ્યું છે તે વાસ્તવિક કર્યું છે. કારણકે મહારાણી પણ આવાં કામોમાં જાતે રસ લે છે અને રાજ્યની સ્ત્રીઓના કલ્યાણાર્થે પોતાનાથી બનતો પ્રયત્ન કરે છે. આ માટે વડોદરા રાજ્યની સ્ત્રીઓ તેમનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે. આ ફંડની વ્યવસ્થા ચીફ મેડીકલ ઑફીસર તરફથી થાય છે.

(૬) **શ્રી સયાજીરાવ ત્રીજા સ્મારક ફંડ** ( Shree Sayajirao III Memorial Fund) શ્રીમંત સયાજીરાવ મહારાજાનું અવસાન થવાથી તેમના નામનું સ્મારક રાખવા માટે વડોદરા રાજ્ય પ્રજા તરફથી એક ફંડ ઉઘાડવાની હીલચાલ નામદાર દિવાન સાહેબ તરફથી શરૂ કરવામાં આવી હતી. આવા ફંડની ખાસ આવશ્યકતા હોવાથી અને તે એક મહત્વનું છે એમ સમજી **શ્રીમંત પ્રતાપસિંહ મહારાજાએ** રાજ્યારોહણના માંગલિક પ્રસંગે તે ફંડમાં **એક કરોડ રૂપીયાની** બાદશાહી રકમ આપી હતી. આ ફંડમાં કેટલા રૂપીયા અત્યાર સુધી ભરાયા છે તે જણાયું નથી પણ સન ૧૯૪૦-૪૧ ના રાજ્યના કારોબારી રીપોર્ટના પેરા ૧૭૦ ઉપરથી જણાય છે કે તેની વાર્ષિક ઉપજ રૂ. ૩) લાખ ૫ હજાર આવે છે. આ ફંડના વ્યાજની રકમ દર વર્ષે કેવી રીતે ખરચ કરવી તેની યોજના હજુ સુધી ઘડાઈ નથી. સરકારમાં તે વિચારાઈ રહી છે. વળી આ ફંડનું વ્યવસ્થાપક મંડળ પણ કેવા પ્રકારનું છે તે પણ જણાવ્યું નથી. તો પણ **બનારસ હિન્દુ યુનીવર્સીટીમાં ચેર** ( Chair to be called "The Sayajirao chair of Indian culture and civilisation") માટે રૂ. ૧૫૦૦૦) દર વર્ષે આપવામાં આવ્યા છે. તે ઉપરાંત તે અંગે બે શિષ્યવૃત્તિઓ આપવામાં આવે છે. દર વર્ષે રૂ. ૧૦૦૦૦) ની ગ્રૅંટ **શ્રી મહારાણી શાન્તાદેવી ફંડને** આપવામાં આવે છે. વળી સરદાર, આસામદારના છોકરાઓને શિષ્યવૃત્તિ આપવા માટે રૂ. ૧૫૦૦૦) દર વર્ષે આપવાનું ઠરાવ્યું છે. આ પ્રમાણે સન ૧૯૪૦-૪૧ માં રૂ. ૩૭૦૦૦) નું ખરચ થયેલું છે. આ ફંડમાં **શ્રીમંત સરકાર પ્રતાપસિંહ મહારાજાના** રૂ. ૧) કરોડ ઉપરાંત પ્રજા અને અમલદારો તરફથી કેટલા રૂપીઆ ભરાયા છે અને તેનું બંધારણ અને ઉદ્દેશ કેવા પ્રકારના છે તે બધી હકીકત આશા છે કે રાજ્યના સન ૪૧-૪૨ ના રીપોર્ટમાં પ્રસિદ્ધ થશે.

# પ્રકરણ ૩ જું

## મેસાણા પ્રાંતની હકીકત

**મેસાણા પ્રાંત**નું નામ સન ૧૯૩૧ના મે માસ સુધી **કડી પ્રાંત** હતું. હાલ તે **મેસાણા પ્રાંતથી** ઓળખાય છે. વડોદરા રાજ્યના પાંચ પ્રાંતો પૈકી મેસાણા પ્રાંતમાં વિસનગર મહાલ અને વિસનગર મહાલમાં **વિસનગર** આવેલું હોવાથી મેસાણા પ્રાંતની કેટલીક જાણવા જેવી અને મહત્વની હકીકત આપવાની આવશ્યકતા છે—

વડોદરા રાજ્યની અને ગુજરાતની ઉત્તર સરહદ ઉપર મેસાણા પ્રાંત આવેલો હોવાથી પ્રથમના વખતમાં તે **ઉત્તર પ્રાંતથી** ઓળખાતો હતો. પરંતુ તેનું મુખ્ય શહેર **કડી** હતું તે ઉપરથી તેનું નામ **કડી પ્રાંત** પડેલું હતું.

પ્રથમના વખતમાં કડીની આજુબાજુના મહેવાસી લોકોને કાબુમાં રાખવા પ્રાંતનું મુખ્ય શહેર કડી રાખવાની પહેલાં જરૂર પડી હતી, પણ આ પ્રાંતમાં રેલ્વે દાખલ થઇ અને મધ્ય ભાગમાં મેસાણા મોટું જંકશન સ્ટેશન થઇ પડવાથી સન ૧૯૦૨ માં પ્રાંતનું મુખ્ય સ્થળ કડીથી મેસાણે લાવવામાં આવ્યું, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે સન ૧૯૩૧ સુધી પ્રાંતનું નામ કડી પ્રાંત કાયમ રહ્યું હતું.

મેસાણા પ્રાંતની ઉત્તરે પાલનપુર એજન્સી તથા મહીકાંઠા એજન્સીનો થોડો ભાગ, પૂર્વે મહીકાંઠા એજન્સી તથા પ્રાંતીજ તથા કપડવંજ તાલુકો, દક્ષિણે કપડવંજ, અહેમદાવાદ, દસ્ક્રોઈ તથા સાણંદ તાલુકો, અને પશ્ચિમે રાધનપુર સંસ્થાન, ઝાલાવાડ અને વીરમગામ તાલુકો આવેલો છે. એ રીતે ચાર દિશાએ પરરાજ્યોની હદ વચ્ચે મેસાણા પ્રાંત આવેલો છે.

પ્રાંતનું ક્ષેત્રફળ ૩૦૬૮ ચોરસ માઈલ છે. પૂર્વ પશ્ચિમ લંબાઈ આશરે ૭૦ માઇલ અને ઉત્તર દક્ષિણ લંબાઈ આશરે ૭૧ માઈલ

છે. વસ્તી ૧૧૭૫૦૯૭ છે. આ સ્થળે એટલી નોંધ લેવાની જરૂર છે કે હીંદના **ફેડરેશનના** પ્રશ્ન અંગે **પેથાપુર તાલુકો** જે મહીકાંઠા એજન્સીની હકુમતમાં હતો તે સન ૧૯૪૦ માં વડોદરા રાજ્યમાં જોડાયાથી સન ૧૯૪૧ ના વસ્તી ગણત્રી (સેન્સેસ) માં રાજ્યના પાંચ પ્રાંતો ઉપરાંત **ટ્રીબ્યુટરી એરીઆ** (tributary area) તરીકે જુદી નોંધ કરવામાં આવી છે. તે અન્વયે તેનું ક્ષેત્રફળ ૧૨। ચોરસ માઈલ તથા વસ્તી ૫૪૪૪ છે. આ પેથાપુર તાલુકો, કલોલ તાલુકાના રાંધેજા ગામથી આશરે ત્રણ માઈલ દૂર આવેલો છે. **રાંધેજા** (વસ્તી ૪૪૪૯) કલોલથી વિજાપુર જતી જી. બી. એસ. રેલ્વે લાઈન ઉપર સ્ટેશન છે. પેથાપુર તાલુકાનો વહીવટ વડોદરા રાજ્યની હકુમત તળે રહી ત્યાંના **ઠાકોર સાહેબ** કરે છે. આ ગામમાં **શેઠ મનસુખભાઈ ભગુભાઈ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ** તથા **શેઠ રણછોડલાલ છગનલાલ છાત્રાલય** એમ બે સાર્વજનિક સંસ્થાઓ છે, જે પ્રજાવર્ગ તરફથી થયેલા ભંડોળના આધારે ચાલે છે. તેની વ્યવસ્થા રાખવા માટે એક વ્યવસ્થાપક મંડળ સ્થપાયેલું છે. સ્કૂલ સન ૧૯૧૩ના ડીસેમ્બરથી ઉઘાડવામાં આવી છે. તેનું મકાન સન ૧૯૨૮માં રૂ. ૨૫) હજારના ખરચે સુશોભિત બાંધવામાં આવેલું છે અને **શેઠ રણછોડલાલ છગનલાલ છાત્રાલયનું** મકાન સન ૧૯૪૦માં તેમના કરેલા વીલ અનુસાર તેમના ટ્રસ્ટીઓ તરફથી આશરે રૂ. ૭૦૦૦) ના ખરચે બાંધવામાં આવ્યું છે, જેની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૧૩-૫-૪૦ ના રોજ કર્નલ કુમાર **શીવરાજસીંગના** હસ્તે **શ્રી ઠાકોર સાહેબ** સમક્ષ જાહેર સભામાં કરવામાં આવી હતી; અને તે મકાનમાં સ્વ૦ શેઠ રણછોડલાલ છગનલાલના **તૈલચિત્રની અનાવરણ** ક્રિયા મારા હાથે કરાવવામાં આવી હતી.

આ પેથાપુર સાબરમતીના કાંઠે ઉંચાણ સ્થળમાં વસેલું છે. ઘણી ખરી વસ્તી વેપારાર્થે અમદાવાદ મુંબાઈ વીગેરે સ્થળે રહે ... જૈન લોકો આગળ પડતો ભાગ લે છે. જોવા લાયક મોટું જૈનમાં

છે. જૈનોની ૩૦૬ માણસની વસ્તી છે. છીંપા લોકો બાંધણીનું કામ કરે છે. આ કામ દેશ પરદેશ બહુ વખણાય છે. આવા રજવાડા માટે વડોદરા રાજ્યે ખાસ ઑફીસરની નીમણૂંક કરેલી છે. જે અધિકારનું કામ પોલીટીકલ એજન્ટ કરતા હતા તે આ ઑફીસર કરે છે. ફેડરેશન અનુસાર આવા રજવાડાઓ માટે રાજ્યનીતિ વડોદરા રાજ્યે સ્પષ્ટ રીતે જાહેર કરેલી નથી, તેથી ત્યાંની પ્રજાને દાદ મેળવવામાં ઘણી ગુંચવણ પડે છે. રાજતંત્ર માટે રાજ્યનીતિ સ્પષ્ટ જાહેર કરવાની જરૂર છે.

મેસાણાપ્રાંતના પૂર્વભાગનો પ્રદેશ વિશેષ ઝાડવાળો જણાય છે અને જમીન ગોરાડુ છે, પશ્ચિમ તરફનો ભાગ વેરાન જેવો લાગે છે અને જમીન કાળી જોવામાં આવે છે. બધો પ્રદેશ સાધારણ રીતે રેતીવાળો અને સપાટ છે. કોઇ સ્થળે ડુંગર નથી.

પ્રાંતમાં મુખ્ય નદીઓ **સાબરમતી**, **વાત્રક**, **મેશ્વો**, **ખારી**, **રૂપેણ**, **સરસ્વતી** અને **બનાસ** છે.

**સાબરમતી** અરવલ્લી પર્વતમાંથી નીકળી દક્ષિણ તરફ વહી ખંભાતના અખાતને મળે છે. તેની લંબાઇ આશરે ૨૦૦ માઇલની છે.

**વાત્રક** અને **મેશ્વો** ડુંગરપરના દક્ષિણના પ્રદેશમાંથી નીકળી વૌઠા ગામ આગળ સાબરમતીને મળે છે. વાત્રકની લંબાઇ ૧૫૧ અને મેશ્વોની લંબાઇ ૧૨૬ માઇલ છે.

**ખારીનદી** અહમદનગર કસ્બાની ઇશાન કોણમાંથી દસ માઇલ દુરથી નીકળી ખારવા નામના ઝરાને મળી નૈરૂત્યકોણ તરફ વહી સાબરમતીને મળે છે. તેની લંબાઈ ૧૦૫ માઇલ છે.

**રૂપેણનદી** મહીકાંઠામાં તુંગાના ડુંગરમાંથી નીકળી કાદરપુર તળાવમાં થઇ ખેરાળુ વિસનગર મહેસાણા અને ચાણસ્મા તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે.

**સરસ્વતીનદી** આરાસુરના પર્વતમાંથી નીકળી સિદ્ધપુર અને પાટણ તાલુકામાં વહી કચ્છના રણમાં સમાય છે. આ નદી પવિત્ર અને કુમારિકા ગણાય છે કારણ કે બીજી નદીઓની માફક સમુદ્રની સાથે તેનો સંયોગ થતો નથી. આ નદીનો વહેવાનો ઢોળાવ એક માઇલે સાત ફુટ હોવાથી તેનો વેગ અને તાણ વધારે છે.

**બનાસનદી** આરાસુરના ડુંગરમાંથી નીકળી પાટણ અને હારીજ મહાલમાં થઈ કચ્છના રણમાં સમાય છે.

આ પ્રાંતમાં જોવા લાયક પથરબંધ ઓવારાવાળાં મોટાં ત્રણ તળાવ છે. વડનગરમાં **શર્મિષ્ટા** તળાવ જેને **સમેળા** કહેવામાં આવે છે. વિસનગરમાં **દેળીઉ** તળાવ અને પાટણમાં **ખાનસરોવર** છે. આ શીવાય કાદરપુરમાં **કાદરપુર** તળાવ છે જેનું નામ **ચીમનાબાઈ** તળાવ રાખેલું છે.

તળાવો સિવાય, પાટણ, વિસનગર, વડનગર, સિદ્ધપુરમાં કેટલેક ઠેકાણે મોટી પથરબંધી વાવો છે. દુષ્કાળમાં તેમનો ઉપયોગ થાય છે. કુવા દરેક ગામે છે, પરંતુ જેમ જેમ દુષ્કાળનાં વરસો આવતાં ગયાં તેમ તેમ મેસાણાપ્રાંતમાં લગભગ દરેક ઠેકાણે પાણી ઉંડાં ઉતરતાં ગયાં. પાણી ઘણા ભાગે મીઠું અને કોઈ સ્થળે ભાંભળું હોય છે. બે ત્રણ વર્ષે એકાદ વર્ષ દુષ્કાળ જેવું આવવાથી મેસાણાપ્રાંતમાં કુવા વધારવાની રાજનીતિ ધારણ કરવામાં આવી છે.

આખા પ્રાંતની હવા ઘણા ભાગે ગરમ પણ સારી છે. ઉનાળામાં પાટણ જેવા સ્થળે ગરમી ૧૧૫ ડીગ્રી સુધી હોય છે. વરસાદ સરેરાશ ૨૫ ઇંચ પડે છે. બે ત્રણ વર્ષે દુષ્કાળ દર્શન દે છે.

મેસાણાપ્રાંતમાં રેલ્વે લાઇનો કરોળીઆની જાળની માફક દેખાય છે. મેસાણા જંકશન સ્ટેશને પાંચ લાઇનો ભેગી થાય છે.

મેસાણાથી તારંગાહીલ, પાટણ, વીરમગામ, અમદાવાદ અને અજમેર જવાય છે, વળી કલોલ જંકશન સ્ટેશને પણ તેવું જ છે, કલોલથી બહુચરાજી, વિજાપુર, મેસાણા, અને અમદાવાદ જવાય છે;

તે શીવાય આમલીઆસણુ, મણુંદરોડ અને ચાણસ્મા પણ જંકશન સ્ટેશનો છે. આતરસુંબા શીવાય દરેક કસ્બે રેલ્વે સ્ટેશન છે. આતરસુંબે દેહગામથી અગર કપડવંજથી પગરસ્તે જવાય છે.

મેસાણાપ્રાંતમાં અમદાવાદથી આબુ તરફ જતી મુખ્ય રેલ્વે લાઈન શીવાય બાકીની તમામ રેલ્વે લાઈન વડોદરા રાજ્યની માલકીની જી. બી. એસ. રેલ્વેના વહીવટમાં છે.

ઉપરની રેલ્વે લાઇનની શાખાઓની લંબાઇ તથા સ્ટેશનો નીચે પ્રમાણે છે—

**મેસાણા–તારંગાહીલ** લાઇનની લંબાઇ ૩૫ માઇલ છે તેના ઉપર મેસાણા, રંડાલા, વિસનગર, ગુંજા, વડનગર, ખેરાળુ, કાદરપુર, વરેઠા (ડભોડા) અને તારંગાહીલ એટલાં સ્ટેશનો આવેલાં છે.

**મેસાણા–કાકોસી** લાઇનની લંબાઇ ૪૯ માઇલ છે તેના ઉપર મેસાણા, પાંચોટ, ધીણોજ, ફીંચાલ, મણુંદરોડ, પાટણ, ચારૂપ, વાગડોદ, ધનાવાડા અને કાકોસી–મેત્રાણારોડ એ સ્ટેશનો આવેલાં છે.

**મણુંદરોડ–બહુચરાજી** લાઇન ૨૫ માઇલની છે તેના ઉપર મણુંદરોડ, ચાણસ્મા, બ્રાહ્મણવાડા, મોઢેરારોડ, અને બહુચરાજી સ્ટેશનો આવેલાં છે.

**ચાણસ્મા–હારીજ** લાઈનની લંબાઇ ૧૩ માઈલ છે તેના ઉપર ચાણસ્મા, કંબોઈ અને હારીજ સ્ટેશનો છે.

**કલોલ–બહુચરાજી** લાઇનની લંબાઇ ૪૦ માઇલ છે તેના ઉપર કલોલ, આંબોલ, કડી, દેઉસણ, ભોયણી, કટોસણરોડ, ધનપુરા, રાંતેજ, દેથલી, અને બહુચરાજી એટલાં સ્ટેશનો આવેલાં છે.

**કલોલ–વિજાપુર** લાઇનની લંબાઇ ૩૦ માઈલની છે. તેના ઉપર કલોલ, મોટી આદ્રેજ, રાંધેજા, વાસણ, લીંબોદ્રા, મકાખાડ, લોદ્રા અને વિજાપુર સ્ટેશનો આવેલાં છે.

**આમલીઆસણ–વિજાપુર** લાઇનની લંબાઇ ૨૬ માઇલ છે, તેના ઉપર આમલીઆસણ, લાંઘણુજ, ગોઝારીઆ, વસઇદાભલા, કુકરવાડા, ગેરીતા કોલવાડા, ગવાડા માલોસણ અને વીજાપુર સ્ટેશનો છે.

**મેસાણા–વિરમગામ** લાઇનની લંબાઇ ૪૦ માઇલની છે. તેના ઉપર મેસાણા, લીંચ, જોટાણા, કટોસણરોડ, ધેલડા, દેત્રોજ, ભંકોડા. જક્ષી, અને વીરમગામ સ્ટેશનો છે, તે પૈકી લીંચ અને જોટાણા શીવાય બાકીનાં સ્ટેશનો પર રાજ્યની હદમાં આવેલાં છે.

ઉપર જણાવેલી લાઇનો પૈકી મેસાણા--વીરમગામવાળી લાઇન ઘણીજ ઉપયોગી છે. કારણ કે એ લાઇન કાઠીયાવાડની તમામ મીટર ગેઝની રેલ્વેઓનો સંબંધ ઉત્તર હિન્દુસ્થાનની તમામ મીટરગેઝની રેલ્વે લાઇનો સાથે જોડે છે. બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેની બ્રોડગેઝ લાઇન વીરમગામ સુધી છે અને વીરમગામથી વઢવાણ સુધીનો મીટરગેઝનો ૪૦ માઇલનો કડકો બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેનો છે. આ આટલા મીટરગેઝના કડકા માટે તે રેલ્વેને ડબ્બા એન્જીન માટે ખાસ ગોઠવણ કરવી પડે તે સ્વાભાવિક છે. માટે તેટલો કડકો મળતો હોય અને વડોદરા રાજ્ય લે તો મેસાણાથી વઢવાણ સુધીની ૮૦ માઇલની લાઇન બની રહે અને પુષ્કળ ટ્રાફીક ચાલે. જેમ નૅરોગેઝ લાઇન સરકાર લઇ તેમાં વધારો કરે છે તેમ ઉપર જણાવેલી લાઇન લઇ મીટર ગેઝમાં વધારો કરે તો રાજ્યને વધારે ફાયદો થાય.

તા. ૧–૪–૧૯૩૩ સુધી આ બધી રેલ્વે લાઇનોનો વહીવટ બી. બી. એન્ડ સી. આઈ રેલ્વે કંપની કરતી હતી. ત્યાર પછી વડોદરા રાજ્યની જી. બી. એસ રેલ્વે કરે છે. વીરમગામવાળી લાઇન શીવાય બાકીની તમામ લાઇન ઉપર જ્યુરીસ્ડીકશન ( દીવાની ફોજદારી રાજ્ય હકુમત ) વડોદરા રાજ્યનું છે.

મેસાણા પ્રાંતની ઉપર જણાવેલી જી. બી. એસ. રેલ્વે લાઇનો ક્યારે કરવામાં આવી તેની હકીકત—

## મેસાણા પ્રાંતમાં વડોદરા રાજ્યની રેલ્વે.

| લાઇનોનાં નામ | શરૂ થયાની તારીખ. | લંબાઇ માઇલ |
|---|---|---|
| મેસાણાથી વીરમગામ | ૧–૨–૧૮૯૧ | ૪૦। |
| મેસાણાથી વડનગર | ૨૧–૩–૧૮૮૭ | ૨૦।।। |
| વડનગરથી ખેરાળુ | ૧૨–૧૨–૧૮૮૮ | ૭ |
| ખેરાળુથી તારંગા હીલ | ૨૦–૮–૧૯૦૯ | ૭।।। |
| મેસાણાથી પાટણ | ૨૦–૭–૧૮૯૧ | ૨૪।। |
| પાટણથી વાગડોદ | ૧૫–૧–૧૯૧૫ | ૧૪।।। |
| વાગડોદથી કાકોશી | ૨૮–૫–૧૯૧૬ | ૧૦ |
| મણુંદ રોડથી હારીજ | ૨૩–૧૦–૧૯૦૮ | ૨૧ |
| ચાણસ્માથી બહુચરાજી | ૨૩–૧૦–૧૯૦૮ | ૧૬।। |
| વીજાપુરથી કલોલ | ૧૦–૬–૧૯૦૨ | ૨૯।। |
| આમલીઆસણથી વીજાપુર | ૧–૧૦–૧૯૨૮ | ૨૬ |
| કલોલથી કડી | ૧૩–૭–૧૯૦૩ | ૧૨ |
| કડીથી ભોયણી | ૧–૪–૧૯૧૨ | ૪।।। |
| કટોસણથી બહુચરાજી | ૧–૫–૧૯૨૦ | ૧૫।। |
| ભોયણીથી કટોસણ રોડ | ૧–૩–૧૯૨૧ | ૬।। |
| | | ૨૫૬।।। |

મેસાણાપ્રાંતમાં કલોલ, પાનસર, ડાંગરવા, જગુદન, મેસાણા, ભાંડુ, ઉઝા અને સિદ્ધપુર એ સ્ટેશનો બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે કંપનીની અમદાવાદથી દીલ્હી જતી રેલ્વે લાઇન ઉપર આવેલાં છે, અને દેત્રગામ સ્ટેશન કીલીક નીકસન કંપનીની અમદાવાદથી પ્રાંતીજ જતી રેલ્વે લાઇન ઉપર આવેલું છે.

**આમલીઆસણ–વીજાપુર** લાઇન પ્રથમ વીજાપુરથી વિસનગર થઈ સિદ્ધપુરની લાઇન સાથે જોડી પછી સિદ્ધપુરથી કાકોસી જોડી મેસાણા પ્રાંતમાં ગોળાકારમાં ફરતી રેલ્વે લાઇન બનાવવાનો સરકારનો વિચાર હતો, અને જાણવા પ્રમાણે થોડી ઘણી પ્રાથમિક સર્વે પણ થઈ હતી, પરંતુ વસઇ વીગેરે ગામોના ગૃહસ્થોનો આગ્રહ હોવાથી તેમ નહીં કરતાં વીજાપુરથી આમલીઆસણ સ્ટેશન સુધી લાઇન વધારી બી. બી. એન્ડ સી. આઇની મુખ્ય લાઇન સાથે જોડી દેવામાં આવી અને આમલીઆસણ મોટું જંકશન સ્ટેશન બાંધવામાં આવ્યું છે.

સ્ટેશન બાંધતી વખતે રેલ્વે સત્તાવાળાઓ ત્રીજા વર્ગના મુસાફરો માટે ઘણું જ ઓછું લક્ષ આપે છે. માત્ર પહેલા અને બીજા વર્ગના મુસાફરોનાં સુખસાધનો ધ્યાનમાં લઈ બાંધકામ કરે છે. તેમને માટે વૅઇટીંગ રૂમ, બેસવા માટે ખુરશીઓ અને પવન માટે પંખાની ગોઠવણ કરે છે. પરંતુ ત્રીજા વર્ગના મુસાફરો ટ્રેન આવતાં પહેલાં પ્લૅટફૉર્મ ઉપર ઉનાળાની સખ્ત ગરમીમાં અને ચોમાસાના વરસાદમાં સરસામાન લઈ ક્યાં ઉભા રહેશે તેનો જરાપણ ખ્યાલ કરતા નથી. તે ત્રાસમાંથી મુક્ત થવા પ્લૅટફૉર્મ ઉપર પેસેન્જર શેડની અવશ્ય સગવડો થવી જોઈએ. રેલ્વેની કમાણીનો મોટો ભાગ ત્રીજા વર્ગના મુસાફરો તરફથી હોય છે તે રેલ્વે સત્તાવાળાઓએ ભૂલવું જોઈએ નહીં.

ઉપર જણાવેલી મહેસાણા પ્રાંતની તમામ લાઇનો મીટર ગેઝ માપની છે તેથી કાઠીઆવાડનાં રાજ્યોની લાઇનો તથા અમદાવાદથી દીલ્હી જતી લાઇનો મીટર ગેઝની હોવાથી તે લાઇનો સાથે સળંગ સંબંધ જોડાયેલો છે. પરસ્પર રાજ્યોના ડબા ટ્રેનોમાં જોડાય છે. મેસાણાથી કેટલીક સળંગ ટ્રેનો અને ડબા કાઠીઆવાડમાં ઠેઠ ભાવનગર, પોરબંદર, વેરાવળ, રાજકોટ, જામનગર અને ઓખા બંદર સુધી જાય છે.

રાજ્યવ્યવસ્થા માટે મેસાણા પ્રાન્તના ૧૦ મહાલ અને ૨ પેટા મહાલ પાડેલા છે. તેની ધર્મ પ્રમાણે કેટલી વસ્તી છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## મેસાણાપ્રાંતના મહાલોની ધર્મ પ્રમાણે વસ્તીના આંકડાનું કોષ્ટક.

| મહાલ | હિન્દુ | જૈન | મુસલમાન | પરચુરણ વર્ગ | કુલ વસ્તી |
|---|---|---|---|---|---|
| ૧ કડી | ૧૦૧૯૭૨ | ૧૫૦૦ | ૮૪૧૧ | ૧૧ | ૧૧૧૮૯૪ |
| ૨ કલોલ | ૧૧૭૧૭૪ | ૨૪૮૧ | ૪૧૯૪ | ૫૪ | ૧૨૩૯૦૩ |
| ૩ ખેરાળુ | ૮૭૨૪૩ | ૧૮૩૩ | ૭૫૭૩ | ૮ | ૯૬૬૫૭ |
| ૪ ચાણસ્મા | ૯૪૦૪૬ | ૨૮૫૮ | ૨૬૬૨ | ૨ | ૯૯૫૬૮ |
| ૫ દહેગામ | ૬૫૪૨૭ | ૨૪૯૩ | ૩૨૯૧ | ૬ | ૭૧૨૧૭ |
| ૬ પાટણ | ૧૨૮૫૦૧ | ૪૪૧૬ | ૧૦૦૨૨ | ૨૭ | ૧૪૨૯૬૬ |
| ૭ મેસાણા | ૯૭૯૭૫ | ૩૧૪૬ | ૪૫૬૧ | ૧૯૦ | ૧૦૫૮૭૨ |
| ૮ વિજાપુર | ૧૪૪૯૧૬ | ૪૧૩૩ | ૩૬૫૨ | ૧૦ | ૧૫૨૭૧૧ |
| ૯ વિસનગર | ૭૫૭૫૩ | ૧૬૯૫ | ૩૭૮૦ | ૧૮ | ૮૧૨૪૬ |
| ૧૦ સિદ્ધપુર | ૧૦૬૮૦૫ | ૧૪૩૪ | ૨૮૦૨૮ | ૧૦૦ | ૧૩૬૩૬૭ |
| ૧૧ હારીજ પેટા મહાલ | ૨૨૭૭૪ | ૫૬૯ | ૭૦૫ | ૦ | ૨૪૦૪૮ |
| ૧૨ આતરસુંબા પેટા મહાલ | ૨૭૨૧૯ | ૨૨૨ | ૧૨૦૭ | ૦ | ૨૮૬૪૮ |
| પેથાપુર (tributary area) | (૪૭૫૭) | (૩૦૬) | (૩૮૧) | ૦ | (૫૪૪૪) |
| | ૧૦૬૯૮૦૫ | ૨૬૭૮૦ | ૭૮૦૮૬ | ૪૨૬ | ૧૧૭૫૦૯૭ |

ઉપરના કોષ્ટકમાં જણાવેલા ધર્મના વર્ગમાં કઇ કઇ મુખ્ય ન્યાતોનો સમાવેશ થાય છે તે અંદાજે નીચે પ્રમાણેઃ—

હિન્દુવર્ગમાં બ્રાહ્મણ, વાણીયા, કણબી, આંજણા, રજપુત, ઠાકરડા, સોની, સુથાર, લવાર, ભાટ, રબારી, વીગેરે એવી જુદી જુદી ન્યાતો તથા ઢેડ, ભંગી વીગેરે અસ્પૃશ્ય જાતિનો સમાવેશ કરેલો છે. બ્રાહ્મણમાં આશરે ઔદિચ્ય ૨૩૦૦૦, નાગર ૬૦૦૦, મોઢ ૪૦૦૦, મેવાડા ૩૦૦૦, તપોધન ૩૫૦૦, દેશસ્થ ૭૦૦, તથા બીજા ૪૦૦૦ આશરે છે. વાણીઆમાં આશરે દીશાવાળ ૪૦૦૦, ઝારોળા ૬૦૦, ખડાયતા ૮૦૦, લાડ ૫૦૦, મોઢ ૪૦૦, નાગર ૩૦૦૦ વીગેરે છે. કણબીમાં કડવા કણબી ૧૬૦૦૦૦ તથા લેઉઆ કણબી ૨૬૦૦૦ છે. કારીગર વર્ગની જાતમાં ભાવસાર ૩૫૦૦, દરજી ૭૦૦૦, ઘાંચી ૭૦૦૦, કંસારા ૧૦૦૦, કુંભાર ૨૨૦૦૦, લુહાર ૧૨૦૦૦, મોચી ૨૫૦૦, સલાટ ૫૦૦, સોની ૩૩૦૦, સુથાર ૧૧૦૦૦, વીગેરે છે તથા પરચુરણ ન્યાતોમાં ધોબી ૫૦૦, હજામ ૧૨૦૦૦, ભાટ ૧૦૦૦૦, તરગાળા ૪૦૦૦, તુરી ૧૦૦૦, રબારી ૩૫૦૦૦, આંજણા ૩૦૦૦૦, ખંભાર ૮૦૦, માળી ૧૭૦૦, સથવારા ૫૦૦૦, વીગેરે છે. કોળીમાં બારીઆ ૩૦૦૦, ચુંવાળીઆ ૧૩૦૦, પાટણવાડીઆ ૪૦૦૦, ઠાકરડા ૧૫૦૦૦૦, તથા બીજા પરચુરણ છે. આ ઉપરાંત અસ્પૃશ્ય જાતોમાં આશરે ઢેડ ૪૦૦૦૦, ગરોડા ૪૦૦૦, ભંગી ૮૫૦૦, ચમાર ૨૦૦૦૦, સેણવા ૭૦૦૦ અને બીજા મળી કુલ આશરે સાડા દશ લાખ હિન્દુઓ છે. એ પ્રમાણે હિંદુવર્ગમાં ન્યાતજાતો સમાયેલી છે, તેમાં કેટલાક શિવમાર્ગી, કેટલાક વૈષ્ણવ સંપ્રદાયના, કેટલાક સ્વામીનારાયણના એમ જુદા જુદા ધર્મ પાળનાર છે.

મુસલમાન વર્ગમાં આશરે શેખ ૧૦૦૦૦, સૈયદ ૩૦૦૦, મોગલ ૪૦૦, અને પઠાણ ૬૦૦૦, મળી એવા મુસલમાનો આશરે વીસ હજાર છે, તે શીવાય જુદી જુદી જાતોમાં વહોરા ૫૦૦૦, ઘાંચી ૧૦૦૦, કસબાતી ૪૦૦૦, મલેક ૧૫૦૦, મોલેસલામ ૮૦૦,

મોમના ૪૦૦૦, મેમણ ૭૦૦૦, પીંજારા ૨૫૦૦, સીંધી ૧૨૦૦, અને પરચુરણ ૬૦૦૦, તથા બીજા મળી ૭૮ હજાર છે. ઉપરના મુસલમાનોમાં ઘણો ભાગ સુન્ની ધર્મ પાળે છે, અને કેટલાક સીયા ધર્મ પાળે છે.

જૈનવર્ગમાં મુખ્ય શ્રાવક વાણીઆની જ્ઞાતિઓનો સમાવેશ થાય છે, તેવી ત્રણ જ્ઞાતિઓ છે, ઓસવાળ આશરે ૧૫૦૦, પોરવાડ ૪૫૦૦, અને શ્રીમાળી ૧૮૦૦૦. આ શિવાય કેટલાક પરચુરણ ભાવશાર, કણબી, સાળવી, વીગેરે મળી ૨૭ હજાર જૈનધર્મ પાળનારા છે. ઉપરની ન્યાતો પૈકી ઘણો મોટો ભાગ શ્વેતામ્બર મૂર્તિપૂજક છે. કેટલાક દિગંબરી છે અને કેટલાક સ્થાનકવાસી છે. મેસાણાપ્રાંતમાં કોઇ કોઇ ગામમાં જૈન અને વૈષ્ણવો પરસ્પર કન્યાની આપ લે કરે છે પણ એ પ્રથા હવે ધીમે ધીમે કમી થતો જણાય છે.

પરચુરણ વર્ગમાં પારસી, ખ્રીસ્તી, વીગેરે એવી જાતોનો સમાવેશ કરેલો છે, ઘણા ભાગે સરકારી અને રેલ્વેની નોકરી કરનારા તથા બીજા એવા માણસોનાં નામો વસ્તી ગણત્રી વખતે દાખલ કરેલાં છે. ખ્રીસ્તી અને પારસીની વસ્તી કલોલ અને મેસાણે સ્ટેશનવિસ્તારમાં છે.

**ન્યાતોનાં નામો**—મેસાણાપ્રાંતનાં કેટલાંક ગામો ઉપરથી ન્યાતોનાં નામો પડેલાં છે. જેમકે વડનગર ઉપરથી **વડનગરા** નાગર, વિસનગર ઉપરથી **વિસનગરા** નાગર, મોઢેરા ઉપરથી **મોઢ બ્રાહ્મણ, મોઢ વાણીઆ, મોઢ ઘાંચી** તથા **મોઢ કલાલ.** મેસાણાપ્રાંતની જોડે આવેલા દીસા ઉપરથી **દીસાવાળ** વાણીઆ તથા બ્રાહ્મણ, ખડાત ( તાલુકે વિજાપુર ) ઉપરથી **ખડાયતા** બ્રાહ્મણ તથા વાણીઆ. ધીણોજ ઉપરથી **ધીણોજા** બ્રાહ્મણ, પાટણ ઉપરથી **પાટણવાડીઆ** કોળી, ચાણસ્મા નજીક ચુંવાળ પ્રદેશ ઉપરથી **ચુંવાળીઆ** કોળી, વાયડ ( તાલુકે પાટણ ) ઉપરથી **વાયડા વાણીયા.**

**પ્રાંતનો રકબો**—મેસાણાપ્રાંતનો કુલ રકબો આશરે ૩૩ લાખ વીઘાનો છે તે પૈકી પાટણ મહાલનો ૪૪૧ હજારનો, ચાણસ્મા મહાલનો ૩૬૭ હજારનો, સિદ્ધપુર મહાલનો ૨૮૦ હજારનો, ખેરાળુ

મહાલનો ૨૬૭ હજારનો, વિસનગર મહાલનો ૧૮૭ હજારનો, મેસાણા મહાલનો ૨૬૦ હજારનો, કલોલ મહાલનો ૨૮૯ હજારનો, કડી મહાલનો ૩૬૩ હજારનો, વિજાપુર મહાલનો ૩૨૮ હજારનો, દહેગામ મહાલનો ૨૬૩ હજારનો, આતરસુંબા પેટા મહાલનો ૮૩ હજારનો અને હારીજ પેટા મહાલનો ૧૬૨ હજારનો છે. એ રીતે મેસાણા-પ્રાંતનો કુલ રકબો આશરે ૩૩ લાખ વીઘાનો છે. પ્રાંતની મૂળ સર્વે સેટલમેન્ટ થઇ ત્યારે તેની ઉપજ શીક્કાઇ રૂ. ૨૬૪૬૮૮૫ની એટલે કલદાર રૂ. ૨૪૫૪૧૯૬ ની હતી. ત્યાર પછી નવું રીવીઝન સેટલમેન્ટ કર્યું ત્યારથી સરકારને આશરે ૩૦ લાખ રૂપીઆનું ઉત્પન્ન આવે છે. કુલ રકબો ૩૩ લાખ વીઘાનો છે તે પૈકી આશરે ૪ લાખ વીઘા ખરાબો બાદ જતાં બાકી ૨૯ લાખ વીઘા જમીન ખેડવા લાયક છે. તેમાંથી આશરે ૪ લાખ વીઘા બારખલી જતાં બાકી ૨૫ લાખ વીઘા સરકારી છે. આ સરકારી વીઘામાં આશરે ૦॥। લાખ વીઘા બીન આકારી અને ૨૪। લાખ આકારી છે અને આકારીમાં ૨। લાખ પડતર વીગેરે છે. બાકી આશરે ૨૨ લાખ ઉપરાંત ખાતે દાખલ થયેલી જમીન છે. તે હીસાબે દર વીઘે આશરે દોઢથી પોણા બે રૂપીઆનું ઉત્પન્ન આવે છે.

ઉપર પ્રમાણે જણાવેલી જમીનના કુલ સરવે નંબર આશરે ૬॥ લાખ છે અને ખાતેદારની સંખ્યા આશરે ૧॥ લાખ છે એટલે દર ખાતેદાર દીઠ જમીન શુમારે ૧૫ વીઘા આવે છે અને સરવે નંબર લગભગ ૪ આવે છે. કુલ ૧॥ લાખ ખાતેદારો પૈકી ૧ લાખ જાતે ખેડનારા છે અને ૦। લાખ બીજાઓ પાસે ખેડાવનારા છે. એકંદર જમીન પૈકી ૮૧ ટકા જાતે ખેડનાર પાસે છે અને ૧૯ ટકા બીજા પાસે ખેડાવનાર છે.

ઉપરની આકારી જમીન ઉપર દર વીઘે ગામોની જમીનની સ્થિતિ અનુસાર વત્તા ઓછા પ્રમાણમાં સેટલમેન્ટના ધોરણે ઠરાવેલો આકાર લેવામાં આવે છે.

શ્રીમંત સરકાર **શ્રી પ્રતાપસિંહ મહારાજાએ** સન ૧૯૩૯માં રાજ્યારોહણના પ્રસંગે જમીન મહેસુલના દરમાં **કાયમનો ત્રણ આની ઘટાડો** કર્યો તે ધ્યાનમાં લેતાં મેસાણાપ્રાંતમાં મહેસુલના આકારની સરેરાશ રૂ. ૧। થી ૧॥ સુધી આશરે આવે છે.

આ ઉપરાંત લોકલસેસ દર રૂપીએ એક આના પ્રમાણે લેવામાં આવે છે. આ રકમ પ્રથમ જમીન મહેસુલ ખાતે ભેગી જમે કરવામાં આવતી હતી પરંતુ જ્યારથી વડોદરા રાજ્યમાં સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સંવત ૧૯૬૧ થી સ્થાપવામાં આવી ત્યારથી તેનું ઉત્પન્ન જુદા ખાતે જમે કરવામાં આવે છે. રાજ્યમાં કુલ લોકલસેસનું ઉત્પન્ન આશરે ૮॥ લાખ રૂપીઆ આવે છે, તે પૈકી આશરે ૨॥ લાખ રૂપીઆ મેસાણાપ્રાંતમાંથી ઉત્પન્ન થાય છે.

લોકલ સેસના ઉત્પન્નમાંથી સરકાર તરફથી તેનો ત્રીજો ભાગ ફરજ્યાત કેળવણીના ખરચ પેટે કપાત થતો હતો પણ હમણાં બે વરસથી તે કપાત થતી નથી. તે ઉપરાંત શીતળા વીગેરે પરચુરણ ખરચ પેટે કપાતા હતા તે પણ બંધ થયું છે.

મેસાણા પ્રાંતનું મુખ્ય સ્થળ મેસાણા હોવાથી મેસાણામાં પ્રાંતના સુબાની, પરસનલ નાયબ સુબાની, પોલીસ નાયબ સુબાની પ્રાંત ન્યાયાધીશની, ઇજનેર ખાતાની, આબકારી ખાતાની, રેલ્વે ખાતાની અને પ્રાંત પંચાયત ખાતાની એમ મેસાણાપ્રાંતની મુખ્ય કચેરીઓ રાખવામાં આવેલી છે. કેળવણી ખાતાની કચેરીઓ પાટણ અને કલોલમાં રાખેલી છે. મેસાણા, વિસનગર, પાટણ, સિદ્ધપુર એ શહેરોમાં વડોદરા બેંકની શાખાઓ છે. મેસાણામાં પ્રાંત સહકારી બેંકની હેડ ઓફીસ છે. પ્રાંતમાં આશરે ૮૦ સહકારી મંડળીઓ છે તેની સાથે નાણાં ધીરધારનો વ્યવહાર કરે છે. જગુદનમાં ખેતીવાડીને ઉપયોગી એક નમુનાનું ખેતર ( model farm ) રાખેલું છે. હાલમાં સન ૧૯૪૦થી ખેતીવાડીના અભ્યાસ માટે શેઠ **ભોગીલાલ રાજારામ ઇન્સ્ટીટ્યુટ** ( institute ) રાખેલું છે.

મેસાણા પ્રાંતમાં ૧૪ સુધરાઇઓ છે, તે તે કેવા પ્રકારની છે તેની તથા તેની આવક જાવક, વસ્તી ઘરો, વીગેરેની હકીકત નીચેના કોષ્ટક પરથી સમજાશે—

## મેસાણા પ્રાંતની સુધરાઈઓ, તેની વસ્તી, ઘર તથા આવક જાવકના આંકડાનું કોષ્ટક.

| નામ | કસ્બાની વસ્તી | ઘરો | ઉપજ રૂપીઆ. | ખરચ રૂપીઆ. |
|---|---|---|---|---|
| પાટણ **અ** પ્રમુખ લોકલ | ૩૬૫૪૯ | ૯૫૪૧ | ૯૦૬૧૨ | ૧૨૦૧૦૩ |
| સિદ્ધપુર અ. પ્ર. સરકારી | ૨૦૬૯૬ | ૫૨૨૨ | ૫૦૩૯૨ | ૪૦૨૦૫ |
| વિસનગર અ. પ્ર. લોકલ | ૧૭૨૨૭ | ૪૫૪૩ | ૪૪૮૧૮ | ૫૧૧૪૦ |
| મેસાણા અ. પ્ર. લોકલ | ૧૬૯૮૬ | ૪૪૭૧ | ૫૨૫૦૦ | ૫૫૩૦૦ |
| કલોલ અ. પ્રમુખ લોકલ | ૧૭૮૭૯ | ૪૫૬૨ | ૩૬૧૮૭ | ૩૩૫૪૩ |
| કડી. બ. પ્રમુખ સરકારી | ૧૭૧૬૫ | ૪૪૩૭ | ૩૦૦૦૦ | ૨૫૦૦૦ |
| દેહગામ બ. પ્ર. સરકારી | ૬૬૫૫ | ૧૫૮૦ | ૧૧૧૪૭ | ૧૧૧૪૪ |
| આતરસુંબા બ. પ્ર. સરકારી | ૭૦૦ | ૨૪૫૩ | ૪૨૩૫ | ૪૨૫૮ |
| વિજાપુર બ. પ્ર. સરકારી | ૮૭૦૪ | ૨૧૪૫ | ૧૪૬૩૮ | ૧૮૩૫૧ |
| ખેરાળુ બ. પ્ર. સરકારી | ૮૧૦૨ | ૨૦૨૪ | ૬૭૪૭ | ૮૨૬૮ |
| વડનગર બ. પ્ર. સરકારી | ૧૩૫૨૫ | ૪૦૯૭ | ૨૨૮૦૯ | ૨૨૬૪૧ |
| ચાણસ્મા બ. પ્ર. સરકારી | ૯૮૩૧ | ૨૨૩૫ | ૧૩૧૧૫ | ૧૨૧૪૧ |
| ધીણોજ બ. પ્ર. સરકારી | ૫૨૭૬ | ૨૬૭૮ | ૧૦૪૩૯ | ૧૧૬૬૭ |
| ઉઝા બ. પ્રમુખ લોકલ | ૧૨૨૪૪ | ૨૮૯૮ | ૨૧૦૦૦ | ૧૫૦૦૦ |

ઉપર પ્રમાણે બતાવેલા કોષ્ટક ઉપરથી સમજી શકાશે કે પ્રાન્તમાં કુલ ૧૪ કસ્બામાં સુધરાઈઓ છે, તે પૈકી મોટા વસ્તીવાળા પાટણ, સિદ્ધપુર, મેસાણા, કલોલ અને વિસનગર એમ પાંચ કસ્બામાં અ વર્ગની સુધરાઈઓ છે અને કડી, દહેગામ, આતરસુંબા, વિજાપુર, ખેરાળુ, વડનગર, ચાણસ્મા, ધીણોજ અને ઉંઝા એમ ૯ કસ્બામાં બ વર્ગની સુધરાઈઓ છે. શ્રીમંત સરકારે સન ૧૯૩૯ થી લોકજ્ઞ પ્રમુખ ચુંટી કાઢવાનો અધિકાર અ વર્ગની સુધરાઇઓને આપેલો હોવાથી તેના પ્રમુખ લોકજ્ઞ છે. સિદ્ધપુરમાં અમુક બાબતનો વાંધો પડેલો હોવાથી હાલ સરકારી અમલદાર પ્રમુખ છે. બ વર્ગની સુધરાઈઓમાં પ્રમુખ તરીકે સરકારી અમલદારો હોય છે. કોઇ યોગ્યતાવાળી સુધરાઇને લોકજ્ઞ પ્રમુખ આપવામાં આવે છે. તે પ્રમાણે ઉંઝાની બ વર્ગની સુધરાઇમાં હાલ લોકજ્ઞ પ્રમુખ છે. વળી પાટણ સુધરાઇમાં નળ, ખુલ્લી ગટર અને વીજળી છે. સિદ્ધપુરમાં વીજળી છે. મેસાણામાં વીજળી અને નળ છે. કડી, કલોલ અને વડનગરમાં વીજળી છે. વિસનગરમાં નળ છે. અંડરગ્રાઉન્ડ ડ્રેનેજનું અને વીજળીનું કામ ચાલી રહ્યું છે.

ઉપજના આંકડા અને વસ્તીના આંકડા ઉપરથી સમજી શકાશે કે માણસદીઠ સુધરાઇના વેરાનું ભારણ કેટલું આવે છે. ઘરોની સંખ્યા ઉપરથી પણ સમજી શકાશે કે એક ઘર દીઠ કેટલું સુધરાઇનું ભારણ છે. આ ઉપરાંત ઘરોની સંખ્યા ઉપરથી સમજાશે કે એક ઘરમાં કેટલાં માણસો રહે છે. આ સ્થળે એટલું યાદ દેવડાવાની જરૂર છે કે હાલ જે સુધરાઈઓ અ વર્ગની કહેવામાં આવે છે તે પ્રથમ બ વર્ગની હતી અને પ્રથમ જે અ વર્ગની હતી અને જે વિશિષ્ટ પંચાયતોના નામથી ઓળખાતી હતી તે હાલ બ વર્ગની છે. કાયદાકાનુનો તો તેને તે જ છે. માત્ર નામ બદલવામાં આવ્યાં છે. આ ફેરફાર સંવત ૧૯૮૭ માં મંત્રીમંડળ હુકમ અંક ૪૯-૩૪ તા. ૨૧-૫-૧૯૩૧ અન્વયે કરવામાં આવ્યો છે.

**મહાલ ન્યાયાધીશીઓ**—મેસાણા પ્રાંતમાં ઉપરના કસ્બાઓ પૈકી મેસાણા, પાટણ, સિદ્ધપુર, ચાણસ્મા, વિસનગર, કડી, કલોલ, દેહગામ, વિજાપુર, એ રીતે નવ કસ્બામાં મહાલ ન્યાયાધીશીઓ છે. તેમાં ખેરાળુ મહાલનું વિસનગરમાં, હારીજનું ચાણસ્મામાં, અને આતરસુંબાનું દેહગામમાં કામ ચાલે છે.

**પ્રાંત પંચાયત**—મેસાણામાં આખા પ્રાંતની એક પ્રાંત પંચાયત છે. આ સ્થાનિક સ્વરાજ્યની સંસ્થા મેસાણા પ્રાંતમાં પ્રજાને લાભદાયક હોવાથી તે સંબંધી કેટલીક હકીકત જણાવવાની જરૂર છે.

સંવત ૧૯૬૨ (સન ૧૯૦૫–૬) ની સાલમાં આખા મેસાણા પ્રાન્તમાં સુધરાઇની સ્થળ સીમા બહાર સ્થાનિક જરૂરિયાતનાં કામો કરવાના હેતુથી આખા રાજ્યમાં ચારે પ્રાંતમાં પંચાયતોની સ્થાપના થઈ. તેના બંધારણ અન્વયે શરૂઆતમાં ૪ પ્રાન્તોમાં ૪ પ્રાન્ત પંચાયતો, ૪૦ મહાલોમાં ૪૦ મહાલપંચાયતો અને આશરે ૯૦૦ ગ્રામપંચાયતો સ્થપાઇ હતી. પરંતુ અનુભવ ઉપરથી મહાલ પંચાયતો નિરૂપયોગી જેવી લાગવાથી સંવત ૧૯૮૫ (સન ૧૯૨૯) થી તે બધી બંધ કરી દેવામાં આવી છે. એટલે મેસાણા પ્રાન્તની બારે મહાલ પંચાયતો બંધ થઈ ગઇ છે અને મેસાણા પ્રાન્ત પંચાયત તથા મેસાણા પ્રાન્તની ગામ પંચાયતો તો કાયમ છે. શરૂઆતમાં પ્રાંત પંચાયતોના તાબામાં પ્રાથમિક કેળવણીની શાળાઓ સોંપવામાં આવી હતી પણ તે હક પાછળથી કમી કર્યો હતો.

મેસાણા પ્રાન્ત તરફથી ધારાસભામાં ૩ લોકનિયુક્ત સભાસદો જે મહાલ પંચાયતોના સભાસદો તરફથી ચુંટાતા હતા તે મહાલપંચાયતો બંધ થવાથી પ્રાંતપંચાયતના સભાસદો તરફથી સંવત ૧૯૯૪ (સન ૧૯૩૮) સુધી ચુંટાયા. ત્યાર બાદ એટલે સંવત ૧૯૯૫ ની સાલમાં ધારાસભાનું બંધારણ વિસ્તૃત કરી સભાસદોની સંખ્યામાં વધારો કરવામાં આવ્યો, અને સીધી ચુંટણીનું ધોરણ દાખલ થવાથી પ્રાન્ત પંચાયત તરફથી થતી ચુંટણી બંધ કરવામાં આવી. સીધી

ચુંટણીના ધોરણ અન્વયે મેસાણા પ્રાન્તમાંથી કયા કયા મહાલમાંથી અને મહાલોના જુથો તરફથી તેમજ પ્રાન્તોમાંથી કેટલા સભાસદો ચુંટાય છે તે બાબતની પૂરેપૂરી હકીકત પાછળ પૃષ્ટ ૭૪ ઉપર ધારાસભાની હકીકતમાં બતાવ્યું છે તે વાંચવાથી સમજાશે.

સ્થાનિક પંચાયતના બંધારણ પ્રમાણે આ પ્રાન્ત પંચાયતના એકંદર ૬૨ સભાસદો છે. તે પૈકી ૨/૩ રૈયત વર્ગમાંથી ચુંટાયેલા અને ૧/૩ નીમાયેલા છે. નીમાયેલા સભાસદો પૈકી ૧/૨ થી વધારે નહીં એવા સરકારી અમલદારો અને બાકીના રૈયતવર્ગ પૈકી છે. તે રૈયતવર્ગ પૈકીના નિમાયેલા સભાસદોમાં પછાત વર્ગનો ૧ પ્રતિનિધિ અસ્પૃશ્ય-માંથી રાખવા ઠરેલું છે. વટહુકમ અંક ૧ તા. ૪–૮–૨૯ મુજબ દરેક મહાલમાંથી ૨૫ હજાર માણસની વસ્તીએ એક પરંતુ કોઇપણ મહાલમાં ચાર કરતાં વધુ નહીં એ પ્રમાણે જથાઓ પાડી સભાસદો ચુંટી મોકલવાનું ધોરણ ઠરેલું છે. પ્રાન્ત પંચાયતમાં જુદા જુદા હિત સંબંધ ધરાવનાર વર્ગનું પ્રતિનિધિત્વ રહે એ દ્રષ્ટિએ બીજા કેટલાક વર્ગના સભાસદો પણ ચુંટાઈ આવે છે.

આ મેસાણા પ્રાન્ત પંચાયતમાં એકંદર ૬૨ સભાસદો પૈકી ૪૧ ચુંટાયેલા છે અને ૨૧ નિમાયેલા છે. ચુંટાયેલા પૈકી ૩૩ મહાલો-ના સામાન્ય જથ્થામાંથી, ૧ ઇનામદાર આંકડેદારો તરફથી, ૩ अ તથા ब વર્ગની સુધરાઇઓ તરફથી, ૧ વેપારી મંડળ તરફથી, ૧ ત્રણસો રૂપીઆ ઉપરાંત ધારો ભરનાર તરફથી, ૧ ત્રીસ રૂપીયા ઉપરાંત આયપત વેરો ભરનારા તરફથી અને ૧ સહકારી મંડળીઓ તરફથી. તથા નિમાયેલા ૨૧ સભાસદો પૈકી ૧૦ સરકારી અમલદારો છે અને ૧૧ રૈયતવર્ગમાંથી છે. એ રીતે ૬૨ સભાસદો પ્રાંત પંચાયતમાં છે. વરસમાં પાંચ છ વખત સભા મળે છે.

આ પંચાયતનું કાર્યક્ષેત્ર આખા પ્રાન્તમાં સુધરાઇઓની સ્થળ સીમા બહાર સ્થાનિક જરૂરિયાતોનાં કામો કરવાનાં છે જેવાં કે રસ્તા, કુવા, બોરીંગ, તળાવો, હવાડા, દવાખાનાં, ચૅારા, ધર્મશાળાઓ,

પુસ્તકાલયો અને ઝાડો રોપવા તથા નાળાં, કૉઝવે બાંધવા વીગેરેનાં કામો કરવાનાં હોય છે.

રાજ્યમાં કુલ લોકલ સેસનું ઉત્પન્ન આશરે રૂ. ૮।। લાખ આવે છે ( પ્રથમ તો રૂ. ૧૦-૧૧ લાખનું ઉત્પન્ન આવતું હતું પણ હમણાં જમીન મહેસુલના ધારાનો ત્રણ આની ઘટાડો કરવાથી લોકલ સેસ પણ ઓછું આવે છે ) તેમાંથી આશરે રૂ. ૨ લાખ મેસાણાપ્રાન્ત પંચાયતને મળે છે. આ ઉપરાંત સરકાર રસ્તાઓના કામે રૂ. ૨૬ હજારની મદદ આપે છે. રૂ. ૬ હજાર વ્યાજના આવે છે. રૂ. ૪૦૦) ધર્મશાળાના ભાડામાંથી, રૂ. ૮૦૦) સુધરાઇમાંથી વીગેરે મળી કુલ આશરે રૂ. ૨।। લાખની આસપાસ આવે છે. અને તેના પ્રમાણમાં રસ્તા ખાતે રૂ. ૧૧ હજાર, સાર્વજનિક ઇમારતો ખાતે રૂ. ૪૩ હજાર, પાણી પૂરવઠા માટે રૂ. ૫૭ હજાર, ગામપંચાયતોના સાર્વજનિક કામો માટે રૂ. ૩૧ હજાર, શીતળા માટે રૂ. ૧૨ હજાર, આરોગ્ય-રક્ષણ માટે રૂ. ૯ હજાર, ઝાડ ઉછેર માટે રૂ. ૬ હજાર, રાહતકામો માટે રૂ. ૪ હજાર, પંચાયતના નોકરો માટે રૂ. ૩૦ હજાર, પંચાયતની સભાને અંગે રૂ. ૨ હજાર, સુધરાઇઓને આપવાનો લોકલસેસ રૂ. ૬ હજાર, ફ્રીરકોળ ખરચ રૂ. ૨૫ હજાર, શિક્ષણ માટે રૂ. ૧૨ હજાર મળી રૂ. ૨।। લાખની આસપાસ ખરચ થાય છે. આ પ્રાન્તપંચાયત સાર્વજનિક કામો માટે ઘણીજ ઉપયોગી છે. પ્રજાની ઘણા લાંબા વખતથી લોકજ્ઞ પ્રમુખની માગણી હતી તે શ્રીમંત સરકારે ધારાસભા વિસ્તૃત કરી તેની સાથે પ્રાન્ત પંચાયતનો પ્રમુખ પણ હાલ લોકજ્ઞ સભાસદોમાંથી ચુંટાય છે. સંવત ૧૯૬૨ થી જ્યારથી પ્રાન્ત પંચાયત સ્થપાઇ હતી ત્યારથી ૨૨-૨૫ વરસ સુધી હું તેનો લાગટ સભાસદ હતો અને જ્યાં સુધી મહાલ પંચાયતો હતી ત્યાં સુધી હું વિસનગર મહાલ પંચાયતનો પણ સભાસદ હતો. મારા અનુભવ ઉપરથી કહી શકું છું કે જે ઉત્સાહ, ખંત, સેવાભાવ અને કામ કરવાની ધગશ પ્રથમના વખતમાં હતાં તેમાં હાલ ન્યૂનતા આવેલી જણાય છે.

મકાનો અને મહોલ્લાઓ ધ્યાન ખેંચે છે. શહેરમાં વીજળીની બત્તી દાખલ થયેલી છે. બે મીલો ચાલે છે. હાઇસ્કુલ, ડીસ્પેન્સરી, અફીણની મોટી વખાર, સરકારી તથા રેલ્વેતાર ઓફીસ વીગેરે ખાતાંની સારી સવડ છે.

**વડનગર**—એ ખેરાળુ તાલુકામાં મોટું અને સારૂં જોવા લાયક ઘણું પ્રાચીન શહેર છે. જુના વખતમાં તેની હદ ઠેઠ વિસનગર સુધી હતી. તેમાં **હાટકેશ્વર મહાદેવ**નું ભવ્ય દેવાલય છે. સન ૨૨૬ થી આ સ્થળમાં નાગર લોકો રહેતા હશે એમ જણાય છે. ગામની જોડે **સમેળા** નામનું મોટું તળાવ છે. ગામ ભણી પથરના ઓવારા બાંધેલા છે. તેનું મૂળ નામ **શર્મીષ્ટા** છે. જુના ખંડેરોમાં સિદ્ધપુરના રૂદ્રમાળ જેવા બે કીર્તિસ્થંભો છે. ૧૩૨૦૯ માણસની વસ્તી છે: ઘણા બ્રાહ્મણો યાત્રા અર્થે અત્રે આવે છે. જૈન લોકોનાં પણ બે મોટાં સુંદર દેવાલયો છે. સરકારી તથા રેલ્વે તાર ઓફીસ, અંગ્રેજી-શાળા, દવાખાનું વીગેરે ખાતાંની સવડ છે. ગામમાં વીજળીની બત્તીઓ છે.

**મોઢેરા**—એ એક પ્રાચીન ૧૯૪૪ માણસની વસ્તીવાળું યાત્રાનું ગામ છે. ચાણસ્માથી આશરે પાંચ માઇલ દૂર છે, તેમાં મોટું દેવાલય છે. તેનો જીર્ણોદ્ધાર થોડાંક વર્ષો ઉપર લૉટરી કાઢીને કરવામાં આવ્યો છે. તેની પાસે (ચાણસ્માથી ૧૨ માઇલ દૂર) કરણસાગર સરોવર છે. મોઢજ્ઞાતિના ઘણા લોકો મોઢેરે યાત્રા કરવા જાય છે.

ઉંઝા—આ સિદ્ધપુર તાલુકાનું ૧૨૬૯૭ માણસની વસ્તીવાળું ગામ છે. તે સિદ્ધપુરની દક્ષિણે રેલ્વેસ્ટેશન છે. લેઉઆ કણબીની મોટી વસ્તી છે. **ઉમીઆ દેવીનું** મોટું ભવ્ય દેવાલય છે, તે સંવત ૧૯૧૪ માં બાંધવામાં આવ્યું છે, તેની આસપાસ મોટી ધર્મશાળા છે. હજારો કણબીઓ યાત્રા માટે આવે છે. આ મંદીરમાં દસ દસ અગીઆર વરસે કડવા કણબીઓ આવીને તેમણે લગ્ન ક્રિયા ક્યારે કરવી તે સંબંધી ચીઠીઓ નાખી માતાજીની આજ્ઞા લઇ જાય છે,

તેમાં આવેલી આજ્ઞા પ્રમાણે તે સાલમાં સૌ સાથે છોકરા છોડીઓનાં લગ્ન કરે છે. આ માન્યતા હવે લગભગ કમી થઈ છે. માગશર માસમાં ઉમીઆ માતાનો મેળો થાય છે. ગામમાં એક જીનીંગ ફેકટરી છે. સરકારી તથા રેલ્વેની તાર ઓફીસો છે. પાંચ ધોરણ સુધી અંગ્રેજી શાળા છે. સરકારી દવાખાનુ અને પ્રસુતિગૃહ છે. વૈદ્ય નગીનદાસ છગનલાલની આયુર્વેદિક ફાર્મસી આશરે પચાસ વર્ષથી ચાલે છે, તેમની દવાઓ દેશ પરદેશમાં પ્રસિદ્ધ છે. તેમનું દેશી દવાખાનું પણ છે.

**પાનસર**—કલોલની પાસે જૈનોનું મોટું યાત્રાનું ધામ છે. રેલ્વે સ્ટેશન છે. ત્યાંનાં હવાપાણી ઘણાં વખણાય છે, તેથી યાત્રા અને આરોગ્ય અર્થે ઘણા જૈનો ત્યાં આવે છે અને લાંબા વખત સુધી ધર્મશાળાઓમાં રહે છે. ધર્મશાળાઓ પણ સારી બાંધેલી છે. **મહાવીર સ્વામીનું** ભવ્ય નવીન દેવાલય આશરે પચાસ વર્ષ ઉપર બાંધવામાં આવ્યું છે. તેમાં રૂ. ૪૦ હજારની રકમ વિસનગરના શેઠ જેઠાલાલ દીપચંદ તરફથી મળેલી છે. દર પૂર્ણિમાએ ઘણા લોકો યાત્રા માટે જાય છે. ૨૮૧૯ માણસની વસ્તી છે.

**મેત્રાણા**—સિદ્ધપુરથી આશરે દસ માઇલ આવેલું ૧૧૨૩ માણસની વસ્તીવાળું નાનું રેલ્વે સ્ટેશન છે; તેમાં જૈનોનું પ્રાચીન દેવાલય આવેલું હોવાથી જૈનોનું યાત્રાનું સ્થાન ગણાય છે. દરેક પુનમે મેળો ભરાય છે. કાકોશી રેલ્વેસ્ટેશન થયા પછી ઘણા જૈન યાત્રાળુઓ યાત્રા અર્થે આવે છે.

**સેરીસા**—કલોલથી ૨-૩ ગાઉ દૂર સેરીસા નામે જૈનોનું યાત્રાનું સ્થાન છે. ત્યાં આશરે ૨૦ વરસથી મોટું દેવાલય બંધાય છે. ઉતરવા માટે ધર્મશાળા છે. જવા આવવા માટે કલોલ સ્ટેશનથી મોટરો મળે છે. ગાડાં પણ ગામમાંથી મળે છે. ઘણા જૈનો પાનસર અને ભોયણીથી ત્યાં યાત્રાએ જાય છે.

**ભોયણી**—કલોલથી કટોસણ જતા જી. બી. એસ. રેલ્વે લાઇન ઉપર સ્ટેશન છે. જૈનોનું તીર્થ છે. કૂવામાંથી પ્રાચીન પ્રતિમા

નીકળી આવવાથી ૬૦–૭૦ વર્ષ ઉપર આ દેવાલય બાંધવામાં આવ્યું છે. યાત્રિકો માટે મોટી ધર્મશાળાઓ છે. ગામ તદ્દન નાનું છે. દરેક પૂર્ણિમા અને ખાસ કરી કાર્તકી અને ચૈત્રી પૂર્ણિમાએ મોટા મેળા ભરાય છે. પ્રતિષ્ટાનો દિવસ માહ સુદ ૧૦ નો આવતો હોવાથી તે દિવસે સ્વામીવત્સલ થાય છે અને ઘણા યાત્રિકો આવે છે. આનો વહીવટ અમદાવાદના ગૃહસ્થો કરે છે.

**ચારૂપ**—પાટણથી પગ રસ્તે જતાં આશરે ત્રણ ગાઉ દૂર આ તીર્થ આવેલું છે. પાટણથી ટ્રેનમાં કાકોસી જતાં વચ્ચે ચારૂપ ફ્લેગ સ્ટેશન આવે છે. આશરે ૩૦–૩૫ વર્ષ ઉપર જૈનો અને સનાતનીઓ વચ્ચે આ તીર્થ સંબંધી ઝગડો થયો હતો અને પછી સમાધાન થયું હતું. આથી તે વધારે ખ્યાતિમાં આવેલું છે. ઉતરવા માટે ધર્મશાળા વીગેરેની સારી સવડ છે. દેરૂ પણ નવીન કરવામાં આવ્યું છે. તેનો વહીવટ પાટણના ગૃહસ્થો કરે છે.

**શ્રી સંખેશ્વર**—હારીજ સ્ટેશનથી આશરે ૧૦ માઇલ દૂર રાધનપુર સ્ટેટના તાબાનું શ્રી સંખેશ્વર પાર્શ્વનાથનું જૈનોનું યાત્રાનું પ્રાચીન સ્થાન છે. કેટલાક વર્ષોથી તેના જીર્ણોદ્ધારનું કામ સારૂં ચાલે છે. ઉતરવા માટે સારી ધર્મશાળાઓ છે. ગામ નાનું છે. પ્રથમ હારીજથી સંખેશ્વર જવા માટે મોટરો મળતી હતી અને મુસાફરી સરળતાથી અને તાકીદથી કરી શકાતી હતી પરંતુ કેટલાંક વર્ષથી વડોદરા રાજ્ય અને રાધનપુર સ્ટેટ સાથે વાંધો પડવાથી રાધનપુર સ્ટેટ તરફથી વિરમગામ સાથે મોટર ચલાવવાનો ઇજારો અપાય છે, એટલે હારીજથી મોટર મળતી નથી. કારતકી અને ચૈત્રી પૂનમે મેળા ભરાય છે. આ તીર્થનો વહીવટ અમદાવાદના ગૃહસ્થો કરે છે.

**તારંગાજી**—મેસાણાથી જી. બી. એસ. રેલ્વે લાઇન ઉપર છેલ્લું તારંગાહીલ સ્ટેશન છે ત્યાંથી આશરે ૨॥ માઇલ દૂર ટીંબા (મહીકાંઠા એજન્સી) ના ઠાકોરની હદમાં જૈનોનું **તારંગાજી** નામે યાત્રાનું મોટું તીર્થ છે; તે ઘણું જ જોવા લાયક છે. તારંગાહીલ

સ્ટેશનથી રેલ્વે લાઇન ઠેઠ તારંગાજીના ડુંગર સુધી લઇ જવાની જૈનોની માગણી ઉપરથી તે લાઇન લંબાવવા સરકાર તરફથી તજવીજ પ્રથમ ચાલતી હતી. આ સંબંધી ધારાસભામાં ઠરાવ પણ મેં રજુ કરેલો. આશ્વાસન પણ મળેલું. જૈન કૉન્ફરન્સમાં ઠરાવ કરાવી વડોદરા સરકારમાં માગણી પણ કરાવી હતી. આ લાઈન વધારી ઠેઠ તારંગાહીલની તળેટી સુધી લઇ જવાની આવશ્યકતા છે. માત્ર એેજ માઇલનું માટી કામ ( Earth work ) કરવાનું છે. કૈ૦ શ્રીમંત મહારાજા આ સ્થળ જોઈ ઘણા ખુશી થયા હતા, તેનું એક સંસ્મરણ નીચે પ્રમાણે—

**કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા** સન ૧૯૧૫ના જાન્યુઆરી માસમાં મેસાણા પ્રાન્તના પ્રવાસે પધારેલા તે વખતે આ તારંગાતીર્થ જોવાને માટે તેમની ઉત્કંઠા થવાથી તા. ૧૫ મીના રોજ ત્યાં જવાનો પ્રોગ્રામ ગોઠવાયો હતો. આ વખતે તારંગાજી તીર્થ જે મહીકાંઠા એજન્સીની હકુમતમાં છે તેનો વહીવટ અમે એટલે પ્રમુખ તરીકે વડનગરવાળા સ્વ૦ શેઠ ફત્તેહચંદ સાંકળચંદ ( ઘણા લાંબા વખતથી ), તથા ઉપપ્રમુખ તરીકે હું અને મંત્રીઓ તરીકે ગુંજાવાળા એેંકર રાયચંદભાઇ લલ્લુભાઇ તથા વિસનગરવાળા શેઠ મણીલાલ કેસરીસંગ ( તા. ૨૫-૧૧-૧૨ થી તા. ૧૬-૧૧-૨૧ સુધી ) કરતા હતા. મહારાજા તારંગાજી જવાના છે એવી વાત સાંભળતાં હું અને રાયચંદભાઇ મહારાજાના ખાનગી કારભારીને મળી તારંગાજી ઉપર જૈનો તરફથી મહારાજાને ભોજન તથા માનપત્ર આપવાનું નક્કી કર્યું.

ડુંગર ઉપર **તા. ૧૫-૧-૧૯૧૫ના સવારે** મહારાજા સાહેબ જવાના હતા એટલે અમે તેના આગલા દિવસે રાત્રે ડુંગર ઉપર જઇ પહોંચ્યા હતા. મહારાજા સાહેબની રહેવાની ગોઠવણ ખાનગી ખાતેથી થવાની હોવાથી તે લોકો તરફથી તંબુ વીગેરેની ગોઠવણ કરવામાં આવી હતી. શ્રીમંત મહારાજા સાહેબ વરેઠા સાયડીગથી ટીંબા સુધી **અંબાજી તારંગા લાઇટ રેલ્વે** થતી હોવાથી તે

લાઇન ઉપર ટીંબાના સ્ટેશન સુધી ટ્રોલીમાં આવ્યા અને ત્યાંથી ટીંબાના રસ્તે ડુંગર ઉપર પાલખી જેવા જંફાન વાહનમાં આવ્યા. અમે તેમનો સત્કાર કરવા સવારના આઠ વાગે તારંગાના ટીંબાના રસ્તાના મુખ્ય દરવાજા આગળ ઉભા હતા. તેઓ આવી પ્હોંચતાં અમે તેમને નમસ્કાર કર્યા અને અમે તૈયાર રાખેલા બૅન્ડે સલામી આપી. તેઓ પાલખીમાંથી ઉતરી તંબુમાં સ્વસ્થ થવા પધાર્યા. અમારી પાસે બે શ્રીફળ અને બે સોનાની ગીનીઓ સ્વારીકામદાર મારફત મંગાવી.

આ વખતે તેમની સાથે તેમના વડીલ બંધુ શ્રી આનંદરાવ, સ્વારી કામદાર, પોલીસ નાયબ સુબા, સુબા અને ઇજનેર હતા. કપડાં બદલી આશરે નવ વાગે શ્રીમંત મહારાજા દેવાલય જોવા માટે નીકળ્યા. અમે તેમની સાથે જોડાયા. દેવાલયનું પ્રવેશદ્વાર તો દૂર હતું પરંતુ આગળનો દરવાજો જોતાંજ એઓશ્રીએ પગમાંથી બુટ (પંપશઝ) કાઢી નાખ્યા, અને પ્રવેશ દ્વારના પગથીયાં આગળ આવતાં જ્યાં અમે પોલીટીકલ એજન્ટના, જોડા કાઢી નાખવાના હુકમનું બોર્ડ અને કેન્વાસ બુટોની જોડીઓ નાની મોટી મુકેલી હતી તે તરફ નજર કરી શ્રીમંતે હસતા મુખે કહ્યું "આ ઑર્ડરની જાહેરાત યુરોપીયનોના ઝઘડા માટે હશે." મેં હકારમાં જવાબ આપી જણાવ્યું "ઘણી વખત આવી તકરારો બને છે માટે આ પ્રમાણે હુકમ અને તે અન્વયે જોઇતી સગવડની ગોઠવણ કરવી પડે છે."

આટલો વિનોદ કર્યા બાદ પ્રથમ તો તેમણે દેવાલયની આજુબાજુ પ્રદક્ષિણા કરી યક્ષ અને યક્ષિણીઓની મૂર્તિઓનું બારીક નિરીક્ષણ કરી વચ્ચે વચ્ચે કોઇક **બિભત્સ મૂર્તિઓ** જોતાં મને પૂછ્યું "હિન્દુસ્થાનના ઘણા દેવાલયોમાં આવી કેટલીક મૂર્તિઓ જોવામાં આવે છે તેનું શું કારણ?" મેં જવાબ આપ્યો "ઘણા શિલ્પીઓને આ પ્રશ્ન પૂછતાં તે એમ કહે છે કે 'દેરાસરની ઉત્તમ કોતરણી અને કારીગરી જોઇને કદાચ નજર લાગે તે હેતુથી નજર બાંધી, નજરમાં ફેરફાર કરવા આવા પ્રકારનાં ચિત્રો બનાવીએ

છીએ." આ સાંભળી તરતજ મહારાજા સાહેબે જણાવ્યું, "હા, મને પણ એવી મતલબનો જ જવાબ મળે છે."

એ પ્રમાણે વાત કરતા કરતા દેરાસરમાં પ્રવેશ કર્યો, ગભારા આગળ આવતાં માથું નમાવી ગીની તથા શ્રીફળ મુકયું. શ્રી **અજીતનાથ** ભગવાનની મોટી પ્રતિમા તથા દેરાસરની ભવ્ય બાંધણી જોઇ મને તેનો ઇતિહાસ પૂછયો અને શીખરની અંદરની રચના જોવા માટે ઉપર જવાની ઇચ્છા પણ પ્રદર્શિત કરી, પણ દાદર તેમને માટે બરાબર નહીં હોવાથી તેમને ઉપર લઇ ગયો નહીં.

ત્યાર બાદ દેવાલય તથા કુમારપાળ સંબંધી કેટલીક વાતો કરી ત્યાંથી નીકળી દેરાસરના વિશાળ ચોકમાં આંટો મારી દિગમ્બરીઓના દેવાલય તરફ ચાલ્યા. તેમનું દેવાલય મેં બતાવ્યું. ત્યાં પણ શ્રીફળ અને ગીની મુકી દિગમ્બરોની હકીકત પૂછી. આ વખતે દિગમ્બરી ભાઇઓ પરવારીને દેરાસર આગળ આવી પ્હોંચ્યા નહોતા. દિગમ્બરીઓની વાત નીકળતાં એમણે મને પૂછયું, "હાલમાં ટાઇમ્સ ઑફ ઇન્ડીયામાં દિગમ્બરી અને શ્વેતામ્બરીનો ઝગડો બંગાળના કોઇ તીર્થ સંબંધી ત્યાંની હાઇકોર્ટમાં ચાલી રહ્યો છે તેનું શું થયું ?" મેં જવાબ આપ્યો, "હા મહારાજા ! સમેતશિખર તિર્થના ડુંગર સંબંધી ઝઘડો ચાલે છે અને પૈસાનું પાણી થાય છે. હજુ કાંઇ છેવટનો નિકાલ થયો નથી." તે ઉપરથી હિન્દુસ્થાનમાં જૈનોની કેટલી વસ્તી તેમાં શ્વેતાંબરી અને દિગંબરીની કેટલીક વસ્તી, તેમના ભેદ, કઇ કઇ બાબતનો વિરોધ, વડોદરા રાજ્યમાં કેટલી વસ્તી વીગેરે ઘણી ઘણી ઝીણવટની વાતો કરતા કરતા જ્યાં જમવા બેસવાની ગોઠવણ રાખી હતી તે ધર્મશાળામાં ગયા અને જમવા બેઠા. જમવામાં આ વખતે માત્ર દસ માણસોજ હતા. જમતાં જમતાં લગભગ દોઢ કલાક લાગ્યો. દરમિયાન **તારંગા હિલ** સ્ટેશન સુધીની લાઇન તથા **તારંગા-અંબાજી લાઇટ રેલ્વે** સંબંધી વાત નીકળી. તારંગા હિલથી તારંગાજી ઉપર ચડવાના ટુંકા રસ્તા બાબત માહિતી મહા-

રાજા સહેબને નહીં આપવાથી એમણે ઇજનેર રા. ફીલાભાઇને ઠપકો આપ્યો. અને તે લાઇટ રેલ્વેની હકીકત સાંભળી દીલગીર થયા.

આ પ્રમાણે વિનોદની વાતો કરતા કરતા ભોજન લઇ બાજુના મોટા ઓરડામાં આરામ લેવા બેઠા. વાદ્ય સાથે સંગીત શરૂ થયું અને એઓશ્રીની આજ્ઞાથી મેં **માનપત્ર** વાંચી અમારી વિનંતી તેઓશ્રીના આગળ સાદર કરી. તે ઉપરથી કેટલીક વાટાઘાટ થઇ અને ફુલહાર કર્યા. એવામાં દિગમ્બરી ભાઇઓ આવી પ્હોંચ્યા. મેં તેમની ઓળખાણ કરાવી. એમણે પણ ફુલહાર કર્યા. એમ લગભગ ૩-૪ કલાક સુધી ઘણી ઘણી ચર્ચાઓ કરી શ્રીમંત એક બે વાગે પોતાના તંબુએ ગયા અને બે ત્રણ કલાક વિશ્રાંતિ લઇ આશરે ચાર વાગે વિદાય થયા. વિદાય થતી વખતે બૅન્ડ સાથે વિદાય માન આપ્યું હતું. આ ઉપરથી ખ્યાલ આવશે કે તારંગા તીર્થ એક જોવા જેવું સ્થળ છે. અને તેટલા માટે જૈનોની માગણી પ્રમાણે તારંગા હિલ સ્ટેશનથી આગળ બે માઇલ વધારી ઠેઠ તળેટી સુધી રેલ્વે લાઇન લઇ જવામાં આવે તો તે હવાખાવાનું હિલ સ્ટેશન બની રહે.

આ તીર્થનો વહીવટ ગઢવાડા પ્રદેશના વાવ સતલાસણા ટીંબા વીગેરે ગામોવાળા તથા ખેરાળુ, વડનગર, શીપોર, વિસનગર, મેસાણા, પાટણ વીગેરેના જૈન સંઘો કરતા હતા. પ્રથમ જણાવ્યા પ્રમાણે વડનગરવાળા સ્વ. શેઠ ફત્તેહચંદ સાંકળચંદના પ્રમુખપણા નીચે કમીટી કામ કરતી હતી, પરંતુ શેઠ ફત્તેહચંદની વૃદ્ધાવસ્થા થવાથી તા. ૬-૧૧-૧૯૨૧ ની તારીખનું તારંગાજી તીર્થ કમીટીના સભાસદોને છાપેલું આમંત્રણ આપી તા. ૨૬-૧૧-૧૯૨૧ સંવત ૧૯૭૮ ના કારતક વદ ૧ ને બુધવારના દિવસે તારંગાજી તીર્થ ઉપર સકળ સંઘની સભા બોલાવી તેમાં પોતાનું રાજીનામું રજુ કર્યું. જણાવતાં દીલગીરી થાય છે કે ઉપર જણાવેલાં શહેરોમાંથી કોઇ પણ ગૃહસ્થે પ્રમુખ તરીકે કામ કરવાની ઇચ્છા બતાવી નહી. શેઠ ફત્તેહચંદે ૪૭ વરસ-લગભગ અડધી સદી સુધી સતત શ્રી તારંગાજી

તીર્થના પ્રમુખ તરીકે કામ કર્યું હતું તેથી તેમને માટે અભિનંદનનો ઠરાવ કરી છેવટે આ તીર્થનો વહીવટ **શેઠ આણંદજી કલ્યાણજીની** પેઢી જે હિન્દુસ્થાનનાં લગભગ તમામ મોટાં તીર્થોનો વહીવટ કરે છે તેને સોંપવાનો ઠરાવ થયો હતો. ત્યારથી તેનો વહીવટ તે પેઢી કરે છે.

**ઉનાવા**—ઉંઝાથી ૨–૩ માઇલ દુર આ ગામ આવેલું છે. જવા આવવા માટે મોટરની સારી સગવડ છે. સારી સડક છે. ઘોડાના ટપ્પા પણ મળે છે. વસ્તી ૫૯૨૯ માણસની છે. તેમાં મીરાં દાતારની દરગાહ હોવાથી ઘણા મુસલમાનો યાત્રા અર્થે અને કેટલાક મુસલમાન તથા હિન્દુઓ માનતા અને બાધા મુકવા માટે આવે છે. ઘણી સ્ત્રીઓ અને કોઇ પુરૂષો આવીને ધુણે છે. મહોરમની ૨૮ મી તારીખે આ સ્થળે મોટો મેળો ભરાય છે. તે વખતે ૬–૭ હજાર માણસો બહાર ગામથી આવે છે. ગામમાં પોસ્ટ ઓફીસ પુસ્તકાલય, ગુજરાતી શાળા વીગેરે છે.

## મેસાણા પ્રાંતનાં મુખ્ય શહેરો

**પાટણ**—પ્રાંતમાં મોટામાં મોટું શહેર પાટણ છે, આખા રાજ્યમાં વડોદરાથી ઉતરતા નંબરે તે છે. રાજ્યમાં જુનામાં જુનું ઐતિહાસિક શહેર છે. **વનરાજ ચાવડાએ** સંવત ૮૦૨ ના ચૈત્ર વદ ૨ ના રોજ આ શહેર વસાવી તેનું નામ **અણહીલપુર** પાડેલું હતું. હાલ તે અણહીલપુર પાટણ તરીકે પણ ઓળખાય છે. આ શહેરને અલાઉદ્દીન ખુનીએ નાશ કરેલું તે સંવત ૧૪૨૫ માં ફરીને વસેલું છે. આ શહેરની આસપાસ કીલ્લો બાંધેલો છે. હિન્દુ રાજાઓના વખતનું જે કાંઈ હાલ રહેલું છે તેમાં સૌથી વધારે જોવા લાયક રાણકીવાવ, દામોદર કુવો, ખાન સરોવર, **સહસ્ત્રલિંગ** તળાવ જેનું હાલ સરકાર તરફથી મોટા પાયા ઉપર ખોદકામ ચાલી રહ્યું છે. ૨૫–૩૦ ફુટની ઉંડાઇએ જતાં નીચે પથ્થરબંધ સુશોભિત વિશાળ ઓવારા, પાણી આવવાનાં ત્રણ મોટાં ગોળ ગરનાળાં વીગેરે પ્રાચીન જોવા લાયક બાંધકામો તળાવની **ભવ્ય પ્રાચીનતાનો** ખ્યાલ આપી

આશ્ચર્ય પમાડે છે; ભદ્રકાળીનો કીલ્લો જેમાં હાલ સરકારી કચેરીઓ છે, સંવત ૧૯૭૧ માં ચતુર્ભુજ બાગ શહેરમાં બનાવેલો છે જેમાં કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાનું બાવલું તા. ૧૯–૧–૧૯૧૫ ના રોજ મુકવામાં આવ્યું છે, લોકો આ બાગનો સારો લાભ લે છે, હાઈસ્કૂલ, હોસ્પીટલ, વીલા પૅલેસ, સુવાવડખાનું, પાણીનો નળ, વીજળીની બત્તી વીગેરેની સારી સગવડ છે. આ શહેર સરસ્વતી નદીના કિનારે આવેલું છે. પ્રથમ બારે માસ નદી વહેતી હતી પણ હાલમાં માત્ર ચોમાસામાંજ વહે છે. આ પ્રાચીન શહેર હોવાથી અને જૈનોનાં લગભગ સો શિખરબંધ દેવાલયો આવેલાં હોવાથી ઘણા જૈનો યાત્રા માટે આવે છે. કુલ વસ્તી ૩૬૫૪૯ પૈકી ૩૩૧૯ જૈનોની વસ્તી છે. શહેર સારૂં અને જોવા લાયક છે. રેલ્વે સ્ટેશન છે. સરકારી તથા રેલ્વેની એમ બે તાર ઓફીસો છે. પ્રથમ અત્રે જીન મીલ વગેરે ઉઘાડવામાં આવ્યાં હતાં પણ હાલમાં ત્યાં કોઈ પણ કારખાનું ચાલતું જણાતું નથી. આ ઉપરાંત જૈનોનું **પંચાસરા પાર્શ્વનાથનું** પ્રાચીન દેવાલય હતું તે સંવત ૧૯૯૭ માં પાડી નાખી નવીન બાંધવાની તજવીજ ચાલી રહી છે. પ્રતિમાઓને પરોણા તરીકે બાજુના ઉપાશ્રયમાં પધરાવી છે. (વિશેષ માહિતી માટે વાંચો પાછળ પૃષ્ટ ૩ ની ફુટનોટ) આની બાજુના સ્થળમાં મુખ્ય રસ્તા ઉપર જૈનોના પ્રખ્યાત કલિકાલ સર્વજ્ઞ આચાર્યશ્રી **હેમચંદ્રાચાર્ય**ના સ્મારક તરીકે **ઝવેરી મોહનલાલ મોતીચંદ**ના સુપુત્રો તરફથી એક ભવ્ય **"શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિર"** નું મકાન સંવત ૧૯૯૫ માં બનાવવામાં આવ્યું છે, જેમાં **પ્રાચીન જૈન જ્ઞાન ભંડારો**ના હસ્તલિખિત પાનાં પુસ્તકો વીગેરે પાટણના જુદા જુદા ઉપાશ્રયોમાં પડેલાં છે તે તેમાં, રાખવાની સગવડ કરેલી છે, આવા પ્રકારની હાલની વ્યવસ્થા ચાલી રહી છે. આ જ્ઞાન મંદિર પણ જોવા લાયક છે. વળી પાટણમાં આયુર્વેદિક કૉલેજ, કોટાવાળા કલાભવન, ઉદ્યોગશાળા, અભ્યાસ ગૃહ વીગેરે સંસ્થાઓ જોવાલાયક છે. વડોદરા રાજ્યમાં આ બીજા નંબરનું શહેર છે.

**કડી**—કલોલથી ૧૨ માઈલ દૂર આ શહેર આવેલું છે. રેલ્વે સ્ટેશન છે. ગામની ઉજળામણુ સારી છે અને વેપારનું મથક છે. ગામને ફરતો એક બહારનો કોટ છે, અને બીજો અંદરની બાજુમાં છે. તે ઉપરથી તે કિલ્લેકડી કહેવાય છે. ૧૭૧૬૫ માણસની વસ્તી છે. આ શહેર પહેલાં પ્રાંતનું મથક હતું. તે કારણથી પ્રાંતનું નામ કડી પ્રાંત હતું. સુબા અને પોલીસખાતાની કચેરીઓ ત્યાં રહેતી. જુના વખતનાં મકાનો તથા અંબાજીમાતા, ભીમનાથ, કાશી વિશ્વનાથ, ગોસાંઇજી મહારાજનું મંદિર વીગેરે દેવાલયો જોવા લાયક છે. સ્ટેશનની પાસે એક મોટી મીલ આશરે ૨૦ વરસથી શરૂ કરવામાં આવી છે. તે શીવાય ત્રણ જીન અને ગાંસડીઓ બાંધવાના બે પાકા પ્રેસ છે. વેપારીનાં મંડળો છે. હાઇસ્કૂલ, પુસ્તકાલય, શાળાઓ તાર ઓફીસ વીગેરેની સારી સગવડ છે. પાટીદારોનું મોટું બોરડીંગ હાઉસ છે અને **સર્વ વિદ્યાલય નામની હાઇસ્કુલ** ચાલે છે.

**કલોલ**—મેસાણાની દક્ષિણે જંકશન સ્ટેશન છે. વેપારી મથકનું ગામ છે. તેમાં હાલ ત્રણ મીલો થયેલી છે. ચાર કપાસ પીલવાનાં જીન છે અને ગાંસડીઓ બાંધવાનો એક પાકો પ્રેસ છે. સરકારી તેમજ રેલ્વે તાર ઓફીસ, અંગ્રેજી શાળા, પુસ્તકાલય વીગેરે સંસ્થાઓની સારી સવડ છે. વેપારી લોકોનાં મંડળ પણ છે. સ્થાનકવાસી દિગંબરી વીગેરે જૈનોની વસ્તી અત્રે વધારે પ્રમાણમાં છે. કુલ ૧૭૭૧૭ માણસની વસ્તી છે. પાસે ૨–૩ ગાઉ સેરીસા નામે જૈનોનું યાત્રાનું સ્થાન છે. ત્યાં હાલમાં મોટું દેવાલય બંધાય છે. કલોલ કસ્બામાં પીપળેશ્વર મહાદેવનું દેવાલય છે, ત્યાં શ્રાવણ વદ અમાસે મેળો ભરાય છે.

**મેસાણા**—મેસાણા પ્રાંતના મધ્યભાગમાં મોટું રેલ્વે જંકશન સ્ટેશન છે. પ્રાંતની તમામ ઓફીસો ત્યાં રાખેલી છે. જૈનોનાં બે મોટાં ભવ્ય દેવાલયો અને મોટા ઉપાશ્રય જોવાલાયક છે, ૧૬૯૮૬ માણસની વસ્તી છે. ત્યાં બે જીન ચાલે છે. પંચાયતે બનાવેલું ખેતી-

વાડી ખાતાનું મ્યુઝીઅમ છે. સરકારનાં હેડક્વાર્ટર વીગેરે ભવ્ય મકાનો જોવાલાયક છે.

**પ્રજાકીય સંસ્થાઓ**—પ્રાંતમાં પ્રજાકીય સંસ્થા **કડીપ્રાંત મહાજન સભા** છે, હવે હતી એમ કહેવું પડશે. હાલ તો તે નામનીજ છે પરંતુ પાંત્રીસ વર્ષ ઉપર તે મોટામાં મોટી લાગવગ ધરાવનારી પ્રજાકીય સભા હતી. તેની પ્રવૃત્તિમાંથી જન્મ પામેલું વડોદરા રાજ્ય પ્રજામંડળ અને તેનાં પ્રાન્તિક મંડળો દરેક પ્રાંતમાં સ્થપાયાથી આ કડી પ્રાંત મહાજન સભાનું મહત્વ કમી થઈ ગયું છે. આ સભાની સ્થાપના સંવત ૧૯૬૦ માં થઈ હતી. તેની પહેલી વાર્ષિક સભા **પાટણમાં** અને બીજી **મેસાણામાં** મળી હતી. તે પછી ત્રીજી સભા હાલની સુધરેલી ઢબ પ્રમાણે પ્રતિનિધિઓને બોલાવી તથા બીજા પ્રાંતના આગેવાન ગૃહસ્થોને આમંત્રણ કરી મોટા સ્વરૂપમાં શેઠ પૂનમચંદ કરમચંદ કોટાવાળાના પ્રમુખપણા નીચે **ખેરાળુ** મુકામે તા. ૧૭–૧૦–૧૯૦૭ના રોજ જાહેર સભા મળી. તે પછી ચોથી સભા તેજ ગૃહસ્થના પ્રમુખપણા નીચે **સિદ્ધપુરમાં** મળી હતી. આ વખતે હજાર ઉપરાંત માણસોની હાજરી હતી. બીજા ત્રણે પ્રાંતના આગેવાનોએ તેમાં સારો ભાગ લીધો હતો. સભામાં પ્રસંગોપાત બોલતાં વડોદરાના નગરશેઠ **મગનલાલ હરિભક્તિવાળાએ** સભાને સંબોધી આગ્રહ પૂર્વક જણાવ્યું કે આવી ચારે પ્રાંતના મહાજનોની સમગ્ર સભા રાજ્યમાં સ્થપાય તો કેટલું બધું સંગીન કામ કરી શકાય? તેમની ઇચ્છાને માન આપી સભાએ તે વિચાર વધાવી લીધો. તે પછી તેમણે વડોદરે પોતાને ત્યાં પ્રાંતના આગેવાનોને આમંત્રણ આપી ખાનગી રીતે બોલાવ્યા. કડી પ્રાંત મહાજન સભા તરફથી હું ત્યાં ગયો હતો. બધાની સલાહ અને સંમતિ મેળવી વડોદરા રાજ્યની મહાજન સભા સ્થાપવા નિર્ણય કર્યો. આ પ્રમાણે બધાઓનો સહકાર મળવાથી નવસારી પ્રાંતના ગૃહસ્થોએ પોતાના શહેરના નાગરિકોનો સહકાર સાધી નવસારીમાં

પહેલી બેઠક મેળવવાનો નિશ્ચય કર્યો અને તે પ્રમાણે તેની પહેલી બેઠક **નવસારીમાં રા. બા. હરગોવિંદદાસ કાંટાવાળાના** પ્રમુખપણા નીચે "વડોદરા રાજ્ય પંચાયત પરિષદ્" એ નામથી મળી અને એ સભામાં બંધારણનો ખરડો તૈયાર કરી એ સંસ્થાનું નામ **વડોદરા રાજ્ય પ્રજામંડળ** નક્કી કરવામાં આવ્યું જેની આગળની હકીકત પાછળ પૃષ્ટ ૭૭ ઉપર પ્રજામંડળની હકીકત વાંચવાથી સમજાશે.

ઉપર પ્રમાણે પ્રજામંડળ અસ્તિત્વમાં આવવાથી કડી પ્રાંત મહાજન સભાની પ્રગતિ શિથિલ થઇ ગઇ. જો કે સુસ્ત છે તો પણ પ્રસંગે જાગૃતિ લાવીને એકઠી થઇ પોતાની ફરજ બજાવે છે. ઢોરોની નિકાસ અટકાવવા તથા દુધના સંચાઓ બંધ કરાવવા મેસાણામાં સંવત ૧૯૭૬ માં શેઠ હીરાલાલ વીઠલદાસના પ્રમુખપણા નીચે કડીપ્રાંત મહાજન સભા મળી હતી. તથા સિદ્ધપુરમાં વહોરા તથા હિન્દુઓ વચ્ચેના ઝગડાનું સમાધાન કરી સુલેહ કરવા મારા પ્રમુખપણા નીચે સંવત ૧૯૭૯ (તા. ૮–૩–૨૩) માં સભા મળી હતી, અને સુલેહ કરવા ભાગ્યશાળી થઇ હતી. આ સ્થળે તે સમયનું સ્મરણ થતાં અત્રે જણાવવાની રજા લઉં છું કે આ ઝઘડાએ ગંભીર ભયંકર સ્વરૂપ પકડેલું હતું, એટલે કે તેમાં સેંકડો ઘવાયા હતા અને આગો લાગી હતી. ગોળીબારો પણ થયા હતા. સિદ્ધપુરમાં વોરા તથા હિન્દુઓની સુલેહ કરવા કડી પ્રાન્ત મહાજન સભા તરફથી ખાસ બેઠક બોલાવવામાં આવી હતી. હું તે સભાનો પ્રમુખ નીમાયેલો હોવાથી વિસનગરથી બપોરની ટ્રેનમાં સિદ્ધપુર જવા નીકળ્યો. રંડાલા સ્ટેશને પ્હોંચતાં ટ્રેનમાં સુબા મે. રા. રા. ભાટે સાહેબ હોવાથી તેમને મળેલા તાર ઉપરથી મને તરતજ સમાચાર મળ્યા કે સિદ્ધપુરમાં ગોળીબાર થયો છે, આગો પણ લાગી છે, લોકો ઘવાયા છે. આ વખતે ટ્રેનમાં મારી સાથે મારા મિત્ર રા. સા. ગીરધરલાલ દયારામ પણ હતા. તે અજમેર જતા હતા. મેસાણા પ્હોંચતાં તો

સ્ટેશન ઉપર ચોંકાવનારી ભયંકર અફવાઓ કાને પડવા લાગી. ત્યાંથી સિદ્ધપુર જવા નીકળ્યો. સુબા સાહેબ પણ તેજ ટ્રેનમાં હતા. રા. સા. ગીરધરલાલ સિદ્ધપુર સ્ટેશનના પ્લૅટ ફોર્મ ઉપર અતિશય ગીરદી જોઇ વિસ્મય પામી મને કહ્યું કે "તમે પ્રમુખસ્થાન લીધું છે માટે સંભાળીને કુનેહથી કામ લેશો. મામલો ગંભીર જણાય છે." હર હર મહાદેવના પોકારો વચ્ચે ટ્રેનમાંથી ઉતરી મે. રા. રા. સુબા સાહેબની મોટરમાં તેમની સાથે પોલીસ અને મીલીટરીના બંદોબસ્ત સાથે ઉતારે પ્હોંચ્યો. જ્યાં જ્યાં મળવા જવાનું હતું ત્યાં ત્યાં મે. રા. રા. સુબા સાહેબની સાથે પોલીસ અને મીલીટરીના બંદોબસ્ત સાથે મળી આવ્યો. રાત્રે જે જે યોજના ઘડવી હતી તે ઘડી પોલીસ કમીશ્નર અને મીલીટરીના ઓફીસર સાથે સલાહ મેળવી બીજે દિવસે તા. ૮-૩-૧૯૨૩ના રોજ એક ધર્મશાળામાં સંપૂર્ણ જાપતા સાથે મારા પ્રમુખપણા નીચે સભા મળી હતી, જેમાં મે. સુબા સાહેબ ઉપરાંત પોલીસના અને મીલીટરીના ઓફીસરોએ સભામાં હાજરી આપી હતી એટલુંજ નહીં પરંતુ સભામાં અને સભાના મકાનની આસપાસ પૂરતા પ્રમાણમાં પોલીસ અને મીલીટરીના માણસો રાખવામાં આવ્યા હતા. શિષ્ટાચાર પ્રમાણે ભાષણો થયાં. મર્યાદામાં ગરમાગરમ ચર્ચાઓ થયા બાદ એ સભામાંથી હિન્દુઓના અને મુસલમાનોના મળી કુલ ૨૧ પ્રતિનિધિઓને ચુંટી કાઢવામાં આવ્યા હતા. આ ચુંટાયેલી કમીટીએ છુટક છુટક લગભગ ૧૫-૨૦ દિવસ સુધી બંધ બારણે કામ કર્યું હતું. મારે બંને પક્ષોની તકરાર સાંભળવા માટે તેમનાં તકરારી સ્થળો જોવાના પ્રસંગો આવેલા. સડકના અણીદાર કાળા મેટલના પત્થરો વાગવાથી ઘાયલ થયેલા માણસોને તથા આગ લાગેલાં ઘરોને પણ જોવા માટે ગયો હતો. વળી આવી મારામારી વીગેરેના બનાવોથી ફોજદારી કેસો પણ લગભગ ૧૫૦ નોંધાયા હતા. આશરે ૨૦ દિવસની લાંબી ચર્ચા હિન્દુ મુસલમાન અને સુબા મે. રા. શીરગાવકર સાથે ચાલ્યા બાદ સુલેહ શાન્તિ થઇ હતી અને

એક બીજા સાથે ઠરાવ થઇ ફોજદારી કેસો પાછા ખેંચી લેવા સરકારે પણ સ્વીકાર્યું હતું. આ પ્રમાણે સિદ્ધપુરના વોરા અને બ્રાહ્મણોના ઝઘડાનું શાન્તિપૂર્વક સમાધાન થવાથી શ્રીમંત સરકાર તરફથી તા. ૧૯-૪-૨૩ ના રોજ માજી દિવાન સર મનુભાઇ સાહેબ તરફથી તેમના પોલીટીકલ સેક્રેટરીની સહીનો મારા ઉપર પત્ર આવ્યો કે "આપે બજાવેલી કામગીરીથી તેઓ આભારી થયા છે અને સુલેહ મેળવવા માટે આપે બતાવેલ બાહોશપણું અને આપની કામ કરવાની શાન્તિ જોઇ તેઓ ખુશી થયા છે."

ઉપર પ્રમાણે કડી પ્રાન્ત મહાજન સભાએ કામગીરી બજાવ્યા બાદ ત્રણ વર્ષ પછી **કૈ. શ્રીમંત સયાજીરાવનો સુવર્ણ જ્યુબિલી** મહોત્સવ ઉજવવાનો સમય આવ્યો. તે પ્રસંગે પણ **કડી પ્રાન્ત મહાજન સભા** મેળવી શ્રીમંત મહારાજા સાહેબને પ્રાંતની માગણીઓ માટે વિનંતી કરવા ઠરાવવામાં આવ્યું તે અન્વયે નીચે પ્રમાણે શ્રીમંત મહારાજા સાહેબને વિનંતી પત્ર સાદર કરવામાં આવ્યું હતું જે ઉપરથી કડીપ્રાંત મહાજન સભાના કાર્યક્ષેત્રનો ખ્યાલ આવશે—

પરમ કૃપાળુ પિતાતુલ્ય

**શ્રીમંત સરકાર સયાજીરાવ મહારાજા**

સેનાખાસખેલ સમશેર બહાદુર એઓશ્રીની પવિત્ર સેવામાં.

કડી પ્રાંતની વફાદાર પ્રજા તરફથી અમો નીચે સહીઓ કરનાર આપ શ્રીમંતના નમ્ર સેવકો "કડી પ્રાંત મહાજન સભા"ના ઠરાવ અન્વયે આપ શ્રીમંતના ચરણ કમળમાં નીચે પ્રમાણે વિનંતી પત્ર સાદર કરવા રજા લઈએ છીએ—

પરમેશ્વરની કૃપાથી આપ શ્રીમંતના રાજ્ય અમલને પચાસ વર્ષ પૂર્ણ થયાનો **સુવર્ણ મહોત્સવ** ઉજવવાનો માંગલિક પ્રસંગ પ્રજાને પ્રાપ્ત થયો છે તે માટે પરમેશ્વરનો ઉપકાર માનવામાં આવે છે અને આપ શ્રીમંતને અંતઃકરણપૂર્વક અભિનંદન આપીએ છીએ. આપ શ્રીમંત અને રાજકુટુંબ અખંડ સુખશાન્તિમાં દીર્ઘાયુષ ભોગવો

અને ડાયમંડ જ્યુબિલી **મહોત્સવ** ઉજવવાનો પ્રસંગ પ્રાપ્ત થાઓ એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે.

આવા આપ શ્રીમંતના અપૂર્વ માંગલિક પ્રસંગે આપ શ્રીમંતની કડી પ્રાન્તની પ્રજા નીચેની અભિલાષા રાખે છે તે સ્વીકારી પુત્રવત્ પ્રજાને સદાની આભારી કરશો એવી આશા છે—

## ધારાસભાના હક્ક વિસ્તાર સંબંધી.

૧ દરેક મહાલ અને પેટા મહાલમાંથી એક લોકનુ સભાસદ સીધી ચુંટણીથી ચુંટાઇને ધારાસભામાં આવવો જોઇએ.

૨ ધારાસભામાં ⅔ લોકનૃ સભાસદો હોવા જોઇએ.

૩ દર ત્રણ વર્ષે ધારાસભાની સમગ્ર ચુંટણી મહાલવાર થવી જોઈએ.

૪ વર્ષમાં ત્રણ વખત ચાર ચાર માસે ધારાસભા નિયમિત રીતે ભરવી જોઇએ.

૫ જે જે ઠરાવ મંજુર થાય તે સરકારને બંધન કરતા ગણાશે..

૬ કોઇપણ નિબંધ, નિયમ અગર ઉપનિયમ સભામાં મુકી મંજુર કરાવ્યા શિવાય તેનો અમલ થઇ શકશે નહીં.

૭ વિગતવાર બજેટ ધારાસભામાં મુકી મંજુર કરાવ્યા બાદ તેનો અમલ થઇ શકે.

૮ ધારાસભાએ મંજુર કરેલો કોઇપણ ઠરાવ રદ કરવાનો (right of Veto) અધિકાર શ્રીમંત મહારાજા સાહેબને જ છે.

આપ શ્રીમંતના વફાદાર સેવકો

મેસાણા
કડીપ્રાંત મહાજનસભા.
તા. ૩–૧–૧૯૨૬

હીરાલાલ વીઠલદાસ-પ્રમુખ.
છોટાલાલ કીલાચંદ.
વ્યંકટરાય બળવંતરાય.
મહાસુખભાઇ ચુનીલાલ.
સેક્રેટરીઓ.

આ ઉપરથી જણાશે કે **કડી પ્રાંત મહાજન સભા** પોતાનું કર્તવ્ય કર્મ પ્રસંગે પ્રસંગે બજાવી રહી હતી અને તે કેવા સ્તુત્ય ઉદ્દેશથી નીડરતાપૂર્વક કામ કરતી હતી તે ઉપરની હકીકત ઉપરથી સ્પષ્ટ સમજાશે.

**મેસાણા પ્રાન્ત વેપારી મંડળઃ**—સંવત ૧૯૯૨માં આસો માસમાં મેસાણામાં આ વેપારી મંડળની સ્થાપના થયેલી છે. આવા પ્રકારનું મંડળ ( વેપારી સંઘ–chamber of commerce ) પણ મેસાણા પ્રાન્તમાં તા. ૩૦–૧૧–૧૯૨૪માં સ્થપાયેલું હતું. તે વેપારી સંઘ આ વેપારી મંડળ સાથે જોડાઇ ગયેલો છે. આ વેપારી મંડળનું પહેલું અધિવેશન સિદ્ધપુર મુકામે તા. ૮–૪–૧૯૩૯ના દિવસે મળ્યું હતું જે **નામદાર દિવાન સાહેબના હાથે** ખુલ્લું મુકાયું હતું અને તેમાં વેપાર સંબંધી થતા કાયદા કાનુનો તથા વેપારીઓના હક્કને થતા નુકસાનથી રક્ષણ મેળવવા વીગેરે બાબતમાં ઘણી ચર્ચાઓ થઇ યોગ્ય ઠરાવો કરવામાં આવ્યા હતા. અને તે સભામાં વડોદરા રાજ્યમાં **વડોદરા રાજ્ય વેપારી મંડળની** સ્થાપના કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો હતો. તે અનુસાર તા. ૮–૪–૪૦ના રોજ વડોદરા રાજ્ય વેપારીમંડળની સ્થાપના થઇ અને તેનું પહેલું અધિવેશન બીજા વર્ષે તા. ૧૦–૬–૪૧ના દિવસે કડી મુકામે રાજ્યના વેપારીઓને પ્રતિનિધિ તરીકે આમંત્રણ આપી બોલાવી વડોદરાના **રાજમિત્ર નગરશેઠ હરિભક્તિ રતનલાલ**ના પ્રમુખપણા નીચે પહેલી પરિષદ્ મેળવી. આ પરિષદ્ મે. રા. રા. લોકપ્રિય નાયબ દિવાન **રાજપ્રિય શ્રી મોતીલાલ છોટાલાલ** દેસાઇના શુભહસ્તે ખુલ્લી મુકાઇ હતી, અને ઘટતા ઠરાવો કરવામાં આવ્યા હતા. આ સભાની સાથે મેસાણા પ્રાન્ત વેપારી મંડળના દ્વિતીય અધિવેશનની પણ ગોઠવણ કરવામાં આવી હતી અને તેમાં પણ યોગ્ય ઠરાવો કરવામાં આવ્યા હતા. રાજ્યવેપારી મંડળની વ્યવસ્થા રાખવા માટે વડોદરામાં તેની ઑફીસ રાખવામાં આવી છે, અને હોદ્દેદારોની પણ નીમણુંક કરી છે. મેસાણા

પ્રાન્ત વેપારી મંડળની ઑફીસ તો ૬ વરસથી મેસાણામાં ચાલે છે અને તે સંસ્થા તરફથી મેસાણાથી **"વેપારી મંડળ પત્રિકા"** દર માસે પ્રકટ થાય છે.

**મેસાણા પ્રાન્ત ખેડુત સભા**—મેસાણા પ્રાન્તના ખેડુત વર્ગ તરફથી સન ૧૯૧૫ના અરસામાં આ ખેડુત સભાની સ્થાપના થયેલી છે. દર વર્ષે તેની એક બેઠક પ્રાન્તના જુદા જુદા ગામોમાં પ્રથમ મળતી હતી, અને પ્રાન્તની ખેતીવાડીના અને ખેડુતોની સ્થિતિ સંબંધના ઠરાવો થતા. કોઇ કોઇ વાર તે સાથે ઢોરોનું પ્રદર્શન પણ ભરાતું. આ સભામાં ઘણા ભાગે પ્રાન્તના સુબા અધ્યક્ષ તરીકે નીમાતા. આ સભામાં દાખલ થનાર સભાસદનું વાર્ષિક લવાજમ રૂ. ૧ ઠરાવેલું હતું. આ સભા હાલ મંદ અવસ્થા ભોગવે છે. તેની છેલ્લી બેઠક તા. ૨૦–૪–૪૨ ના રોજ જગુદણ મુકામે નિવૃત્ત નાયબ દિવાન કર્નલ કુમાર શીવરાજસીંગના પ્રમુખપણા નીચે મળી હતી.

**મેસાણાપ્રાન્ત વ્યાયામ મંડળ**—મેસાણા પ્રાન્તમાં વ્યાયામ પ્રવૃત્તિને જાગૃત રાખી વેગ આપવા માટે એક બે વરસના અંતરે પ્રાન્તના જુદા જુદા સ્થળોમાં આ મંડળ તરફથી વ્યાયામ સંમેલન મળે છે, જેની વ્યવસ્થા તે તે ગામોના આગેવાનોની હીલચાલથી રાખવામાં આવે છે. મેસાણા પ્રાન્તમાં ઘણા ગામોમાં વ્યાયામ મંદિરો ઉઘડેલાં છે તે સૌ સ્વતંત્રપણે કામ કરે છે. તેનું છેલ્લું ૧૩ મું **મેસાણાપ્રાંત વ્યાયામવીર સંમેલન** સન ૧૯૪૧ ના ડીસેમ્બરની તા. ૨૬, ૨૭ અને ૨૮મીએ પાટણ મુકામે **સરદાર પૃથ્વીસિંહના** પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યું હતું. આ સંમેલનમાં પાટણ, સિદ્ધપુર, વિસનગર, ઉંઝા, ચાણસ્મા, ધીણોજ, કડી, દહેગામ, રણુજ વીગેરે ૩૬ ગામોનાં વ્યાયામમંદિરની સંસ્થાઓએ ભાગ લીધો હતો. જુદા જુદા પ્રકારના દાવો–કસરત કરાવી પરીક્ષા લઇ ઇનામો આપવામાં આવે છે.

**મેસાણા પ્રાન્તમાં વેપાર વૃદ્ધિ કરવાની યોજના**—મેસાણા પ્રાંતમાં રેલ્વેની આવક વધે, મુસાફરોની વધારે આવજા થાય, ઉત્તરમાંથી માલ લાવવાની અને મોકલવાની સરળતા થઈ. વેપાર ઉદ્યોગમાં વૃદ્ધિ થાય એવા ઉદ્દેશથી મેસાણા તારંગહીલ રેલ્વેલાઈન વધારી ઠેઠ ઉદેપુર સાથે જોડી દેવા ધારાસભામાં હું ઠરાવ લાવ્યો હતો પણ તે તરફ સરકારે લક્ષ આપેલું નહોતું. આ ઠરાવ અને ધારાસભામાં તે સંબંધી ચાલેલી ચર્ચા કીલીકનીકસન કંપનીના ધ્યાન ઉપર આવવાથી અને તે યોજના ફળદાયક હોવાથી તેમણે તે વાત ઉપાડી અને ઈડરથી ઉદેપુર સુધીની રેલ્વેલાઇન કરવા યોજના તૈયાર કરી પોતાની અમદાવાદ–પ્રાંતીજ રેલ્વે લાઇન સાથે જોડવા થોડી ઘણી સર્વે પણ કરવામાં આવી હતી. આ સર્વેનું કામ મેં મારી જાતે કેસરીઆજીની યાત્રાએ ગયેલો તે વખતે ઉદેપુરના પ્રદેશમાં જોયેલું હતું. પણ તે કામ પાછળથી બંધ રહેલું છે. હાલના યુદ્ધના પ્રસંગે કાંઈ સૂચન કરવું એ અસ્થાને છે તો પણ યુદ્ધ વીત્યા બાદ સારા સંયોગોમાં વડોદરા રાજ્ય તે કામ ઉપાડી જો વડોદરા રાજ્યના **તારંગા હીલ** સ્ટેશનથી **ઉદેપુર** લાઇન કરવામાં આવે તો મારવાડ અને મેસાણા પ્રાંતનો સંબંધ જોડાઇ જાય. **શ્રી કેસરીઆજી** (રીખવ દેવ) જે જનોનું મોટું યાત્રાનું ધામ છે તે, તથા **શ્રી નાથજી** જે વૈષ્ણવોનું મોટું યાત્રાનું સ્થળ છે તે, તથા નીમચ જ્યાંથી પથ્થરની પુષ્કળ લાદીઓ આવે છે તે, તથા મારવાડનાં તે ભાગનાં બીજાં શહેરો સાથે મેસાણાપ્રાંત જોડાઇ જાય; અને વડોદરા રાજ્યની જી. બી. એસ. રેલ્વેની **મેસાણા તારંગા હીલ રેલવે લાઈન** મુખ્ય મહત્વની થઈ પડે, અને વેપાર ઉદ્યોગને સારો ફાયદો થાય. વળી તારંગાહીલ સ્ટેશનથી તારંગાના ડુંગરની તળેટી સુધી બે માઈલ વધારવાની જે જૈનોની માગણી છે તે યોજના પણ ભેગાભેગી સફળ થાય અને તારંગાનું તળેટીનું સ્ટેશન એક હવા ખાવાનું સ્થળ બની રહે.

# પ્રકરણ ૪ થું

## વિસનગર મહાલ.

### ગામ, ઘર, વસ્તી, જાત, જમીન તથા આર્થિક અને સામાન્ય હકીકત.

વિસનગર મહાલ મેસાણા પ્રાંતના લગભગ મધ્યભાગમાં આવેલો છે. તેની ઉત્તરે સિદ્ધપુર અને ખેરાળુ મહાલ, પૂર્વે વિજાપુર મહાલ, દક્ષિણે મેસાણા મહાલ, અને પશ્ચિમે પાટણ, ચાણસ્મા તથા મેસાણા મહાલ આવેલા છે. પૂર્વ-પશ્ચિમ લંબાઇ ૧૬ માઇલ તથા ઉત્તર-દક્ષિણ પ્હોળાઈ આશરે ૧૧ માઇલ છે, તેનું કુલ ક્ષેત્રફળ ૧૭૨ ચોરસ માઇલ છે.

વિસનગર મહાલમાં વિસનગર કસ્બા સાથે કુલ ૫૬ ગામો છે, તેનાં નામનું કોષ્ટક, સન ૧૯૪૧ ની વસ્તીગણત્રી અનુસાર ધર્મ પ્રમાણે વસ્તી (એટલે કે હિન્દુ, જૈન, મુસલમાન અને ઇતરમાં માત્ર વિસનગરમાં જ ૧૮ ખ્રિસ્તી છે, બાકી કોઇ ગામે ઇતરવર્ગમાં નથી, તેથી તેનું કોલમ જુદું પાડ્યું નથી.) તથા તે ગામોમાં કેટલાં ઘરોની સંખ્યા છે, વિસનગરથી કઈ દિશામાં કેટલા માઇલ દૂર છે, તે દરેકમાં કેટલા વીઘાનો રકબો છે અને તે રકબાનું કેટલું જમીનમહેસુલ આવે છે અને તેમાં કયા કયા ગામે શાળાઓ, પોસ્ટ, ટપાલપેટી તથા પુસ્તકશાળાઓ છે તેની હકીકત સાથે નીચે પ્રમાણે છે—

ગામોનો ક્રમ કક્કાવારી પ્રમાણે ગોઠવેલો છે અને જે ગામ આગળ ગુ૦ લખ્યું છે ત્યાં ગુજરાતી શાળા, ક૦ લખ્યું છે ત્યાં કન્યાશાળા, અં૦ લખ્યું છે ત્યાં અંત્યજ શાળા, ઉ૦ લખ્યું છે ત્યાં ઉર્દુ શાળા, પો૦ લખ્યું છે ત્યાં પોસ્ટ, પે૦ લખ્યું છે ત્યાં ટપાલપેટી, અને પુ૦ લખ્યું છે ત્યાં પુસ્તકશાળા એમ સમજવું.

## વિસનગર મહાલના ગામો, તેની વસ્તી, ઘર,

| ગામનું નામ. | વિસનગરથી આશરે કેટલા માઈલ દૂર | વસ્તી વાળાં ઘરો | સન ૧૯૪૧ની વસ્તી |
|---|---|---|---|
| ૧ ઇઆસરા | પશ્ચિમે ૩ાા | ૨૯ | ૧૬૪ |
| ૨ ઉદલપુર શુ૦ પે૦ પુ૦ | દક્ષિણે ૧૦ાા | ૨૭૭ | ૧૨૬૫ |
| ૩ કડા શુ૦ ક૦ પુ૦ પો૦ | દક્ષિણે ૪ાા | ૫૮૭ | ૨૩૦૯ |
| ૧ પુરણપુરા | ,, | ૩૦ | ૧૫૭ |
| ૨ રાઠોડનું પરૂં | ,, | ૧૮ | ૬૮ |
| ૪ કમાણા શુ૦ પો૦ પુ૦ | દક્ષિણે ૪ાા | ૫૦૩ | ૨૪૨૯ |
| ૫ કસારા કુઈ શુ૦ પે૦ પુ૦ | નૈઋત્ય ૫ાા | ૨૧૮ | ૯૭૦ |
| ૬ કાજી અલીઆસણા | વાયવ્ય ૪ાા | ૬૮ | ૩૧૫ |
| ૭ કામલપુર ખરવડા | દક્ષિણે ૯ાા | ૧૨૫ | ૫૮૬ |
| ૮ કામલપુર ગોઠવા | અગ્નિ ૫ાા | ૮૯ | ૩૫૭ |
| ૯ કાંસા શુ૦ ક૦ અં૦ પો૦ પુ૦ | પશ્ચિમે ૨ | ૭૦૯ | ૩૩૪૧ |
| ૧૦ કીઆદર પે૦ | ઇશાને ૪ | ૪૪ | ૧૯૨ |
| ૧૧ કુઆસણા શુ૦ પુ૦ પો૦ | અગ્નિ ૨ | ૨૧૫ | ૧૦૬૫ |
| ૧૨ ખદલપુર શુ૦ પુ૦ | ઉત્તરે ૩ાા | ૧૨૫ | ૬૪૫ |
| ૧૩ ખરવડા શુ૦ પુ૦ પે૦ | દક્ષિણે ૭ | ૨૬૨ | ૧૧૦૪ |
| ૧૪ ખરસદા શુ૦ પે૦ પુ૦ | પશ્ચિમે ૧૪ાા | ૧૭૨ | ૭૭૪ |
| ૧૫ ખંડોસણ શુ૦ પે૦ પુ૦ | પશ્ચિમે ૬ | ૩૮૩ | ૧૬૯૫ |
| ૧૬ ગણપતપુરા | દક્ષિણે ૮ાા | ૪૯ | ૨૫૦ |
| ૧૭ ગુંજા શુ૦ ક૦ ઉ૦ પો૦ પુ૦ | ઇશાને ૪ | ૫૮૪ | ૨૬૬૨ |

## જાતો, રકબો, આકાર વીગેરે હકીકત.

| હિન્દુ. | જૈન. | મુસલમાન. | કુલ રકબો વીઘા. | આકાર રૂપીયા |
|---|---|---|---|---|
| ૧૬૪ | ૦ | ૦ | ૧૮૪૪ | ૨૬૫૭ |
| ૧૨૩૨ | ૨૧ | ૧૨ | ૩૯૭૮ | ૩૦૬૯ |
| ૨૧૯૧ | ૭૪ | ૪૪ | ૮૮૬૮ | ૧૨૨૩૧ |
| ૧૫૭ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬૮ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૩૮૭ | ૩૪ | ૮ | ૪૬૮૦ | ૬૭૧૭ |
| ૯૬૬ | ૪ | ૦ | ૧૬૨૧ | ૨૪૯૯ |
| ૩૧૧ | ૦ | ૪ | ૧૪૨૭ | ૨૧૨૩ |
| ૫૮૩ | ૧ | ૨ | ૭૮૨ | ૭૦૫ |
| ૩૨૯ | ૨૧ | ૭ | ૧૬૬૯ | ૨૨૩૧ |
| ૩૨૯૫ | ૨૦ | ૨૬ | ૬૭૮૫ | ૧૦૮૫૯ |
| ૧૯૨ | ૦ | ૦ | ૧૧૮૦ | ૧૫૭૮ |
| ૧૦૦૫ | ૪ | ૫૬ | ૨૯૭૧ | ૪૬૭૫ |
| ૬૪૨ | ૨ | ૧ | ૧૭૪૫ | ૨૪૯૩ |
| ૧૦૪૮ | ૪૩ | ૧૩ | ૩૯૭૦ | ૫૦૦૯ |
| ૭૦૯ | ૬૨ | ૩ | ૧૫૯૪ | ૨૭૧૯ |
| ૧૬૭૪ | ૪ | ૧૭ | ૫૩૫૬ | ૭૮૯૩ |
| ૨૫૦ | ૦ | ૦ | ૭૦૪ | ૬૩૨ |
| ૨૨૩૦ | ૨૯ | ૪૦૩ | ૪૯૦૪ | ૬૩૫૪ |

## વિસનગર મહાલના ગામો, તેની વસ્તી, ઘર

| ગામનું નામ. | વિસનગરથી આશરે કેટલા માઈલ દૂર. | વસ્તી વાળાં ઘરો. | સન ૧૯૪૧ ની વસ્તી. |
|---|---|---|---|
| ૧ સેવાળીઆપુરા | ,, | ૪૫ | ૨૮૫ |
| ૧૮ ગુંજાળા | નૈઋત્ય ૧૦ | ૧૨૪ | ૬૦૦ |
| ૧૯ ગોઠવા ગુ૦ અં૦ પુ૦ પો૦ | અગ્નિ ૫॥ | ૪૭૬ | ૨૧૭૧ |
| ૧ બાજીપરું | ,, | ૩૩ | ૧૭૪ |
| ૨ મોકમજીનું પરું | ,, | ૫૬ | ૨૭૪ |
| ૩ લાલજીનું પરું | ,, | ૧૬ | ૫૭ |
| ૪ વણજારીઆ પરા | ,, | ૧૯ | ૯૨ |
| ૫ વાઘજીપરા | ,, | ૨૯ | ૧૨૯ |
| ૬ હજુરજીનું પરું | ,, | ૧૭ | ૮૧ |
| ૨૦ ઘાઘરેટ ઉર્ફે રાજપુર ગુ૦ પો૦ પુ૦ | અગ્નિ ૩॥ | ૧૫૯ | ૬૭૦ |
| ૨૧ ચીત્રોડા મોટા ગુ૦ પુ૦ | નૈઋત્ય ૮ | ૧૪૭ | ૬૫૫ |
| ૨૨ ચીત્રોડીપુરા | નૈઋત્ય ૮॥ | ૧૩૭ | ૬૬૯ |
| ૨૩ છોગાલા | ઉત્તરે ૩ | ૬૧ | ૨૫૪ |
| ૨૪ જેતલ વાસણા ગુ૦ પો૦ પુ૦ | પશ્ચિમે ૯॥ | ૩૩૩ | ૧૫૦૫ |
| ૨૫ તરભ ગુ૦ પો૦ પુ૦ | વાયવ્ય ૭ | ૨૯૮ | ૧૪૧૦ |
| ૧ ગણેશપુરા | ,, | ૮૮ | ૪૮૪ |
| ૨૬ થરોટા ગુ૦ પુ૦ | વાયવ્ય ૨ | ૧૫૪ | ૮૦૬ |
| ૨૭ થુમથળ | નૈઋત્ય ૯ | ૫૮ | ૨૯૧ |

જાતો, રકબો, આકાર વીગેરે હકીકત.

| હિન્દુ. | જૈન. | મુસલમાન. | કુલ રકબો વીઘા. | આકાર રૂપીયા. |
|---|---|---|---|---|
| ૨૮૪ | ૧ | ૦ | ૪૩૫૦ | ૬૨૮૬ |
| ૬૦૦ | ૦ | ૦ | ૧૮૮૧ | ૧૫૧૨ |
| ૨૧૪૧ | ૧ | ૨૯ | ૫૮૦૩ | ૭૮૫૯ |
| ૧૭૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨૭૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫૭ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૯૨ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨૯ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૮૧ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૬૬૦ | ૩ | ૭ | ૨૧૭૯ | ૩૪૬૮ |
| ૬૫૦ | ૦ | ૫ | ૧૩૨૦ | ૨૦૦૭ |
| ૬૬૯ | ૦ | ૦ | ૧૪૩૦ | ૧૭૫૭ |
| ૨૫૪ | ૦ | ૦ | ૧૦૬૮ | ૧૫૫૫ |
| ૧૪૯૯ | ૧ | ૫ | ૧૫૩૨ | ૨૪૯૫ |
| ૧૩૫૭ | ૩૫ | ૧૮ | ૬૫૮૯ | ૯૨૪૦ |
| ૪૮૩ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૮૦૩ | ૩ | ૦ | ૧૮૬૫ | ૨૬૧૦ |
| ૨૯૧ | ૦ | ૦ | ૧૫૮૩ | ૧૧૫૪ |

## વિસનગર મહાલનાં ગામો, તેની વસ્તી, ઘર,

| ગામનું નામ. | વિસનગરથી આશરે કેટલા માઈલ દૂર. | વસ્તી વાળાં ઘરો. | સન ૧૯૪૧ની વસ્તી. |
|---|---|---|---|
| ૨૮ દઢીઆળ ગુ૦ પે૦ પુ૦ | દક્ષિણે ૬ | ૩૫૬ | ૧૫૦૦ |
| ૨૯ દવાડા ગુ૦ પે૦ પુ૦ | પશ્ચિમે ૧૪ | ૨૦૯ | ૯૯૬ |
| ૩૦ દેણુપ ગુ૦ ક૦ અં૦ પુ૦ પો૦ | ઉત્તરે ૫॥ | ૭૩૨ | ૩૨૧૦ |
| ૩૧ ધામણવા ગુ૦ પુ૦ પે૦ | દક્ષિણે ૧૨ | ૧૮૮ | ૯૬૧ |
| ૩૨ ધારૂસણ | દક્ષિણે ૧૨ | ૪૮ | ૨૨૪ |
| ૩૩ પાલડી ગુ૦ પુ૦ પે૦ | ઉત્તરે ૨। | ૨૩૯ | ૧૧૪૯ |
| ૩૪ પુદગામ | પશ્ચિમે ૫ | ૧૮૪ | ૭૫૬ |
| ૧ ગણેશપુરા | ,, | ૬૧ | ૩૦૪ |
| ૩૫ બાકરપુર ગુ૦ પુ૦ | પુર્વે ૫ | ૧૩૦ | ૫૬૭ |
| ૧ દેવાપુરા | ,, | ૧૨ | ૬૩ |
| ૩૬ બાસણા ગુ૦ પુ૦ પે૦ | નૈઋત્ય ૭॥ | ૩૦૩ | ૧૩૦૪ |
| ૩૭ બેચરપુરા | નૈઋત્ય ૬ | ૧૦૯ | ૫૧૫ |
| ૩૮ બોકરવાડા ગુ૦ પુ૦ પો૦ | પશ્ચિમે ૧૩ | ૨૧૭ | ૧૦૩૬ |
| ૩૯ ભાંડુ ગુ૦ ક૦ ઉ૦ પુ૦ પો૦ | પશ્ચિમે ૧૦ | ૭૪૯ | ૩૧૯૨ |
| ૪૦ ભાળક ગુ૦ક૦અં૦ પુ૦પો૦ | પુર્વે ૪॥। | ૫૦૨ | ૨૩૫૯ |
| ૧ લક્ષ્મીપુરા | ,, | ૧૧૨ | ૬૧૪ |
| ૪૧ મગરોડા ગુ૦ પે૦ પુ૦ | દક્ષિણે ૬॥ | ૨૯૪ | ૧૨૬૧ |
| ૪૨ મેઘાઅલીઆસણા | નૈઋત્ય ૮॥ | ૯૬ | ૪૫૩ |
| ૪૩ રંગાકુઈ ગુ૦ પુ૦ | અગ્નિ ૭ | ૧૧૧ | ૫૪૭ |

જાતો, રકબો, આકાર વીગેરે હકીકત.

| હિન્દુ. | જૈન. | મુસલમાન. | કુલ રકબો વીઘા. | આકાર રૂપીયા. |
|---|---|---|---|---|
| ૧૪૮૩ | ૪ | ૧૩ | ૪૮૯૧ | ૭૮૫૨ |
| ૯૮૯ | ૦ | ૭ | ૧૨૧૪ | ૨૧૯૫ |
| ૩૦૯૦ | ૮૬ | ૩૪ | ૨૬૬૨ | ૪૫૦૪ |
| ૮૯૨ | ૬૬ | ૩ | ૨૯૬૧ | ૨૨૦૭ |
| ૨૨૪ | ૦ | ૦ | ૧૨૧૬ | ૯૦૩ |
| ૧૧૪૨ | ૦ | ૭ | ૨૦૫૭ | ૩૦૫૯ |
| ૭૪૧ | ૧ | ૧૪ | ૫૮૨૭ | ૭૫૩૯ |
| ૩૦૪ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૫૩૧ | ૦ | ૩૬ | ૨૧૭૮ | ૩૩૫૧ |
| ૬૩ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૨૯૬ | ૦ | ૮ | ૪૨૮૨ | ૫૬૮૦ |
| ૫૧૫ | ૦ | ૦ | ૮૩૪ | ૯૦૮ |
| ૯૫૨ | ૮૨ | ૨ | ૧૧૨૭ | ૧૮૭૫ |
| ૩૧૦૦ | ૧૫ | ૭૭ | ૧૦૧૭૨ | ૧૭૩૦૦ |
| ૧૪૨૪ | ૨૪૬ | ૬૮૯ | ૭૭૪૮ | ૮૮૬૭ |
| ૬૧૩ | ૦ | ૧ | ૦ | ૦ |
| ૧૨૪૯ | ૪ | ૮ | ૪૩૯૭ | ૫૦૬૭ |
| ૪૫૩ | ૦ | ૦ | ૧૫૩૪ | ૧૮૧૬ |
| ૫૪૭ | ૦ | ૦ | ૧૨૧૦ | ૧૭૦૦ |

## વિસનગર મહાલનાં ગામો, તેની વસ્તી, ઘર,

| ગામનું નામ. | વિસનગરથી આશરે કેટલા માઇલ દૂર. | વસ્તી વાળાં ઘરો. | સન ૧૯૪૧ની વસ્તી. |
|---|---|---|---|
| ૪૪ રંડાલા | પશ્ચિમે ૭ | ૭૧ | ૩૨૧ |
| ૪૫ રાજગઢ શુ૦ પુ૦ | વાયવ્ય ૩॥ | ૮૧ | ૩૬૯ |
| ૪૬ રામપુરા પે૦ | વાયવ્ય ૩॥। | ૮૧ | ૩૭૭ |
| ૪૭ રાલીસણા શુ૦ પુ૦ પે૦ | પુર્વે ૩ | ૨૦૭ | ૯૬૫ |
| ૪૮ રાવળાપુરા | નૈઋત્ય ૪॥ | ૬૮ | ૨૮૯ |
| ૪૯ લાછડી શુ૦ પે૦ પુ૦ | દક્ષિણે ૬॥ | ૧૯૫ | ૭૯૬ |
| ૧ પ્રતાપપુરા ઉર્ફે રામપુરા | ,, | ૨૬ | ૧૨૫ |
| ૨ બાપુપુરા | ,, | ૦ | ૦ |
| ૫૦ વડુ શુ૦ પુ૦ પે૦ | પશ્ચિમે ૮ | ૧૬૪ | ૮૦૧ |
| ૫૧ વાલમ કસ્બો શુ૦ ક૦ અં૦ પુ૦ પા૦ | પશ્ચિમે ૬ | ૧૨૫૬ | ૫૦૧૦ |
| **૫૨ વિસનગર કસ્બો બધી સંસ્થાઓ** | **મુખ્ય શહેર** | **૪૫૪૩** | **૧૭૨૨૭** |
| ૫૩ સદુથલા શુ૦ પે૦ પુ૦ | દક્ષિણે ૨॥ | ૧૮૯ | ૮૫૫ |
| ૫૪ સવાળા શુ૦ ઉ૦ પે૦ | નૈઋત્ય ૪ | ૩૨૩ | ૧૨૩૦ |
| ૫૫ સાંતુસણા શુ૦ પે૦ પુ૦ | પશ્ચિમે ૮॥ | ૯૮ | ૩૮૮ |
| ૫૬ સુંસી શુ૦ પુ૦ | પુર્વે ૧॥ | ૧૧૦ | ૪૮૭ |
| | | ૧૮૮૦૪ | ૮૧૨૪૬ |
| | | પુરૂષ ૪૦૪૨૧ | |
| | | સ્ત્રી ૪૦૮૨૫ | |

જાતો, રકબો, આકાર વીગેરે હકીકત.

| હિન્દુ. | જૈન. | મુસલમાન. | કુલ રકબો વીઘા. | આકાર રૂપીયા. |
|---|---|---|---|---|
| ૩૨૧ | ૦ | ૦ | ૧૪૫૦ | ૧૮૨૭ |
| ૩૬૯ | ૦ | ૦ | ૧૧૮૩ | ૧૪૨૧ |
| ૩૭૭ | ૦ | ૦ | ૧૦૬૨ | ૧૪૯૨ |
| ૮૦૯ | ૦ | ૧૫૬ | ૨૫૧૬ | ૩૫૩૯ |
| ૨૮૯ | ૦ | ૦ | ૧૭૬૨ | ૧૯૮૪ |
| ૭૫૧ | ૩૨ | ૧૩ | ૩૪૫૪ | ૨૭૬૧ |
| ૧૨૫ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૭૯૬ | ૦ | ૫ | ૧૩૬૪ | ૨૨૯૯ |
| ૪૯૩૨ | ૩૬ | ૪૨ | ૯૯૧૩ | ૧૭૩૨૯ |
| **૧૫૧૨૭** | **૭૩૪** | **૧૩૪૮**<br>૧૮ખ્રીસ્તી | **૧૦૫૩૮** | **૧૭૪૦૫** |
| ૮૫૧ | ૧ | ૩ | ૩૯૯૦ | ૫૮૪૪ |
| ૫૫૪ | ૨૫ | ૬૫૧ | ૫૪૮૯ | ૭૬૮૭ |
| ૩૮૮ | ૦ | ૦ | ૧૧૦૧ | ૧૯૩૮ |
| ૪૮૬ | ૦ | ૧ | ૨૨૭૮ | ૩૪૦૩ |
| ૭૫૭૫૩ | ૧૬૯૫ | ૩૭૮૦ | ૧૮૭૫૩૦ | ૨૬૩૬૮૨ |
| ૩૭૭૦૪ | ૮૩૭ | ૧૮૭૩ | | |
| ૩૮૦૪૯ | ૮૫૮ | ૧૯૦૭ | | |

ઉપરનાં ગામો પૈકી **વિસનગર, ગુંજા** અને **રંડાલા** (ઘડા) એ ત્રણ ગામો રેલ્વે સ્ટેશનો જી. બી. એસ. રેલ્વેની તારંગા હીલ લાઇન ઉપર આવેલાં છે, અને **ભાંડુ** સ્ટેશન અમદાવાદથી દિલ્હી જતી બી. બી. એન્ડ સી. આઇ રેલ્વે ઉપર આવેલું છે. **વાલમ** ગામમાં પ્રજાનો ઉત્સાહ સારો જણાય છે. વિસનગરાનાગરોની વસ્તી પણ છે. દવાખાનું, અંગ્રેજી શાળા, પુસ્તકાલય વીગેરેની સવડ છે.

કોષ્ટકમાં બતાવ્યા પ્રમાણે કુલ **વિસનગર મહાલની વસ્તી ૮૧૨૪૬** માણસની છે. તેમાં ૪૦૪૨૧ પુરૂષો અને ૪૦૮૨૫ સ્ત્રીઓ છે. કુલ વસ્તી પૈકી હિન્દુઓમાં ઘણા ભાગે બ્રાહ્મણ, વાણીયા, કંસારા, કણબી, આંજણા, રજપૂત, કોળી, ઠાકરડા, તરગાળા, બારોટ, રબારી, અંત્યજ વીગેરે છે. સન ૧૯૩૧ ની વસ્તી ગણત્રી વખતે વિસનગર મહાલની વસ્તી ૭૧૮૪૮ માણસની હતી. તે જોતાં એક દસકામાં આશરે દસ હજાર માણસનો એટલે કે ૧૩ ટકાનો વધારો થયેલો છે. સન ૧૯૪૧ માં ઘરોની સંખ્યા ૧૮૮૦૪ ની છે અને સન ૧૯૩૧ માં ઘરોની સંખ્યા ૧૭૮૭૭ ની હતી. તે જોતાં તેમાં આશરે એક હજારનો વધારો થયો છે. હાલ એક ઘરે ૪ા માણસનું આશરે પ્રમાણ આવે છે.

૧ થી ૫ વીઘા જમીન ધરાવનાર ખાતેદારોની સંખ્યા ૩૮૧૭ ની છે, ૫ થી ૨૫ વાળા ૫૯૨૬, ૨૫ થી ૧૦૦ વાળા ૨૮૦૬, ૧૦૦ થી ૨૫૦ વાળા ૫૮, ૨૫૦ થી ૫૦૦ વાળા ૧૪ અને ૫૦૦ ઉપરાંત વીઘાવાળા નથી.

ઉપરના ખાતેદારો પૈકી રૂ. ૧ થી ૫ સુધીના ભરનાર ૨૬૦૯, રૂ. ૫ થી ૨૦ સુધી ભરનાર ૪૯૬૦, રૂ. ૨૦ થી ૧૦૦ સુધીના ભરનાર ૪૭૭૫, રૂ. ૧૦૦ થી ૨૫૦ સુધી ભરનાર ૨૬૭, રૂ. ૨૫૦ થી ૫૦૦ સુધી ભરનાર ૮ અને રૂ. ૫૦૦ ઉપરાંત ભરનાર ૨ મળી કુલ ૧૨૬૨૧ ખાતેદારો છે.

વિસનગર મહાલમાં એકંદર જનાવરોની સંખ્યા નીચે પ્રમાણે છે—

સન ૧૯૪૦–૪૧ ના મહાલના રિપોર્ટ પ્રમાણે ૧૨૬૪૩ બળદ, ૬ પાડા, ૪૯૫૧ ગાયો, ૩૧૪૭ વાછરડાં, ૯૩ આખલા, ૧૪૭૩૮ ભેંસો, ૧૦૮૦૯ પાડીઓ, ૧૧૯ નાના પાડા, ૩૬૫ ઘોડા, ૧૧૨૩ ગધેડાં, ૪૭૬ ઉંટ, ૧૧૨૩૧ ઘેટાં, અને ૧૨૬૪૧ બકરાં છે.

ખેડવાના હળની સંખ્યા ૭૨૮૪ અને ગાડાંની સંખ્યા ૨૪૫૬ ની છે. એકંદર કુવાની સંખ્યા ૫૨૧૭ ની છે તેમાં ૧૩૩૬ કાચા કુવા છે અને બાકી ૩૮૮૧ પાકા કુવા છે. નાનાં મોટાં તળાવોની સંખ્યા ૨૧૩ ની છે. મહાલના રિપોર્ટમાં જણાવવામાં આવ્યું છે કે ૨ બળદથી ૨૦ વીઘા જમીન ખેડી શકાય છે, તે હિસાબે દોઢ લાખ વીઘા જમીન ખેડવા માટે ૧૫ હજાર બળદ જોઇએ. પરંતુ તેના બદલે ૧૨ હજાર બળદો છે એટલે ખેતીને માટે બળદોની સંખ્યા પણ ખુટતી છે. ખેડુત લોકો મોટા ભાગે ગાયો કરતાં ભેંસો વધારે પ્રમાણમાં રાખે છે, કારણકે ભેંસના દૂધમાંથી વધારે પ્રમાણમાં ઘી ઉત્પન્ન થાય છે. એ પ્રમાણે ઘી ઉત્પન્ન કરવામાં ખેડુતોને છાશનો વધારે લાભ મળી શકે છે. એ રીતે ભેંસ રાખવાથી સાધારણ રીતે નિર્વાહ ચલાવી શકાય છે. ગાયો ઓછી રાખવાથી તેમને બળદ માટે રબારી ઉપર ખાસ આધાર રાખવો પડે એ સ્વાભાવિક છે.

વિસનગર મહાલના તમામ ભાગમાં ગોરાડુ જમીન છે, જમીન સાધારણ રીતે સપાટ છે, પણ થોડા ભાગમાં ટેકરાવાળી છે. ઘણી ઝાડી નથી. મુખ્ય પાકમાં આગળ રકઆમાં જણાવેલી ખેડવા લાયક આશરે દોઢ લાખ વિઘા જમીન પૈકી ૬ થી ૭ હજાર વિઘામાં કપાસ, ૩૦ થી ૩૫ હજારમાં જુવાર, ૩૫ થી ૪૦ હજારમાં બાજરી, ૧૦ થી ૧૨ હજારમાં ઘઉં, ૬ થી ૭ હજારમાં સરસવ, ૧૮ થી ૨૨ હજારમાં એરંડા, ૧૨ થી ૧૫ હજારમાં કઠોળ તથા બાકીમાં ખસખસ વીગેરે થાય છે. એરંડા, સરસવ, રૂ, અને ઘઉંનો મોટો ભાગ પરદેશ ચડે છે.

વિસનગર મહાલના પ્રદેશમાં **રૂપેણ નદી** છે અને ખારી નદીને મળનારો મોટો વોહ છે, તે બંને ઇશાનકોણથી નૈરૃત્યકોણ તરફ વહે છે. વોહના કાંઠે કુવાસણા, સદુથલા અને કમાણા તથા રૂપેણનદીના કાંઠે પુદગામ અને ઇઆસરા ગામો આવેલાં છે, આ નદીઓ હાલમાં નામનીજ છે. ચોમાસામાં તેમાં પૂર આવે છે પરંતુ શીયાળામાં કે ઉનાળામાં જ્યારે પાણીની જરૂર હોય ત્યારે પાણી રહેતું નથી. રૂપેણ નદીને ક઼ાદરપુરના તળાવમાં બાંધી લીધી છે. કાદરપુર તળાવની યોજના નિષ્ફળ જવાથી રૂપેણ નદીથી પ્રથમ પાણીનું જે સુખ મળતું હતું અને જમીનમાં જે ભેજ રહેતો હતો તે કમી થયાં છે.

વિસનગર મહાલની હવા સુકી અને સારી છે. ઉનાળામાં વધારેમાં વધારે ગરમી ૧૦૫ ડીગ્રી અને કોઇક વખતે ૧૧૦ સુધી અને શિયાળામાં ઓછામાં ઓછી ૪૦ ડીગ્રી હોય છે. વરસાદ સરેરાશ ૨૫ ઇંચની આસપાસ પડે છે.

મહાલના ઘણાં ગામે કુવાનું પાણી મીઠું છે. કેટલાક ભાગમાં ભાંભળું છે. સાધારણ રીતે કુવા ૩૦ થી ૪૦ હાથ ઉંડા હોય છે અને ગુંજા વીગેરે જેવા ગામોમાં તો ઘણાજ ઉંડા હોય છે અને લોકોને પાણીની ઘણીજ હાડમારી ભોગવવી પડે છે. એ ત્રણ વરસે દુષ્કાળ જેવું વર્ષ આવવાથી કુવાઓના ભેજ ઉંડા ઉતરતા જાય છે. મહાલમાં કુવા આશરે સાડાત્રણ હજાર પાકા અને દોઢ હજાર કાચા

છે. તેમાં બસો ગામને ઉપયોગી અને બાકીના ખેતીવાડીને ઉપયોગી છે, તેથી માત્ર ૧૫ હજાર વીઘા જમીનને પાણી પાઈ પાક લેવાય છે. ખેતીવાડીનો મોટો આધાર વરસાદ ઉપરજ છે. ખેતરોને પાણી આપવા માટે મોટી સંખ્યામાં મોટા જબરજસ્ત કુવા કે બારમાસ વહેતી નદી કે નહેરોનું કાંઈ સાધન નથી.

પ્રથમ આ મહાલ ઘણો નાનો હતો. માત્ર ૨૨ ગામો હતાં ધીમે ધીમે આસપાસના મહાલનાં ગામો ઉમેરી તેની હદ વધારી સંવત ૧૯૩૩માં હદ ચોકસ કરવામાં આવી. સંવત ૧૯૨૦ સુધી આ મહાલમાં ઈજારા વહીવટ ચાલતો હતો. તે સાલમાં સર્વે પૂરી થઈ અને સંવત ૧૯૨૧ થી વીઘોટી વહીવટ દાખલ થયો. પરંતુ સંવત ૧૯૨૯ સુધી ઇજારદારો પોતાનું લહેણું વસુલ કરતા હતા. સંવત ૧૯૩૦ પછી સરકારની સંપૂર્ણ સત્તા રાખવામાં આવી સંવત ૧૯૨૦ માં મહાલની ઉપજ બે લાખ રૂપીઆની હતી. બીજા વર્ષે તેમાં સાડાઅગીઆર ટકા જેટલો વધારો થયો. સંવત ૧૯૩૩, ૧૯૪૭ અને ૧૯૫૦ માં દર ઘટાડવામાં આવ્યા, તેથી લોકોને રાહત મળી.

મેસાણાપ્રાંતમાં વિસનગરમહાલ બીજા મહાલો કરતાં નાનો છે, કેટલોક વખત પ્રાંત ન્યાયાધીશની કચેરીઓ અત્રે હોવાથી મહાલ ઘણો અગત્યનો ગણાતો હતો, પરંતુ સંવત ૧૯૫૮ માં પ્રાંતનું સદર સ્ટેશન મેસાણા ઠરાવવામાં આવ્યું ત્યારે પ્રાંત ન્યાયાધીશની કચેરીઓ વિસનગરથી મેસાણે ગઇ. તે વખતથી વિસનગરનું મહત્વ રાજ્યવૈભવ અને રાજતેજ ઘટી ગયાં છે.

સંવત ૧૯૫૩ માં આ મહાલનું સરવે સેટલમેન્ટ કરવામાં આવ્યું હતું અને ત્યાર બાદ તે પ્રમાણે મહેસુલના દર લાગુ કરવામાં આવ્યા હતા. તે વખતે આ મહાલનાં ૫૮ ગામો હતાં અને તેમાંનાં ૫૦ ખાલસા વહીવટનાં હતાં. આ ૫૦ ગામોની ઉપજ શીક્કાઈ રૂ. ૨૧૭૫૨૫ની હતી. આ દર પંદર વરસ માટે મંજુર કરવામાં આવ્યા હતા.

સંવત ૧૯૭૪ માં આ મહાલનું રીવીઝન સેટલમેન્ટ કરવામાં આવ્યું હતું તેની મુદત ૩૦ વરસની રાખવામાં આવી છે આથી મહેસુલના દરમાં રૂપીએ ૩ થી ૪ આનાનો વધારો થયેલો છે. હાલમાં શ્રીમંત મહારાજા સાહેબના રાજ્યારોહણ વખતે સન ૧૯૩૯થી જમીનમહેસુલમાં ત્રણ આની ઓછી કરવામાં આવી છે. હાલમાં જમીન મહેસુલ આશરે ૩ લાખ રૂપીઆ આવે છે. તે હીસાબે દર વીઘે સરાસરી મહેસુલનું ઉત્પન્ન ૨-૦-૦ પ્રમાણે આવે છે. મહાલનું કુલ ઉત્પન્ન આશરે ૪ લાખ રૂપીઆ આવે છે તે વસ્તીના હીસાબે પ્રમાણ મુકતાં દર માણસ દીઠ ૫ રૂપીઆનું પ્રમાણ આવે છે. ઉપરનું મહેસુલ વસુલ લેવામાં સરકારને કુલ ખરચ દરસાલ આશરે ૫૬ હજાર રૂપીઆ થાય છે તે જમીન મહેસુલની આવકના પ્રમાણમાં ૧૮ ટકા જેટલું થાય છે.

વિસનગર મહાલનું કયા કયા ખાતાનું કેટલું ઉત્પન્ન અને કેટલું ખરચ થાય છે તે સન ૧૯૪૦-૪૧ના વિસનગર મહાલના નીચે પ્રમાણે બતાવેલા આવક જાવકના આંકડા ઉપરથી સમજાશે—

## વિસનગર મહાલની કુલ ઉપજ

રૂ ૩૧૬૦૨૦) જમીન મહેસુલના, રૂ ૨૦૪૦૮) વેરાના (તેમાં ૧૭૨૧૪ આયપત વેરાના. બાકી ઇતર) રૂ ૨૧૬) આબકારી, રૂ ૩૫૯ જકાત, રૂ ૩૨૨૧૮) સ્ટૅંપ, રૂ ૫૭૭૯) નોંધણી, રૂ ૨૮૭૦) ઇનસાફ, રૂ ૯૬૦) દવાખાનું, રૂ ૯૪૪૦) શાળાઓની ફી, (રૂ ૮૫૪૪ અંગ્રેજી શાળાની), રૂ ૨૬૭૪) ગામ પંચાયતોને આપવાના, રૂ ૭૬) પોલીસ, રૂ ૩) તુરંગ, રૂ ૯) આરોગ્ય રક્ષણ, રૂ ૧૦૦) ખેતીવાડી, રૂ ૧૧૮૭) વેપાર ઉદ્યોગ, રૂ ૧૭૮૯૮) લોકલસેસ, અને રૂ ૧૦૭૧) ફીરકોલના મળી કુલ રૂ **૪૧૧૦૦૦)** ની આશરે આવક છે.

## વિસનગર મહાલનું કુલ ખરચ

રૂ ૫૬૬૧૮) જમીન ખાતે ( તેમાં રૂ ૯૩૧૮ નાયબસુબા કચેરીના. રૂ ૧૨૫૯૧ વહીવટદાર કચેરીના બાકી ઇતર મળીને ), રૂ

૬૯૪) વેરા ખાતે, રૂ ૨૪૨૫) આબકારી ખાતે, રૂ ૨૯૫૫) સ્ટૅંપ ખાતે, રૂ ૬૪૭) હજુર રાજકારભાર, રૂ ૧૮૦૩૯ પોલીસ, રૂ ૮૪) તુરંગ, રૂ ૪૩૧) આરોગ્ય, રૂ ૭૮૮) શીતળા, રૂ ૯૩૧૯) દવાખાનું, રૂ ૧૭૮૪૧ અંગ્રેજીશાળા, રૂ ૫૮૦૩૩ છોકરાઓની પ્રાથમિક શાળા, રૂ ૧૩૨૨૮) કન્યાશાળા, રૂ ૨૦૧૨) અધિકારી તપાસણી, રૂ ૨૬૨) શિષ્યવૃત્તિ, રૂ ૨૨૧૬) ખેતીવાડી, રૂ ૧૯૪) દેવસ્થાન, રૂ ૧૨૦૧૧) પેન્શન, રૂ ૩૭૧૩) ગામ પંચાયત, રૂ ૯૬૮૬ ઇનસાફ, રૂ ૧૨૪૯ નોંધણી,રૂ ૧૨૪૯) જકાત, રૂ ૪) બાંધકામ, રૂ ૯૨) નીમણુંક આશામી, રૂ ૩૯) પંચાયત તથા સુધરાઇ અને રૂ ૧૦૯) ફીરકોલ મળી આશરે રૂ **૨૧૪૦૦૦)** ખરચ થાય છે.

ઉપરના આવકજાવકના આંકડા ઉપરથી સમજાશે કે કયા કયા ખાતામાં કેટલી ઉપજ અને કેટલું ખરચ થાય છે. આવકના આંકડામાં આયપત વેરાની રકમ આ સાલ ખાસ ધ્યાન ખેંચે છે કારણકે સન ૧૯૩૯થી આયપતવેરાનો સુધરેલો નિયમ અમલમાં મુકાયો છે. તે અન્વયે રૂ ૭૪૯) સુધીની માફી હતી અને તે ઉપરાંતની ગમે તેટલી આવકવાળા પાસેથી સેંકડે ૧॥ ટકા પ્રમાણે આયપત વેરો લેવાતો હતો તે ધોરણ બંધ કરી રૂ ૧૯૯૯) સુધીની માફી આપી તે ઉપરાંતને માટે આયપત વેરાનું ચડતા ક્રમે નીચે પ્રમાણે ધોરણ રાખેલું છે—

## આયપત વેરાની આકારણીના દર

| | | |
|---|---|---|
| રૂ. ૧૯૯૯) સુધીની આવકવાળા માટે | | માફી રાખેલી છે. |
| રૂ. ૨૦૦૦) થી રૂ. ૫૦૦૦) સુધી સેંકડે | ૧॥ ટકા | પ્રમાણે |
| રૂ. ૫૦૦૧) થી રૂ. ૧૦૦૦૦) સુધી ,, | ૩ ટકા | ,, |
| રૂ. ૧૦૦૦૧) થી રૂ. ૨૦૦૦૦) સુધી ,, | ૪ ટકા | ,, |
| રૂ. ૨૦૦૦૧) થી રૂ. ૩૦૦૦૦) સુધી ,, | ૫ ટકા | ,, |
| રૂ. ૩૦૦૦૧) થી રૂ. ૫૦૦૦૦) સુધી ,, | ૬ ટકા | ,, |
| રૂ. ૫૦૦૦૧) થી ઉપરાંત આવક માટે ,, | ૮ ટકા | ,, |

આ ધોરણ પ્રમાણે વિસનગર મહાલમાંથી નીચે પ્રમાણે આયપત વેરો સન ૧૯૪૧ના જુલાઈ આખર વસુલ થયો છે—

| આયપતની રકમ | વેરો ભરનાર | | ઉત્પન્ન | |
|---|---|---|---|---|
| | સરકારી નોકર | રૈયત | સરકારી નોકર | રૈયત |
| ૨૦૦૦થી ૫૦૦૦ | ૩ | ૧૪૨ | ૧૩૩ | ૮૫૨૫ |
| ૫૦૦૧થી૧૦૦૦૦ | | ૩૩ | | ૫૩૬૧ |
| ૧૦૦૦૧થી૨૦૦૦૦ | | ૫ | | ૨૧૬૫ |
| ૨૦૦૦૧થી૩૦૦૦૦ | | ૧ | | ૧૦૩૦ |
| કુલ | ૩ | ૧૮૧ | ૧૩૩ | ૧૭૦૮૧ |

ઉપર પ્રમાણે સન ૧૯૩૯ ના સુધરેલા નિયમ અનુસાર વેરાની માફી રૂ. ૭૪૯ સુધીની હતી તે વધારીને રૂ. ૧૯૯૯ સુધીની કરવામાં આવી છે અને રૂ. ૫૦૦૧ ઉપરની પેદાશ ઉપર ચડતા ક્રમે આયપત વેરો લેવાનું ઠરાવ્યાથી વેરો ભરનારની સંખ્યા વડોદરા રાજ્યમાં જે પ્રથમ ૨૫૦૦૦ ની હતી તે ઘટીને ૮૩૩૧ ની થઈ છે, પરંતુ આયપત વેરાની ઉપજ વડોદરા રાજ્યમાં પ્રથમ જે રૂ. ૪ લાખની હતી તે વધીને રૂ. ૧૧ લાખની થઈ છે. (વાંચો સન ૧૯૪૦–૪૧ નો વડોદરા રાજ્યનો કારોબારી રિપોર્ટ) વિસનગર મહાલની ઉપજ પાછલી સાલ જે રૂ. ૬૬૧૧ ની હતી તે વધીને ૧૭૨૧૪ ની થઇ છે. આયપત વેરાનો તપાસ જે પ્રથમ ત્રણ વર્ષે થતો હતો તે હાલમાં દરવર્ષે થાય છે. હાલમાં આયપત વેરાનું કામ રૂ. ૫૦૦૦ સુધી માટે નાયબ સુબા, રૂ. ૧૦૦૦૦ સુધી સુબા, રૂ. ૨૦૦૦૦ અને ઉપરાંત સરસુબા પાસે રાખેલું છે.

આયપત વેરા નિબંધની કલમ ૨૨ અન્વયે વહીવટદાર અગર

આયપત વેરા કામદાર તરફથી આયપત વેરાને પાત્ર જણાતા ઇસમો ઉપર સૂચનાપત્ર સાથે ભરવાનું ફોર્મ મોકલવામાં આવે છે. હવે આ નિબંધની કલમ ૨૩ ની પેટા રકમ ૨ માં સ્પષ્ટ જણાવ્યું છે કે "૨૨ મી કલમ પ્રમાણે રજુ કરેલું પત્રક બીજા ખાત્રી લાયક પુરાવા ઉપરથી ખોટું અથવા અધુરૂં છે એમ માનવાને વહીવટદારને વ્યાજબી કારણ હોય તો વહીવટદારે જે સખસે તે પત્રક રજુ કર્યું હોય તે સખસ ઉપર એક સૂચનાપત્ર કાઢવું અને તેમાં જણાવેલી તારીખે પોતાની કચેરીમાં હાજર થવાનું અથવા પત્રકની પુષ્ટીમાં તે સખસ જે પુરાવા ઉપર આધાર રાખતો હોય તે પુરાવો રજુ કરાવવાનું ફરમાવવું. આ પ્રમાણે કલમ સ્પષ્ટ હોવા છતાં ફોર્મ ખોટું અગર અધુરૂં છે એમ માની કાંઇ પણ પૂરાવા મળ્યા શીવાય ચોપડા બતાવવાની ફરજ પાડવામાં આવે છે. વળી તે નિબંધની કલમ ૪ (ડ) માં સ્પષ્ટ જણાવ્યું છે કે પરહદમાંથી આવેલા દાગીના અને સુડીનો સમાવેશ થતો નથી. આ પ્રમાણે સ્પષ્ટ ખુલાસો હોવા છતાં પણ પરહદમાંથી સુડી લાવવામાં આવે છે તેને પણ આયપત ગણી વેરો લેવામાં આવે છે. આથી ખરેખર પ્રજાને અન્યાય થાય છે અને તે માટે અમલદારોએ ખાસ ધ્યાન આપવાની જરૂર છે.

આ સ્થળે એટલું કહેવાની આવશ્યકતા છે કે આયપત વેરાની પેદાશ એ તો એક પશ્ચિમનાં પરરાજ્યોનું અનુકરણ છે. પરદેશથી પૈસો કમાઇ દેશમાં ખરચે તેથી તો રાજ્યે ખુશી થવા જેવું છે. તેની પાસેથી આયપત વેરો લેવાને બદલે કોઇ પણ જાતનું રાજ્યમાન કે ઇનામ આપવું જોઇએ. બહારથી પૈસા લાવી પોતાના રાજ્યમાં સારાં સારાં ઘરો બનાવે તેથી તો રાજ્યની શોભામાં વધારો થાય છે. તે ઉપરાંત રાજ્યના કારીગરો અને મજુરોને રોજી મળે છે. પશ્ચિમના રાજ્યોનું અનુકરણ કરવામાં ભારતવર્ષનાં દેશી રાજ્યો ગંભીર ભૂલ કરે છે; જેથી રાજ્યની શોભામાં ન્યૂનતા આવે એવો કોઇપણ વેરો દેશી રાજ્યોએ નાખવો જોઇએ નહીં.

વિસનગર મહાલમાં એકંદરે પ્રાથમિક શાળાઓની સંખ્યા ૬૩ની છે, જેમાં ૫૪૭૮ છોકરા અને ૩૯૯૧ છોકરીઓ ફરજ્યાત કેળવણી લે છે. ૨૬ પુસ્તકાલયો છે અને ૨૫ શાળા વાંચનાલયો છે. દારૂની ૮ દુકાનો છે. અફીણ, ગાંજો અને ચરસ વેચવાની ૮ દુકાનો છે. મહાલમાં એકંદર ૧૫ સહકારી મંડળીઓ છે તેના ૩૬૭ સભાસદો છે. મહાલમાં ૯ પોસ્ટ ઑફીસો અને ૨૫ કાગળ નાખવાની પેટીઓ છે. આ બાબતની હકીકત પાછળ પૃષ્ઠ ૧૩૦ ઉપર મહાલના ગામોની વીગત ઉપરથી સમજાશે. ૨ તાર ઑફીસો છે. એક વિસનગર સ્ટેશન ઉપર રેલ્વે તાર ઑફીસ અને બીજી શહેરમાં ગવર્નમેન્ટ તાર ઑફીસ.

આખા મહાલના પોલીસ બંદોબસ્ત માટે ગોઠવામાં ચોકી તથા વાલમ ગામે પોલીસનું થાણું છે. મહાલની પોલીસ ફોજમાં ૧ ફોજદાર ૨ નાયબ ફોજદાર, ૨ જમાદાર, ૧૦ હવાલદાર, ૫૪ સિપાઇ અને ૧ કારકુન મળી ૭૦ માણસો સરકારે રાખેલાં છે તે પૈકી ૫૮ માણસો ખાસ વિસનગર શહેર માટે રાખેલાં છે.

વિસનગર મહાલમાં હિન્દુસ્થાન સરકાર તરફથી ટ્રીગૅનોમેટ્રીકલ પીલર ત્રણ છે. એક **કંસારાકુઇના** સીમાડામાં, બીજો **વાલમના** સીમાડામાં અને ત્રીજો **ધામણવાના** સીમાડામાં. આ પીલરો ઉંચી જગોમાં દેશની માપણી માટે કરેલા છે. જ્યારે ત્યાંના માપણીદારો આવે છે ત્યારે તેના ઉપર રાત્રે ભડકા કરી આજુબાજુના પ્રદેશનું માપ લે છે, તેથી લોકો તેને **ભડકા માપણીના** પીલરો કહે છે. વડોદરા રાજ્ય તરફથી તેની દેખરેખ રાખવી પડે છે.

સંવત ૧૯૬૦ થી મેસાણા પ્રાન્તના દરેક મહાલે મહાલ પંચાયત ઉઘાડવામાં આવી હતી. તે ધોરણે વિસનગરમાં પણ વિસનગર મહાલ પંચાયત સ્થપાયેલી હતી. તેને લોકલસેસના ફાળાની રકમ આશરે રૂ. ૧૩૦૦૦ દરસાલ મળતા હતા અને ખરચ પણ તેટલુંજ થતું હતું. તેમને કામ કરવાનું ક્ષેત્ર વિસનગર કસ્બા શિવાય મહાલના

તમામ ગામોમાં સુધરાઇની પદ્ધતિ પ્રમાણે નાના પાયા ઉપર ગામ પંચાયત દ્વારાએ કામ કરવામાં આવતું હતું. વિસનગરનું કામ વિસ-નગર સુધરાઇએ કરવાનું હોવાથી તે કામ મહાલ પંચાયત કરતી નહોતી. આ મહાલ પંચાયતો સરકારને નિરૂપયોગી લાગવાથી સન ૧૯૨૯ સાલથી બંધ કરવામાં આવી છે. ( વધુ વીગત માટે વાંચો પૃષ્ટ ૧૦૭) ગામ પંચાયતો કાયમ જ છે. આ મહાલે તેવી ૫૪ ગ્રામ પંચાયતો છે તેની વ્યવસ્થા અને દેખરેખ મેસાણા પ્રાન્ત પંચાયત રાખે છે.

આ ગામ પંચાયતોને લોકલસેસનો ફાળો, ફળ હરાજી, ઘાસ હરાજી, ડબ્બા ફી, ફરજ્યાત દંડના અમુક ટકા, ફીરાયું વીગેરે ઉત્પન્નની બાબતો સરકારે સોંપેલી છે.

ગ્રામ પંચાયતનો નવો નિબંધ સંવત ૧૯૭૬ની સાલમાં કરવામાં આવ્યો છે તે અન્વયે ગ્રામ પંચાયતના સભાસદોની સંખ્યા આશરે ૯ થી ૧૨ ની રાખેલી છે. દરેક ગામે ગ્રામ પંચાયત નીમી શકાય છે. જ્યાં ગામની વસ્તી ઘણીજ ઓછી હોય ત્યાં એક કરતાં વધારે ગામનો જથો બાંધી તેમને માટે મજીયારી પંચાયત નીમી શકાય છે. સભાસદોમાં ⅓ સભાસદો વિભાગ નાયબ સુબા તરફથી નીમવામાં આવે છે અને બાકીના ⅔ ગામ લોકો ચુંટી કાઢે છે. તેના પ્રમુખ તરીકે પટેલ ( એકસ ઓફીશીઓ ) હોય છે પણ તેનો મંત્રી અને કોષાધ્યક્ષ પંચાયતો નીમે છે. એક વખત નીમાયેલી પંચાયત ત્રણ વરસ સુધી કાયમ રહે છે. અને દર ત્રીજા વરસે નવી પંચાયત નીમાય છે. ગ્રામ પંચાયતનું મુખ્ય કર્તવ્ય ગામની સ્વચ્છતા તથા આરોગ્ય રક્ષણ સંબંધી કામ જોવાનું છે. ચોરા, દેવસ્થાન, કુવા, હવાડા, ડબ્બા તથા ગામ નોકરો ઉપર દેખરેખ રાખી શકે છે.



# પ્રકરણ ૫ મું.

## વિસનગર કસ્બો.

### ગામઠાણ અને સીમની હકીકત.

વિસનગર કસ્બાના મુખ્ય બે ભાગ પડે છે. (૧) ગામઠાણ, જેને વિસનગર શહેર કહેવામાં આવે છે, તેમાં કોટની અંદરનાં અને કોટની બહારનાં પરાં તથા છુટા છવાયાં બંધાયેલાં ઘરો અને ઠાકરડા વીગેરેના વાસનો સમાવેશ થાય છે કે જ્યાં વિસનગર સુધરાઇની હદ લાગેલી છે અને જેના ઉપર ઘણા અંશે વિસનગર સુધરાઇની દેખરેખ છે; (૨) સીમ, જેને ખાતાની જમીન કહેવામાં આવે છે, તેમાં સરકારી સર્વે અનુસાર ઠરેલી વિસનગરની હદનાં ખેતરો વીગેરેની જમીનનો સમાવેશ થાય છે અને તેના ઉપર મુલકી ખાતાની સત્તા અને દેખરેખ છે.

આવા પ્રકારના વિસનગર કસ્બાનું (ગામ ઠાણુ અને સીમ મળીને) એકંદર ક્ષેત્રફળ આશરે દસ ચોરસ માઇલ છે. ઉત્તર–દક્ષિણ લંબાઇ આશરે ૪ માઇલ, અને પૂર્વ–પશ્ચિમ પહોળાઇ આશરે ૨॥ માઇલ છે. નકશો જોતાં દેખાવમાં વિસનગર કસ્બો લંબ ચોરસ જેવો જણાય છે.

વિસનગર કસ્બાની ઉત્તરે મોટા ભાગે પાલડીની હદ, પશ્ચિમે કાંસાની હદ, દક્ષિણે સદુથલાની હદ, અને પુર્વે સુંસી ગામની હદ લાગેલી છે. કસ્બાનો ઉત્તરનો ભાગ દેળીયા તળાવથી રોકાયેલો છે. ગામ અને તળાવ સાથે જોડાયેલાં છે. કસ્બાની એકંદર હદના મધ્ય ભાગમાં શહેરના ગામ ઠાણુનો ભાગ આવેલો છે. ખેડુતોની વસ્તીનો ઘણો મોટો ભાગ શહેરના કોટની બહારના ભાગમાં કોટને અડીને બંધાયેલાં પરાંમાં રહે છે. આવી રીતે શહેર બહાર પરામાં રહેવાથી

ઢોરોને બાંધવાની તથા ગાડાં હળ વીગેરે મુકવાની અને ઘાસ ભરવાની સારી સવડ ખેડુતોને હોય છે.

વિસનગર શહેર સંબંધી ઘણી હકીકત જાણવા જેવી હોવાથી આ પછીનાં જુદાં જુદાં પ્રકરણોમાં વિસ્તારથી જણાવવામાં આવી છે, આ સ્થળે માત્ર શહેરના ગામઠાણના વિસ્તારની અને સીમની હકીકત નીચે પ્રમાણે જણાવવામાં આવી છે—

### ૧ વિસનગર શહેરનો વિસ્તાર અને ક્ષેત્રફળ

વિસનગર શહેરનું ( ગામ ઠાણનું ) ક્ષેત્રફળ આશરે ૭ા લાખ ચોરસવાર છે. ઉત્તર–દક્ષિણ લંબાઇ આશરે ૯૦૦ વાર તથા પૂર્વ–પશ્ચિમ પહોળાઇ આશરે ૮૦૦ વાર છે.

વિસનગરની ઉત્તરે દેળીઉં તળાવ તથા પાલડીની સીમ, પૂર્વે પીંડારીઉં તળાવ તથા સુંસીની સીમ, દક્ષિણે સદુથલાની સીમ અને પશ્ચિમે કાંસાની સીમની હદો લાગેલી છે. વિસનગરનો ઉત્તરનો ભાગ દેળીઆ તળાવથી રોકાયેલો હોવાથી શહેર અને તળાવ સાથે જોડાઇ ગયેલાં લાગે છે.

વિસનગરની પશ્ચિમ દીશાએ રેલ્વે સ્ટેશન આવેલું છે. આ રેલ્વે મેસાણાથી ઇશાન કોણમાં તારંગાહીલ સ્ટેશન સુધી જાય છે. સંવત ૧૯૪૩માં (૨૧–૩–૧૮૮૭) માં વિસનગરમાં રેલ્વે થઇ હતી. શરૂઆતમાં મેસાણાથી વડનગર અને તે પછી વડનગરથી ખેરાળુ સુધી અને પછી તારંગાજીના ડુંગર ઉપર મોટું જૈનોનું તીર્થ હોવાથી અને હજારો યાત્રાળુઓ ખેરાળુ ઉતરતા હોવાથી સંવત ૧૯૬૫ ( તા. ૨૦–૮–૧૯૦૯)માં તે લાઇન વધારી ઠેઠ તારંગાહીલ સુધી ( ગાયકવાડી હદ સુધી ) લઈ જવામાં આવી. તારંગાહીલ સ્ટેશનથી તારંગાનો ડુંગર અઢી માઇલ દૂર ટીંબાની હદમાં છે. પગ રસ્તે ચાલીને જવું પડે છે. માટે તે લાઇન આગળ વધારી ડુંગરની તળેટી સુધી લઈ જવા સરકાર તરફથી તજવીજ ચાલતી હતી. મેસાણાથી તારંગાહીલ જતાં વચ્ચે રંડાલા, વિસનગર, ગુંજા, વડનગર, ખેરાળુ, ડભોડા, વરેઠા-

સાઇડીંગ અને છેલ્લું તારંગાહીલ સ્ટેશન આવે છે. આ લાઇનની કુલ લંબાઇ ૩૫ માઇલ છે અને તે વડોદરા રાજ્યની છે. તેનો વહીવટ વડોદરા રાજ્યની જી. બી. એસ. રેલ્વે કરે છે. જ્યુરીસ્ડીકશન વડોદરા રાજ્યનું છે. પહેલાં શરૂઆતમાં આ લાઇન ઉપર એક ટ્રેન જાઆવ કરતી હતી પરંતુ ટ્રાફીક વધવાથી ઘણા લાંબા વખતથી બે ટ્રેનો આવજા કરે છે. સન ૧૯૧૫માં યુરોપના ગત યુદ્ધના વખતમાં થોડા માસ સુધી એકજ ટ્રેન દોડતી હતી.

રેલ્વે જેમ વેપાર ઉદ્યોગ વધારવામાં અને ઘટાડવામાં અગત્યનો ભાગ બજાવે છે તેમ તે જમીનના વિસ્તારમાં અને તેની સ્થિતિમાં પણ મોટો ફેરફાર કરી મુકે છે. ઘણી વખત જંગલ ત્યાં મંગળ અને મંગળ ત્યાં જંગલ બનાવી દે છે. પહેલાં વિસનગરમાં કડા દરવાજા તથા દીપરાના દરવાજા તરફની જમીનની કીંમત વધારે અંકાતી હતી પણ જ્યારે રેલ્વે સવાળા દરવાજા અને પટણી દરવાજા તરફ આવી ત્યારે તે તરફનો ભાગ સુધરવા લાગ્યો અને ગામનો વિસ્તાર સ્ટેશન સુધી વધી ગયો. નવા નવા રસ્તા થયા અને વસ્તી તે તરફ આવજા કરવા લાગી, અને જ્યાં વેરાન હતું ત્યાં ફરવાનું રમ્ય સ્થાન બની રહ્યું. તેથી ઉલટું કડા દરવાજા તથા દીપરાના દરવાજા તરફ જમીનનો મોહ ઉતરતો ગયો, ઘણોક ભાગ ખંડેર થઇ ગયો અને હાલ વેરાન જેવો દેખાવ દ્રષ્ટિગોચર થાય છે. રેલ્વે આવવાથી આ પ્રમાણે જમીનમાં ફેરફાર થયો છે.

વિસનગર સ્ટેશનથી શહેરમાં જતાં પ્રથમ **સયાજી સરકલ** આવે છે તેમાં કૈ૦ સયાજીરાવ મહારાજાનું બસ્ટ મુકેલું છે. ત્યાંથી બે રસ્તા નીકળે છે, એક રસ્તો સ્ટેશનથી નીકળતાં ડાબા હાથના રસ્તે પટણી દરવાજે થઇ ગામમાં જવાય છે જેને જુની સડક કહેવામાં આવે છે, અને બીજો રસ્તો સ્ટેશનથી સીધા ગોવિંદચકલે થઈ ગામમાં દાખલ થવાય છે જેને નવી સડક—દામાજીરોડ—અગર સ્ટેશનરોડ કહેવામાં આવે છે. વિસનગરમાં સંવત ૧૯૪૩ માં રેલ્વે થઇ તે પછી

**શ્રી શાન્તાબાઇ મહાસુખભાઈ પેસેન્જર શેડ**

વાંચો પૃ ૧૫૦





**સ્ટેશન રોડ અથવા દામાજી રોડ.**

વાચો પૃ૦ ૧૫૦

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ

શેઠ માણેકલાલ નાનચંદ

જન્મ સંવત ૧



શેઠ નરોત્તમદાસ નાનચંદ.

જન્મ સંવત ૧૯૪૪



એક બે વરસે પટણી દરવાજાવાળી જુની સડક બનાવવામાં આવી હતી, અને સ્ટેશનરોડની નવી સડક સંવત ૧૯૫૭માં થઈ હતી. સ્ટેશનથી શહેરમાં જતાં સ્ટેશનરોડ (દામાજીરોડ) ની જમણી બાજુએ હરિચંદ મંછારામનું વિશ્રાંતિભુવન, ગૃહસ્થોના બંગલા, ઓફીસરોને ઉતરવા માટે સરકારી મુસાફર બંગલો (Rest house) સંવત ૧૯૭૨ માં રૂ. ૨૭૮૬૦)ના ખરચે બાંધવામાં આવ્યો છે તે, મણીયાર લલ્લુભાઇ પાનાચંદની ધર્મશાળા, બંગલા, ચંચળબાઇ માણેકલાલ સેનીટેરીયમ, શેઠ ડોસાભાઇ હૉસ્પીટલ અને પ્રસુતિગૃહ, શ્રી શાન્તાબાઇ મહાસુખભાઇ વિશ્રાંતિગૃહ, કૃષ્ણભુવન થીએટર વીગેરે મકાનો આવેલાં છે.

સ્ટેશનરોડની ડાબી બાજુએ ખુણા ઉપર શેઠ ગોકળભાઇ મુળચંદ ઈંગ્લીશ સ્કૂલના મકાનની દક્ષિણ વીંગ તથા દોશી નાનચંદ પુંજીરામ લૅબોરેટરી હૉલ, મથુરાદાસ કલબનું મકાન, શેઠ ડોસાભાઇ બાગ, સાંકુબાઇ સેનીટેરીયમ, પોલીસ લાઇનના મકાનો, જેમાં પોલીસના અમલદારો અને સિપાઇઓ રહે છે વગેરે મકાનો આવેલાં છે.

સ્ટેશનથી ઉતરતાં જુની અને નવી સડક ( સ્ટેશન રોડ ) ના ખુણા ઉપર શેઠ ગોકળભાઇ મુળચંદ ઈંગ્લીશ સ્કૂલના મકાનની પશ્ચિમ વીન્ગ જેમાં અંગ્રેજી પહેલાં ચાર ધોરણો બેસે છે, ત્યાંથી જુની સડકે જતાં આગળ જમણા હાથે શેઠ ગોકળભાઇ દોલતરામ હાઇસ્કૂલ ( જી. ડી. હાઈસ્કૂલ ) નું મકાન આવેલું છે, જેમાં ઉપલાં ધોરણો બેસે છે. તેની જોડે શેઠ મણીલાલ મુળચંદ પશુ દવાખાનું છે. ઉપરનાં મકાનો શિવાય થોડાંક ખાનગી ગૃહસ્થોનાં નાનાં મોટાં મકાનો બંને સડકો ઉપર આવેલાં છે. આ બંને સડકો વચ્ચેની જમીન ગામઠાણમાં દાખલ થયેલી નથી. આ જમીન એકત્ર કરી તેમાં આડા ઉભા રસ્તાઓ કરી જુદા જુદા પ્લૉટ પાડી Chess –Board System પ્રમાણે સુધારણા કરવાની યોજના સંવત ૧૯૭૫ માં ( તા. ૨૭–૬–૧૯૧૯ ) તૈયાર કરવામાં આવી હતી. આ સંબંધી કેટલીક જાણવાજોગ હકીકત નીચે બતાવવામાં આવી છે—

સન ૧૯૧૯ ના શિયાળામાં **કૈ. શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબની** સ્વારી મેસાણાપ્રાન્તમાં પધારેલી ત્યારે મેસાણામાં હેડ ક્વૉર્ટરમાં **પેલેસ વિભાગ**માં તેમણે મુકામ રાખેલો હતો. ત્યાંથી પ્રાંતના જુદા જુદા મહાલોમાં એઓશ્રી ફરવા જતા. એક દિવસે ત્યાંથી બપોરની ૧૧ વાગ્યાની ટ્રેનમાં વિસનગર આવવાનો પ્રોગ્રામ રાખેલો હતો. પરંતુ તે શિયાળાના ખુશનુમા સવારે શ્રીમંત મહારાજા અને બે ઘોડેસ્વારો સાથે ફરવા નીકળેલા. ફરતાં ફરતાં ઠેઠ વિસનગરની સીમમાં આવી પહોંચતાં શ્રીમંતે સ્વારને પુછ્યું "આ કયું ગામ?" સ્વારે જવાબ આપ્યો, "મહારાજા સાહેબ! વિસનગર" આ સાંભળી આશ્ચર્ય પામી શ્રીમંતે એક સ્વારને પાછો મોકલી ટ્રેનમાં ડાયનીંગ કાર મોકલવા સૂચના કરી અને પોતે વિસનગરના રેસ્ટ હાઉસ તરફ ચાલ્યા. સ્વારે મેસાણા જઈ સ્વારી કામદારને શ્રીમંતની આજ્ઞા પ્રમાણે સૂચના આપી.

આ વખતે સવારના ૮।। ના સુમારે વિસનગરમાં સરકારી **રેસ્ટ હાઉસ**માં સુધરાઈના પ્રમુખ **નાયબ સુબા મે. રાવજીભાઇ ભાઈલાલ અને** હું શ્રીમંતના માટે બંગલામાં બરાબર ગોઠવણ થઈ છે કે કેમ તે જોવા ગયેલા હતા. એટલામાં એક પોલીસના સિપાઇએ દોડતા આવી અમને ખબર આપી કે મહારાજા સાહેબ ઘોડા ઉપર સવાળા દરવાજેથી પધારે છે. એમ સમાચાર આપે છે એટલામાં તો શ્રીમંતની સ્વારી આવી પહોંચી. મે. નાયબ સુબાના પટાવાળાએ શ્રીમંતનો ઘોડો પકડયો એટલે શ્રીમંત નીચે ઉતર્યા. અમે નમસ્કાર કર્યા. નાયબસુબા મે. રાવજીભાઇ મારી **સુધરાઇના ઉપપ્રમુખ** તરીકે ઓળખાણ કરાવી બાજુ ઉપર ખસી ગયા. શ્રીમંતે રેસ્ટ હાઉસમાં નહીં પધારતાં બંગલાની આસપાસ ફરવાનું શરૂ કર્યું. આ વખતે સ્હેજસાજ તડકો હતો તેથી છત્રી ઉઘાડી તેમના ઉપર ધરી હું તેમની સાથે જોડાયો. આ પ્રસંગે ઘણા ઘણા વિષયો ઉપર વાત નીકળતાં હાઈસ્કુલનું મકાન નજરે પડતાં, હાઇસ્કૂલની અંગ્રેજી

**સરકારી રેસ્ટ હાઉસ—Rest-House.**

વાંચો પૃષ્ઠ ૧૫૨





**મથુરાદાસ કલબ.**

વાંચો પૃષ્ઠ ૪૩૬

એટલામાં તેમની નજર ઇજનેર ખાતાના સ્ટોરના મકાન ઉપર પડતાં મને પુછ્યું " આ કોનું મકાન છે ? " મેં જવાબ આપ્યો "ઈજનેર ખાતાનો સ્ટોર છે." આ સાંભળી તેમણે અપ્રસન્નતા બતાવી કહ્યું "રસ્તા વચ્ચે આવે તેવી રીતે સરકારી મકાન ન બાંધવું જોઇએ. આટલો મોટો પ્હોળો રસ્તો પ્રજાના હરવા ફરવા માટે તથા સુંદર ફુટપાથ બનાવવા માટે છે, નહીં કે સરકારી મકાન બાંધવા માટે." આ પ્રમાણે પોતાના વિચારો દર્શાવી ફરી ટાઉન પ્લૅનીંગની વાત કાઢી જણાવ્યું " મી. ઘોડા તમારી સાથે મળીનેજ કામ કરશે. "

આવી રીતે બંગલાની પ્રદક્ષિણા ફરતાં ફરતાં લગભગ ૨ા કલાક સુધી ખુલ્લા દિલથી એઓશ્રીએ પોતાના વિચારો વ્યક્ત કર્યા. મને પણ એઓશ્રીના અંગ્રેજી કેળવણી, પ્રાચીન ભારતવર્ષની સંસ્કૃતિ, સખાવતની રીત, અમલદારોનો પ્રજાવર્ગ સાથે સહકાર અને પ્રેમ, જાહેર રાજમાર્ગો, પ્રજા માટે હરવા ફરવાનાં સ્થાન, ઇજનેર ખાતાની પદ્ધતિ, તળાવ અને ન્હાવાની સગવડ, જીર્ણોદ્ધાર, ટાઉનપ્લૅનીંગ વીગેરે અનેકવિધ વિચારો જાણવાની અચાનક સુંદર તક મળી.

એટલામાં ટ્રેન સ્ટેશન ઉપર આવી પહોંચી. અમે તરતજ બંગલામાં ગયા. અત્રેના સ્થાનિક અમલદારો આવીને બેઠા હતા. ટ્રેન આવતાં બીજા ઑફીસરો, સ્વારી કામદાર, સુબા વીગેરે આવી પહોંચ્યા. પછી સુબા મે. શીરગાવકરને એઓશ્રીએ જણાવ્યું " મેં તેમની (મારી) સાથે કેટલીક વાત કરી છે, તેની નોંધ કરી લેશો. અને તેમની સાથે કામ કરવા ઇજનેર મી. ઘોડાની નીમણુંક કરવા ઇજ-નેર ખાતે લખવાનું મને યાદ દેવડાવશો." આ પછી હું એઓશ્રીની રજા લઈ તેમનાથી છુટો પડયો. ભોજનલીધા બાદ શ્રીમંત મહારાજા બે વાગે ગાડીમાં બેસી પ્રજાને દર્શન કરાવવાના હેતુથી ગામમાં થઈ તળાવ ઉપર હનુમાન સુધી ફરવા નીકળ્યા. તળાવના ઓવારા અને જીર્ણોદ્ધાર સંબંધી થયેલી વાતચીત ઉપરથી તે તળાવ ઉપર જશે

એવું મને લાગવાથી હું ભ્હારોભ્હાર મારી ગાડીમાં બેસી તળાવ ઉપર ગયો. તળાવના મથુરાશ્રમ આગળ એઓશ્રીની ગાડીનો ભેટો થયો. ગાડીમાંથી નીચે ઉતરી મેં નમસ્કાર કર્યા. તેઓશ્રીએ પ્રસન્નવદને મને કહ્યું "બાંધેલા ઓવારા અને કરેલો જીર્ણોદ્ધાર જોઈ હું ઘણો ખુશી થયો છું. મને લાગે છે કે આ બધું કામ શ્રીમંત ગૃહસ્થોના પૈસાથી કરાવ્યું હશે." મેં હકારમાં જવાબ આપતાં જણાવ્યું "જ્યાં જ્યાં ઓવારાનાં નામ આપેલાં છે તે બધું કામ શ્રીમંતોના પૈસાથી અને બાકીનું કામ સુધરાઈ તરફથી થયેલું છે." એ સાંભળી એમણે જણાવ્યું "પ્રાચીન તળાવનો સારો સુધારો કર્યો છે, આથી મને ઘણો આનંદ થયો છે." આટલી વાતચીત કર્યા બાદ આટલું ફરી આવી રેસ્ટ હાઉસમાં ગયા અને થોડોક આરામ લીધા બાદ ૩ાા વાગ્યાની ટ્રેનમાં પોતાના સલુનમાં બેસી મેસાણે ગયા.

ઉપર જણાવ્યા પ્રમાણે સરકાર તરફથી મી. ઘોડાની નીમણૂંક કરવામાં આવી. તેઓ વિસનગર આવ્યા અને મને મળ્યા. મેં ચેસ બોર્ડ સીસ્ટમ અનુસાર ટાઉન પ્લૅનીંગની યોજના ઘડી હતી. તેમણે પણ યોજના ઘડી હતી. પછી તેમણે મારી યોજના જોઈ સુધરાઈમાં રજુ કરવાનો રિપોર્ટ તૈયાર કર્યો. તે રિપોર્ટમાં મી. ઘોડાએ ચોથા પેરામાં જણાવ્યું કે: The Town Improvement officer (Mr. S. M. Ghoda) proceeded to Visnagar a day in advance of the date of the meeting and saw the Vice-President (Mahasukhbhai) of the Municipality in an informal way to learn from him what the people want. He showed to the Town Improvement officer the laying out of the proposed area on *chess-board system very intelligently tried by him.* It was explained to him that the system already tried by the Town

Improvement officer is the *radiating* one in the case of the Block No. I and the chess-board one in the case of the Block No. II. It was explained that any system which is liked by the people and proves the least expensive may be adopted keeping in view × × ×.

આ ઉપરથી જણાશે કે મારી તૈયાર કરેલી Chess-board Systemની યોજના તેમને પસંદ પડી. તે તેમણે સુધરાઈમાં રજુ કરી. પરંતુ તે સભામાં કોરમ નહીં થવાથી કાંઈ ઠરાવ થઈ શક્યો નહીં અને વાત એ પ્રમાણે લંબાઈ અને તે એટલે સુધી લંબાઈ કે વચ્ચે એક દિવસ તે વખતના નામદાર દિવાન સીડન સાહેબ અને સુબા મે. રામલાલભાઈ કોઈ કારણસર વિસનગર આવેલા અને સુધરાઈની સભામાં ગયેલા. આ વખતે હું મુંબઈ હતો એટલે આ સભામાં હું હાજર રહી શક્યો નહોતો. તેમાં ટાઉન ઍક્સ્ટેન્શનની વાત નીકળતાં કોઈ સભાસદે જણાવ્યું કે ગામમાં સેંકડો ખંડેરો પડેલાં છે તે તો ઉભાં થતાં નથી તો પછી આવું ટાઉન ઍક્સ્ટેન્શનનું કામ કરી શા માટે ખરચનો બોજો વધારવો જોઈએ ? મારી ગેરહાજરી હોવાથી કોઈ આ ટાઉન ઍક્સ્ટેન્શનની યોજના શ્રીમંત મહારાજા સાહેબની પ્રેરણાથી ઉભી થયેલી છે અને ખાસ તે માટે મી. ઘોડાને નીમી ટાઉન પ્લૅનીંગ કરી પ્લૉટસ પાડવામાં આવ્યા છે વીગેરે બાબતો કોઈ પ્રકાશમાં લાવી શક્યું નહીં. અને તે વાત સુધરાઇએ પાછળથી પડતી મુકી.

જો તે યોજના પડતી નહીં મુકતાં હાથમાં લીધી હોત તો અત્યારે ત્યાં ઘણા બંગલા બંધાઇ ગયા હોત અને વિસનગરના સ્ટેશનરોડની શોભા કાંઇ જુદા જ પ્રકારની હોત. તે યોજનામાં વચ્ચે ગોળાકારમાં બાગ પણ મુકેલો હતો. હાલમાં સુધરાઈની પ્રવૃત્તિ ઉપરથી જણાય છે કે તે સ્થળે પ્લૉટ પાડવાની યોજના ચાલી રહી છે પરંતુ આ જુદાજ પ્રકારની છે. તેમ છતાં તેનો જલ્દી અમલ

થાય તો ઘણા શ્રીમંત ગૃહસ્થો પ્લૉટ લઈ મકાન બાંધવા તૈયાર છે. જમીન માટે રાહ જોઈ રહ્યા છે.

વિસનગરની વસ્તી ગણત્રી પ્રમાણે ગામના જીલ્લા અથવા વૉર્ડ પાડવામાં આવે છે તે પ્રમાણે સંવત ૧૯૭૦ માં સુધારા વધારા સાથે વિસનગરના દસ વૉર્ડ પાડવામાં આવેલા છે તેની હકીકતનું મહત્વ સુધરાઇ સાથે વધારે સંબંધ ધરાવતું હોવાથી આગળ સુધરાઇના પ્રકરણમાં દસે વૉર્ડની વીગત જણાવવામાં આવી છે.

કાળક્રમે કુદરતી રીતે જમીનમાં અને પરિસ્થિતિમાં ફેરફાર થાય તેમ વિસનગરની ભૂમિમાં પણ ફેરફાર થયેલો જણાય છે. સંવત અગીઆરમા સૈકાના મધ્યકાળમાં **ચહુઆણરાજા વિશળદેવે વિસનગર** શહેર વસાવ્યું તે પહેલાં તે સ્થળે કાંઇ નહોતું, કારણ કે જે સ્થળે ભીમદેવ પહેલા સાથે લડાઈ કરી વિશળદેવે જય મેળવ્યો તે સ્થળે શહેર વસાવેલું છે એમ ઇતિહાસ ઉપરથી જણાય છે વિશળદેવ સનાતન ધર્મનો હોવાથી ગામની બાંધણી તથા ઘરોની રચના તે ધર્મને અનુસરતીજ જોવામાં આવે છે. કોટ પણ વિશલદેવ રાજાના વખતમાંજ થયેલો જણાય છે. હાલ આ કોટનો ઘણો ખરો ભાગ પડી ગયેલો છે, કોઈ કોઇ ઠેકાણે તદ્દન આખા જેવો જણાય છે. તેને ૬ દરવાજા છે. (૧) પટણી દરવાજો, ત્યાંથી પાટણ જવાનો માર્ગ છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની ઉત્તરે આવેલો છે. (૨) વડનગરી દરવાજો, ત્યાંથી વડનગર જવાય છે તે ઉપરથી તે નામ પડેલું અને તે પણ ઉત્તરે આવેલો છે. (૩) ફત્તેહ દરવાજો, કડીના જાગીરદાર મલ્હારરાવે વિસનગર ઉપર ચડાઇ કરી ફત્તેહ મેળવી તે દરવાજે પ્રવેશ કરેલો તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની પૂર્વ દીશાએ આવેલો છે. (૪) કડા દરવાજો, ત્યાંથી કડા ગામે જવાય છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની દક્ષિણ દીશાએ આવેલો છે. (૫) દીપરાનો ઉર્ફે બીબીપુરાનો દરવાજો, ("બાબીપરૂં"નો અપભ્રંશ "દીપરૂં" થયેલો છે) સંવત અઢારમા

સૈકાના મધ્ય ભાગમાં જોરાવરખાન બાબીઓનું વિસનગરમાં રાજ થયેલું ત્યારે તે દરવાજા તરફ બાબીઓનાં મકાનો હતાં તેથી બાબીપરૂં અને તે પરથી બીબીપરૂં નામ પડેલું છે, અને તે દરવાજો દક્ષિણે આવેલો છે અને (૬) સવાળા દરવાજો, ત્યાંથી સવાળે જવાય છે તે ઉપરથી તે નામ પડેલું છે અને તે ગામની દક્ષિણ દિશાએ આવેલો છે. આ શીવાય પટણી અને વડનગરી દરવાજા વચ્ચે લાલ દરવાજો અને ઝાંપલીપોળ છે. પ્રથમ આ પોળ મોટી પથરબંધી હતી પણ હાલ તેનું નામ નિશાન નથી. અને પહોળો રાજમાર્ગ બનેલો છે જેને ગુંદીખાડનો રસ્તો કહેવામાં આવે છે. લાલદરવાજાથી બઝારનો મુખ્ય રાજમાર્ગ શરૂ થાય છે.

આ બંને શહેરના અંદરના ભાગમાં છે એમ ઉપરથી સાધારણ દૃષ્ટિથી જોતાં જણાય છે પરંતુ વાસ્તવિક રીતે લાલ દરવાજો અને ઝાંપલીપોળ મૂળ અસલના કોટમાંજ આવેલાં છે અને ગામમાં પ્રવેશ કરવાના તેજ મૂળ માર્ગો છે. હજુ લાલદરવાજાની પૂર્વે સીધી લીટીમાં વડનગરી દરવાજાના ખુણા સુધી તથા પશ્ચિમે ઝાંપલીપોળની સીધી લીટીએ કોટ સુધી કોટના પડી ગયેલા ભાગનાં સ્પષ્ટ નિશાનો છે જેને હાલ લોકો કોટની રાંગ કહે છે. તે નિશાનો ઉપરથી જણાઇ આવે છે કે પટણી દરવાજો અને વડનગરી દરવાજો તળાવ બંધાયા પછી બનાવેલા હોવા જોઇએ, કારણ કે તે બે દરવાજા જો કે કોટ સાથે જોડાયેલા છે પણ મુળ ગામ સાથે સંબંધ ધરાવતા નથી, અને એક તરફથી છુટા છે. જ્યારે ગામની જોડે ઉત્તર દિશાએ દેળીઉં તળાવ થયેલું ત્યારે લાલદરવાજા અને ઝાંપલીપોળના બહારનો ભાગ પરા જેવો બની રહેલો અને તે આ પ્રમાણે ગામનો ભાગ બનવાથી અને તેના ઉપર તળાવના લીધે વસ્તી વસવાથી પૂર્વ તરફના બંદોબસ્ત માટે વડનગરી દરવાજો અને પશ્ચિમ તરફના બંદોબસ્ત માટે પટણી દરવાજો બનાવી કોટના ખુણા સાથે અને તળાવના આરા સાથે જોડી દેવામાં આવ્યા છે. ઉત્તરે તળાવ તે કોટની ગરજ સારે છે. આમ થવાથી

લાલ દરવાજો અને ઝાંપલીપોળ ગામના ભાગમાં કુદરતી રીતે આવી ગયાં. આની પુષ્ટિમાં જુના દસ્તાવેજો ઉપરથી સાબીત થાય છે કે લાલદરવાજાની બહાર પટણી દરવાજાથી તે વડનગરી દરવાજા સુધીના ભાગને **ભંડારીપરૂં** કહેવામાં આવતું. તે સ્થળે રાધનપુરથી બાબીઓના વખતમાં આવેલો કોઈ **ભંડારી** નામે શ્રાવક રહેતો હતો, ત્યાં તેનાં ઘણાં ઘરો હતાં. હાલ જ્યાં જૈનોનું શાંતિનાથનું દેરૂં છે ત્યાં તેનું જુનું દેરૂં હતું, તેને **ભંડારીનું દેરૂં** કહેવામાં આવતું હતું. હાલ જ્યાં લાયબ્રેરી છે, ત્યાં **પ્રથમ** ભંડારીનો ચબુતરો હતો. ત્યાંથી તે ભંડારી ગયો ત્યારે ઘરો લોકોને ગીરો હકથી આપતો ગયો. પાછળથી તેના વારસ પૈકી હજારીમલ ભંડારી થોડાક પૈસા લઈ ઘરો વેચાણ કરી આપતો હતો. આ હકીકત કેટલાક વયોવૃદ્ધ અનુભવીઓ જણાવે છે અને તે ઉપરની વાતને સંપૂર્ણ ટેકો મળે છે. હાલમાં આ ભાગનું કાંઇ નામ પડેલું નથી પરંતુ લોકો તેને લાલદરવાજા બહારનો ભાગ કહે છે; આ લત્તામાં લાયબ્રેરી, જૈનદેવાલય, દસ બાર ધર્મશાળાઓ, સ્ટેશને જવાનો રાજમાર્ગ, કુવાઓ, નળની ટાંકી તથા એન્જીન શેડ, તળાવના ઓવારા, વીગેરે આવેલાં હોવાથી વસ્તીના મોટા ભાગની આવજા વધારે થાય છે.

આ શીવાય બીજા દરવાજા બહાર કોટને અડીને કણબી લોકોનાં પરાં વસેલાં છે. કડાદરવાજા તથા દીપરાના દરવાજા બહાર બાબીઓના વખતનાં મકાનોનાં ઘણાં ખંડેરો નજરે પડે છે. બાબીઓના દરબારી મકાનો શિવાય બીજા લોકોનાં પણ મકાનો હોવાં જોઇએ. હાલમાં આ દરવાજા બહાર હીરાવાવ પાસે ગટરનો મોટો કુવો તથા તે અંગનાં મકાનો બાંધેલાં છે તથા વૈષ્ણવોનાં મંદિર આવેલાં છે.

આ ઉપરથી સાધારણ રીતે ખ્યાલ આવશે કે વિશળદેવે વિસનગર વસાવ્યું, તે પછી તેનો વિસ્તાર પાછળથી જેવો વધેલો છે તેવોજ પાછો કાળક્રમે ઘટેલો છે. કોઈ રાજા વિસનગરમાં કાયમનો

લાંબો વખત નહીં રહેલો હોવાથી વિસનગરનો રાજવૈભવ અને વિસ્તાર સારો વધી શકયો નથી.

જ્યારે પ્રાચીનકાળમાં રાજાઓ પ્રજાના રક્ષણાર્થે લાખ્ખો રૂપીઆ ખરચી કોટ અને દરવાજા બંધાવતા હતા ત્યારે હાલમાં તે કોટને દુરસ્ત નહીં કરતાં તોડી નાખવામાં આવે છે. જ્યારે શહેરમાં રાજાની પધરામણી થાય છે ત્યારે પૈસા ખરચી કામ ચલાઉ દરવાજા ઉભા કરી માન આપવામાં આવે છે તો પછી આવા પત્થરના જુના સુશોભિત દરવાજાઓને સુધારી શહેરની શોભા તરીકે અને રક્ષણ અર્થે શા માટે કાયમ રાખવામાં ન આવે? દીપરાનો દરવાજો સંવત ૧૯૬૭ ના અરસામાં પાડી જમીનદોસ્ત કરવામાં આવ્યો છે. બીજા દરવાજાઓની પણ તેવીજ દશા વહેલી મોડી થવાની. સરકારે આ રાજનીતિ બદલી શહેરના ભૂષણ રૂપ દરવાજાઓ પોતેજ સુધારી તેના ઉપર રાજ્યધ્વજ કાયમનો ફરકાવી રાખવો જોઈએ. હાલમાં સ્ટેશનની સડકથી કુંવારા આગળ થઈ શહેરમાં પ્રવેશ કરવાના ગોવીદ ચકલાવાળા રસ્તા ઉપર તીજોરીવાળા પંચાલ **હરિચંદ મંચ્છારામનાં** વિધવા ધર્મપત્ની દાતાર **મોતીબાઈ** તરફથી સુધરાઇની દેખરેખ નીચે ત્રણ કમાનવાળો સુશોભિત દરવાજો બાંધી તેના ઉપર ટાવર મુકવાની યોજના થયેલી છે. તે પ્રમાણે બાંધકામ પણ ચાલે છે. સાત આઠ માસમાં કામ પૂરૂં થઇ જશે દરવાજાને **હરિચંદ ગેટ** અને ટાવરને **મોતીબાઇ ટાવર** એ નામ આપવા વિચાર સંભળાય છે. કામ પુરૂં થયે શહેરમાં પ્રવેશ કરતાં સુંદર દશ્ય દષ્ટિગોચર થશે.

રાજગાદીનો ધર્મ શિવમાર્ગી છે, **ભગવો ઝંડો** એ રાજ્યચિન્હ છે. વિસનગરમાં પ્રથમ ભગવો ઝંડો મંડીના (હાલ તો તે સ્થળે સુધરાઇની ઓફીસ આવેલી છે. સંવત ૧૯૫૦ સુધી ત્યાં નાનું સરકારી મકાન હતું જ્યાં જકાત લેવાતી હતી તેથી મંડીના નામે તે સ્થળ ઓળખાય છે) પાસે ઉભો કરેલો હતો. થોડાક વર્ષોથી

ત્યાંથી બદલી દરબારના કંપાઉન્ડમાં ઉભો કરવામાં આવ્યો છે. દરસાલ દસરાના દિવસે રંગીને ચડાવવામાં આવે છે.

વિસનગર શહેરનું બંધારણ કેટલાક રસ્તાઓથી અને તેની બાજુમાં મહોલ્લાઓથી ખાસ કરી બંધાયેલું છે. જુના વખતમાં પાટણ અને અમદાવાદની માફક વિસનગરમાં સંપૂર્ણ રીતે પોળોનું બંધારણ હોવું જોઇએ એમ ઘણા વખતથી શિથિલ થતા પોળના બંધારણ ઉપરથી અને જીર્ણ થતી પોળોની બાંધણી અને સ્થિતિ ઉપરથી સ્પષ્ટ સમજાય છે. પ્રથમના વખતમાં ખુણામાં નાની ગલીમાં આવેલું ઘર વધારે કીમતી ગણાતું હતું અને રસ્તા ઉપરનાં મકાનો ઓછી કીમતનાં અંકાતાં હતાં; તેનું કારણ એ હતું કે પ્રથમ ખોસા (ખોહા-પેટમાં છરો ખોસનારા) લુટારા અને ચોરો ધોળે દિવસે ધાડ પાડી લુટી લેતા હતા, અને પેટમાં છરા ભોકી મારી નાખતા. વિસનગરમાં તેવા દાખલા બનેલા છે તેથી લોકો ડરના લીધે ગલીઓમાં છુપી રીતે રહેવું અને પોળોના બંધારણથી રહેવું વધારે પસંદ કરતા. પરંતુ રાજ્યમાંથી તેવા ધાડપાડુઓનો નાશ થવાથી જમાનો પલટાઈ ગયો અને ખુણાના મકાનો નજીવી કીમતનાં અને રસ્તા ઉપરનાં મકાનો મોટી કીંમતનાં ગણાવા લાગ્યાં. સંવત ૧૯૭૭-૭૮ ની સાલમાં પાછા તેવા બનાવોએ દેખાવ દીધો હતો અને બારવટીઆ મીરખાંનો ત્રાસ અને ભય મેસાણા પ્રાંતમાં ગામે ગામ વર્તાઈ રહ્યો હતો, તેથી વિસનગરમાં કેટલીક જીર્ણ થયેલી પોળોના જીર્ણોદ્ધાર થવા માંડયા હતા, ઉધેઈથી ખવાઈ ગયેલાં પોળોનાં કમાડ પણ દુરસ્ત થવા લાગ્યાં હતાં અને લોકો સાંજ પડે પોળો બંધ કરી ઘરમાં પેશી જતાં હતાં; આવી રીતે પ્રજાએ બે વર્ષ પસાર કર્યાં હતાં. સંવત ૧૯૮૦ માં જોધપુર રાજ્યના, અંગ્રેજ સરકારના અને વડોદરા રાજ્યના સંયુક્ત બળથી મીરખાં અને તેની ટોળીનો નાશ થવાથી પાછી લોકોની મનોવૃત્તિ મૂળ સ્થિતિ ઉપર આવી ગઇ છે, તો પણ પોળોમાં જે સુધારો થયો તે તો કાયમનો રહેલો જણાય છે. સંવત ૧૯૯૭ માં અમદાવાદમાં

હુલ્લડ થઇ મકાનો બાળવામાં આવ્યાં ત્યારે પણ પોળોનાં જુનાં કમાડ સુધરાઇની પરવાનગીની દરકાર નહીં કરતાં મજબુત લોખંડનાં બની ગયાં છે. કઇ વસ્તુ ક્યારે સારી અને ક્યારે ખોટી તે જમાનો શીખવે છે અને આવા પ્રસંગો ઉદ્ભવવાથી માણસને તેનો ખરેખરો અનુભવ થાય છે.

વિસનગરના લત્તાઓ, શેરીઓ, પોળ, માઢ, વાડા વગેરે એવાં નામોથી ઓળખાય છે, તેનાં નામો ઠેકાણા સાથે નીચે પ્રમાણે છે–

## શેરીઓ ૫ છે તેની હકીકત.

દેરાશેરી—કડા દરવાજે જતાં જમણા હાથે છે. તેમાં જૈનોનું શ્રીકલ્યાણ પાર્શ્વનાથનું મોટું દેરૂં આવેલું હોવાથી તે નામ પડેલું છે. હાલ તેમાં જૈન ભોજનશાળા તથા બે જૈન ધર્મશાળાઓ આવેલી છે. પ્રથમ આ શેરીમાં ૫૦–૬૦ શ્રાવકો રહેતા હતા, કાળક્રમે પડતી આવવાથી હાલ માત્ર ૧૦–૧૫ શ્રાવકો રહે છે.

ગાંયજાશેરી—કડા દરવાજે જતાં ડાબા હાથે છે, ગાંયજા રહેતા હોવાથી તે નામ પડેલું છે. હાલ ગાંયજા તથા કોઇ કોઇ શ્રાવકો રહે છે. ઘણો ભાગ ખંડેર થયેલો છે.

શ્રાવણશેરી—દરબારની પાસે જાનીવાડાની સામે છે, બ્રાહ્મણો તથા વાણીઆ રહે છે. શ્રમણ (બ્રાહ્મણ) પરથી નામ પડેલું જણાય છે.

સાંકડીશેરી–બઝારના નાકાની પાસે છે. તેમાં અંબાજી માતાનું દેવાલય આવેલું છે. પાછલા ભાગમાં સાંકડી હોવાથી તે નામ પડેલું છે.

તંબોળીશેરી—મંડીના ખાંચામાં છે, ત્યાંથી ગુંદીખાડે જવાય છે. પ્રથમ તંબોળી લોકો રહેતા હતા. હાલ તેમની વસ્તી નથી. શ્રાવક, નાગરવાણીઆ અને સોની વીગેરે રહે છે.

## વાડા ૧૬ છે તેની હકીકત.

કાજીવાડો—બઝારમાં મંડીની સામે ઘાંચીવાડે જતાં ડાબા હાથે આવે છે, તેમાં કાજી અનવર મીયાં તથા તેમના વડીલો રહેતા હોવાથી તે નામ પડેલું છે. હાલ તેમાં કાજીના વારસો તથા ઘાંચીનાં ઘરો છે.

ઘાંચીવાડો—કાજીવાડાથી આગળ ફત્તેહ દરવાજે જતાં આવે છે, ઘાંચી લોકો ત્યાં રહેતા હોવાથી તે નામ પડેલું છે.

મણીઆરવાડો—બઝારના નાકે ટાવરની પૂર્વ દિશાએ છે, મણીઆર અટકવાળા વાણીઆ રહે છે.

જાનીવાડો—દરબારની પાસે છે. પ્રથમ જાની અટકવાળા બ્રાહ્મણો રહેવાથી નામ પડેલું છે. ઘણા ભાગે બ્રાહ્મણો તથા વાણીઆ રહે છે, બીજી કોમની પણ વસ્તી છે.

મહાઇવાડો—બઝારના નાકે ટાવરની પશ્ચિમે છે. પ્રથમ મહીવાળ આંજણા રહેતા હતા તે ઉપરથી મહાઇવાડો નામ પડેલુ છે હાલમાં તેમાં વિસનગરા નાગર, કંસારા અને બીજી કોમ રહે છે.

ભૂતવાડો—લાલદરવાજા પાસે છે. ત્યાં પ્રથમ ભૂત અટકવાળો ભાવશાર રહેતો હતો તે ઉપરથી તે નામ પડેલું છે. તેના વારસો પણ ત્યાં રહે છે.

ઓડવાડો—વડનગરી દરવાજે જતાં ડાબા હાથે આવે છે. તેમાં ઓડ લોકો રહે છે.

ભોઇવાડો—બઝારમાંથી નવા વાસમાં જતાં જમણા હાથે આવે છે, તેમાં ભોઈ લોકો રહે છે, તે સાથે ઘાંચી વીગેરે પણ રહે છે.

સલાટવાડો—ગુંદીખાડની પશ્ચિમે છે. સલાટ લોકો રહે છે, તે સાથે શ્રાવક, કણબી, ભાટ, તપોધન વીગેરે પણ રહે છે.

ભાટવાડો—ભાટવાડા બે છે. એક ઉગમણો અને બીજો આથમણો. ઉગમણો ભાટવાડો ફત્તેહ દરવાજાથી સાંકડીશેરી જતાં નાકે પૂર્વ ભાગમાં અને આથમણો ભાટવાડો ગુંદીખાડેથી સલાટવાડે જતાં વેરાઇ માતાની પાછળ આવેલો છે. બંનેમાં ઘણા ભાગે ભાટ રહે છે.

નગારી ભાટવાડો—સલાટવાડેથી ગોવિન્દચકલે જતાં આવે છે. તેમાં નગારી ભાટ તથા સલાટ તરગાળા વીગેરે રહે છે.

કંદોઇવાડો—કડા દરવાજે જતાં ખજુરી મહોલ્લામાં છે તેમાં પ્રથમ કંદોઈ રહેતા હતા. હાલ ત્યાં વાણીઆ, કણબી, ગાંયજા રહે છે.

ડભગરવાડો—નવાવાસમાં આવેલો છે, તેમાં ડભગર લોકો રહે છે.

રબારીવાડો—રબારીવાડા ત્રણ છે. એક પટણી દરવાજે, બીજો દીપરાના દરવાજે અને ત્રીજો ફત્તેહ દરવાજે છે, તેમાં રબારી રહે છે.

કુંભારવાડો—કુંભારવાડા ચાર છે, એક કાજીવાડે, બીજો પટણી દરવાજે, ત્રીજો સલાટવાડે વેરાઇ માતાની પાસે અને ચોથો સવાળા દરવાજે છે તેમાં કુંભાર રહે છે.

ઢેડવાડો—ઢેડવાડા બે છે. એક ફત્તેહ દરવાજે અને બીજો દીપરાના દરવાજે છે. આ ઢેડવાડો હાલમાં હરિજન વાસ તરીકે ઓળખાય છે. તેમાં તેમની લાયબ્રેરી વીગેરે સંસ્થાઓ રાખેલી છે. યુવકો હરિજન સેવાસમાજ ઉઘાડી આગળ પડતો ભાગ લે છે.

## પોળ ૧૮ છે તેની હકીકત.

ઝાંપલીપોળ—પટણી દરવાજાથી આવતાં જમણા હાથે છે. ત્યાંથી ગુંદીખાડનો રસ્તો શરૂ થાય છે, પ્રથમ ત્યાં મોટી પોળ બાંધેલી હતી અને તેને મોટો ઝાંપો હતો તેથી ઝાંપલી પોળ નામ પડેલું છે. હાલ પોળનું નામ નિશાન નથી.

ધંતુરીઆપોળ—ગુંદીખાડે છે. ધંતુરીઆ નામની અટકવાળા લોકો પ્રથમ રહેતા હતા. હાલ તેમાં ઘણા ભાગે બ્રાહ્મણો રહે છે.

રતનપોળ—ગુંદીખાડે છે. ત્યાં પ્રથમ રતન નામની બ્રાહ્મણી રહેતી હતી. તેના ધણીનું નામ પાંચીઓ હતું, હાલ તેમાં ભાટીઆ તથા સુથાર રહે છે.

પીપળાવાળીપોળ—ગુંદીખાડે છે. પોળમાં મોટો પીંપળો હોવાથી તે નામ પડેલું છે. સુથાર, પટલીઆ તથા વાણીઆ વીગેરે રહે છે.

બાવાવાળીપોળ—ગુંદીખાડે છે. પ્રથમ અંદર એક બાવો રહેતો હતો; હાલ તેમાં પટલીઆ, વાણીઆ, સુથાર, તરગાળા વીગેરે રહે છે.

નારાયણ પટેલનીપોળ—ગુંદીખાડે છે, તે નામનો પટેલ રહેતો હોવાથી નામ પડેલું છે. તેમાં પટલીઆ, સુથાર, વીગેરે રહે છે.

સિદ્ધનાથ મહાદેવનીપોળ—સવાળા દરવાજે જતાં ગોવિંદચકલા

આગળ છે. તેમાં સિદ્ધનાથ મહાદેવનું દેવાલય છે તે પરથી નામ પડેલું છે. બ્રાહ્મણો તથા કંસારા રહે છે.

રંગરેજનીપોળ—બઝારમાં શાક મારકેટની સામે છે. ત્યાં રંગરેજ લોકો રહે છે તેથી તે નામથી ઓળખાય છે. સાથે ઘાંચી મુસલમાન તથા પરચુરણ લોકો રહે છે.

કંસારાપોળ—બઝારમાં છે. ત્યાં કંસારા લોકો રહે છે. સાથે નાગરવાણીઆ, શ્રાવક તથા સોની વીગેરેની પણ વસ્તી છે.

પારેખપોળ—બઝારમાં છે. તેમાં નાગરવાણીઆ જે પારેખની અટકથી ઓળખાય છે તે ઘણા મોટા ભાગે રહે છે. કેટલાક શ્રાવક પણ રહે છે. પોળના મેડા ઉપર શુભદર્શકવાચક ગૃહ છે.

ચકલાપોળ—બઝારના નાકે ટાવરની પશ્ચિમે છે. ચકલા મહેતા એ પોળમાં પ્રથમ રહેતા હતા તે ઉપરથી તે નામ પડેલું છે. હાલ તેમાં બ્રાહ્મણ, વાણીઆ, શ્રાવક વીગેરે રહે છે.

ઉંદરડીપોળ—ચકલાપોળથી ભાંડીઆપોળે જતાં વચ્ચે જમણા હાથે આવે છે. તેમાં કંસારા લોકો રહે છે. નાની પોળ હોવાથી તેવું નામ પડેલું છે.

ભાંડીઆ પોળ–દાંડીઆ પોળ–હાડીઆ પોળ–ભેંશીઆ પોળ—એ ચાર પોળો. પૈકી પહેલી ત્રણ પોળો ચકલા પોળથી રામજીમંદિર જતાં વચ્ચે સામસામી આવેલી છે અને ચોથી રામજીમંદિર આગળ આવેલી છે. તેમાં તે નામના અગર અટકથી અગર ઉપનામથી ઓળખાતા બ્રાહ્મણો રહેવાથી નામો પડેલાં છે. તેમાં મોટા ભાગે વિસનગરા નાગરો રહે છે. સાથે કંસારા, શ્રાવક વીગેરે બીજી ન્યાતો પણ વસે છે.

લાલજી મહારાજની પોળ—માંડાશી ચોપટે છે, તેમાં પ્રથમ લાલજી મહારાજનું મંદિર હતું. હાલ તે ખંડેર છે, અને ઠાકોરજીને બીજે સ્થળે પધરાવેલા છે. તેમાં ઘણા ભાગે નાગરોની વસ્તી છે.

હરેશ્વર મહાદેવનીપોળ—માંડાશી ચોપટે છે. તેમાં હરેશ્વર મહાદેવનું દેવાલય છે તે પરથી તે નામ પડેલું છે. ત્યાં નાગરોની વસ્તી છે.

## વાડ ૬ છે તેની હકીકત.

છીંપાવાડ—મંડીના ખાંચામાં છે. તેમાં છીંપા લોકો રહે છે.

ગોલવાડ—મંડીના ખાંચામાં આગળ જતાં આવે છે. તેમાં થઈ ગુંદીખાડે ગોવિંદચકલે નીકળી સ્ટેશન ઉપર જવાય છે. પ્રથમ જુના વખતમાં ગોલા લોકો રહેતા હતા. હાલ ત્યાં તેમની વસ્તી નથી. ઘણાભાગે નાગરવાણીઆ, સોની શ્રાવક, બ્રાહ્મણ, અને બીજી કોમ રહે છે.

મોટી વોરવાડ—બઝારમાં છે. તેમાં વોરા રહે છે.

બાજીપટેલની વહોરવાડ—ઘાંચીવાડેથી વડનગરી દરવાજે જતાં વચ્ચે આવે છે, બાજી પુરશોતમ પટેલના નામ ઉપરથી તે નામ પડ્યું છે અને ત્યાં પરચુરણ ખરીદીવાળા વેપારીઓ રહેતા હોવાથી વહોરવાડ નામ પડેલું છે ( વહોરવું એટલે ખરીદ કરવું ) તેમાં પટેલ તથા ઘાંચી લોકોની વસ્તી છે.

ગોસાવાડ—લાલદરવાજાથી ગુંદીખાડે જતાં જમણા હાથે છે. ત્યાં ગોસા નામની અટકવાળો કણબી રહેતો હતો તે ઉપરથી નામ પડેલું છે. તેમાં મારૂકંસારા, લુહાર, શ્રાવકો તથા કણબી રહે છે.

મેલાણીઆવાડ—માંડાશી ચોપટાથી દીપરાના દરવાજે આગળ જતાં વચ્ચે આવે છે. મેલાણીઆ અટકવાળો કણબી રહેતો હતો તેથી તે નામ પડેલું છે. હાલ પણ કણબી લોકો રહે છે.

## ખાંચા ૫ છે તેની હકીકત.

મંડીનો ખાંચો—બઝારમાં મંડી-સુધરાઇ કચેરીની પાસે જે દરવાજાવાળો રસ્તો છે તે. ત્યાંથી ગોલવાડમાં થઈ સ્ટેશન ઉપર જવાનો ટુંકો રસ્તો છે. મંડીની પાસે હોવાથી તે નામ પડેલું છે. પ્રથમ મંડીવાળા મકાનની જગોએ સરકારની મંડી હતી તેથી તે નામ કાયમ રહેલું છે. તેમાં શ્રાવક, વાણીઆ, કંસારા, છીપા, સોની વીગેરે રહે છે.

મીરાંનો ખાંચો—દરબારની પાસે છે. તેને પ્રથમ વહોરવાડ કહેતા હતા. ત્યાં વખતના કમ્મચંદ વહોરા રહેતા હતા. હાલ તેમના વારસો રહે છે. પરંતુ ત્યાં મીરાંનું સ્થાનક હોવાથી પાછળથી મીરાંનો ખાંચો

એ નામથી ઓળખાય છે. રાધનપુરના બાબીઓના વખતમાં ત્યાં હાથીખાનું અને કોઠાર હતા.

લાલનો ખાંચો—રામજીમંદિરથી સવાળા દરવાજે જતાં ડાબા હાથે છે. ત્યાં તે નામનો બ્રાહ્મણ રહેતો હોવાથી તે નામ પડેલું છે. તેમાં વિસનગરા નાગર રહે છે.

જેઠાપારેખનો ખાંચો—મંડીના ખાંચામાં તે ખાંચો આવેલો છે. નામાંકિત પારેખ જેઠાભાઈ લખમીચંદ રહેતા હતા તે પરથી તે નામ પડેલું છે. તેમના વારસો હાલ ત્યાં રહે છે, તેમાં શ્રાવકોની વસ્તી છે.

નીલકંઠ મહાદેવનો ખાંચો—માંડાશી ચોપટે છે. નીલકંઠ મહાદેવ ઉપરથી નામ પડેલું છે. કંસારા તથા કણબી વીગેરે રહે છે.

## વાસ ૭ છે તેની હકીકત.

નવો વાસ—બઝારમાંથી વડનગરી દરવાજા સુધીનો રસ્તો. તેમાં મુસલમાન લોકોની વસ્તી છે, સાથે ધાંચી, મોઇ એવી બીજી કોમો પણ રહે છે.

મેમણવાસ—નવાવાસમાં છે. તેમાં મેમણ લોકો રહે છે.

ગટીઆવાસ—દેળીઆ તલાવ ઉપર પખાલીઆ આરા ઉપર આ વાસ આવેલો છે. "ગટીઓ" એ ઉપનામથી ઓળખાતા મુસલમાન ઉપરથી નામ પડેલું છે. ત્યાં મુસલમાન રહે છે.

રાવળીઆવાસ—સવાળા દરવાજે છે. રાવળીઆ લોકો રહે છે. આ લોકો પૈકી કેટલાક ચોઘડીઆં અને વાજીંત્ર વગાડવામાં સારા વખણાય છે. કેટલાક ગધેડાં રાખી માલ લઇ જવા લાવવાનો ધંધો કરે છે.

મીણાવાસ—તળાવના આરે શંકરઘાટ પાસે આવેલો છે.

ઠાકરડાવાસ—પટણી દરવાજે આથમણો વાસ, ફત્તેહ દરવાજે ભક્તોનો વાસ અને કડાદરવાજા બહાર ઉગમણો વાસ તરીકે કાનકુવાનો વાસ, વચલો વાસ તથા ટીબાનો વાસ એ રીતે ઠાકરડા લોકોના વાસ આવેલા છે.

ભંગીઆવાસ—ફત્તેહદરવાજે કોટની રાંગે છે. ભંગીલોકો રહે છે.

## માઢ ૧૨ છે તેની હકીકત.

દેસાવાળનો માઢ—બઝારમાં મારકીટ સામે છે. તેમાં દેસાવાળ વાણીઆ રહે છે. સાથે બીજા લોકો પણ વસે છે.

સુથારનો માઢ—ગુંદી ખાડે છે. તેમાં મોટા ભાગે સુથાર રહે છે. બીજી શ્રાવકની વસ્તી પણ છે.

કારૂપરાનો માઢ—કડા દરવાજે કસ્બામાં છે. કારૂ અટકવાળા પટેલો રહે છે તે પરથી નામ પડેલું છે. પટેલ તથા શ્રાવક રહે છે.

જોઇતા ગલાલનો માઢ—સલાટવાડે છે, તે નામનો શ્રાવક રહેતો હોવાથી નામ પડેલું છે. હાલ તેમાં શ્રાવક, પટેલ, સલાટ વીગેરે રહે છે.

શંકર સોઢાનો માઢ—સલાટ વાડે છે. તે નામનો પટેલ રહેતો હોવાથી નામ પડેલું છે. તેમાં સલાટ તથા પટલીઆ તથા શ્રાવક રહે છે.

દદુનો માઢ—ગુંદી ખાડે છે. તેમાં દદુ સુથાર રહેતો હતો તે ઉપરથી નામ પડેલું છે. હાલ તેમાં શ્રાવક, સુથાર લુહાર વીગેરે રહે છે.

રામચંદ પટેલનો માઢ—સલાટ વાડે છે. તે નામનો પટેલ રહેતો હોવાથી તે નામ પડેલું છે. તેમાં શ્રાવક, પટેલ, સલાટ વીગેરે રહે છે.

ભુદરજીનો માઢ—બઝારના નાકે ટાવરની પશ્ચિમ દિશાએ છે. ત્યાં રહેતા ભુદરજી વાણીઆના નામ ઉપરથી નામ પડેલું છે. તેમાં શ્રાવક કંસારા વીગેરે રહે છે.

ઉંચી ફળીનો માઢ—સવાળા દરવાજે ગંજીમાં છે. પ્રથમ ઉંચી હોવાથી નામ પડેલું છે. તેમાં સથવારા, પટલીઆ, વીગેરેની વસ્તી છે.

રાંદલ માતાનો માઢ—દીપરાના દરવાજે છે. તેમાં રાંદલ માતાનું મંદિર છે તે પરથી નામ પડેલું છે. પટેલ વીગેરે રહે છે.

દેસાઇનો માઢ—મહાઇવાડમાં છે. તેમાં દેસાઇઓ રહે છે. સાથે શ્રાવક તથા બીજી ન્યાતના લોકો પણ વસે છે.

માણેકચંદ ખુશાલનો માઢ—દીપરાના દરવાજે છે. શેઠ માણેકચંદ ખુશાલચંદ ત્યાં રહેતા હતા તે ઉપરથી નામ પડેલું છે. તેની સામે તેમનું બંધાવેલું જૈન દેરૂં તથા ધર્મશાળા છે. માઢ પડીને ખંડેર થયેલું છે.

## ખડકીઓ ૧૭ છે તેની હકીકત.

શલુ પારેખની ખડકી—કડા દરવાજે જતાં ડાબા હાથે આવે છે. તેમાં શલુ દેવચંદ નામના નામાંકિત શ્રાવક રહેતા હતા. હાલ તે ખડકીનો ભાગ ખંડેર જેવો છે. થોડી પરચુરણ વસ્તી છે.

ઘેલા બકરીની ખડકી—દરબારના રસ્તા ઉપર છે, તે નામના વિસનગરા નાગર ત્યાં રહેતા હતા. બકરી તેમની અટક હતી. હાલમાં ત્યાં કંસારા શ્રાવક વીગેરે રહે છે.

ઘાંચીવાડની ખડકી—ઘાંચીવાડે છે તેમાં ઘાંચી લોકો રહે છે.

ઢાલગરાની ખડકી—બઝારમાં મોટી મસ્જીદ સામે છે. ત્યાં પ્રથમ સારા ચિત્રકાર વીરચંદ ઢાલગરા વીગેરે રહેતા હતા. હાલ તેમના વારસોમાં કોઇ નથી. તેમાં વેપારી લોકોએ વખારો કરેલી છે. હાલ ત્યાં કંદોઇનાં ઘર પણ છે.

રવિકરણ કોડાળની ખડકી—ગુંદી ખાડે છે. તે પ્રથમ જાનીઓની ખડકી કહેવાતી હતી. પછી રવિકરણ (તેમના શરીરે કોડ હતા) ત્યાં રહેતા હોવાથી હાલ તે નામથી ઓળખાય છે.

મંડાળીઆની ખડકી—ગોવીદ ચકલે છે. મંડાળી ગામના બ્રાહ્મણો ત્યાં પ્રથમ રહેતા હતા હાલમાં પરચુરણ વસ્તી છે.

ગાંધીની ખડકી—બઝારમાં પારેખ પોળની પાસે છે, તેમાં ગાંધીનો ધંધો કરનાર શ્રાવકો રહે છે તેથી તે નામથી ઓળખાય છે.

પુરાણીની ખડકી—ભાંડીઆ પોળની પાસે છે તેમાં પુરાણી બ્રાહ્મણો રહેતા હોવાથી નામ પડેલું છે.

રઘુનાથ મીસ્ત્રીની ખડકી—ગુંદી ખાડે છે. તે નામના સુથાર મીસ્ત્રી ત્યાં રહેતા હતા. હાલ તેમના વારસો ત્યાં રહે છે.

શીતળા માતાની ખડકી—સલાટવાડે છે. ત્યાં શીતળા માતાનું નાનું મંદિર છે તેથી તે નામથી ઓળખાય છે. બાળકોને બળીઆ નીકળે છે ત્યારે તેમનાં માબાપ છોકરાંને ત્યાં દર્શન કરાવવા લઇ જાય છે અને માનતા ચડાવે છે.

ઢુંડાવાની ખડકી ઉર્ફે સ્વામીની ખડકી—શુંદી ખાડે ચોરા પાસે છે. ત્યાં ઢુંડાવા અટકવાળો કણબી રહેતો હતો. હાલ તેમાં સ્વામી શિવાનંદ તથા સ્વામી પરમાનંદનું અમૃતાલય નામનું દવાખાનું હોવાથી સ્વામીની ખડકી એ નામથી ઓળખાય છે. તેમાં કણબી તથા બ્રાહ્મણો રહે છે.

વાંસડાવાળી ખડકી—દીપરાના દરવાજે જતાં ડાબા હાથે છે. પ્રથમ તે ખડકીને વાંસડાનો ઝાંપો હતો તે ઉપરથી તે નામ પડેલું છે. તેમાં શ્રાવકો વીગેરેની વસ્તી છે.

હરીચંદની ખડકી—શુંદી ખાડે છે. ત્યાં રહેતા હરીચંદ ગાંધી નામના શ્રાવકના નામ ઉપરથી નામ પડયું છે. હાલ તેમાં તેમના વારસો તથા કંદોઇ રહે છે. પ્રથમ તેને કંદોઇની ખડકી કહેતા હતા.

બહુચરાજી માતાની ખડકી—ભાંડીઆ પોળની પાસે છે તેમાં બહુચરાજી માતાનું મંદિર છે. તેમાં બ્રાહ્મણો વીગેરે રહે છે.

શુકલની ખડકી—ભાંડીઆ પોળથી રામજી મંદિર તરફ જતાં ડાબા હાથે છે. શુકલ અટકના બ્રાહ્મણો રહેતા હોવાથી નામ પડેલું છે. આ બ્રાહ્મણોને ઉત્તરમાંથી અત્રે બોલાવી તેમને તે જગો રહેવા માટે આપેલી છે એમ કહેવાય છે.

કોઠારીની ખડકી—ગંજીમાં છે. માધવ કોઠારી નામનો બ્રાહ્મણ રહેતો હતો, હાલ તેના વારસો રહે છે.

સવાળીઆની ખડકી—દીપરામાં છે. સવાળીઆ અટકવાળા શ્રાવકો રહેતા હોવાથી નામ પડેલું છે. હાલ તેમાં શ્રાવકો રહે છે.

## પરચુરણ લતા છે તેની હકીકત.

ઘી કાંટો—ઝાંપલી પોળ આગળ છે. પ્રથમ ત્યાં ઘી તોળાતું હતું. હાલ તેમાંનું કાંઈ નથી, તે જમીન સરકારના તાબે છે. ઓરડીઓ બંધાયેલી છે તેમાં લોકો ભાડે રહે છે.

મોઢાશી ચોપટું—નીલકંઠ મહાદેવ પાસેના ભાગને મોઢાશી ચોપટું કહેવામાં આવે છે. ત્યાં ચાર રસ્તા ભેગા થાય છે તે ઉપરથી ચોપટું અને મોઢાશીઆ બ્રાહ્મણો પ્રથમ રહેતા હતા તે ઉપરથી

મોડાશી ચોપડું કહેવાય છે. હાલ ઘણા ભાગે નાગરો રહે છે. સાથે બીજી કોમ પણ વસે છે.

દીપડું—"મૂળ શબ્દ" "બાબીપડું" તે ઉપરથી "બીબીપડું" અને તે ઉપરથી અપભ્રંશ શબ્દ 'દીપડું' થયેલો છે. લોકો દીપડું અથવા બીબીપડું કહે છે. અથવા તો રાધનપુરવાળા બાબીઓના વખતમાં તે તરફ બીબીઓનાં મકાન હોવાથી બીબીપડું નામ કદાચ પડેલું હોય.

છાબલીઉં—દરબાર પાસે છે. 'છાબલીઆ' ઉપનામથી ઓળખાતા માણસો રહેતા હશે હાલ તેમાં મોટા ભાગે શ્રાવકો રહે છે.

ગંજી—સવાળા દરવાજે છે. પ્રથમ ત્યાં સરકારી ઘાસની ગંજીઓ ખડકાતી હતી. તેમાં સથવારા પટલીઆ વીગેરે રહે છે.

ગોવિંદ ચકલું—સ્ટેશનથી નવી સડકે ગામમાં પ્રવેશ કરતાં જે ભાગ આવે છે તે. પ્રથમ ત્યાં ગોવિંદજી પટેલ રહેતા હતા તેથી નામ પડયું છે. તેમાં પટલીઆ, તરગાળા, ઘાંચી વીગેરે રહે છે.

ગુંદીખાડ—ઝાંપલી પોળથી સવાળા દરવાજે જતાં ગોવિંદ ચકલા સુધીના વચલા રસ્તાને ગુંદીખાડ કહેવાય છે. પ્રથમ એક મોટો ખાડો ધંતુરીઆ પોળની સામે હતો, તેમાં ગુંદીનું ઝાડ હતું. તે ઉપરથી ગુંદીખાડ નામ પડેલું છે. હાલ તેમાંનું કશું નિશાન નથી. રસ્તા ઉપર શ્રાવકો, સુથાર, લવાર વીગેરે રહે છે. મોટો સરીઆમ રસ્તો છે. ગામના અરધા ભાગનું પાણી તે રસ્તે વહેતું હોવાથી સડક બની શકતી નથી. ચોમાસામાં ભારે વરસાદમાં તે રસ્તે જવું મુસ્કેલ પડે છે.

બાહ્યું ચૌટું—"બહારનું ચૌટું" એ નામનો અપભ્રંશ છે. લાલ દરવાજાના અંદરના બઝારના થોડાક ભાગને તે નામથી ઓળખાવાય છે. તે ભાગ પહોળો છે અને ત્યાં કાપડીઆઓની અને બીજા વેપારીઓની દુકાનો છે, કેટલાક લોકો લાલદરવાજા બહારના ભાગને પણ તે નામથી ઓળખાવે છે.

બઝારનું નાકું અગર **ટાવર આગળ**—બઝારના દક્ષિણ છેડાના ભાગને બઝારનું નાકું અને હાલમાં ત્યાં ટાવર થવાથી તે ભાગને

"ટાવર આગળ" એ નામ કહેવામાં આવે છે, ત્યાંથી બે રસ્તા શરૂ થાય છે, ડાબા હાથે દરબાર તરફ જવાનો અને જમણા હાથે મહાઇ-વાડા તરફ જવાનો રસ્તો છે. તે ભાગના બજારની બંને બાજુએ ઘણા ભાગે કંસારા લોકોની દુકાનો છે. આ બે રસ્તાના જોડાણ આગળ સાંકડો રસ્તો હોવાથી સુધરાઇએ ખપ પુરતાં ૪-૫ મકાનો લીધાં છે અને તે સ્થળે પારીખ વલ્લભરામ હેમચંદની પેઢીવાળા પારીખ કેશવલાલ ચુનીલાલનાં ધર્મપત્ની ગં. સ્વ૦ મણીબાઇએ સંવત ૧૯૯૬ માં રૂ. ૭૫૦૦) ના ખરચે **પારીખ કેશવલાલ ચુનીલાલ ટાવર** એ નામ આપી ટાવર બંધાવી સુધરાઇને અર્પણ કર્યો છે.

દરબાર—બજારના નાકેથી કડા દરવાજા તરફ જતાં વચ્ચે સર-કારી કચેરીઓ આવે છે તે ભાગને દરબાર કહે છે. તેમાં વહીવટદાર, મહાલન્યાયાધીશ તથા પોલીસની કચેરીઓ તથા ગુજરાતી શાળા છે.

મીનારો—સલાટવાડાના બાજુના મોટા ચોકના ભાગને મીનારો કહેવામાં આવે છે. ત્યાં પ્રથમ મીનારા જેવો ભાગ આવેલો હતો તેથી તે નામથી ઓળખાય છે. ત્યાં ભાટ, કણબી, શ્રાવક, કુંભાર વીગેરે રહે છે.

શાક મારકેટ—બજારમાં મંડી અને મોટી મસ્જીદ વચ્ચે આવેલી છે. પ્રથમ ત્યાં જુની સાત દુકાનો હતી અને પાછલા ભાગમાં વહેર-વાડમાં એક ખંડેર હતું, તે તમામ નહાવે વેચાણ રાખી સુધરાઇએ તેમાં સંવત ૧૯૭૪ માં શાકમારકેટ બાંધેલી છે. જમીન ખરીદીના તથા બાંધકામના મળી આશરે ૭૫૦૦ રૂપીઆ ખરચ થયેલા છે. પ્રથમ રસ્તામાં શાક વેચવાવાળા બેસતા હોવાથી રસ્તામાં સંકોચ પડતો તેથી સુધરાઇ અને પોલીસખાતા તરફથી ઘણી વખત હરકતો ઉભી થતી હતી, તે ઉપરથી શાકમારકેટ બાંધવાનો સ્વાલ ઉપસ્થિત થયો હતો. મારકેટમાં ૧૧ દુકાનો-સ્ટૉલ્સ-છે અને છુટક વેચવા માટે લાંબો ઓટલો રાખેલો છે અને વચ્ચે છુટો મોટો ચોક છે. દરસાલ સુધરાઇને આ મારકેટના ભાડાનું ઉત્પન્ન આશરે ૪૦૦ રૂપીઆ આવે છે. આ મારકેટના આગલા ભાગ ઉપર પ્રથમ સુધરાઇની ઑફીસ

**સ્વ. રા. બા. વ્રજરાય પુરૂષોત્તમરાય.**

જન્મ · સંવત ૧૮૯૯ અવસાન - ૧૯૫૮



વાંચો પૃષ્ઠ ૨૫૯, ૩૧૪

**નગરશેઠ વ્રજલાલ મોતીલાલ.**

જન્મ સંવત ૧૯૨૧



(નગરશેઠ કલ્યાણદાસ જોઇતાદાસવાળા)

વાંચો પૃષ્ઠ ૪૪૮

પારેખ કેશવલાલ ચુનીલાલ ટાવર.



વાંચો પૃષ્ઠ ૧૭૭

સ્વ. પારેખ કેશવલાલ ચુનીલાલ.



જન્મ ૧૯૩૧ અવસાન ૧૯૮૩ વાંચો પૃષ્ઠ ૧૭૭, ૪૦૪

બાંધવાની હતી પણ પૈસાની તંગીના લીધે તે કામ થયું નહીં. સંવત **૧૯૯૪** (સન ૧૯૩૮) માં તેના ઉપર **"રાજરત્ન મહાસુખભાઇ ટાઉન હૉલ"** બાંધવામાં આવ્યો છે. (વાંચો ટાઉન હૉલની હકીકત.)

**કરમુક્ત ક્ષેત્ર**—સ્ટેશનથી વિસનગર સુધરાઇની હદમાં આવતા માલ ઉપર જકાત લેવાનું ધોરણ સુધરાઇએ રાખેલું હતું, જેથી શહેરના તથા ગામડાના વેપારીઓને ઘણી મુશ્કેલી ઉપસ્થિત થતી હોવાથી સરકારે સ્ટેશનના ગોડાઉનની પશ્ચિમે સામી બાજુએ (રેલ્વેને ઓળંગીને) બ્હારોબ્હાર માલ ઉતરી શકે તે માટે કેટલીક જમીન વેપારીઓની સગવડ માટે અમુક દરથી વેપારીઓને આપી છે. તે જમીનના પ્લૉટને **કરમુક્ત ક્ષેત્ર** કહેવામાં આવે છે. આ જમીનમાં ગઇ સાલથી ૫૦-૬૦ વેપારીઓએ મકાન બાંધી સુશોભિત ગામડાના વેપારનું મથક બનાવ્યું છે. વેપારીઓ માલ ત્યાં પરભારો રેલ્વેમાંથી ઉતારે છે. આથી ગામડામાં લઇ જવાને સારી સગવડ થયેલી છે. આ પ્રમાણે સુધરાઇની જકાત ત્યાં નહી લેવાતી હોવાથી તે ક્ષેત્રને **કરમુક્ત ક્ષેત્ર** એ શબ્દ સરકારે યોજેલો છે. જો કે તે જમીન સુધરાઇની હદમાંજ દાખલ કરી છે છતાં સુધરાઇએ તે જગોમાં જકાત નહી લેવી એવી ખાસ ગ્રાંટ સરકારે રાખેલી છે.

## ૨ વિસનગર કસ્બાની સીમની હકીકત.

વિસનગર કસ્બાની સીમની હદ ઉત્તરે આશરે બે માઇલ પાલડીની સીમને અડીને, વાયવ્ય ખુણે આશરે બે માઇલ થળોટાની સીમને અડીને, પશ્ચિમે આશરે એક માઇલ કાંસાની સીમને અડીને, દક્ષિણે આશરે દોઢ માઇલ સદુથળાની સીમને અડીને, અગ્નિ ખુણે આશરે બે માઇલ કડા અને કુવાસણાની સીમને અડીને, પૂર્વે આશરે એક માઇલ કુવાસણા અને સુંસીની સીમને અડીને અને ઇશાન ખુણે આશરે બે માઇલ ગુંજાની સીમને અડીને આવેલી છે. વિસનગરના ગામડાણનો ભાગ મધ્યમાં આવેલો છે તેથી ખેડૂતને વધુમાં વધુ બે માઇલ દૂર જવું પડતું નથી.

વિસનગર કસ્બાની સીમનો કુલ રકબો ૧૦૫૩૮ વીઘાનો છે, તેમાંથી ૧૪૯૪ વીઘા ખરાબો બાદ જતાં બાકી ખેડવા લાયક ૯૦૪૦ વીઘા જમીન છે, તેમાંથી ૧૦ વીઘા પડતરના જતાં બાકી ૯૦૩૪ વીઘા ખાતે દાખલ છે, તેનું કુલ જમીન મહેસુલનું ઉત્પન્ન રૂ. ૧૮૨૬૦ આવે છે તે હીસાબે દર વીઘે આશરે બે રૂપીઆ સરેરાશ આવે છે.

જાતે ખેડનાર ખેડુતની સંખ્યા ૮૫૧ છે અને તે ૮૬૮૦ વીઘા જમીન ખેડે છે, તેનો આકાર રૂ. ૧૬૧૮૯ છે. બીજા પાસે ખેડાવનારની સંખ્યા ૮૦ની છે અને તે ૩૫૪ વીઘા જમીન ખેડાવે છે. તેનો આકાર રૂ. ૬૦૧ છે.

કુલ ખેડુતોની સંખ્યા ૯૩૧ની છે. તેમાં ૧ થી ૫ વીઘા જમીન ધારણ કરનાર ૫૫ ખેડુતો છે, ૫ થી ૨૫ વાળા ૬૪૨ છે, ૨૫ થી ૧૦૦ વાળા ૨૩૪ છે, ૧૦૦ થી ૨૫૦ વાળા અને તે ઉપરાંત ધારણ કરનાર કોઈ નથી. તે હીસાબે એક ખેડુતે ૯॥ વીઘાનું સરેરાશ પ્રમાણ આવે છે.

સદર ૯૩૧ ખાતેદારો પૈકી ૧ થી ૫ રૂપીયા મહેસુલ ભરનાર ૧૫ છે, ૫ થી ૨૫ ભરનાર ૫૨૦ છે, ૨૫ થી ૧૦૦ ભરનાર ૩૯૫ છે અને ૧૦૦ થી ૨૫૦ સુધી ભરનાર ૧-છે. તેથી વધુ ભરનાર કોઇ નથી. તે હિસાબે એક ખાતેદારે ૨૦ રૂપીયાની સરેરાશ આવે છે.

કુલ પાકનું ઉત્પન્ન આશરે રૂ. ૧૦૮૦૦૦) અટકળવામાં આવ્યું છે. વિસનગરની ૧૭૨૨૭ માણસની વસ્તીના પ્રમાણમાં એક માણસે આશરે રૂ. ૬) ના પાકનું ઉત્પન્ન થાય છે.

વિસનગર કસ્બામાં ગામઠાણ અને સીમના મળીને કુલ કાચા કુવા ૭૦, પાકા કુવા ૩૨૫, નાનાં મોટાં તળાવ ૧૬ અને ૧ કાંસ છે. ઉપર જણાવેલા પાકા કુવા પૈકી ૧૬ કુવા લોકોને ખાસ પાણી પીવાના ઉપયોગ માટે છે અને બાકીના ખેતીવાડી માટે છે.

વિસનગર કસ્બામાં કુલ હળની સંખ્યા ૪૩૫ ની, ગાડાંની સંખ્યા ૨૯૦ ની અને ગાડીઓની સંખ્યા ૪૦ ની છે.

વિસનગર કસ્બાનાં ઢોરોની સંખ્યામાં આશરે ૮૭૦ બળદ, ૨૧૦૦ ગાયો, ૧૧૫ આખલા, ૧૫૦૦ ભેંસો, ૪૦ પાડા, ૪૫ ઘોડા, ૨૭ ઘોડીઓ, ૩૨૫ ગધેડાં, ૭૭૦ મેંઢાં, ૧૧૦૦ બકરાં અને ૧૩ ઉંટ છે.

વિસનગર કસ્બાનું જમીન મહેસુલ, વેરો, કીરાયું વીગેરેનું ઉત્પન્ન દરસાલ કેટલું આવે છે તે નીચેના સન ૧૯૪૦-૪૧ ના આવકના આંકડા ઉપરથી સમજાશે—

રૂ. ૧૮૪૫૧ જમીન મહેસુલ, ૧૨૭૨ લોકલસેસ. ૩૨૩ ગામઠાણનું કીરાયું, ૧૫૨૧૬ આયપત વેરો, ૧૨૫ લાકડાંની હરાજી, ૫૦૧ ગામઠાણની હરાજી, ૮૦ ઉચક ગામઠાણની જમીનના, ૪૪૩ કેફીયત, ૨૨૩ દંડ, ૧૨૬ મેંગ્ળદલો, ૨૦ તગાવીનું વ્યાજ, અને ૧૦૫ એકસાલી મકાનનું ભાડું વીગેરે મળી કુલ આશરે રૂ. ૩૭૦૦૦) ઉત્પન્ન થાય છે.

આ શિવાય અંગ્રેજી શાળાની ફી, નોંધણી, સ્ટેંપ, મહાલ ન્યાયાધીશીમાં થયેલા દંડની ઉપજ, ફરજીયાત દંડ, વીગેરે એવી બાબતોનું ઉત્પન્ન વિસનગર મહાલની આવકના આંકડામાં તેમજ તે તે વિષયના પ્રકરણમાં દાખલ કરેલું છે તે જોવાથી સમજવામાં આવશે.

જાવકમાં મુખ્ય નીચે જણાવેલી બાબતોનું ખરચ થાય છે—

રૂ. ૧૨૫૯૧) વહીવટદાર કચેરીના, ૯૦૬૧) મહાલન્યાયાધીશીના, ૧૭૮૪૧) અંગ્રેજીશાળાના, ૭૧૨૬૧) ગુજરાતી પ્રાથમિક શાળાઓના, ૯૩૧૯) દવાખાનાના, ૯૩૧૮) નાયબ સુબા કચેરીના, વીગેરે ખાતાંઓના ખરચના ઉપડે છે. વિસનગર મહાલનું સદર સ્ટેશન વિસનગર હોવાથી બધાં ખાતાનું ખરચ પડે છે.

શહેરના રક્ષણ માટે ૧ ફોજદાર, ૧ જનરલ નાયબ ફોજદાર, ૧ જમાદાર, ૯ હવાલદાર, ૪૫ સીપાઇઓ, ૧ કારકુન મળી કુલ ૫૮ માણસો સરકારે રાખેલાં છે. તેમને રહેવા માટે સ્ટેશન રોડ ઉપર દવાખાનાની સામે સન ૧૯૧૮ માં સરકારે પોલીસ લાઇન બંધાવેલી છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## વિસનગરની વસ્તી.

વિસનગરની વસ્તીના આંકડાની હકીકત તેની પંક્તિનાં બીજાં શહેરો સાથે સરખાવતાં ખરેખર અત્યંત ખેદ ઉપજાવનારી છે, અને આવી ખેદજનક ચાલતી આવેલી અવદશા વધુ વરસો સુધી લંબાય તો કોણ જાણે ભવિષ્યમાં વિસનગરની શી દશા થશે ! ! પ્રભુ તે વખત ન લાવે.

વડોદરા રાજ્યમાં પહેલી વસ્તી ગણત્રી તા. ૨૧–૨–૧૮૭૨ ( સંવત ૧૯૨૮ ) ના રોજ કરવામાં આવી ત્યારે વિસનગરની વસ્તી ૧૯૧૨૭ હતી. તે પછી આખા હિંદુસ્થાનની સાથે તા. ૧૭–૨–૧૮૮૧ ( સંવત ૧૯૩૭) માં વસ્તી ગણત્રી થઈ. તેમાં સ્હેજ વધારો થઇ ૧૯૬૦૨ વિસનગરની વસ્તી થઇ. તે પછી તા. ૨૬–૨–૧૮૯૧ ( સંવત ૧૯૪૭ ) ની વસ્તી ગણત્રીમાં વધીને ૨૧૩૭૬ ની વસ્તી થઇ. આ પ્રમાણે સંવત ૧૯૪૭ સુધી વિસનગરની ચડતી જોવામાં આવી. બજારમાં સવારના ૧૦ વાગતા સુધી માણસોની એવી ગરદી રહેતી હતી કે ગાડી ઉતાવળી ચલાવી શકાતી નહોતી.

આ પછી પડતીની શરૂઆત થઈ. સંવત ૧૯૪૮ માં વિસનગરમાં **કૉલેરાએ** દેખાવ દીધો, અને સંવત ૧૯૪૯ માં **તાવનો** ઉપદ્રવ થયો. તેનું જોર એટલું બધું વધી પડયું કે ઘરમાં કોઈ કોઈને પાણી પાનાર મળે નહીં. આખા કુટુંબનાં માણસો તાવથી સપડાતાં હતાં. આવા વખતમાં મ્હાવજત અને સારવારની તો શી વાત કરવી ! ઉદાર ગૃહસ્થોએ ધર્માદા દવાખાનાં ઉઘાડી સારી મદદ કરી હતી, સરકારી દવાખાના તરફથી પણ દવાઓ અપાતી હતી. આ તાવની બિમારીથી વિસનગરમાં આશરે **ત્રણ હજાર ઉપરાંત** માણસો મરી ગયાં.

તે પછીનાં વરસો સાધારણ રીતે પસાર થયાં અને સંવત ૧૯૫૩ માં સખ્ત મોંઘવારી ચાલી. સંવત ૧૯૫૫ (સન ૧૮૯૯) માં વરસાદ નહીં થવાથી સંવત ૧૯૫૬ માં દુષ્કાળ પડ્યો, જે **"છપનાનો દુકાળ"** એ નામથી ઓળખાય છે. ગરીબ અનાથ માણસો માટે વિસનગરમાં મહાજન અન્નગૃહ, (poor house) શિવશંકર શોભારામ અન્નછત્ર, વિદ્યાર્થીઆશ્રિત અન્નગૃહ, સ્વ૦ શેઠ ગોકળભાઈ દોલતરામનું અન્નગૃહ, સ્વ૦ પારી વૃજલાલ બળદેવનું અન્નગૃહ, અને બાળાશ્રમ (orphange) ઉઘાડવામાં આવ્યાં હતાં, જેમાં બે હજાર ગરીબ માણસો રહેતાં હતાં. તે શિવાય ઉદાર ગૃહસ્થો તરફથી ખાનગી દાન અપાતાં હતાં. ગરીબો મજુરી કરી પૈસા મેળવી અન્ન પામી શકે તેવા હેતુથી સરકારે દેળીઆ તળાવ ઉપર મોટા પ્રમાણમાં ખોદાણ કામ ઉઘાડયું હતું જેમાં ૫૩૦૦ માણસો કામે લાગેલાં હતાં. આવા ભયંકર **દુષ્કાળની સાથે કૉલેરા** પણ થોડો ઘણો જોડાયો હતો.

તળાવ ઉપર કામ કરવા આવનાર હાડપિંજર જેવાં સ્ત્રી, પુરૂષો અને તેમનાં છોકરાંને જોઇ વજ્ર સમાન છાતીવાળા માણસની આંખમાંથી આંસુ ખરતાં હતાં. આવાં ઘણાં માણસો હમેશાં મરણ શરણ થતાં હતાં. બાળવાનું નહીં બનવાથી માણસનાં મડદાંને જંગલમાં મોટા ખાડા ખોદી દાટવામાં આવતાં હતાં. ઉપાડનાર, બાળનાર કે દાટનાર ઘણી વખત મળતા નહોતા. વગડામાં મડદાંને જનાવરો ફાડી ખાતાં જોવામાં આવતાં, માથાની ખોપરીઓ અને છુટા પડી ગયેલા હાથ પગો ગમે તે સ્થિતિમાં ગમે ત્યાં જોવામાં આવતા. અન્નગૃહોમાં રહેતાં માણસોની સ્થિતિ ખાવાપીવાની બાબતમાં સારી હતી પરંતુ તેમનાં કુટુંબોની સ્થિતિનો હેવાલ સાંભળી હૃદય દયાથી ભીંજાઇ જતું હતું. (દયાજનક વીગતવાર હેવાલ આગળ જળાશયના પ્રકરણ ૧૩ માં દેળીઆ તળાવની હકીકત વાંચવાથી સમજાશે.) આવી અસહ્ય ભયંકર સ્થિતિમાં સંવત ૧૯૫૬ની સાલ પુરી થઇ.

આ પ્રમાણે તાવ દુષ્કાળ અને કોલેરામાં સન ૧૮૯૧ (સંવત ૧૯૪૭) પછીનો દસકો પસાર થયો. તેનું પરિણામ તા. ૧–૩–૧૯૦૧ (સંવત ૧૯૫૭) ની વસ્તી ગણત્રીમાં જણાઇ આવ્યું. વિસનગરની વસ્તી ઘટીને ૧૭૨૬૮ થઇ (પુરૂષ ૮૫૫૦ અને સ્ત્રીઓ ૮૭૧૮). આ દસકામાં ૪૧૦૮ માણસનો મોટો ઘટાડો થયો અને પડતી આવી.

ત્યાર પછી "ચડતી પડતી ચાલી જાય છે" એ કહાણી અનુસાર પ્રજા મનથી આશા રાખતી હતી કે હવે વરસો ઠીક આવશે અને ચડતી થશે પણ કમનસીબે વિસનગરમાં ચડતીનું ચિન્હ દેખાયું જ નહીં. ઉલટ વધુ પડતીની શરૂઆત થવા લાગી. સંવત ૧૯૫૯ (સન ૧૯૦૩)માં ભયંકર પ્લેગના રોગનો ઉપદ્રવ થયો અને તેના ચેપી ઝેરી જંતુઓના ભયથી ઘણા લોકો પરદેશ નાશી ગયા. ઉજડ થયેલા ગામ જેવો વિસનગરનો દેખાવ બની રહ્યો. મડદાં ગાડામાં ઘાલી સ્મશાને લઇ જવામાં આવતાં, બાળવા જનાર માણસો ચાર પાંચથી વધુ જોવામાં આવતા નહોતા. બહાર ગામ જવાને કે વગડામાં ઝુંપડાં બાંધી રહેવાને સાધન વિનાનાં ઘણાં માણસો પ્લેગના ભોગ થઇ પડયાં. સાથે ઝુંપડાં બાંધી રહેનારાઓમાં પણ પ્લેગ દાખલ થતો. આ પ્રમાણે ચાર માસ સુધી પ્લેગ પોતાનો ત્રાસ વર્તાવી રહ્યો; કુલ ૧૦૩૧ જણને પ્લેગ લાગુ પડયો હતો તેમાંથી ૭૮૦ માણસ મરણ શરણ થયાં હતાં. આ શીવાય તાવના નામથી નોંધાયેલાં મરણની સંખ્યા તો જુદી હતી, તે પણ પ્લેગનીજ સમજવાની છે. આવા ભયંકર દેખાવનું હૃદયભેદક આબેહુબ વર્ણન એક મગન તેલી નામના માણસે પોતાની રચેલી "પ્લેગનો પવાડો અને વિસનગરનો ભવાડો" એ નામની નાની ચોપડીમાં સારી રીતે કવિતામાં કરેલું છે.

તે પછી સંવત ૧૯૬૧, ૧૯૬૨, ૧૯૬૩ અને ૧૯૬૬ માં પણ થોડો ઘણો પ્લેગ ચાલ્યો. પ્લેગની શરૂઆત ઉંદરોથી થતી હોવાથી ઉંદરો પડતાની સાથેજ લોકો બનતા સુધી પોતાનાં સાધન પ્રમાણે બહાર ગામ જતા રહેતા અને કેટલાક વગડામાં ઝુંપડાં બાંધી રહેતા હતા.

આ સ્થળે આપવીતીનું એક સ્મરણ થઈ આવે છે. સંવત ૧૯૬૧ ના પ્લેગમાં મારી પત્નીને પ્લેગ થયો. સ્ટેશન પાસેના ખેતરમાં તંબુ નાખી રહ્યાં. તેને જોવા માટે મારી બેન પાટણથી આવી. અને બીજા દિવસે પાછી ગઈ. એટલામાં મારા પિતાશ્રીને પ્લેગ થયો. તેમને માટે બીજો તંબુ ઉભો કર્યો. ૩–૪ દિવસ થયા કે પાટણથી તાર આવ્યો કે બેનને પ્લેગ થયો છે. હું પાટણ ગયો. રાત્રે બાર વાગે મેનાંમાં લઇ તેને સ્ટેશન ઉપરના મારા મિત્રના ખેતરમાં લઇ ગયો. તે બપોરના દેવગત થઇ. મેં વિસનગર તાર કર્યો કે બેન દેવગત થઇ. વિસનગરથી તાર આવ્યો કે પિતાશ્રી દેવગત થયા. મારી પત્નીને વળતું પાણી થયું. જરા શક્તિ આવી કે અમે તારંગાજી ગયા. ત્યાંના ડૉકટરને ખબર થતાં પોલીસ સાથે ડુંગર ઉપર આવ્યા અને "તમે પ્લેગવાળા છો માટે ચાલ્યા જાઓ." આવા તેમના હુકમથી ત્યાંથી નીકળી પાછા વિસનગર આવ્યાં અને ભાલક ગામે ગયાં, તો ત્યાં અમને કોઇએ પેસવા દીધા નહી. એટલે ત્યાં એક ઓળખીતા બાવાના મઠમાં રહ્યા. ૪–૫ દિવસ રહેવાથી ભાલકના લોકોને ખાત્રી થઇ કે પ્લેગ કેસ તો હવે સારો થઇ ગયો છે એટલે અમને ભાડાનું મકાન મળ્યું. ત્યાં અમે ત્રણ માસ કાઢયા.

આ ઉપરાંત અવાર નવાર તદ્દન કમી વરસાદના લીધે સખ્ત મોંઘવારી અને દુષ્કાળ જેવાં વર્ષ પણ આવ્યાં. આવા ખેદજનક દસકામાં પડતા ઉપર પાટુ પડી અને તા. ૧૦–૩–૧૯૧૧ ( સંવત ૧૯૬૭ ) ની વસ્તી ગણત્રીમાં વિસનગરની વસ્તી ઘટીને ૧૪૧૩૭ થઈ ( પુરૂષ ૬૯૦૮ સ્ત્રી ૭૨૨૯ ). આવી રીતે આ દસકામાં પણ ૩૧૩૧ માણસનો ઘટાડો થયો. કુલ બે દસકામાં ૭૨૩૯ માણસો મરી ગયાં, અર્થાત્ ત્રીજા ભાગ ઉપરાંતની વસ્તી નાશ પામી. સાત હજાર માણસનો નાશ એટલે શું ! ! તેટલી વસ્તીથી તો ધારી ( ૭૩૯૪ ), વ્યારા ( ૭૧૫૧ ), ધર્મજ ( ૭૩૧૦ ), નાર ( ૭૩૫૮ ) અને શિનોર ( ૬૮૦૪ ) જેવા કસ્બાઓ વસાવી શકાય.

આ પછીનાં વરસો પણ ખાસ વિસનગરના કમનસીબે સારાં ન આવ્યાં. સંવત ૧૯૬૯ માં અને ૧૯૭૩ માં થોડો કોલેરા ચાલ્યો. સંવત ૧૯૭૪ માં પ્લેગથી ૨૪૬ માણસો મરણ પામ્યાં અને સંવત ૧૯૭૫ (સન ૧૯૧૯)માં ઇન્ફલ્યુએન્ઝાનો રોગ ફાટી નીકળ્યો અને તે રોગથી ૪૯૭ માણસો મરી ગયાં. આ શીવાય તાવનાં મરણ તો જુદાં. સરકારના ડરથી ઘણી વખત લોકો આવા રોગના બદલે તાવનું નામ નોંધાવે છે. આ દસકામાં સંવત ૧૯૬૮ તથા ૧૯૭૨ માં દુષ્કાળે પણ થોડો ઘણો દેખાવ દીધો હતો. આ પ્રમાણે મરણની સંખ્યા વધવાથી તા. ૧૮–૩–૧૯૨૧ ( સંવત ૧૯૭૭ )ની વસ્તી ગણત્રીમાં વિસનગરની વસ્તી ઘટીને ૧૩૮૫૫ ( પુરૂષ ૬૭૯૯, સ્ત્રી ૭૦૫૬ )ની થઈ, એટલે આ દસકામાં ૨૮૨ નો ઘટાડો થયો. આ વસ્તી ગણત્રી વખતે રાજ્યના બીજા ઘણા ખરા કસ્બાઓમાં વસ્તીનો વધારો થતો ગયો તે હીસાબે વિસનગરની પ્રજા પણ વધારાની આશા રાખતી હતી પણ તેમ નહી થતાં દસકાના વસ્તીના સરવૈયામાં ૨૮૨ નું નુકશાન આવ્યું.

જે વિસનગર સન ૧૮૯૧ ( સંવત ૧૯૪૭ ) માં વસ્તીના પ્રમાણમાં રાજ્યમાં ત્રીજા નંબરે ગણાતું હતું એટલે કે પહેલું વડોદરા ( ૧૧૬૪૨૦ ) બીજું પાટણ ( ૩૨૬૪૬ ) અને ત્રીજું વિસનગર ( ૨૧૩૭૬ ) હતું તે સન ૧૯૨૧ ( સંવત ૧૯૭૭ ) ની વસ્તી ગણત્રીમાં ઠેઠ ઘસડાઇ આઠમા નંબરે આવીને ઉભું રહ્યું એટલે કે પહેલું વડોદરા (૯૪૭૧૨), બીજું પાટણ (૨૭૦૧૭), ત્રીજું નવસારી (૧૯૪૩૭), ચોથું અમરેલી (૧૭૭૯૩), પાંચમું સિદ્ધપુર (૧૬૧૮૭), છઠ્ઠું ડભોઇ (૧૫૮૭૦), સાતમું પેટલાદ (૧૫૧૫૯) અને આઠમું **બિચારૂં વિસનગર** (૧૩૮૫૫). વિસનગરની પડતીનો આ દયાજનક ક્રમ ! ! આ બાબત સન ૧૯૧૧ ની અને ૧૯૨૧ ની વસ્તી ગણત્રીના હેવાલમાં સરકારનું ધ્યાન ખેંચાયેલું જણાય છે પણ તે સંબંધી સરકારે આરોગ્યખાતા મારફત કે વૈદ્યકીયખાતા મારફત કાંઇ વ્યવહારૂ પગલાં ભરેલાં જણાયાં નહોતાં.

કહેવત છે કે "ગરીબનું નસીબ ગરીબ જ હોય છે" અને "પડતા ઉપર પાટુજ પડે છે." તેના પૂરાવાના દાખલા વિસનગર શહેર નીચે પ્રમાણે પૂરા પાડે છે—

જ્યાં સુધી વિસનગરની ચડતી હતી ત્યાં સુધી તો વિસનગરમાં **પહેલા વર્ગનું દવાખાનું** હતું, એલ. એમ. એન્ડ એસ ડૉકટર, બે કમ્પાઉન્ડર, મોટા જથામાં દવા, ઇન્ડોર પેશંટ રાખવાની ગોઠવણ વીગેરે ઉત્તમ પ્રકારની સવડ સરકાર તરફથી હતી. જેમ જેમ પડતી આવતી ગઈ તેમ તેમ પ્રજાનું નસીબ પણ પતળું થતું ગયું. સંવત ૧૯૭૩ થી પહેલા વર્ગનું દવાખાનું મટી **ત્રીજા વર્ગનું થયું.** એલ એમ એન્ડ એસ ડૉકટરના બદલે એચ. એ. ડૉકટર નીમાયો. તે સાથે નોકરો અને દવાનું પ્રમાણ પણ ઘટયું. મરણના લીધે વસ્તી કમી થાય છે તેવા સંજોગોમાં તો સરકારે વધુ વૈદ્યકીય સાધન આપવું જોઇતું હતું, પ્રજાનું આરોગ્ય સુધરે તે માટે તે ખાતા દ્વારાએ બીજી વિશેષ મદદ પણ કરવી જોઇતી હતી. પ્રસૂતિ માટે તેમજ બાળઉછેર માટે પણ ખાસ ગોઠવણ કરવી જોઇતી હતી, પણ જણાવતાં દીલગીરી થાય છે કે જે સાધન હતું તે પણ સરકારે કમી કરી નાના પ્રમાણમાં રાખ્યું હતું.

કેટલાક અંશે વસ્તીમાં વૃદ્ધિ કરનાર અને શોભારૂપ મેસાણા પ્રાંતની જડજ કોર્ટ (ડીસ્ટ્રીક કોર્ટ) અત્રે ઘણા વખતથી હતી તેને પણ ઉપાડી સંવત ૧૯૫૯ માં મેસાણે મુકવામાં આવી. માત્ર પ્લેગના કારણથી મેસાણે લઇ જવામાં આવી હતી પરંતુ ગઈ તે ગઈ. ફરી પાછી વિસનગરમાં આવીજ નહીં. વિસનગરની પ્રજાએ એ બાબત ઘણીએ અરજીઓ કરી પણ દાદ મળી નહીં. કોર્ટની સાથે અમલદારો, કારકુનો, વકીલો અને તેમના ગુમાસ્તાઓ મેસાણે ગયા. વકીલના અસીલો, પક્ષકારો, કચેરીના કામે આવનાર વીગેરે બહારના માણસોની આવજા બંધ થઈ. કેટલાંક ઘરો પણ ખાલી પડી રહેવા લાગ્યાં. આવી રીતે રાજ્યતેજ પણ વિસનગર ઉપરથી ઉડી ગયું.

જ્યારથી મેસાણા પ્રાંતમાં રેલ્વે શરૂ થઇ ત્યારથી ધીમે ધીમે વેપાર ઉપર માઠી અસર થતી ગઈ, તેથી પરગામથી વેપાર અર્થે આવનાર માણસોનો મોહ વિસનગર ઉપરથી કમી થતો ગયો. ઘણા લોકો વેપાર અને નોકરી માટે પરદેશમાં જઇને રહેવા લાગ્યા. આ બધાં કારણો પડતા ઉપર પાટુ સમાન થઇ પડયાં અને વિસનગરની દયાજનક સ્થિતિ બનાવી મુકી.

સન ૧૯૨૧ પછીના દસકામાં વિસનગરમાં સુધરાઈના રિપોર્ટમાં જન્મ મરણના આંકડા (જુઓ પૃષ્ટ ૧૮૯) ઉપરથી જણાયું કે જન્મ કરતાં મરણનું પ્રમાણ કમી થવા લાગ્યું છે એટલે ચડતીની આશા બંધાવવા લાગી, અને સન ૧૯૩૧ની વસ્તી ગણત્રીમાં વિસનગરની વસ્તી વધીને ૧૫૦૫૦ ની થઈ. આ વધારો તો આખા રાજ્યની વસ્તીમાં વધારો થયો તેટલાજ પ્રમાણમાં બલ્કે તેથી ઓછા પ્રમાણમાં થયો તેથી વિસનગરની પ્રજાને સંતોષ પામવા જેવું નહોતું.

તે પછીના દસકામાં એટલે કે છેલ્લી સન ૧૯૪૧ની વસ્તીગણત્રીમાં વિસનગરની વસ્તી વધીને ૧૭૨૨૭ ની થઈ. આટલી વસ્તી તો સન ૧૯૦૧ માં હતી. આ વધારો પણ વડોદરા રાજ્યની અને આખા હિન્દુસ્થાનની વસ્તીના વધારાના પ્રમાણમાં ઓછો છે, અને એ કારણથી વિસનગર જે ૮ મા નંબરે હતું તે ઉતરી ૯ મા નંબરે આવી ગયું છે. વચ્ચે કલોલ શહેર પેસી ગયું અને હજુ મને શંકા છે કે બીજાં શહેરોના પ્રમાણમાં નહી વધે તો તેની સાથે હરિફાઈ કરતાં બે ત્રણ શહેરો ( કડી ૧૭૧૬૫, મેસાણા ૧૬૯૮૬ અને કદાચ બીલીમોરા ૧૫૪૬૦ ) આવી જશે, અને તેથી કદાચ ૧૨ મા નંબરે જઇ પહોંચે. વિસનગરની સાથે હરિફાઈ કરનાર તેની પંક્તિનાં કયાં શહેરો છે તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

## વિસનગરની પંક્તિનાં શહેરોની નામાવલી.

( દસહજાર ઉપરની વસ્તીવાળાં )

| | સન ૧૯૪૧ | | સન ૧૯૨૧ | | સન ૧૮૯૧ | |
|---|---|---|---|---|---|---|
| ૧ | વડોદરા | ૧૫૩૩૦૧ | વડોદરા | ૯૪૭૧૨ | વડોદરા | ૧૧૬૪૨૦ |
| ૨ | પાટણ | ૩૬૫૪૯ | પાટણ | ૨૭૦૧૭ | પાટણ | ૩૨૬૪૬ |
| ૩ | નવસારી | ૩૫૪૪૫ | નવસારી | ૧૯૪૩૭ | **વિસનગર.** | **૨૧૩૭૬** |
| ૪ | અમરેલી | ૨૫૪૮૫ | અમરેલી | ૧૭૭૯૩ | | |
| ૫ | સિદ્ધપુર | ૨૪૫૬૫ | સિદ્ધપુર | ૧૬૧૮૭ | | |
| ૬ | પેટલાદ | ૨૩૯૨૮ | ડભોઇ | ૧૫૮૭૦ | | |
| ૭ | ડભોઈ | ૨૧૧૩૯ | પેટલાદ | ૧૫૧૫૯ | | |
| ૮ | કલોલ | ૧૭૮૭૯ | **વિસનગર.** | **૧૩૮૫૫** | | |
| ૯ | **વિસનગર.** | **૧૭૨૨૭** | | | | |
| ૧૦ | કડી | ૧૭૧૬૫ | | | | |
| ૧૧ | મેસાણા | ૧૬૯૮૬ | | | | |
| ૧૨ | બીલીમોરા | ૧૫૪૬૦ | | | | |
| ૧૩ | ઉનાવા | ૧૩૮૬૬ | | | | |
| ૧૪ | વડનગર | ૧૩૫૫૦ | | | | |
| ૧૫ | ઉંઝા | ૧૩૨૧૬ | | | | |
| ૧૬ | પાદરા | ૧૨૮૫૮ | | | | |
| ૧૭ | સોજીત્રા | ૧૧૬૮૪ | | | | |
| ૧૮ | વિજાપુર | ૧૧૦૬૧ | | | | |
| ૧૯ | દ્વારકા | ૧૦૮૭૬ | | | | |

કયા દસકામાં કેટલો વધારો ઘટાડો થયો તેની માહીતી મળે તે હેતુથી સરકારી વસ્તી ગણત્રીના રીપોર્ટ ઉપરથી સન ૧૮૭૨થી ૧૯૪૧ સુધીના વિસનગરમાં સ્ત્રી પુરૂષોની સંખ્યાના આંકડાનું કોષ્ટક નીચે પ્રમાણે બતાવવામાં આવ્યું છે—

## વિસનગરની વસ્તીનું કોષ્ટક સન ૧૮૭૨ થી ૧૯૪૧ સુધી
## (સંવત ૧૯૨૮ થી ૧૯૯૭ સુધી.)

| સન. | પુરૂષ. | સ્ત્રીઓ. | કુલ વસ્તી. | વધારો કે ઘટાડો. |
|---|---|---|---|---|
| ૧૮૭૨ | ૯૫૭૭ | ૯૫૫૦ | ૧૯૧૨૭ | |
| ૧૮૮૧ | ૯૬૧૫ | ૯૯૮૭ | ૧૯૬૦૨ | ૪૭૫ વધારો |
| ૧૮૯૧ | ૧૦૭૪૪ | ૧૦૬૩૨ | ૨૧૩૭૬ | ૧૭૭૪ વધારો |
| ૧૯૦૧ | ૮૫૫૦ | ૮૭૧૮ | ૧૭૨૬૮ | ૪૧૦૮ ઘટાડો |
| ૧૯૧૧ | ૬૯૦૮ | ૭૨૨૯ | ૧૪૧૩૭ | ૩૧૩૧ ઘટાડો |
| ૧૯૨૧ | ૬૭૯૯ | ૭૦૫૬ | ૧૩૮૫૫ | ૨૮૨ ઘટાડો |
| ૧૯૩૧ | ૭૨૬૦ | ૭૭૯૦ | ૧૫૦૫૦ | ૧૧૯૫ વધારો |
| ૧૯૪૧ | ૮૪૯૪ | ૮૭૩૩ | ૧૭૨૨૭ | ૨૧૭૭ વધારો |

છેલ્લા ચાર દસકામાં વિસનગરની વસ્તીમાં ધર્મ પ્રમાણે કેટલો વધારો ઘટાડો થયો તે નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

છેલ્લા ચાર દસકામાં વસ્તી ગણત્રી વખતે વિસનગરની વસ્તીમાં ધર્મ પ્રમાણે સ્ત્રી પુરૂષોનું કોષ્ટક. સને ૧૯૦૧ થી ૪૧ સુધી.

| | | સન ૧૯૪૧ | | સન ૧૯૩૧ | | સન ૧૯૨૧ | | સન ૧૯૧૧ | | સન ૧૯૦૧ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હીન્દુ | પુ. | ૭૪૦૦ | ૧૫૧૨૭ | ૬૩૫૧ | ૧૩૨૨૯ | ૫૯૪૮ | ૧૨૨૮૭ | ૫૯૨૨ | ૧૨૧૬૭ | ૭૩૬૬ | ૧૪૮૪૫ |
| | સ્ત્રી. | ૭૭૨૭ | | ૬૮૭૮ | | ૬૨૩૯ | | ૬૨૪૫ | | ૭૪૭૯ | |
| જૈન | પુ. | ૩૭૨ | ૭૩૪ | ૩૨૦ | ૬૬૭ | ૨૮૨ | ૬૧૨ | ૩૧૯ | ૬૬૯ | ૪૭૩ | ૯૯૦ |
| | સ્ત્રી. | ૩૬૨ | | ૩૪૭ | | ૩૩૦ | | ૩૫૦ | | ૫૧૭ | |
| મુસલમાન | પુ. | ૭૧૫ | ૧૩૪૮ | ૫૮૬ | ૧૧૫૧ | ૫૬૪ | ૧૦૪૮ | ૬૬૭ | ૧૩૦૧ | ૭૦૩ | ૧૪૨૦ |
| | સ્ત્રી. | ૬૩૩ | | ૫૬૫ | | ૪૮૪ | | ૬૩૪ | | ૭૧૭ | |
| ઇતર | પુ. | ૭ | ૧૮ | ૩ | ૩ | ૫ | ૮ | ૦ | ૦ | ૮ | ૧૩ |
| | સ્ત્રી. | ૧૧ | | ૦ | | ૩ | | ૦ | | ૫ | |
| કુલ | પુ. | ૮૪૯૪ | ૧૭૨૨૭ | ૭૨૬૦ | ૧૫૦૫૦ | ૬૭૯૯ | ૧૩૮૫૫ | ૬૯૦૮ | ૧૪૧૩૭ | ૮૫૫૦ | ૧૭૨૬૮ |
| | સ્ત્રી. | ૮૭૩૩ | | ૭૭૯૦ | | ૭૦૫૬ | | ૭૨૨૯ | | ૮૭૧૮ | |

ઉપરના કોષ્ટકના આંકડા ઉપરથી જણાય છે કે છેલ્લી સ. ૧૯૪૧ ની વસ્તી ગણત્રી અનુસાર વિસનગરની કુલ ૧૭૨૨૭ માણસની વસ્તી સરકારના વસ્તી ગણત્રીના નિયમ પ્રમાણે મુખ્ય કરી ત્રણ ધર્મના વર્ગમાં વહેંચાઈ ગયેલી જણાય છે. જૈનો જો કે હિન્દુ તરીકેજ ઓળખાય છે છતાં સરકારે જુદોજ ભેદ રાખેલો છે. હિન્દુ ઓમાં ઘણી જાતોનો સમાવેશ થયેલો છે તે સંબંધી વિશેષ ખુલાસો પાછળ પૃષ્ઠ ૩૪ ઉપર કરવામાં આવેલો છે. સરકારે હિન્દુ (૧૫૧૨૭) વર્ગમાં બ્રાહ્મણો, વૈષ્ણવો, કંસારા, પાટીદાર, સુથાર, સલાટ, લવાર સોની, ભાવસાર, ખંભાર, ઘાંચી, ભાટ, તરગાળા, દરજી, હજામ, મોચી, ધોબી, કુંભાર, કડીઆ, છવારા, ઠાકરડા, રબારી, રાવળીઆ, ભોઇ, મારવાડી, વીગેરે એવી જાતો તથા ઢેડ અને ભંગીનો સમાવેશ કરેલો છે. વસ્તી ગણત્રી વખતે આ બધી જાતોની વસ્તી નોંધવામાં આવે છે પરંતુ વીગતવાર હકીકત રીપોર્ટ ઉપરથી નહીં મળી આવવાથી અત્રે તેના આંકડા આપવાનું બની શક્યું નથી તો પણ સાધારણ રીતે પુછીને તપાસ કરતાં ઉપરની ન્યાતો પૈકી સૌથી વધારે વસ્તી પાટીદાર લોકોની ગણાય છે, આશરે ૩૫૦૦ માણસો અટકળવામાં આવે છે. તેઓ બધા કડવા પાટીદાર છે. અને તેઓ વિસનગરની ગણાતી છ પોળે (દરવાજે) પરામાં અને અંદરના ભાગમાં રહે છે. જ્યારે બધા પાટીદારોની એકત્ર ન્યાત જમે છે ત્યારે છ પોળ જમે છે એમ કહેવાય છે. તે પછી બ્રાહ્મણોની સંખ્યા છે. બ્રાહ્મણોમાં ઘણા મોટા ભાગે વિસનગરા નાગરો છે. તેમની વસ્તી આશરે ૧૬૦૦ માણસોની અટકળવામાં આવે છે. તે પછી કંસારા છે તેમની વસ્તી આશરે ૮૦૦ માણસોની ગણાય છે, તે પછી વૈષ્ણવો આવે છે જેમની સંખ્યા આશરે ૮૦૦, માણસોની ગણાય છે, તે પછી ઘાંચીની વસ્તી ૬૦૦ માણસોની છે, પછી ઠાકરડા, ભાટ, કડીઆ, વીગેરે ન્યાતોની વસ્તી વત્તા ઓછા પ્રમાણમાં આવેલી

મુખ્યો છે પણ તે ધર્મમાં અનેક પંથો રહેલા છે. વિસનગરમાં ખાસ કરી શિવમાર્ગ, વૈષ્ણવ સંપ્રદાય, સ્વામીનારાયણનો પંથ એ મુખ્ય જોવામાં આવે છે, તેના પેટા વર્ગો ઘણા છે.

જૈન (૭૩૪) વર્ગમાં વિસનગરમાં શ્રીમાળી, ઓસવાળ તથા પોરવાડ એ ત્રણ જાતના શ્રાવક વાણીઆની ન્યાતો, તથા કેટલાક જૈનધર્મ પાળનાર ભોજક (તરગાળાની ન્યાત સાથે જોડાયેલા) અને થોડાક ભાવસારનો સમાવેશ કરેલો છે. અત્રેના બધા જૈનો શ્વેતાંબરી મૂર્તિપૂજક છે. કોઇ પણ સ્થાનકવાસી કે દિગંબરી પંથના નથી.

મુસલમાન (૧૩૪૮) વર્ગમાં વહોરા, મેમણ, પીંજારા, ખાટકી, મોગલ, પઠાણ, શેખ, સૈયદ વીગેરેનો સમાવેશ થાય છે. તે તમામ સુન્ની ધર્મ પાળે છે. આગાખાન પંથના મુસલમાન મોચીને પણ મુસલમાન વર્ગમાં ગણેલા છે, તેમની વસ્તી ૧૦–૧૨ ઘરની છે. તે બધા સીયા ધર્મ પાળે છે, તેમનું જુદું જમાતખાનું છે.

ઉપર બતાવેલા મુખ્ય ૩ વર્ગ શીવાય ઇતરવર્ગમાં માત્ર ૧૮ માણસો છે તે કોઈ વસ્તી ગણત્રી વખતે ખ્રીસ્તી, કે કોઇ એવા પંથના માણસો છે. બાકી કોઇ કાયમનું જણાતું નથી.

વિસનગરની વસ્તીના વધારા ઘટાડાનો આધાર સાધારણ રીતે જન્મમરણની સંખ્યા ઉપર રહેલો છે, તેથી વિસનગરમાં થતાં જન્મ તથા મરણની સંખ્યા ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. કોઈ આરોગ્યખાતાના અધિકારીને કે વિસનગરનું ભલું ચાહનારને ઉપયોગી થઇ પડે અને તેથી કાંઇક વસ્તીવૃદ્ધિનો માર્ગ નીકળી આવે તે હેતુથી અને પ્રજા જન્મ મરણની સંખ્યા જાણી શકે તે હેતુથી નીચે પ્રમાણે વિસનગર સુધરાઈના રીપોર્ટ ઉપરથી સન ૧૯૦૬ થી ૧૯૨૦ સુધી (સંવત ૧૯૬૨ થી ૧૯૭૬ સુધી) સામાન્ય અને સન ૧૯૨૧ થી ૧૯૪૧ (૧૯૭૬ થી ૧૯૯૭) સુધીનાં શ્રીપુરૂષના જન્મમરણના આંકડાનાં કોષ્ટકો આપવામાં આવ્યાં છે—

## વિસનગરમાં જન્મ મરણનું કોષ્ટક—૨.

| સન | જન્મ | | | મરણ | | |
|---|---|---|---|---|---|---|
| | છોકરા | છોડી | કુલ | પુરૂષ | સ્ત્રી | કુલ |
| ૧૯૨૦-૨૧ | ૨૪૨ | ૨૨૯ | ૪૭૧ | ૨૦૧ | ૧૭૮ | ૩૭૯ |
| ૨૧-૨૨ | ૨૧૭ | ૧૫૮ | ૩૭૫ | ૧૯૧ | ૧૮૨ | ૩૭૩ |
| ૨૨-૨૩ | ૨૬૬ | ૧૬૫ | ૪૩૧ | ૨૧૯ | ૧૭૩ | ૩૯૨ |
| ૨૩-૨૪ | ૨૩૦ | ૧૮૦ | ૪૧૦ | ૧૯૧ | ૧૩૮ | ૩૨૯ |
| ૨૪-૨૫ | ૨૬૬ | ૧૬૫ | ૪૩૧ | ૨૧૯ | ૧૭૩ | ૩૯૨ |
| ૨૫-૨૬ | ૨૭૧ | ૨૧૦ | ૪૮૧ | ૧૯૧ | ૧૭૧ | ૩૬૨ |
| ૨૬-૨૭ | ૨૫૦ | ૨૩૬ | ૪૮૬ | ૨૨૫ | ૧૮૯ | ૪૧૪ |
| ૨૭-૨૮ | ૨૭૩ | ૨૫૭ | ૫૩૦ | ૨૪૧ | ૨૪૦ | ૪૮૧ |
| ૨૮-૨૯ | ૨૫૬ | ૨૫૦ | ૫૦૬ | ૨૫૪ | ૨૨૯ | ૪૮૩ |
| ૨૯-૩૦ | ૨૮૮ | ૨૭૩ | ૫૬૧ | ૨૪૩ | ૨૨૦ | ૪૬૩ |
| ૩૦-૩૧ | ૨૫૩ | ૨૬૭ | ૫૨૦ | ૨૪૧ | ૨૨૦ | ૪૬૧ |
| ૩૧-૩૨ | ૨૮૬ | ૨૭૭ | ૫૬૩ | ૨૨૪ | ૧૯૭ | ૪૨૧ |
| ૩૨-૩૩ | ૩૦૨ | ૨૭૪ | ૫૭૬ | ૨૧૯ | ૨૪૨ | ૪૬૧ |
| ૩૩-૩૪ | ૩૩૪ | ૨૬૧ | ૫૯૫ | ૨૩૭ | ૨૩૦ | ૪૬૭ |
| ૩૪-૩૫ | ૩૦૭ | ૨૯૬ | ૬૦૩ | ૨૪૯ | ૨૧૪ | ૪૬૩ |
| ૩૫-૩૬ | ૩૧૦ | ૩૧૧ | ૬૨૧ | ૨૫૪ | ૨૩૧ | ૪૮૫ |
| ૩૬-૩૭ | ૩૫૭ | ૩૧૭ | ૬૭૪ | ૨૭૯ | ૨૯૬ | ૫૭૫ |
| ૩૭-૩૮ | ૩૫૫ | ૩૩૩ | ૬૮૮ | ૪૨૬ | ૪૬૯ | ૯૦૫ |
| ૩૮-૩૯ | ૩૬૫ | ૩૩૧ | ૬૯૬ | ૨૮૧ | ૨૮૨ | ૫૬૩ |
| ૩૯-૪૦ | ૪૬૮ | ૪૭૪ | ૯૪૨ | ૨૫૪ | ૨૫૫ | ૫૦૯ |
| ૪૦-૪૧ | ૩૯૨ | ૩૯૩ | ૭૮૫ | ૨૫૮ | ૨૬૯ | ૫૨૭ |

ઉપરના કોષ્ટક ઉપરથી સમજાશે કે સન ૧૯૨૧ થી ૧૯૪૧ સુધી ૨૧ વર્ષોમાં સન ૧૯૩૦માં થોડો કૉલેરા અને સન ૧૯૩૮માં સખ્ત મેલેરીયા થયો હતો. તે શિવાયના વરસો સારાં ગયાં હતાં તેથી દર સાલ મરણ કરતાં જન્મમાં સારો વધારો થયેલો છે, જેનું પરીણામ સન ૧૯૩૧ ની તથા સન ૧૯૪૧ ની વસ્તી ગણત્રીમાં થયેલા વધારા ઉપરથી જોઈ શકયા છીએ. હવે પછીના વર્ષો તેવાં અને તેથી વધારે આરોગ્યદાયક નીવડે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે, જેથી **વિસનગર** વસ્તીની બાબતમાં **નવમા નંબરેથી** ચઢી ઉપરના પોતાના મૂળ **ત્રીજા નંબરે** આવે.

---

# પ્રકરણ ૭ મું.

---

## વિસનગર સુધરાઈ.

વિસનગરમાં **અ** વર્ગની સુધરાઈ છે. તેના વિસ્તારનું ક્ષેત્રફળ ૧૮૬૨૧૧૫ ચોરસ વાર છે. વસ્તી ૧૭૨૨૫ છે. આવક રૂ. ૪૪૮૧૯) તથા ખર્ચ રૂ. ૫૧૧૪૦) છે. સભાસદોની સંખ્યા ૨૦ ની છે. હાલની સુધરાઇ સંબંધી સવિસ્તર હકીકત દર્શાવતાં પહેલાં તેની ઉત્પત્તિ અને જુની હકીકત જણાવવામાં આવે તો તે વધારે બંધ બેસતી થશે.

**ઉત્પત્તિ અને જુની જાણવા જોગ હકીકત**—સુધરાઇને પોતાનું મકાન નહી હોવાથી તે ઘણા વર્ષોથી મંડીવાળા સરકારી મકાનમાં બેસતી હતી, પણ સરકારે તે મકાનનું વધારે ભાડુ માગવાથી તા. ૧-૫-૧૯૨૪થી લાલ દરવાજા બહાર પટણી દરવાજે જતાં જમણા હાથે શેઠ માણેકચંદ ખુશાલચંદવાળા મકાનના મેડા ઉપર ભાડે બેસતી. તે પછી સંવત ૧૯૮૬ (સન ૧૯૩૦)માં મંડીવાળુ મકાન રૂ. ૪૦૦૦)માં સરકાર પાસેથી વિસનગર સુધરાઇએ વેચાણ લીધુ છે ત્યારથી સુધરાઇની ઓફીસ તે મકાનમાં બેસે છે.

વડોદરા રાજ્યમાં સુધરાઇની શરૂઆત નવસારીમાંથી થયેલી જણાય છે. નવસારીના આગેવાન પારસીઓ અને અન્ય ગૃહસ્થો મુંબઇમાં રહેતા હોવાથી ત્યાંની સુધરાઈ જેવું અનુકરણ કરવા ઇચ્છા થઇ અને તેમણે સંવત્ ૧૯૧૯ (સન ૧૮૬૩) માં નવસારીમાં સુધરાઇ સ્થાપી, અને તેના નિભાવ માટે કેટલીક જણસો ઉપર હક લેવાનો ઠરાવ કરી કેટલાક સભાસદો રૈયત તરફથી નીમી સુધરાઇની વ્યવસ્થા ચલાવવાનું નક્કી કર્યું.

સંવત્ ૧૯૩૧ (સન ૧૮૭૫) માં કસ્બાની સ્વચ્છતા તરફ સરકારનું લક્ષ ખેંચાયું. તે માટે જોઇતાં નાણાં કસ્બાની વસ્તીના માણસ દીઠ ચાર આના પ્રમાણે સરકાર તરફથી આપવાનું શરૂ થયું. આ ઉપરાંત વિશેષ કામો માટે ખાસ વધારાની રકમ પણ મદદ તરીકે અપાતી. ત્યાર બાદ સંવત્ ૧૯૪૭ (સન ૧૮૯૨) માં એવો હુકમ થયો કે જે કસ્બામાં એક હજાર કરતાં વધારે વસ્તી હોય ત્યાં માણસ દીઠ આઠ આના પ્રમાણે ગ્રૅંટ આપવી. આવી રીતે મળેલી રકમ સ્વચ્છતા, રોશનાઈ વીગેરે સુધરાઈના કામમાં સરકારે નીમેલી કમીટીના હસ્તક ખરચાતી. આ પ્રમાણે મેસાણા પ્રાંતમાં વિસનગર, કડી, કલોલ, દેહગામ, વિજાપુર, પાટણ, સિદ્ધપુર, આતરસુબા, મેસાણા, ઉંઝા, ચાણસ્મા, ખેરાળુ અને વડનગરમાં સુધરાઇઓ ચાલતી હતી.

આ ઉપરથી જણાય છે કે વિસનગરમાં સુધરાઇની સ્થાપના સંવત ૧૯૩૧ માં થયેલી છે. સુધરાઈના હેવાલ ઉપરથી સંવત ૧૯૩૪ માં સ્થાપના થયાનું નીકળી આવે છે.

ઉપર જણાવ્યા પ્રમાણે સંવત ૧૯૬૨ સુધી વિસનગર સુધરાઇનો કારભાર ચાલ્યો. પરંતુ આપણા રાજ્યમાં અમાત્ય અને દિવાનપદે હિંદની કૅાંગ્રેસના નેતા રા. **રમેશચંદ્ર દત્ત** આવ્યા ત્યારે સંવત ૧૯૬૦ માં વડોદરા રાજ્યની પ્રજાને સ્થાનિક સ્વરાજ્યના હક્ક આપવાની શરૂઆત થવા લાગી.

મુંબઈ ઇલાકાના ડીસ્ટ્રીક્ટ મ્યુનીસીપલ એક્ટ ( સન ૧૯૦૧ ના ત્રીજા ) પ્રમાણે સુધરાઈઓ માટે નવો કાયદો કરવા માટે ખરડો તૈયાર કરવામાં આવ્યો, અને તે મંજુર થાય ત્યાં સુધી બ્રીટીશ કાયદાના ધોરણે કામ શરૂ કરવા હજુરનું ફરમાન થયું અને મેસાણા પ્રાંતમાં વિસનગર, પાટણ અને સિદ્ધપુર એ ત્રણ સુધરાઈઓને તે અધિકાર આપવામાં આવ્યો; તે અધિકાર અન્વયે વિસનગર સુધરાઇના સભાસદોની પહેલી ચુંટણી સવત્ ૧૯૬૧ ( સન ૧૯૦૫ ના જુલાઇ માસ)માં થઈ. વિસનગરના દસ વૉર્ડ ( આ દસ વૉર્ડની હકીકત આગળ આ પ્રકરણમાં જણાવી છે) માંથી દસ સભાસદો પ્રજામાંથી પ્રજાએ ચુંટણીના ધોરણે ચુંટી કાઢયા, પાંચ સભાસદો પ્રજામાંથી સરકારે નીમ્યા અને પાંચ સભાસદો સરકારી અમલદારો હોદ્દાના નાતાથી નીમાયા. એ રીતે કુલ વીસ સભાસદો ત્રણ વરસ માટે નક્કી થયા, અને મુબઇ ઇલાકાના ડીસ્ટ્રીકટ મ્યુનીસીપલ એકટના ધોરણે તૈયાર કરેલો કાયદો—સુધરાઇ નિબંધ સંવત ૧૯૬૨નો પહેલો—મંજુર થયો અને સંવત ૧૯૬૨ ના માહ સુદ ૮ તા. ૧–૨–૧૯૦૬ ના રોજથી અમલમાં મુકાયો અને તે આધારે સુધરાઇના પ્રમુખ તરીકે વિસનગર વિભાગ નાયબ સુબા હોદ્દાની રૂએ ઠરાવવામાં આવ્યા.

આવા સ્થાનિક સ્વરાજના હકવાળી સુધરાઈઓને **બ** વર્ગની સુધરાઇ એ નામ આપવામાં આવ્યું અને બાકીની સુધરાઇઓને તાલુકાના વહીવટદારની દેખરેખ નીચે કેટલાક હક્ક સાથે રાખવામાં આવી જેને **અ** વર્ગની સુધરાઇ એવું નામ આપવામાં આવ્યું.

સંવત ૧૯૬૬ (સન ૧૯૦૯–૧૦ )થી **અ** વર્ગની સુધરાઇઓ, "વિશિષ્ટ પંચાયતો" એ નામથી ઓળખાવા લાગી અને તેના બંધારણ વીગેરે માટે ગામ પંચાયતના નિયમમાં ઘટીત સુધારો કરવામાં આવ્યો છે. સંવત ૧૯૮૭થી સરકારે **અ** વર્ગને બદલે **બ** વર્ગ, અને **બ** વર્ગને બદલે **અ** વર્ગ એ પ્રમાણે નામ ફેરવ્યાં છે. નિબંધ નિયમો બધા તે ને તેજ છે, માત્ર નામજ બદલવામાં આવ્યાં છે.

અને "વિશિષ્ટ પંચાયતો" એ નામજ કાઢી નાખવામાં આવ્યું છે. આ ધોરણે વિસનગર સુધરાઈ જે બ વર્ગના નામથી ઓળખાતી હતી તે નામદાર મંત્રીમંડળ હુકમ અંક ૪૯-૩૪ તા. ૨૧-૫-૩૧ (સંવત ૧૯૮૭) થી અ વર્ગના નામથી ઓળખાય છે.

**સુધરાઇની પ્રથમના વખતની આર્થિક સ્થિતિ**--તે વખતે વિસનગરની વસ્તી આશરે ૧૪ હજાર માણસની અંદાજે માની લઇ વિસનગર સુધરાઇને માણસ દીઠ આઠ આના પ્રમાણે સાત હજાર રૂપીઆના હીસાબે રૂ. ૫૦૦૦ વિસનગર શહેરની કસ્બાજકાતના ઉત્પન્નમાંથી અને સરકારની રૂ. ૨૦૦૦ ની ગ્રૅંટ મળી કુલ રૂ. ૭૦૦૦ મળતા હતા. તે શીવાય બીજી થોડી ઉપજ મળી આશરે રૂ. ૮૦૦૦ થી સુધરાઈનું કામ ચાલતું હતું. આ ગ્રૅંટ સંવત ૧૯૬૫ (સન ૧૯૦૯) ની સાલ સુધી મળી.

ત્યાર બાદ તા. ૧૩-૮-૧૯૦૯ ના રોજ **નામદાર દિવાન રમેશચંદ્ર દત્તની** સહીથી આજ્ઞાપત્રિકામાં નંબર ૩ સન ૧૯૦૯-૧૦ ના જાહેરનામાથી એવો હુકમ થયો કે "તમામ "અ" વર્ગની સુધરાઇઓને સરકારથી મંજુર કરાવી લીધેલા બીજા દર કિંવા કર તમામ "અ" વર્ગની સુધરાઇઓને લેવા માટે સત્તા આપવામાં આવશે. સરકારથી આજ સુધી સદરહુ સુધરાઇઓને મળતી મુકરર કરેલી ગ્રૅંટ હવે આપવાનું બંધ થશે" આ હુકમનો અમલ તા. ૧-૧૧-૧૯૦૯ થી શરૂ થતો હોવાથી સુધરાઇના ઉત્પન્ન સંબંધી વિચાર કરવા તા. ૨૦-૮-૧૯૦૯ ના રોજ વિસનગર સુધરાઇની સમગ્ર સભા મળી અને તે કામ માટે ખાસ કમીટી નીમાઇ. કમીટી એકમત નહી થવાથી તા. ૨૯-૯-૧૯૦૯ ના રોજ ફરી સુધરાઇની સમગ્ર સભા મળી. તે સભામાં સરકાર તરફથી મળતી સાત હજાર રૂપીઆની ગ્રૅંટ કાયમ રાખવા, જકાત નાખી ઉત્પન્ન કરવા, ઘર વેરો નાખી પૈસા એકઠા કરવા, એવી જુદી જુદી સુધારા સાથેની દરખાસ્તો થઇ, અને છેવટે ઘરવેરો નાખી રૂપીઆ સાત હજાર ઉત્પન્ન કરવાનો

ઠરાવ વધુમતે થયો, ઘરવેરો લેવાનું ધોરણ ઠરાવ્યું અને તેનો નિયમ ઘડવા કમીટી નીમાઇ.

વિસનગરની પ્રજાએ સુધરાઇના આ ઠરાવ સામે પોતાનો સખ્ત વાંધો જાહેર કરવા તા. ૧૧-૧૦-૧૯૦૯ના રોજ જાહેર સભા ભરી, અને ઘરવેરાનો ઠરાવ રદ કરી જકાત નાખવાનો ઠરાવ કરવા તા. ૧૫-૧૦-૧૯૦૯ ના રોજ સુધરાઇને અરજી કરી. સુધરાઇએ તે અરજીની હકીકત અને પ્રજાનો વિરોધ ધ્યાનમાં લઇ તા ૪-૧૨-૧૯૦૯ ના રોજ અસાધારણ સમગ્ર સભા ભરી તેમાં ઘરવેરાનો ઠરાવ રદ કર્યો અને જકાતનો ઠરાવ કર્યો. પછી તા. ૧૦-૧-૧૯૧૦ ના રોજ સુધરાઇમાં જકાત વિરૂદ્ધની અરજી થવાથી પ્રમુખે પસાર થયેલા જકાતના ઠરાવની સાથે રદ થયેલા ઘર વેરાનો ઠરાવ પણ અરજીઓ સાથે ઉપરી અધિકારીઓ તરફ મંજુર થવા મોકલ્યો. આથી સુધરાઇ પ્રત્યે પ્રજાનો જબરો વિરોધ થયો, સરકારમાં પ્રજા તરફથી ઘણી અરજીઓ થઇ, ડેપ્યુટેશન ગયાં, કોર્ટમાં સુધરાઇ સામે દાવા માંડવા વકીલો મારફત સુધરાઈને નોટીસો અપાઈ, ઘરવેરા તરફ મત આપનાર સભાસદો મહાજન બહાર મુકાયા અને તે બધી હકીકત છેવટે ઠેઠ કૈ૦ શ્રીમંત મહારાજા સાહેબ સુધી પહોંચી. આ વખતે શ્રીમંતની સ્વારી મેસાણાપ્રાંતના પ્રવાસે હોવાથી તા. ૧૦-૨-૧૯૧૨ ના રોજ સવારે સાતવાગે ઘોડે સ્વાર થઇ વડનગરથી પગરસ્તે કૈ૦ શ્રીમંત મહારાજા સાહેબ વિસનગરમાં નવ વાગે પધાર્યા, અને વહીવટદાર કચેરીમાં જ્યાં સુધરાઇની સભાની ગોઠવણ રાખવામાં આવી હતી ત્યાં પધારી પ્રસન્ન મુખે સભાને પુછયું "જકાત અને ઘરવેરા સંબંધી શો વાંધો ઉભો થયેલો છે?" આ વખતે હું ઉપપ્રમુખ હોવાથી મેં નમ્રતા પૂર્વક જવાબ આપ્યો "મહારાજા સાહેબ! અમે રીતસર જકાતનો ઠરાવ કરી ટીપણ કરીએ છીએ પણ તે આગળ નહીં મોકલતાં ઘર વેરાનું ટીપણ કરવામાં આવે છે." આ સાંભળી શ્રીમંતે કહ્યું "તમે જકાતનું ટીપણ મોકલેલું છે?" મેં હકારમાં જવાબ આપતાં

મે. સુબા સાહેબે તે વાત ઉપાડી લેતાં તરતજ જણાવ્યું "હા, મહારાજા સાહેબ! જકાતનું ટીપણ આવી ગયું છે." આ સાંભળી શ્રીમંત મહારાજાએ તે ટીપણ મંજુર કરવા હુકમ કર્યો. આ પ્રમાણે ત્યાં ને ત્યાંજ ઘરવેરો રદ કરી જકાતનું ટીપણ મંજુર કરવાનો હુકમ થવાથી મેં અમારો સંતોષ અને આનંદ વ્યક્ત કરી શ્રીમંતનો હૃદયપૂર્વક આભાર માન્યો.

એ રીતે શ્રીમંત મહારાજાના થયેલા તે હુકમ પ્રમાણે બે વરસમાં પડેલી ખોટ પુરી કરવા એક વરસ માટે તા. ૧-૫-૧૯૧૧ થી તા. ૩૦-૪-૧૯૧૨ સુધી ઘરવેરો લેવાનું ધોરણ ઠરાવી તા. ૧-૫-૧૯૧૨થી ઘર વેરો કાઢી નાખી તેના બદલે જકાત લેવાનું ધોરણ શરૂ કર્યું. આ ધોરણ ટરમીનલ ટેક્સ ( terminal tax ) જેવું હતું. ફક્ત ગુડઝમાં આવતા અમુક માલની વજન ઉપર જકાત લેવાતી હતી તેથી મુસાફરોને પોટકાં છોડાવવાની કે એવી બીજી કનડગત નહોતી. એક વર્ષ માટે ઉઘરાવેલા ઘર વેરાથી આશરે રૂપીઆ આઠ હજાર ઉત્પન્ન થયા હતા, અને તે પછી નંખાયેલી જકાતથી આશરે રૂપીઆ દસ હજારની ઉપજ દરસાલ થતી હતી, અને સુધરાઈનું કામ સંતોષકારક ચાલતું હતું. પ્રજાને પાણીનાં મુખ્ય સાધન જે તળાવ અને કુવા છે તેની દુરસ્તીનું કામ હાથમાં લેવામાં આવ્યું. દેળીઆ તળાવના આરાનાં ઘસાઇ ગયેલાં અને તુટી ગયેલાં પગથીઆંની દુરસ્તી કરવામાં આવી, હનુમાન જવાના રસ્તે મોટા નુકસાનકારક માટીના ઢગલા હતા તે કાઢી નાખી દીવાલ કરી તળાવનો તે ભાગ દુરસ્ત કરાવ્યો. તળાવમાં પાણી આવતાં થતો અટકાવ દુર કરવા જુનાં ત્રણ ગરનાળાંની જોડે બીજાં બે ગરનાળાં વધારવામાં આવ્યાં, શહેરના ઉદાર ગૃહસ્થોની સખાવતોથી સુધરાઇની દેખરેખ નીચે તળાવ ઉપર કાશી-બનારસ જેવા સુંદર ઘાટો બાંધવામાં આવ્યા, કુવાઓની દુરસ્તી થઈ, સંવત ૧૯૭૪ માં બજાર વચ્ચે શાક મારકેટ બાંધવામાં આવી, ખંડેરો લઇ થોડા ટુંકા રસ્તાઓ કરવામાં આવ્યા, સ્ત્રીઓ માટે ત્રણ જાજરૂ

થયાં, વીગેરે એવાં કામો સુધરાઇ આવકના પ્રમાણમાં સંતોષકારક રીતે કરવા લાગી.

સંવત ૧૯૭૦ માં યુરોપમાં મહાન યુદ્ધ થવાથી જકાતની ઉપજમાં ઘટાડો અને ખરચમાં મોટો વધારો થવા લાગ્યો તેથી ઉત્પન્નનું સાધન વધારવા સરકારનું દબાણ થવા લાગ્યું, અને સીધી અને આડકતરી રીતે ઘરવેરાની ભલામણો થવા લાગી. તા. ૪–૧૨–૧૯૧૮ ના રોજ સુધરાઇની સમગ્ર સભા મળી અને તેમાં જકાત કમી કરી ઘર વેરો લેવાનો ઠરાવ વધુમતે થયો પ્રજાએ વિરૂદ્ધ પડી ઘણી અરજીઓ સુધરાઇ અને સરકારમાં કરી પણ કાંઇ દાદ મળી નહીં. અને સરકારે સુધરાઇનો છેવટનો તા. ૧૨–૭–૧૯૧૯ નો ઠરાવ તા. ૧૯–૨–૧૯૨૦ ના રોજ મંજુર રાખ્યો. તે આધારે જકાત લેવાતી બંધ થઇ અને તા. ૧–૮–૧૯૨૦ થી ઘરવેરો શરૂ થયો. ઘરની કીમત ઉપર સેંકડે ૬ આના પ્રમાણે લેવાનું ધોરણ સુધરાઇએ રાખેલું. દોઢસો રૂપીઆની કીમતના ઘરની માફી રાખેલી અને રૂપીઆ પંદરથી વધુ નહીં લેવાની આંટ રાખેલી. પ્રજાનો ઘરવેરા વિરૂદ્ધનો પ્રયાસ ચાલુ હોવાથી ઘરવેરો કાઢી નાખી જકાત દાખલ કરવાનો ઠરાવ તા. ૧૮–૧–૧૯૨૪ ના રોજ મળેલી સુધરાઇની સમગ્ર સભામાં થયો. તે અન્વયે સન ૧૯૨૭ થી ઘરવેરો કાઢી નાખી જકાત શરૂ કરેલી છે.

સંવત્ ૧૯૬૨ થી ૧૯૬૬ સુધી દવાખાનાને સુધરાઇ તરફથી ડોકટરના પગાર શીવાય બીજા પગારના અને દવાના ખરચના રૂપીઆ પંદરસોની આસપાસ આપવા પડતા હતા. આ બાબત સુધરાઇએ પોતાનો વાંધો રજુ કરવાથી સંવત ૧૯૬૭ થી રૂ. ૬૦૦ અને સંવત ૧૯૭૯ થી રૂ. ૬૭૫ આપવા સરકારનો હુકમ થયો છે. શીતલા ખાતે પ્રથમ રૂ. ૭૭ આપતા હતા તે વધારી સંવત ૧૯૭૧ થી રૂ. ૨૧૯ કરેલા છે.

આ સ્થળે જણાવવું પડે છે કે આવી સંસ્થાઓ પાસેથી સરકારના ખર્ચે ચાલતી સાર્વજનિક સંસ્થા માટે ફાળાની રકમ લેવામાં સરકારે ધારણ કરેલી રાજનીતિ બરાબર નથી. પ્રજાની આર્થિક સ્થિતિ એવી નથી કે દવાખાનાં, પ્રાથમિક કેળવણીની શાળાઓ વીગેરેના ખરચનો ફાળો ઉપાડી શકે; છતાં સરકાર તેવા પ્રકારની માગણી કરે છે તો સભાસદો તેનો સ્વીકાર કરી ફાળો આપે છે પરંતુ તે ફાળાને ધીમે ધીમે એવો વધારવામાં આવે છે કે છેવટે સભાસદોનું મન નારાજ થાય છે અને લાચારીથી ના કહેવાનો સંભવ ઉભો થાય છે. દવાખાનાનો ફાળો રૂ. ૬૦૦ નો આપવાનો ઠરેલો તે વખતે અત્રે પહેલા વર્ગનું દવાખાનુ હતું તે સંવત ૧૯૭૨ માં ત્રીજા વર્ગનું કરવામાં આવ્યું તેથી ન્યાયની દષ્ટિએ જોતાં ફાળાની રકમ કમી કરવી જોઇએ પરંતુ તેમ નહીં કરતાં ઉલટ રૂ. ૭૫ નો વધારો કરવામાં આવ્યો. વળી આટલેથી નહીં અટકતાં "દવા અને શસ્ત્રોનું ખરચ વધારે થાય છે માટે ફાળામાં ૧૨॥ ટકાનો વધારો થવો જોઇએ" એવી મતલબની સરકારની સૂચના થવાથી તા. ૧૬-૧૨-૧૯૨૪ ની સભામાં તેનો સ્વીકાર થયો. આથી ફાળામાં આશરે રૂ. ૭૫ નો વધારો થયો છે. સભાસદોની ફરજ છે કે તેમણે પ્રજાની સ્થિતિ ધ્યાનમાં લઇ અને તે સરકારના ધ્યાન ઉપર લાવી સરકાર તરફથી ખરચની બાબતમાં થતી ભલામણો સ્વીકારતાં પહેલાં પૂર્ણ વિચાર કરવો જાઇએ.

જ્યારથી એટલે કે સન ૧૯૦૫-૬ થી સુધરાઇની રીતસર સ્થાપના થઇ ત્યારથી સન ૧૯૪૦-૪૧ સુધીના આવક જાવકના વીગતવાર આંકડા નીચે પ્રમાણે જુદાં જુદાં કોષ્ટકોમાં બતાવ્યા છે તે જોવાથી સુધરાઇની પાછલી અને ચાલુ આર્થિક સ્થિતિ સંપૂર્ણ રીતે સમજવામાં આવશે અને પાછલા અનુભવ ઉપરથી ભવિષ્યમાં કેમ કરવું તે સુઝી આવશે—

## વિસનગર સુધરાઈની આવકનું કોષ્ટક. ( સંવત ૧૯૦૫-૬ થી ૧૯૨૩-૨૪ સુધીનું

| સન | ગ્રૅંટ અગર જકાત ૧ | ઘર વેરો ૨ | લોકલ સેસ ૩ | ગુન્હા દંડ ૪ | ડગા ઉપજ ૫ | જમીન ભાડું ૬ | મારકીટ ભાડું ૭ | બાંધ કામ ૮ | પરચુરણ | કુલ ઉપજ રૂપીઆ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૦૫-૬ | ગ્રેન્ટ ૬૯૭૭A | | | | ૩૦ | | | ૨૨ | ૧૬૬ | ૭૧૯૫ |
| ૧૯૦૬-૭ | ૬૯૩૩ | | | | ૧૮ | | | ૫૫ | ૯૧ | ૭૦૮૭ |
| ૧૯૦૭-૮ | ૭૦૦૦ | | ૬૩૨ | | ૮૦ | | | ૮૨ | ૨૪ | ૭૮૧૯ |
| ૧૯૦૮-૯ | ૭૦૦૦ | | ૬૩૩ | | ૧૪૫ | | | ૧૨૧ | ૩૫ | ૭૯૩૪ |
| ૧૯૦૯-૧૦ | ૧૭૫૦ | | ૬૩૦ | ૧૧ | ૩૦૦ | | | ૧૦૩ | ૭૧ | ૨૮૬૫ |
| ૧૯૧૦-૧૧ | ૦ | | ૬૩૭ | ૫૨ | ૧૩૮ | | | ૧૦૭ | ૨૩૫ | ૧૧૬૯ |
| ૧૯૧૧-૧૨ | જકાત ૧૪૫૬B | ૬૫૨૮C | ૦ | ૨૦ | ૬૧ | | | ૬૧ | ૨૧ | ૮૧૪૭ |
| ૧૯૧૨-૧૩ | ૯૮૧૪ | ૧૧૨૧ | ૬૩૨ | ૬૪ | ૧ | | | ૭૪ | ૫૪૦ | ૧૨૪૪૫ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૧૩-૧૪ | ૧૦૫૦૪ | ૩૦૪ | ૬૪૯ | ૨૦૯ | ૬૧ | | | ૯૨ | ૫૮ | ૧૧૮૭૭ |
| ૧૯૧૪-૧૫ | ૯૧૮૮ | ૭ | ૬૫૦ | ૧૧૫ | ૬૬ | | | ૮૮ | ૨૨૯ | ૧૦૩૪૩ |
| ૧૯૧૫-૧૬ | ૮૪૭૪ | | ૬૫૬ | ૧૩૪ | ૮૮ | | | ૫૨ | ૧૮૨ | ૯૫૮૬ |
| ૧૯૧૬-૧૭ | ૯૩૪૨ | | ૬૩૯ | ૬૨ | ૭૮ | | ૭૨D | ૫૮ | ૪૪૧ | ૧૦૬૯૨ |
| ૧૯૧૭-૧૮ | ૮૪૧૪ | | ૬૩૨ | ૧૬૦ | ૮૨ | | ૨૭૦ | ૭૨ | ૯૩ | ૯૭૨૩ |
| ૧૯૧૮-૧૯ | ૧૦૧૦૮ | | ૬૩૨ | ૧૪૬ | ૮૧ | | ૧૧૩ | ૧૦૪ | ૧૫૪ | ૧૧૩૩૮ |
| ૧૯૧૯-૨૦ | ૯૭૨૩ | | ૬૫૦ | ૯૧ | ૪૭ | ૩૩૩ | ૫૩૮ | ૨૫૭ | ૧૩૦ | ૧૧૭૬૯ |
| ૧૯૨૦-૨૧ | બંધ કરી | ૯૧૭૧E | ૪૮૫ | ૧૧૭ | ૫૩ | ૧૫૬ | ૩૯૪ | ૨૬૭ | ૭૪ | ૧૦૭૧૭ |
| ૧૯૨૧-૨૨ | | ૧૦૨૨૯ | ૬૯૩ | ૧૧૦ | ૯૭ | ૩૨૭ | ૪૭૮ | ૨૦૧ | ૨૬૭ | ૧૨૪૦૨ |
| ૧૯૨૨-૨૩ | | ૧૧૦૪૯ | ૬૮૯ | ૧૧૯ | ૪૯ | ૩૮૩ | ૩૩૩ | ૨૭૫ | ૩૪૮ | ૧૩૨૪૫ |
| ૧૯૨૩-૨૪ | | ૧૩૬૩૪ | ૯૬૮ | ૮૮ | ૧૬ | ૩૯૫ | ૩૬૭ | ૨૦૮ | ૩૮૫ | ૧૬૦૬૧ |

આવક ચાલુ. સન ૧૯૨૪–૨૫ થી ૧૯૪૦–૪૧ સુધી. આગળ ચાલુ–

| ઈસ્વીસન | જકાત ૧ | ઘરવેરો ૨ | લોકલસેસ ૩ | ગુન્હાદંડ ૪ | ડબા ઉપજ ૫ | જમીન ભાડું ૬ | મારકીટ ભાડું ૭ ચાલુ– |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪–૨૫ | | ૧૧૬૯૪ | ૪૬૮ | ૧૨૦ | ૧૬૬ | ૬૯૦ | ૩૮૮ |
| ૧૯૨૫–૨૬ | | ૮૦૯૦ | ૬૨૯ | ૪૬ | ૬૮ | ૫૨૯ | ૪૦૪ |
| ૧૯૨૬–૨૭ | ૨૨૪૦૩F | ૨૬૭૭ | ૭૨૩ | ૩૦ | ૧૧૯ | ૫૯૮ | ૪૧૫ |
| ૧૯૨૭–૨૮ | ૨૪૫૩૯ | ૧૯૮ | ૭૪૬ | ૦ | ૭૬ | ૫૪૮ | ૩૯૯ |
| ૧૯૨૮–૨૯ | ૧૯૮૯૭ | ૪૩૭ | ૭૦૮ | ૫૩ | ૬૫ | ૫૪૪ | ૩૭૮ |
| ૧૯૨૯–૩૦ | ૨૨૮૭૮ | ૧૭૭ | ૦ | ૩૮ | ૧૮ | ૬૧૩ | ૩૪૪ |
| ૧૯૩૦–૩૧ | ૨૩૮૪૨ | ૩૦ | ૧૩૮૩ | ૨૨ | ૦ G | ૬૯૦ | ૩૪૮ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧–૩૨ | ૨૪૩૧૬ | ૯૧ | ૭૬૯ | ૧૫ | | ૬૦૧ | ૨૭૦ |
| ૧૯૩૨–૩૩ | ૨૪૫૩૩ | ૨૭ | ૬૯૫ | ૩૬ | | ૬૮૮ | ૨૫૭ |
| ૧૯૩૩–૩૪ | ૨૩૮૯૭ | ૦ | ૭૩૭ | ૨૧ | | ૭૩૫ | ૩૬૬ |
| ૧૯૩૪–૩૫ | ૨૬૬૫૩ | ૮૧ | ૧૨૦૬ | ૨૯ | | ૧૦૬૭ | ૩૮૦ |
| ૧૯૩૫–૩૬ | ૨૪૭૧૯ | ૨૮ | ૮૬૫ | ૭૧ | | ૮૨૮ | ૫૨૧ |
| ૧૯૩૬–૩૭ | ૨૩૦૪૨ | ૨૪ | ૭૦૮ | ૧૪૦ | | ૮૧૯ | ૬૬૧ |
| ૧૯૩૭–૩૮ | ૨૩૨૬૯ | ૪૪ | ૭૪૦ | ૧૩૮ | | ૩૧૩ | ૧૨૫H |
| ૧૯૩૮–૩૯ | ૨૪૨૮૪ | ૩ | ૭૪૧ | ૬૩ | | ૬૩૭ | ૩૪૮ |
| ૧૯૩૯–૪૦ | ૨૩૩૪૫ | ૫૮ | ૫૮૪ | ૨૬ | જાજરૂપટી. ૧૨૭૭ I | ૬૯૧ | ૬૨૯ |
| ૧૯૪૦–૪૧ | ૨૩૭૩૦ | ૦ | ૫૭૯ | ૩૧ | ૩૧૦૦ | ૭૧૫ | ૬૬૫ |

આવક ચાલુ સન ૧૯૨૪-૨૫ થી ૧૯૪૦-૪૧ સુધી. ઉપરના કોષ્ટકના અનુસંધાનમાં.

| ઇસ્વીસન | બાંધકામની લાગત -૮ | ચા કોફી ૯ | વ્યાજ ૧૧ | પાણી ઉપજ ૧૧ | મદદ ૧૨ | પરચુરણ ૧૩ | કુલ ઉપજ ૧૪ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪-૨૫ | ૩૩૭ | | | | | ૯૪ | ૧૩૯૫૭ |
| ૧૯૨૫-૨૬ | ૩૪૩ | ૬૮૩ J | | | | ૧૧૯ | ૧૦૯૧૧ |
| ૧૯૨૬-૨૭ | ૨૦૩ | ૩૬૬ | ૬૩ K | | | ૬૬ | ૨૭૬૮૩ |
| ૧૯૨૭-૨૮ | ૧૯૪ | ૫૭૬ | ૩૦૦ | | | ૨૩૮ | ૨૭૮૧૪ |
| ૧૯૨૮-૨૯ | ૧૩૪ | ૬૪૨ | ૧૦૩૩ | | | ૮૭૩ | ૨૪૭૬૪ |
| ૧૯૨૯-૩૦ | ૨૦૯ | ૭૪૨ | ૧૩૭૨ | | ૩૫૦૦૦L | ૫૦૦ | ૬૧૮૯૧ |
| ૧૯૩૦-૩૧ | ૧૬૬ | ૫૧૬ | ૧૭૭૯ | | ૩૦૦૦૦ | ૧૯૪ | ૫૮૯૭૦ |

**ખરચના કોષ્ટકમાં મુકેલી નિશાનીઓના ખુલાસા—**

क १७६० સુધરાઇની શરૂઆત થતાં સરકારે દવાખાનાના ડૉક્ટર શિવાયના બાકીના મહેકમનું ખરચ સુધરાઇને સોંપ્યું તે.

ख ७७ સુધરાઇની શરૂઆત થતાં સરકારે સોંપેલું શીતળાનું ખરચ.

ग ૬૦૦ દવાખાનાના મહેકમના પગારનું ખરચ કમી કરી સરકારે ઉચક રકમ ઠરાવી.

घ ૧૨૯ સરકારે શીતળાની રકમ વધારવાથી.

च ૧૬૯ સરકારે શીતળાની રકમ વધારવાથી.

छ ૬૭૫ સરકારે દવાખાનાની રકમ વધારવાથી.

ज ૨૧૯ સરકારે શીતળાની રકમમાં વધારો કરવાથી.

झ ૭૯૬ સુધરાઇએ જકાત નાખવાથી તેના મહેકમનું ખરચ.

ट ૪૦૦૦ સુધરાઇએ મંડીવાળું મકાન સરકાર પાસેથી ખરીદ કર્યું.

ठ ૩૨૭૯ નળની મોટી રકમોનાં જમે ખરચ પડવાથી ટકાવારી પ્રમાણે થયેલો વધારો.

ड ૪૭૨૮ રાજરત્ન મહાસુખભાઇ ટાઉન હૉલ બંધાયો તેના ખરચના.

ढ ૫૦૬૧ સુધરાઇમાં ચીફ્ઑફીસરની નીમણુંકથી ખરચમાં વધારો.

ण ૧૭૮ પાણી છાંટવા માટે મહેકમ રાખ્યું તેના.

त ૦ ડબો સરકારમાં જવાથી ખરચ બંધ.

थ ૧૨૨૯ પાણીના નળ માટે ઍન્જીન વીગેરે મશીનરીના ઘસારાના ફંડ માટે.

द ૧૪૬૮૮૦ પાણીના નળના બાંધકામ માટે.

न ૧૨૭૧૫ નળના ઍન્જીન માટે ઍન્જીનીયર વીગેરેના મહેકમના.

प ૪૮૯ વિસનગરમાં પશુ દવાખાનાની મદદ માટે.

फ ૩૪ શેઠ ડોસાભાઇ મગનલાલ બાગ માટે મહેકમની શરૂઆત.

ब ૨૮૦૪ વિસનગરમાં અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજ Under Ground Drainage—ભૂગર્ભ મલીનવારી વાહીનીનલિકા) ના કામના ખરચ માટે.

## આવકના કોષ્ટકમાં મુકેલી નિશાનીઓના ખુલાસા–

A ૬૯૭૭ સન ૧૯૦૫ થી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓ સ્થપાઈ ત્યારથી શરૂઆતમાં સરકારે સુધરાઇને રૂ. ૭૦૦૦) ની ગ્રૅંટ આપવી શરૂ કરી તે રકમ.

B ૧૪૫૬ સુધરાઇએ હિવાન હુકમ નં. ૧૯૦$\frac{૩}{૯}$–૧૦ તા. ૧૦–૮–૧૯૦૯ ના જાહેરનામા અન્વયે સુધરાઇએ નાખેલી જકાત.

C ૬૫૨૮ ઉત્પન્ન માટે સુધરાઇએ ઘરવેરો કે જકાત લેવી એ સંબંધમાં પ્રજા અને સુધરાઈ વચ્ચે ઝઘડો થવાથી એક વર્ષ ઘરવેરો લેવાનું ઠરાવ્યું તે ઘરવેરાના.

D ૭૨ બજારમાં શાક મારકીટ બનાવી તેના ભાડાના.

E ૯૧૭૧ જકાત બંધ કરી ઘરવેરો લેવાનું સુધરાઇએ ઠરાવ્યાથી.

F ૨૨૪૦૩ સુધરાઇએ ઘર વેરો બંધ કરી જકાત લેવાનું ઠરાવ્યાથી.

G ૦ ડબો (રખડાઉ ઢોરને પુરવા માટે જગો) સરકારમાં સોંપાયાથી તે આવક બંધ.

H ૧૨૫ શાક મારકીટ ઉપર રાજરત્ન મહાસુખભાઈ ટાઉન હૉલ બંધાતો હોવાથી મારકીટ બંધ રહી તેથી કમી ભાડું.

I ૧૨૭૭ સુધરાઇએ જાજરૂદીઠ રૂ. ૩) ટેક્સ લેવાનું ઠરાવ્યાથી.

J ૬૮૩ હૉટેલો ઉપર લાયસેન્સ ફી નાખવાથી.

K ૬૩ સુધરાઇની સીલક ભેગી થવાથી વડોદરા બૅન્કમાં મુકવામાં આવ્યા તેના વ્યાજના.

L ૩૫૦૦૦ નળની યોજના થવાથી સરકાર તથા હરિચંદ તરફની મદદ.

M ૯૪૦ નળથી પાણી આપવાનું શરૂ થવાથી ખાનગી કનેકશનોની પાણીની લાગતના વાર્ષિક રૂ. ૧૨) પ્રમાણે.

N ૨૨૧૬ વિસનગરમાં હૉટેલોની લાયસેન્સ ફીમાં કરેલા વધારાથી.

O ૪૦૦૦ રાજરત્ન મહાસુખભાઈ તરફથી મારકીટ ઉપર ટાઉન હૉલ બાંધવા માટે આવેલી દેણગી.

P ૪૦૦૦ શેઠ ડોસાભાઇ બાગ માટે તેમના તરફથી દેણગી પેટે.

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩-૧૪ | ૧૩૪૨ | ૨૫૫૮ | ૧૨૩૧ | ૬૦૦ | ૭૭ | ૭૨ | ૦ | ૭૮ | ૨૯૩૫ | ૪૬૬ | ૯૩૯૨ |
| ૧૪-૧૫ | ૧૭૬૩ | ૨૬૭૮ | ૧૧૦૧ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૮ | ૬૬ | ૦ | ૨૯૮૮ | ૬૪૧ | ૧૦૦૭૪ |
| ૧૫-૧૬ | ૧૭૩૫ | ૨૫૫૮ | ૧૪૭૦ | ૬૦૦ | घ ૧૨૯ | ૧૧૫ | ૧૧૦ | ૨૯૨૨ | ૨૯૨૩ | ૧૦૦ | ૧૨૬૬૨ |
| ૧૬-૧૭ | ૨૦૭૧ | ૨૭૨૧ | ૧૧૮૩ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૬ | ૬ | ૭૯૩ | ૫૦૪૭ | ૪૫ | ૧૨૭૧૧ |
| ૧૭-૧૮ | ૨૩૩૪ | ૩૦૪૪ | ૧૪૪૦ | ૬૦૦ | ૧૨૯ | ૧૧૦ | ૫૮ | ૯૩ | ૧૯૮૬ | ૨૦૫ | ૯૯૯૯ |
| ૧૮-૧૯ | ૨૪૩૪ | ૩૩૩૪ | ૧૪૯૩ | ૬૦૦ | ૧૨૯ | ૯૭ | ૨૮ | ૧૧૦ | ૧૨૩૭ | ૬૧૨ | ૧૦૦૭૪ |
| ૧૯-૨૦ | ૨૭૭૩ | ૩૬૧૫ | ૧૯૭૧ | ૬૦૦ | ૧૬૯ | ૦ | ૯૬ | ૨૧૨ | ૧૧૪૮ | ૩૭ | ૧૦૬૨૧ |
| ૨૦-૨૧ | ૨૬૪૮ | ૩૭૫૩ | ૨૧૭૧ | ૬૦૦ | च ૧૬૯ | ૧૧૭ | ૫૬ | ૦ | ૫૦૯ | ૧૩૪ | ૧૦૧૫૬ |
| ૨૧-૨૨ | ૩૧૪૪ | ૪૩૨૦ | ૨૦૮૮ | ૬૦૦ | ૧૬૯ | ૧૦૫ | ૮ | ૧૦૩ | ૮૪૬ | ૯૨ | ૧૧૪૭૫ |
| ૨૨-૨૩ | ૨૭૯૫ | ૪૭૯૫ | ૨૨૫૦ | ૬૭૫ | ૧૬૯ | ૧૧૭ | ૦ | ૧૬૬ | ૧૦૯૭ | ૧૩૭ | ૧૨૨૦૧ |
| ૨૩-૨૪ | ૨૮૧૨ | ૪૯૦૮ | ૧૭૪૭ | छ ૬૭૫ | ૧૬૯ | ૧૨૫ | ૦ | ૧૦૪ | ૨૬૩૧ | ૮૧૦ | ૧૩૯૮૦ |

## વિસનગર સુધરાઈના ખરચનું કોષ્ટક. (સન ૧૯૦૫-૬ થી ૧૯૨૩-૨૪ સુધીનું.)

| સન | દીવાબત્તી | સ્વચ્છતા | ઓફીસ પગાર | દવા ખાતુ | શીતળા | તપા-સણી | અગ્નિ શાંતિ | વળતર | બાંધ કામ | પરચુરણ | કુલ ખરચ રૂપીઆ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૦૫-૬ | ૭૭૩ | ૧૮૩૪ | ૫૩૦ | ૧૭૬૦ क | ૭૭ ख | ૭૮ | ૨ | ૦ | ૧૦૩ | ૬૦ | ૫૨૧૭ |
| ૬-૭ | ૭૦૬ | ૧૮૦૬ | ૫૩૫ | ૧૬૭૫ | ૭૭ | ૭૪ | ૨ | ૯૨ | ૩૭૮ | ૧૬૯ | ૫૫૧૮ |
| ૭-૮ | ૧૧૯૦ | ૧૯૫૮ | ૪૭૭ | ૧૬૬૦ | ૭૭ | ૭૩ | ૯૪ | ૦ | ૨૧૧ | ૩૧૭ | ૬૦૫૭ |
| ૮-૯ | ૧૨૯૧ | ૨૬૧૮ | ૬૩૪ | ૧૧૨૩ | ૭૭ | ૧૨૨ | ૩૮ | ૦ | ૧૫૩૭ | ૮૩ | ૭૫૨૩ |
| ૯-૧૦ | ૧૦૭૯ | ૨૧૩૧ | ૫૮૨ | ૧૩૪૦ | ૭૭ | ૭૬ | ૨ | ૦ | ૦ | ૧૪૮ | ૫૪૩૫ |
| ૧૦-૧૧ | ૧૦૩૩ | ૨૨૪૧ | ૬૪૪ | ૬૦૦ | ૭૭ | ૬૨ | ૧૫ | ૦ | ૪૬ | ૭૬ | ૪૭૯૪ |
| ૧૧-૧૨ | ૧૫૩૫ | ૨૨૯૦ | ૯૦૦ | ग ૬૦૦ | ૭૭ | ૩૯ | ૨૮ | ૦ | ૨૧૯૯ | ૨૪૫ | ૭૯૧૩ |
| ૧૨-૧૩ | ૧૦૬૫ | ૨૯૨૦ | ૧૨૭૯ | ૬૦૦ | ૭૭ | ૪૦ | ૪૪ | ૦ | ૪૨૯૪ | ૧૨૫૪ | ૧૧૫૭૩ |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૩-૧૪ | ૧૩૪૨ | ૨૫૫૮ | ૧૨૩૧ | ૬૦૦ | ૭૭ | ૭૨ | ૦ | ૭૮ | ૨૯૩૫ | ૪૯૯ | ૯૩૯૨ |
| ૧૪-૧૫ | ૧૭૬૩ | ૨૬૭૮ | ૧૧૦૧ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૮ | ૬૬ | ૦ | ૨૯૮૮ | ૬૪૧ | ૧૦૦૭૪ |
| ૧૫-૧૬ | ૧૭૩૫ | ૨૫૫૮ | ૧૪૭૦ | ૬૦૦ | ઘ ૧૨૯ | ૧૧૫ | ૧૧૦ | ૨૯૨૨ | ૨૯૨૩ | ૧૦૦ | ૧૨૬૬૨ |
| ૧૬-૧૭ | ૨૦૭૧ | ૨૭૨૧ | ૧૧૮૩ | ૬૦૦ | ૧૨૯ | ૧૦૬ | ૬ | ૭૯૩ | ૫૦૪૭ | ૪૫ | ૧૨૭૧૧ |
| ૧૭-૧૮ | ૨૩૩૪ | ૩૦૪૪ | ૧૪૪૦ | ૬૦૦ | ૧૨૯ | ૧૧૦ | ૫૮ | ૯૩ | ૧૯૮૬ | ૨૦૫ | ૯૯૯૯ |
| ૧૮-૧૯ | ૨૪૩૪ | ૩૩૩૪ | ૧૪૯૩ | ૬૦૦ | ૧૨૯ | ૯૭ | ૨૮ | ૧૧૦ | ૧૨૩૭ | ૬૧૨ | ૧૦૦૭૪ |
| ૧૯-૨૦ | ૨૭૭૩ | ૩૬૧૫ | ૧૯૭૧ | ૬૦૦ | ૧૬૯ | ૦ | ૯૬ | ૨૧૨ | ૧૧૪૮ | ૩૭ | ૧૦૬૨૧ |
| ૨૦-૨૧ | ૨૬૪૮ | ૩૭૫૩ | ૨૧૭૧ | ૬૦૦ | ચ ૧૬૯ | ૧૧૭ | ૫૬ | ૦ | ૫૦૯ | ૧૩૪ | ૧૦૧૫૬ |
| ૨૧-૨૨ | ૩૧૪૪ | ૪૩૨૦ | ૨૦૮૮ | ૬૦૦ | ૧૬૯ | ૧૦૫ | ૮ | ૧૦૩ | ૮૪૬ | ૯૨ | ૧૧૪૭૫ |
| ૨૨-૨૩ | ૨૭૯૫ | ૪૭૯૫ | ૨૨૫૦ | ૬૭૫ | ૧૬૯ | ૧૧૭ | ૦ | ૧૬૬ | ૧૦૯૭ | ૧૩૭ | ૧૨૨૦૧ |
| ૨૩-૨૪ | ૨૮૧૨ | ૪૯૦૮ | ૧૯૪૭ | છ ૬૭૫ | ૧૬૯ | ૧૨૫ | ૦ | ૧૦૪ | ૨૬૩૧ | ૮૧૦ | ૧૩૯૮૦ |

## ખરચ ચાલુ–સન ૧૯૨૪–૨૫ થી ૧૯૪૦–૪૧ સુધી આગળ ચાલુ

| ઇસ્વીસન | રોશનાઇ ૧ | સ્વચ્છતા ૨ | મહેકમ ૩ | દવાખાનું ૪ | શીતળા ૫ | તપાસણી ૬ | અગ્નિશાંતિ ૭ | વળતર ૮ | બાંધકામ ૯ | જકાત ૧૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪–૨૫ | ૩૧૪૭ | ૪૮૬૨ | ૧૬૭૭ | ૦ | ૨૧૯ज्ञ | ૧૫૧ | ૭૯ | ૦ | ૧૦૫૩ | ૦ |
| ૧૯૨૫–૨૬ | ૨૮૬૨ | ૪૮૭૯ | ૧૫૯૧ | ૧૩૫૦ | ૨૧૯ | ૧૩૫ | ૬૨ | ૦ | ૧૪૭૪ | ૦ |
| ૧૯૨૬–૨૭ | ૩૭૭૫ | ૪૮૨૬ | ૧૪૯૮ | ૬૭૫ | ૨૨૦ | ૧૦૩ | ૩૯ | ૨૫૯ | ૧૭૧૦ | ૭૯૬झ |
| ૧૯૨૭–૨૮ | ૩૨૬૮ | ૪૭૬૩ | ૧૮૦૫ | ૬૭૫ | ૨૨૦ | ૨૭૦ | ૪૫ | ૦ | ૧૯૦૩ | ૭૭૦ |
| ૧૯૨૮–૨૯ | ૪૧૧૪ | ૫૬૬૨ | ૧૮૧૫ | ૬૭૫ | ૨૧૯ | ૨૭૦ | ૮૯ | ૦ | ૨૯૧૯ | ૭૯૯ |
| ૧૯૨૯–૩૦ | ૩૬૩૭ | ૭૨૫૫ | ૧૭૪૩ | ૬૭૫ | ૨૧૯ | ૨૪૦ | ૦ | ૪૦૦૦ ट | ૧૪૨૩ | ૯૭૮ |
| ૧૯૩૦–૩૧ | ૩૫૦૭ | ૬૮૪૩ | ૧૭૬૨ | ૬૭૫ | ૨૨૦ | ૨૬૯ | ૪૨૬ | ૧૫૬ | ૭૯૦ | ૧૧૯૦ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૪૦૯૪ | ૬૭૧૩ | ૧૮૨૪ | ૬૭૫ | ૨૨૦ | ૦ | ૦ | ૬૫૪ | ૨૬૦ | ૧૧૭૪ |
| ૧૯૩૨-૩૩ | ૩૮૬૮ | ૬૭૫૭ | ૧૬૦૯ | ૬૭૫ | ૨૧૯ | ૩૨૭૯॥ | ૨૨૬ | ૨૫૮૩ | ૧૭૬૯ | ૧૨૫૮ |
| ૧૯૩૩-૩૪ | ૩૩૩૬ | ૬૫૪૧ | ૧૮૮૪ | ૬૭૫ | ૨૧૯ | ૧૧૮૦ | ૧ | ૩૧૪ | ૨૯૦ | ૧૩૦૨ |
| ૧૯૩૪-૩૫ | ૩૪૬૪ | ૬૩૬૫ | ૧૯૪૨ | ૬૭૫ | ૨૨૦ | ૩૫૭ | ૧૪ | ૦ | ૩૦૪ | ૧૨૦૭ |
| ૧૯૩૫-૩૬ | ૩૫૮૩ | ૭૪૪૨ | ૨૪૧૬ | ૬૭૫ | ૨૨૦ | ૪૨૩ | ૨૪૬ | ૧૯૦૩ | ૩૭૭૩ | ૧૧૯૧ |
| ૧૯૩૬-૩૭ | ૪૦૪૨ | ૮૩૨૪ | ૨૯૯૩ | ૬૭૫ | ૨૨૦ | ૪૨૧ | ૪૫ | ૧૪૮ | ૬૨૮૪ | ૧૨૩ |
| ૧૯૩૭-૩૮ | ૭૩૮૯ | ૭૯૩૨ | ૩૩૭૭ | ૬૭૫ | ૨૧૯ | ૪૦૬ | ૧૫૪ | ૧૫૯૯ | ૪૭૨૮॥ | ૧૦૫૯ |
| ૧૯૩૮-૩૯ | ૭૦૪૩ | ૮૧૭૬ | ૩૯૦૯ | ૬૭૫ | ૨૧૯ | ૩૭૬ | ૨૮૪ | ૪૫૭૪ | ૭૯૧૬ | ૧૩૫૧ |
| ૧૯૩૯-૪૦ | ૭૪૮૬ | ૮૧૨૭ | ૫૦૬૧॥ | ૬૭૫ | ૨૧૯ | ૪૦૬ | ૩ | ૨૩૯ | ૬૨૬૯ | ૧૩૧૬ |
| ૧૯૪૦-૪૧ | ૬૫૦૫ | ૯૮૩૬ | ૪૦૫૧ | ૬૭૫ | ૨૧૯ | ૩૮૬ | ૩૯ | ૨૪૭૪ | ૪૧૪૫ | ૧૧૧૭ |

ખરચ ચાલુ. સન ૧૯૨૪-૨૫ થી ૧૯૪૦-૪૧ સુધી. ઉપરના કોષ્ટકના અનુસંધાનમાં.

| પ્રિવીસન | પાણી છંટકાવ ૧૧ | ડબ્બા ૧૨ | ઘસારા ફંડ ૧૩ | આગ ૧૪ | નળનું ખરચ ૧૫ | નળનું બાંધકામ ૧૬ | પશુ દવા-ખાનું ૧૭ | પેન્શન ગ્રેચ્યુ-ઈટી ૧૮ | પરચુરણ ૧૯ | એકંદર ૨૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૨૪-૨૫ | ૦ | ૦ | | | | | | | ૧૩૦ | ૧૧૩૧૮ |
| ૧૯૨૫-૨૬ | ૦ | ૦ | | | | | | | ૭૨૫ | ૧૩૨૯૭ |
| ૧૯૨૬-૨૭ | ૧૭૮ણ | ૮૧ | | | | | | | ૨૮૧ | ૧૪૪૪૧ |
| ૧૯૨૭-૨૮ | ૬૫૫ | ૨૮ | | | | | | | ૫૪૦ | ૧૪૯૪૨ |
| ૧૯૨૮-૨૯ | ૨૬૧ | ૨૦ | | | | | | | ૪૨૩ | ૧૭૨૬૬ |
| ૧૯૨૯-૩૦ | ૩૦૩ | ૦ત | | | | | | | ૫૦૫ | ૨૦૯૭૮ |
| ૧૯૩૦-૩૧ | ૦ | | ૧૨૨૯થ | | | | | | ૧૨૩૧ | ૧૮૨૯૮ |

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૯૩૧-૩૨ | ૧૫૨ | | ૩૬૮૬ | | | ૧૪૬૮૮૦ દ | | | ૩૯૮ | ૧૬૬૭૩૦ |
| ૧૯૩૨-૩૩ | ૩૨૦ | ગટર ૬૧ | ૩૯૫૨ | | ૧૨૭૧૫ ન | ૬૩૦૦૨ | | | ૫૪૮ | ૧૦૨૭૮૦ |
| ૧૯૩૩-૩૪ | ૧૭૨ | ૨૩૨ | ૩૯૭૨ | | ૬૯૨૫ | ૫૦૦ | | ૨૫૦ | ૫૮૩ | ૨૮૧૪૪ |
| ૧૯૩૪-૩૫ | ૮૪ | ૧૬૫ | ૨૬૬૭ | | ૫૬૩૯ | ૦ | ૪૮૯ પ | ૯૯૩ | ૫૦૮ | ૨૪૯૨૮ |
| ૧૯૩૫-૩૬ | ૨૧૬ | ૪૯૬ | ૨૬૯૪ | ૩૪ ફ | ૧૦૭૯૫ | ૧૧૦૦૦ | ૮૬૯ | ૧૮૪ | ૫૬૧૨ | ૫૩૨૭૬ |
| ૧૯૩૬-૩૭ | ૧૬૮ | ૨૨૨ | ૨૫૦૮ | ૨૯૭૬ | ૫૯૬૭ | ૧૪૦૪ | ૬૧૦ | ૧૨૦ | ૫૯૨ | ૩૭૬૨૦ |
| ૧૯૩૭-૩૮ | ૧૨૩ | ડ્રેનેજ ૨૮૦૪ | ૨૩૧૩ | ૪૯૩ | ૧૨૦૬૩ | ૪૩૪૮ | ૫૫૧ | ૧૧૩ | ૧૮૧૦ | ૫૨૧૫૭ |
| ૧૯૩૮-૩૯ | ૨૦૮ | બ ૪૬૫૫ | ૫૬૦૯ | ૪૭૬ | ૬૯૯૦ | ૦ | ૫૭૬ | ૮૧ | ૧૪૧૦ | ૫૪૫૩૧ |
| ૧૯૩૯-૪૦ | ૧૯૨ | ૨૧૨૮ | ૨૭૧૪ | ૪૩૧ | ૭૬૪૫ | ૦ | ૫૫૫ | ૮૮ | ૨૦૨૫ | ૪૫૫૮૧ |
| ૧૯૪૦-૪૧ | ૨૭૭ | ૨૨૬૩ | ૩૪૧૦ | ૪૩૦ | ૭૦૦૮ | ૦ | ૦ | ૧૧૪ | ૨૧૭૧ | ૫૧૧૪૦ |

**કમી થયેલા અને ચાલુ અધિકારો**—રસ્તામાં ગંદકી કર્યા બદલ ગુન્હાઓ, બીનપરવાનગીથી કરેલા બાંધકામ બદલના ગુન્હાઓ, સુધરાઈએ કરેલા કાયદાનો ભંગ કર્યા બદલના ગુન્હાઓની ચોકશી વિસનગર સુધરાઇ માટે ખાસ નીમાયેલી ત્રીજા વર્ગના ઓનરરી મેજીસ્ટ્રેટોની **ચુગલ** આગળ ચાલતા. યુગલ રીતસર આરોપીઓ ઉપર સમન્સ કાઢતી, તે સમન્સ પોલીસ મારફત બજાવાતા હતા, હાજર નહી રહેનારા ઉપર વૉરંટ પણ કાઢી શકાતાં. આરોપીને વકીલ રાખવાની છુટ રાખેલી હતી. રીતસર સંક્ષિપ્ત કેસ ચાલતા અને આરોપીઆના દંડ કરી શકાતા તેવા દર સાલ આશરે ૧૫૦ કેસ થતા. તેના ઉપર અપીલ મેસાણાની ડીસ્ટ્રીકટ કોર્ટમાં ચાલતી અને તેના ઉપર અપીલ વરીષ્ટ કોર્ટમાં થતી. આ ઓનરરી મેજીસ્ટ્રેટોની યુગલોની નીમણુક સુધરાઈ, મહાલપંચાયત, અને પ્રાંત પંચાયતની ભલામણ ઉપરથી ગામના ગૃહસ્થોમાંથી થતી અને છેવટની તે નીમણુક વરીષ્ટ કોર્ટ મંજુર કરી તેમનાં નામો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થતાં. નાસાબીત થયેલા કેસોના ઠરાવની નકલો સુબા (પ્રાંત ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧) તરફ અને સાબીત થયેલા કેસોના ઠરાવની નકલો પ્રાંત ન્યાયાધીશી (જડજ) તરફ મોકલવામાં આવતી હતી. સુબાને યોગ્ય લાગે તો નાસાબીત થયેલા કેસ ફરી હાથ ઉપર લેવા (રીવીઝન કરવા) વરીષ્ટ કોર્ટને ભલામણ કરી શકતી હતી, અને સાબીત થયેલા કેસોમાં થયેલી શિક્ષામાં વધારો કે ઘટાડો પ્રાંત ન્યાયાધીશી કરતી. યુગલ કોર્ટ વરીષ્ટ ન્યાયાધીશીના તાબાની ગણાતી.

આ પ્રમાણે સુધરાઈના ગુન્હાના કામોના નિકાલ આ યુગલો કરી શકતી હતી, પરંતુ દીલગીરી સાથે કહેવું પડે છે કે સુધરાઇનો આ અધિકાર સરકારે વરિષ્ટ ન્યાયાધીશીની જાહેરાત અંક ૩૭ મુજબ સન ૧૯૩૭-૩૮થી સુધરાઇ પાસેથી લઈ વિસનગર મહાલ સાધારણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ને સોંપવામાં આવ્યો છે. એટલે સુધરાઈ નિબંધ અન્વયે ગુન્હાના કામો મહાલ ફોજદારી ન્યા-

ન્યાયાધીશીની કચેરીમાં ચાલે છે અને આ મુગલો બંધ કરવામાં આવી છે. આ ઉપરાંત વિસનગર સુધરાઇએ જન્મ તથા મરણ નોંધવવાના કામો, નવીન મકાન બાંધવા બાબતના, ઘરવેરાના, જકાતના, નળના જમીનનો ભાડે હંગામી ઉપયોગ કરવા બાબતના પોતાને મળેલા અધિકાર અન્વયે નિયમો ઘડી સરકારની મંજુરી મેળવી અમલમાં મુકેલા છે. તે વિરૂદ્ધ વર્તન કરનારને સુધરાઈ સદર ફોજદારી મુગલ-દ્વારાએ દંડ કરાવી શકતી હતી તે કામો પણ ફોજદારી મુગલ બંધ થવાથી મહાલ ન્યાયાધીશીમાં ચાલે છે.

ફરજ્યાત શાળામાં ગેરહાજર રહેનાર છોકરાંનાં પત્રક સુધરાઈ તરફ શાળાના શિક્ષકો દરમાસે મોકલે છે તે ઉપરથી સુધરાઈમાંથી નીમાયેલા ચાર સભાસદોની ફરજ્યાત દંડ કમીટી ગેરહાજર રહેનાર છોકરાંનાં વાલી ઉપર નોટીસ કાઢે છે અને ઠરેલી મુદતે હકીકત સાંભળી લઈ ગેરહાજરી બદલ દંડ કરે છે. માફ કરવાનો તેમજ શાળાના શિક્ષકની કસુર હોય તો તેમના ઉપરી તરફ લખવાનો કમીટીને અધિકાર છે. વળી ફરજ્યાત નિબંધ પ્રમાણે પૂરી થયેલી ઉમરનાં બાળકો દંડપત્રકે દાખલ થઇને આવતાં હોય તેવાં બાળકોનાં નામ સુધરાઇના ચેરમેન ચોકશી કરી કમી કરાવી શકે છે. પરંતુ સુધરાઇએ કરેલી ભલામણ ઉપર કોઈ લક્ષ આપતું નથી.

## સુધરાઈએ નીચે પ્રમાણે ફરજ્યાત નોંધ કરાવવાનો નિયમ રાખેલો છે.

૧. જન્મ થયા પછી ૭૨ કલાકમાં નોંધ કરાવવી.

૨. સામાન્ય મરણ થયા પછી ૧૦ દિવસમાં તેની નોંધ કરાવવી પરંતુ રોગ ચાળાથી મરણ થયું હોય તો ૨૪ કલાકમાં કરાવવી.

૩. લગ્ન કર્યા પછી ૧૫ દિવસમાં નોંધ કરાવવી.

ઉપર ઠર્યા પ્રમાણે જે નોંધ કરાવતા નથી તેના ઉપર સુધરાઇ મહાલ ન્યાયાધિશીમાં ફરીઆદ કરે છે. ગુન્હેગાર માટે રૂ. ૫૦) સુધી દંડની શિક્ષા ઠરાવેલી છે.

**કમી થયેલા અને ચાલુ અધિકારો**—રસ્તામાં ગંદકી કર્યા બદલ ગુન્હાઓ, બીનપરવાનગીથી કરેલા બાંધકામ બદલના ગુન્હાઓ, સુધરાઈએ કરેલા કાયદાનો ભંગ કર્યા બદલના ગુન્હાઓની ચોકશી વિસનગર સુધરાઇ માટે ખાસ નીમાયેલી ત્રીજા વર્ગના ઓનરરી મેજીસ્ટ્રેટોની **યુગલ** આગળ ચાલતા. યુગલ રીતસર આરોપીઓ ઉપર સમન્સ કાઢતી, તે સમન્સ પોલીસ મારફત બજાવાતા હતા, હાજર નહીં રહેનારા ઉપર વૉરંટ પણ કાઢી શકાતાં. આરોપીને વકીલ રાખવાની છુટ રાખેલી હતી. રીતસર સંક્ષિપ્ત કેસ ચાલતા અને આરોપીઆના દંડ કરી શકાતા. તેવા દર સાલ આશરે ૧૫૦ કેસ થતા. તેના ઉપર અપીલ મેસાણાની ડીસ્ટ્રીકટ કોર્ટમાં ચાલતી અને તેના ઉપર અપીલ વરીષ્ટ કોર્ટમાં થતી. આ ઓનરરી મેજીસ્ટ્રેટોની યુગલોની નીમણુક સુધરાઈ, મહાલપંચાયત, અને પ્રાંત પંચાયતની ભલામણ ઉપરથી ગામના ગૃહસ્થોમાંથી થતી અને છેવટની તે નીમણુક વરીષ્ટ કોર્ટ મંજુર કરી તેમનાં નામો આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ થતાં. નાસાબીત થયેલા કેસોના ઠરાવની નકલો સુબા (પ્રાંત ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧) તરફ અને સાબીત થયેલા કેસોના ઠરાવની નકલો પ્રાંત ન્યાયાધીશી (જડજ) તરફ મોકલવામાં આવતી હતી. સુબાને યોગ્ય લાગે તો નાસાબીત થયેલા કેસ ફરી હાથ ઉપર લેવા (રીવીઝન કરવા) વરીષ્ટ કોર્ટને ભલામણ કરી શકતી હતી, અને સાબીત થયેલા કેસોમાં થયેલી શિક્ષામાં વધારો કે ઘટાડો પ્રાંત ન્યાયાધીશી કરતી. યુગલ કોર્ટ વરીષ્ટ ન્યાયાધીશીના તાબાની ગણાતી.

આ પ્રમાણે સુધરાઈના ગુન્હાના કામોના નિકાલ આ યુગલો કરી શકતી હતી, પરંતુ દીલગીરી સાથે કહેવું પડે છે કે સુધરાઇનો આ અધિકાર સરકારે વરિષ્ટ ન્યાયાધીશીની જાહેરાત અંક ૩૭ મુજબ સન ૧૯૩૭-૩૮થી સુધરાઇ પાસેથી લઈ વિસનગર મહાલ સાધારણ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ને સોંપવામાં આવ્યો છે. એટલે સુધરાઈ નિબંધ અન્વયે ગુન્હાના કામો મહાલ ફોજદારી ન્યા-

૪ સ્વચ્છતા સમિતિ, જે ગામમાં સફાઇ રાખવાનું ભંગીઓ મારફત કામ લે છે.

૫ ફરજ્યાત દંડ સમિતિ, જે પ્રાથમિક શાળાઓમાં ગેરહાજર રહેલાં છોકરાંઓના વાલીઓના દંડ કરવાનું કામ કરે છે.

૬ હિસાબી પેટા સભા, જે હિસાબી કામ તપાસે છે.

૭ કાયદા સમિતિ, જે કાયદા ઘડવાનું કામ કરે છે.

૮ આરોગ્ય રક્ષક સમિતિ, જે પ્રજાના વૈદ્યકીય અને આરોગ્ય રક્ષણનું કામ કરે છે.

આ બધી કમીટીઓમાં કામના પ્રમાણમાં ૩ થી ૭ સુધી સભાસદો નીમાય છે. તેમાંથી ૧ સભ્યને ચેરમેન તરીકે નીમવામાં આવે છે. તે રીતસર પ્રોસીડીંગ બુક રાખી તેમાં ઠરાવ કરી કામ કરે છે.

આ બધી સમિતિઓના ઠરાવો ઉપર, ઉપર જણાવેલા ૨૦ સભાસદોની **સમગ્ર સભામાં અપીલ** કરી શકાય છે. સમગ્ર સભાએ કરેલો તે ઠરાવ સુધરાઇનો આખરનો ગણાય છે. આ ઠરાવ ઉપર નારાજ પક્ષે જો આગળની દાદ મેળવવી હોય તો સુબા અને સર-સુબા તરફ જઇ શકે છે.

ઑફીસનું કામ ચલાવવા માટે સન ૧૯૩૯–૪૦ થી માસિક પગાર રૂ. ૮૦ થી ચીફ ઑફીસરની નીમણુંક કરવામાં આવી છે. તેમના હાથ નીચે મંત્રી, હિસાબી કારકુન, રિકાર્ડ કારકુન, પ્રોસી-ડીંગ કારકુન, બારનીશી કારકુન, ૩ પટાવાળા અને ૧ જમાદાર છે. તે ઉપરાંત ૧ કારકુન અને ૧ પટાવાળો હંગામી છે. સ્વચ્છતા, રસ્તા સફાઇના મહેકમમાં ૧ સેનીટરી ઇન્સ્પેકટર, ૧ નાયબ આરોગ્ય તપાસનીસ તથા જાજરૂ સાફ કરવા માટે રોકેલા ૧૮ ભંગીઓ તથા શહેરના રસ્તા સફાઇ માટે રોકેલા ૭૨ ભંગીઓ છે. કચરો તથા મેલું લઇ જવા માટે સાત ગાડાં ગાડીઓ છે. નળ ખાતાના વેરા વીગેરેનું કામ કરવા ૧ કારકુન અને ૧ પટાવાળો છે. નળના ઍન્જીન વીગેરેનું કામ કરવા ૧ મીકેનીકલ ઍન્જીનીયર માસિક પગાર રૂ.

**સુધરાઈનું બંધારણ**—શરૂઆતમાં સુધરાઇની ચુંટણી દર ત્રણ ત્રણ વરસે સભાસદોની થતી હતી તે ધોરણ બદલાઇ સંવત ૧૯૭૧ થી દર સાલ ⅓ સભાસદોની ચુંટણી ત્રણ વરસ માટે થવા લાગી. આ ધોરણ બધી રીતે સંબંધ ધરાવતી બધી સંસ્થાઓમાં બરાબર બંધ બેસતું નહીં હોવાથી તે રદ કરી ફરી પ્રથમનું મૂળ ધોરણ એટલે કે ત્રણે વરસે બધા સભાસદોની ચુંટણી કરવાનું ધોરણ સંવત ૧૯૮૦ માં દાખલ થવાથી તે વર્ષથી નવેસર બધા સભાસદોની ચુંટણી ત્રણ વરસ માટે થાય છે.

આ ધોરણ અદ્યાપિ સુધી કાયમ છે. તે અન્વયે આ વિસનગરની અ વર્ગની સુધરાઇમાં કુલ ૨૦ સભાસદો છે, તે પૈકી રૈયત વર્ગમાંથી ૧૦ ચુંટાઇને (લોકજ્ઞ) આવે છે, જેની ચુંટણી આગળ પૃષ્ટ ૨૧૭ ઉપર બતાવેલા ૧૦ વોર્ડમાંથી થાય છે. ૫ સભાસદો સરકાર પ્રજા વર્ગમાંથી નીમે છે અને ૫ સભાસદો સરકારી અમલદારોમાંથી નીમે છે. એ રીતે કુલ ૨૦ સભાસદોની આ સુધરાઇ બનેલી છે. તેના પ્રમુખ તરીકે સન ૧૯૩૮ સુધી વિસનગર વિભાગના **નાયબ સુબા** સરકારે રાખેલા હતા પરંતુ **નેક નામદાર મંત્રી મંડળ** હુકમ અંક ૩૨–૩૯ તા. ૭–૧૨–૩૮ **થી લોકજ્ઞ પ્રમુખ** ચુંટવાનો અધિકાર સુધરાઇને મળેલો હોવાથી તે અન્વયે ત્યારથી લોકજ્ઞ પ્રમુખ નીમાય છે.

કામની વ્યવસ્થા રાખવા માટે અને પ્રમુખના કામમાં મદદ થઇ શકે તે હેતુથી એક ઉપપ્રમુખને ચુંટી કાઢવામાં આવે છે. અને કામોની વ્હેંચણી કરી પેટા સભાઓ નીમવામાં આવે છે. તેવી હાલ આઠ પેટા સભાઓ છે, તે નીચે પ્રમાણે—

૧ ચાલુ કામ કરનારી પેટાસભા, જે બાંધકામો વીગેરે એવાં કામોનો નિકાલ કરે છે.

૨ રોશનાઇ સમિતિ, જે ગામમાં દીવાબત્તીનું કામ કરે છે. શહેરમાં એકંદર ૩૫૬ ફાનસમાં એક ઇંચી બત્તીવાળા દીવા થાય છે.

૩ વૉટર વર્ક્સ સમિતિ, જે નળ સંબંધીનું કામ કરે છે.

ઘરવેરાની યોજના પણ સુધરાઇએ ઘડેલી છે. આ પ્રમાણે જો ઘરવેરો નંખાશે તો સ્વ૦ શ્રી હરિચંદના નળનું પાણી તેમણે કરેલી શરત પ્રમાણે સ્ટેન્ડ પોસ્ટથી મફત મળે છે તે બંધ પડશે. તે ફરને ઘરવેરો કહો કે પાણીવેરો કહો. પ્રજા તો પાણીવેરો જ સમજવાની ( નળ ગટર અને વીજળી સંબંધી વિશેષ માહિતી આગળ પ્રકરણ ૧૪ મું વાંચવાથી સમજાશે ).

**સુધરાઇનો વિસ્તાર**—સન ૧૯૩૭-૩૮માં સીમની જમીનના સર્વે નં. ૬૨ થી ૯૦ સુધીનો ભાગ સુધરાઇની હદમાં વધારવાથી હાલ તેનું ક્ષેત્રફળ ૧૮૬૨૧૧૫ ચોરસ વાર (વીઘા ૬૫૪ અને ૧૬ વસા)છે. આ વિસ્તારમાં આવેલાં ઘરો વીગેરે **દસ જીલ્લામાં** વ્હેંચવામાં આવ્યાં છે. વિસનગર સુધરાઇના **દસ લોકલ** સભાસદોની ચુંટણી કરવા માટે આ દસ જીલ્લા-વૉર્ડની સરહદો વસ્તી ગણત્રી વખતે વિસનગરના જુદા જુદા પાડેલા વિભાગ પ્રમાણે નક્કી કરી સન ૧૯૧૪ માં સરકારમાંથી મંજુર કરાવેલી છે, તેમાં અદ્યાપિ સુધી કાંઇ ફેરફાર થયેલો નથી. માત્ર સુધરાઇએ હમણાં પોતાની હદમાં થોડો વધારો કરેલો હોવાથી તેટલા પૂરતો દસમા વૉર્ડમાં વધારો કરેલો છે, તે દસ વૉર્ડ-જીલ્લા, તેની સરહદો અને તેમાં આવેલાં મકાનોના માલીકોના મતાધિકારીઓની સંખ્યા નીચે પ્રમાણે છે—

## વિસનગરના દસ વૉર્ડ-જીલ્લા.

### તેની સરહદો અને મતાધિકારીઓની સંખ્યા.

**વૉર્ડ ૧ લો**—કચેરીના ઝાંપાથી જમણી લાઇનમાં શ્રાવણ શેરી, ખજુરી મહોલ્લો, કડા દરવાજાની અંદર સીપાઇ લોકોનો કસ્બો, કાળુપરાનો માઢ, શલુ પારેખની ખડકી, ગાંયજાશેરી, માળીની ખડકી, જાનીવાડો તથા જાનીવાડા બહાર બઝાર તરફ જવાની સડક ઉપર જમણી બાજુનાં મકાનો, ઘેલા બકરીની ખડકી તથા પુરી સાંકડી શેરી સુધી છે, અને મતાધિકારીઓની **સંખ્યા ૩૩૦** છે.

૯૬ નો છે, તેના હાથ નીચે ૧ ડ્રાઇવર, ૧ ફીટર, ૧ ઑઇલ મૅન, ૧ ક્રી મૅન, ૧ પગી અને ૧ ભંગી છે. જકાત ખાતે હંગામી મહેકમ માં ૨ રેલ્વે નાકાદાર, ૨ પગરસ્તા નાકાદાર અને ૨ પટાવાળા છે.

ઉપર બતાવેલા તમામ મહેકમ વીગેરેનું ખરચ સન ૧૯૪૦–૪૧ માં રૂ. ૫૧૧૪૦ નું થયેલું છે જે પાછળ ખરચના કોષ્ટકમાં બતાવેલું છે તે જોવાથી સમજાશે કે કઇ કઇ બાબતમાં કેટલું કેટલું ખરચ થયું છે.

ઉપરના ખરચને પ્હોંચી વળવા માટે વિસનગર સુધરાઇ તરફથી જે જે કરો નાખવામાં આવેલા છે તે તે કરોનું સન ૧૯૪૦–૪૧ માં કેટલું ઉત્પન્ન આવ્યું તેની હકીકત નીચે પ્રમાણે—

રૂ. ૨૩૭૩૦–૮–૬ જકાતના, રૂ. ૩૧૦૦–૧૨–૦ જાજરૂ વેરાના, રૂ. ૨૭૯૪–૮–૦ વેપાર ઉપરનો કર ( ચાહ કૉફી હોટેલો વીગેરેના ), રૂ. ૭૧૫–૮–૦ જમીનભાડાના ( મારકીટભાડાના વીગેરે ), તથા રૂ. ૯૪૭૦–૧–૧ પાણીની ઉપજ મળી કુલ રૂ. ૩૯૮૧૧–૫–૭ વેરાનું ઉત્પન્ન આવે છે. પાછલી સાલોમાં કેટલું આવતું હતું વીગેરે હકીકત પાછળ આવકના કોષ્ટકના આંકડા જોવાથી સમજાશે. અને સન ૧૯૪૧ ની વિસનગરની વસ્તી ૧૭૨૨૬ માણસની ગણતાં સુધરાઇના કરનું ભારણ માણસ દીઠ આશરે રૂ. ૨–૫–૦ આવે છે. સુધરાઇનું કુલ ઉત્પન્ન રૂ. ૪૪૮૧૮–૧૨–૪ આવેલું છે તે હિસાબે માણસ દીઠ ભારણ રૂ. ૨–૯–૭ આવે છે.

આ વેરાઓ ઉપરાંત સન ૧૯૪૧ તથા ૧૯૪૨ માં ચાલતાં બાંધકામો ઉપરથી જણાઇ આવે છે કે બીજા બે વેરા વિસનગરની પ્રજા ઉપર પડવાના છે, કારણકે સુધરાઇએ અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજનું કામ ઉપાડેલું છે અને તે કામનું યાંત્રિક કામ વિજળી બળથી કરવાનું હોવાથી વિજળી પેદા કરવાનું કામ ચાલી રહેલું છે. આ ભૂગર્ભ ગટરના કામના નિભાવ માટે રકમ ઉભી કરવી પડશે, તે માટે સુધરાઇએ ફંડી વેરાની યોજના કરેલી છે. તે ફંડી વેરાથી ગટરનિભાવનું તથા વિદ્યુત શક્તિના નિભાવનું ખરચ નીકળી શકે તેમ નથી તેથી તે સાથે

વૉર્ડ ૫ મો—રઘુનાથ મીસ્ત્રીની ખડકી બહાર સુથારનો માઢ, ત્યાંથી સલાટવાડે જતાં જમણી બાજુનાં મકાન, કુંભારવાડો, ગુંદીખાડનું પરૂં, ભાટવાડો, સલાટવાડો, જોઇતા ગલાલનો માઢ, શંકર સોઢાનો માઢ, નગારી ભાટવાડો, ત્યાંથી પાછા વળતાં પટેલીઆનો માઢ, શીતળા માતાની ખડકી, ગુંદીખાડનો ચોરો, તથા હરીચંદની ખડકી, ધંતુરીઆપોળ, રતનપોળ, નારાયણ પટેલનો માઢ, દડુનો માઢ, પીપળાવાળીપોળ તથા રવિકરણ કોડાળની ખડકી સુધી છે, અને મતાધિકારીઓની સંખ્યા ૩૧૩ છે.

વૉર્ડ ૬ ઠ્ઠો—રવિકરણ કોડાળની ખડકી બહાર બાવાવાળીપોળ, ગોવિંદ ચકલાના ચોરાથી ગોવિંદ ચકલાના રામજી મંદિર સુધી. ત્યાંથી સવાળા દરવાજા તરફ જતાં મકાનો, રાવળીઆ વાસ, ઓડવાડો, મોચી લોકોનાં ઘર, વ્રજલાલ બળદેવવાળું ડહેલું, સિદ્ધનાથ મહાદેવની પોળ, ત્યાંથી બહાર નીકળી મોચી લોકોનાં ઘર તથા લાલા ભગતના મંદિરના સામે વલ્લભરામ હેમચંદ વીગેરેનાં ડહેલાં, મંડાળીઆની ખડકી, ગોલવાડ, તથા ગોલવાડના નાકે પંડયા ભુલા કેશવરામના ઘરની લાઇનમાં ગુંદીખાડે ચોરાની નિશાળ, ત્યાંથી મારૂ કંસારા વીગેરેનાં ઘર તથા સ્વામીનારાયણના મંદિરથી ગોસાવાડ, સાજીનું દેરૂં, લવારની ખડકી, પટલીઆનો માઢ, ત્યાંથી આગળ જતાં ઝાંપલીપોળે સડક ઉપર નાયકા ચંદા કુંવરના મકાનથી લાલ દરવાજાની અંદર છીંપા ભીખા દુલભાની દુકાન સુધી છે, અને મતાધિકારીઓની સંખ્યા ૩૯૮ છે.

વૉર્ડ ૭ મો—લાલ દરવાજેથી બજારમાં આવતાં જમણી બાજુએ કંસારા રાયચંદ કસ્તુરની દુકાનથી નગીના મસીદવાળો મહોલ્લો, તથા તેની બહાર બજારની દુકાનો મોટી મસીદ સુધી તથા વહોરવાડ તથા તેની બહાર લલ્લુ કેવળની દુકાનેથી મંડી સુધી, ત્યાંથી મંડીના ખાંચામાં છીંપાવાડ, તંબોળી શેરી, તેની બહાર સામી લાઇનનાં મકાનો, શ્રાવકનો ઉપાશ્રય, તથા મંડીના ખાંચાના નાકે

**વૉર્ડ ૨ જો**—સાંકડી શેરીના નાકે સડક ઉપર જમણી બાજુએ મણીઆર સેવકરામ રામચંદની દુકાનથી મણીઆર વાડો, નાની મોટી કંસારાપોળ અને કંસારાપોળ બહાર જમણી બાજુના બજારની દુકાનોથી કાજીવાડામાં પેસતાં જમણી બાજુનાં મકાનો પટલીઆના ચોરા સુધી અને ચોરાથી આગળ જતાં જાનીવાડાનું ચોપટું, ફત્તેહદરવાજા અંદર ઘાંચીવાડા તરફ જતાં રસ્તા ઉપરનાં મકાનો તથા ઘાંચીવાડાની ખડકી સુધી છે. મતાધિકારીઓની **સંખ્યા ૩૪૧** છે.

**વૉર્ડ ૩ જો**—ઘાંચીવાડાની ખડકીમાંથી બહાર નીકળતાં જમણી બાજુનાં મકાન તથા બાજી પટેલની વહોરવાડ તથા સદર મહોલ્લા બહાર કાજી સાહેબની મસીદ તથા તે લાઇનનાં મકાનો, કાજીવાડા બહાર બઝારની સડક ઉપર જમણી બાજુની દુકાનો તથા દેસાવાળ વાણીઆનો માઢ, રંગરેજની પોળના નાકા સુધી તથા રંગરેજની પોળ, ઢેડવાડો. ભોઇવાસ, નવા વાસનો ટેકરો તથા રંગરેજની પોળમાં મસીદની લાઇનથી સદર રંગરેજનીપોળના નાકે લાલા અંબારામના ઘર સુધી છે,અને મતાધિકારીઓની **સંખ્યા ૨૫૨** છે.

**વૉર્ડ ૪ થો**—રંગરેજની પોળ બહાર બજારની સડક ઉપર જમણી બાજુની દુકાનો તથા ઢાલગરાની ખડકી તથા દુકાનો, નવો વાસ (ટેકરા શીવાય) નવા વાસના નાકે મસીદથી આગળ જતાં બજારની દુકાનો, ભૂતવાડો તથા બજારની દુકાનો, લાલ દરવાજો તથા લાલ દરવાજા બહાર શ્રાવકનું દેરાસર, ત્યાંથી આગળ જતાં વડનગરી દરવાજા અંદર પોલીસ ગેટની લાઇનનાં મકાનો, મેમણવાસ, ઓડવાડો, હરીદાસનો અખાડો, સરકારી બાગથી લાયબ્રેરીના મકાન સુધી, વહોરા કુવા ઉપરનાં મકાનો, ગોકળભાઇ મુળચંદની ધર્મશાળાની લાઇનનાં મકાનો, ગટીઆ વાસ, ઘીકાંટો, રબારીવાડો, પટણી દરવાજો, ત્યાંથી પાછા વળતાં સડક ઉપર પાંજરાપોળની દુકાનો ઝાંપલીપોળ સુધી તથા રામજી મંદિરથી રઘુનાથ મીસ્રીની ખડકી સુધી છે, અને મતાધિકારીઓની **સંખ્યા ૨૪૯** છે.

દરવાજા બહારનાં સુધરાઇની હદનાં મકાનો છે, તેના મતાધિકારીઓની સંખ્યા ૩૧૦ છે. આ ઉપરાંત હાલમાં સ્ટેશનની પશ્ચિમ દિશાએ સર્વે નં. ૬૨ થી ૯૦ સુધીની જમીન સુધરાઇની હદમાં સ. સુ. અંક ૧૭૭/૩૬-૩૭ થી **કરમુક્ત ક્ષેત્ર** (સુધરાઇની જકાતની માફીવાળી) તરીકે દાખલ કરેલી હોવાથી તે **કરમુકત ક્ષેત્ર**માં મકાનો બંધાયેલાં છે. તેના મતાધિકારીઓની સંખ્યા આશરે ૫૦ ની છે તે ઉમેરતાં દસમા વોર્ડ ના મતાધિકારીઓની સંખ્યા ૩૬૦ ની છે.

એ રીતે સુધરાઇના દસે વોર્ડ-જીલ્લાના કુલ મતાધિકારીઓની સંખ્યા આશરે ૩૨૧૬ ની છે. **અ** વર્ગ સુધરાઈ નિબંધ (સંવત ૧૯૬૨ ના પહેલા) ની કલમ ૧૧ અન્વયે **અ** વર્ગ સુધરાઇના ચુંટણી સંબંધી નિયમ અન્વયે **મતાધિકારીની લાયકાત** નીચે પ્રમાણે રાખવામાં આવી છે—

(૧) દરેક સામાન્ય ફોજદારી ન્યાયાધીશ, ગ્રામ્ય ન્યાયાધીશ, અને મધ્યસ્થ પંચ. (૨) કોઇ પણ યુનીવરસીટીનો દરેક ફેલો તથા ગ્રેજ્યુએટ. (૩) આ રાજ્યની અગર બ્રીટીશ રાજ્યની મુખત્યારની, વકીલની, એડવોકેટની, બેરીસ્ટરની, તથા મુલકી અગર ન્યાયખાતાની બીજી (હાયરની) પરીક્ષામાં પાસ થયેલો દરેક સખસ. (૪) વાર્ષિક રૂ. ૧૦૦૦) ની પ્રાપ્તિવાળો. (૫) જ્યુરર અને એસેસર. (૬) મૅટ્રીક અને સ્કૂલ ફાયનલની પરીક્ષા પાસ થયેલો. (૭) સુધરાઇના કરના વાર્ષિક રૂ. ૬) ભરનાર. (૮) આયપત વેરો ભરનાર. (૯) સરકારી અગર સાર્વજનિક સંસ્થાનો માસિક રૂ. ૨૦) નો નોકર. (૧૦) માસિક રૂ. ૧૫) નો સરકારી અગર સાર્વજનિક સંસ્થાનો પેન્શનદાર. (૧૧) દર માસે રૂ. ૫) ભાડું ભરનાર. (૧૨) સ્થાવર મીલકત રૂ. ૫૦૦) ની ધારણ કરનાર. **પુરુષ વાચક** શબ્દ હોય ત્યાં **સ્ત્રીનો** પણ સમાવેશ થાય છે એમ સમજવું.

ઉપર પ્રમાણે લાયકાત ધરાવનાર મતાધિકારી થવાને લાયક છે માત્ર સુધરાઈની સ્થળ સીમામાં ચુંટણીની તારીખની અગાઉ ૬

પાણીની પરબ તથા બઝારની દુકાનો નાની મસીદ સુધી, ગાંધીની ખડકી, પારેખ પોળ તથા બઝારની દુકાનો, ભુદરજીનો માઢ, ત્યાંથી ચકલા પોળ, ઉંદરડી પોળ, પુરાણીની ખડકી, ભાંડીઆ પોળ, બહુચરાજી માતાની ખડકી, ત્યાંથી ભેંસીઆ પોળના નાકે સરસ્વતી માતાનું મંદિર સુધી છે, અને મતાધિકારીઓની **સંખ્યા ૪૩૫** છે.

**વૉર્ડ ૮ મો**—ભેંશીઆ પોળ, ઠાકોર મહેતાની નિશાળ તથા તેની સામેની લાઇનનાં મકાનો, તથા શુકલની ખડકી, દાંડીઆ પોળ, હાડીઆ પોળ, તથા ત્યાંથી બઝારના નાકા સુધીનાં મકાનો, તથા બઝારના નાકાથી કચેરી તરફ જતાં સડક ઉપરનાં મકાનો હવેલી થાણા સુધી, ત્યાંથી આગળ જતાં મીરાંનો ખાંચો; મહાઇવાડો, તથા માળીવાડા બહારનાં જમણી બાજુનાં મકાનો તથા ભેંશીઆપોળના ખાંચા આગળ જાની નાથુરામ પ્રભુરામનું ડહેલું, કોઠારીની ખડકી, ઉંચી ફળીનો માઢ તથા ગંજી પુરી સુધી છે, અને મતાધિકારીઓની **સંખ્યા ૩૧૨** છે.

**વૉર્ડ ૯ મો**—ગંજીના નાકે શિવશંકર શોભારામની ધર્મશાળાથી લાલનો ખાંચો, નીલકંઠ મહાદેવનો ખાંચો; મોંડાશી ચોપડું, હરેશ્વરનો માઢ, ઢેડવાડો, રબારીવાડો, ત્યાંથી પાછા વળતાં લાલજી મહારાજની પોળ સુધીના રસ્તા ઉપરનાં મકાનો તથા લાલજી મહારાજનીપોળ તથા મોંડાશી ચોપટાના નાકે રામજી મંદિર, મગન નરશીરામ વાળી ખડકી, દીપડું તથા રાંદલ માતાનો માઢ તથા સદર માઢમાંથી નીકળી જમણી બાજુની લાઇનમાં માણેકચંદનો માઢ, પ્રભુદાસ પટેલનો માઢ, તથા સવાળીઆની ખડકી, વાંસડાવાળો માઢ, છાબલીઆની ખડકી, તથા સરકાર કચેરીના કંપાઉંડ સુધી છે, અને મતાધિકારીઓની **સંખ્યા ૨૩૩** છે.

**વૉર્ડ ૧૦ મો**—વિસનગર કસ્બાના ૬ એ દરવાજા એટલે કે કડાનો દરવાજો, ફત્તેહ દરવાજો, વડનગરી દરવાજો, પટણી દરવાજો, સવાળા દરવાજો, દીપરા (બીબીપરાનો) દરવાજો એ રીતે ૬

સહાય લેવી અને પ્રજાની જરૂરિયાતો સંબંધી પ્રત્યક્ષ માહીતી મેળવવી. પરંતુ આ ઉદ્દેશમાં આથી પણ વધારે વિસ્તૃત અર્થ રહેલો છે. વર્તમાન સમયમાં ઉદાર રાજ્યનીતિનો સ્વીકાર કરનારા સર્વે રાજ્યોનું અંતીમ સાધ્ય નીચેના સૂત્રમાં સમાયેલું છેઃ—'**પ્રજા ઉપર રાજ્ય, પ્રજાના માટે, પ્રજાના સહકાર્યથી અને પ્રજાની મારફત**' પરંતુ આ સ્થિતિ પ્રાપ્ત કરવા માટે લોકોએ પુરતું શિક્ષણ લઇ રાજ્કારોબારને અંગે ઉપસ્થિત થતા વિવિધ પ્રકારના અને ગુંચવણ ભર્યા પ્રશ્નોના ઉકેલમાં બુદ્ધિપુરઃસર રસ લઇ શકવાની યોગ્યતા આણવી જોઇએ, અને લોક પ્રતિનિધીઓ ઉત્તમ પ્રકારના મનુષ્યો હોવા જોઇએ, એવી રાજ્યતંત્રની પ્રથમ આવશ્યકતા લોકોના સમજવામાં આવવી જોઇએ અને તે અર્થે ઉત્તમ મનુષ્યોનીજ પસંદગી થાય તેમ **ભય કે પક્ષપાત વગર પ્રજાજનોએ પોતાના મત આપવા જોઇએ.** ટુંકામાં સરકાર પ્રજા પાસે બે આશા રાખે છે અને જે પ્રમાણમાં તે આશા પૂરી પડતી જશે તે પ્રમાણમાં પ્રજાને પોતાના નિયંત્રણમાં અધિક અધિક સત્તા આપવા સરકાર શક્તિમાન થઈ શકશે. પ્રથમ તો કેળવણીનો સર્વત્ર પ્રસાર થવો જાઇએ, આ સરકારની નિત્ય કાળજીનો વિષય છે. જ્ઞાન મેળવવાની બહોળે હાથે આપેલી અનુકૂળતાઓનો સંપૂર્ણ લાભ લેવાનો પ્રત્યેક પ્રજાજનને આમંત્રણ આપવામાં આવે છે. બીજી માગણી એવી છે કે પ્રજાએ પોતાના પ્રતિનિધિઓની ચુંટણી તદ્દન વિશુદ્ધ રીતે કરવી. લાંચ અયોગ્ય લાલચ અને એવા બીજા અનીતિમય દૂષિત તત્વોને તદ્દન ગાળી કાઢવા અને **કોઈ મનુષ્ય માત્ર મોટાં મોટાં વચનો અને આશાઓ આપે એટલાજ ઉપરથી તેના વર્તન જ્ઞાન અને શક્તિનો વિચાર બાજુએ મુકી તેનેજ મત આપવાની જુની પુરાણી માન્યતાનો અનાદર કરવો**, પરંતુ આ સઘળું સાધ્ય કરવામાં લોકોનો સ્વપ્રયત્નજ મુખ્ય આધાર ભૂત છે. અલબત્ત તેમાં સરકાર પણ કાયદાઓ રચી પોતાનાથી બનતી મદદ આપવામાં ચુકશે નહીં.

મહીનાની મુદત સુધી તે, તે સ્થળ શીમામાં રહેલો હોવો જોઇએ. આ મતાધિકારીઓ સુધરાઇના સભાસદ થવા માટે ઉમેદવારી કરી શકે છે. પરંતુ ઉમેદવારની લાયકાતમાં સ્થાવર મીલકત રૂ. ૫૦૦) ને બદલે રૂ. ૫૦૦૦)ની રાખેલી છે એટલે રૂ. ૫૦૦૦) અગર તેથી વધારે કીંમતની સ્થાવર મીલકત ધારણ કરનાર હોવો જોઇએ.

જે કોઇ સખસ અઢાર વર્ષ કરતાં ઓછી ઉમરનો હશે તેને સુધરાઇની કોઇપણ ચુંટણીમાં ઉમેદવાર થવાનો કે મત આપવાનો અધિકાર નથી. બીજી નાલાયકી સંબંધી કલમો છે તે अ વર્ગની સુધરાઇનો નિબંધ અને નિયમ વાંચવાથી સમજાશે.

સુધરાઇના ચુટણી સંબંધી નિયમને અનુસરી આ દસે વૉર્ડ-માંથી સુધરાઇના સભાસદો થવા માટે ઉમેદવારો બહાર પડે છે અને તેમાં જે વધારે મત મેળવે છે તે દરેક વૉર્ડમાંથી એકેક સભાસદ ચુંટાય છે. દર ત્રણ વર્ષે ચુંટણી થાય છે. આ ચુંટાયેલા સભાસદોને લોકજ્ઞ સભાસદો કહેવામાં આવે છે.

સુધરાઇના કુલ સભાસદોની સંખ્યા ૨૦ ની રાખેલી છે. તે જોતાં સમજી શકાય છે કે તે પૈકીના અરધા સભાસદો લોકજ્ઞ સભાસદો છે. જો પૂરેપૂરી લાયકાતવાળા નિઃસ્વાર્થ સેવાભાવી અને સમજદાર અનુભવી અને ચાલતા વાતાવરણથી વાકેફગાર સભાસદો ચુંટાઇને આવે તો તે વિસનગરની પ્રજાના હિતનું કામ કરી શકે. આ માટે **નામદાર દિવાન સાહેબ** પણ સદ્‌બોધના બે શબ્દો ઉચ્ચારી રહ્યા છે—

## નામદાર દિવાન સાહેબનો સદ્‌બોધ

સુધરાઇ નિબંધની કલમ ૧૧ (ગ) અન્વયે ઘડાઇ સંવત ૧૯૭૫ માં સુધરાઇની ચુંટણીનો નિયમ સરકાર તરફથી અમલમાં મુકાયેલો છે. આ નિયમના ઉપોદ્‌ઘાતમાં નામદાર દિવાન સાહેબે નીચે પ્રમાણે બોધ આપેલો છે તે મતાધિકારીઓએ ધ્યાનમાં રાખવા યોગ્ય છે—

" ઉપર કહ્યું તેમ લોક નિયુક્ત મંડળોને અસ્તિત્વમાં આણવામાં સરકારનો ઉદ્દેશ એવો છે કે, રાજ્ય કારોબારમાં લોકોની

આ આપેલો બોધ મતાધિકારીઓને ધ્યાનમાં લેવા યોગ્ય છે. તે સાથે એમ પણ કહેવું પડશે કે **આ ઉપોદ્ઘાત મત આપવામાં જેટલો બોધદાયક પ્રજાવર્ગને છે તેટલોજ બોધદાયક મત આપનાર અમલદાર અને સરકારી નોકર વર્ગને પણ છે.**

# પ્રકરણ ૮ મું

## વિસનગરમાં મુલકી અને ન્યાય ખાતાં.

### વહીવટદાર, મહાલ ન્યાયાધીશી, પોલીસ, નોંધણી અને બીજી કચેરીઓ.

વિસનગર મહાલનું સદર સ્ટેશન-મુખ્ય શહેર-**વિસનગર શહેર** હોવાથી આખા મહાલ સંબંધી વહીવટ, દેખરેખ, વ્યવસ્થા અને સંભાળ રાખવા માટે સરકારે વિસનગરમાં વહીવટદાર કચેરી, મહાલ-ન્યાયાધીશી, પોલીશ કચેરી અને નોંધણી કચેરી રાખેલી છે. તે ચારે કચેરીઓ દરબારમાં આવેલી છે અને સરકારે બંધાવેલા મકાનોમાં બેસે છે, તેની વીગતવાર હકીકત નીચે પ્રમાણે—

### મુલકીખાતું-વહીવટદાર કચેરી.

આ કચેરી માટે નવીન મકાન સન ૧૮૯૭ માં રૂ. ૩૯૨૭૬ ના ખરચે સરકારે બંધાવેલું છે તેમાં તે બેસે છે. મહાલન્યાયાધીશીની કચેરી પણ તે મકાનની જોડે જ તેની પહેલાં બાંધેલી છે.

જેમ હાલમાં મેસાણા, કડી, પાટણ વીગેરે શહેરોમાં વહીવટદારને રહેવાનાં અને કચેરી માટે મકાનો છે તેમ વિસનગરમાં જુના વખતની વહિવટદાર કચેરી તથા તેમને રહેવાનાં મકાનો, તથા તેની જોડે મેસાણા પ્રાંત ન્યાયાધીશી (જડજ કોર્ટ) ની કચેરીઓ માટે જુના કોતરણી કામથી અને બાંધણીથી સુશોભિત મજબુત ભવ્ય

ચુંટણી કરવાના સમયે દરેક મત આપનારાએ આ સઘળી બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ. અને મત આપતી વખતે દરેક વ્યક્તિ ઉપર કેવી મહાન જવાબદારી રહેલી છે તેનો પ્રત્યેક નાગરિકે ખ્યાલ રાખવો જોઇએ. દરેક મત આપનારે મત આપતા પહેલાં બે પ્રશ્ન પોતાની જાતને પુછવા જોઇએ કે આ ચુંટણી શાના સંબંધમાં અને અમુક વ્યક્તિ પોતાને માટે મારો મત આપવાની વિનંતી કરે છે તો તેનેજ મત આપવા માટે ખાસ કારણો શાં છે? જે મનુષ્યને માટે તમો મત આપો છો તે મનુષ્ય અન્ય ઉમેદવારોમાં સર્વથી વધારે લાયક છે એવી તમને પ્રતિતી ન થાય ત્યાં સુધી તમે તેને કદી મત આપતા નહીં. જે મનુષ્ય આર્થિક અથવા બીજી રીતનું દબાણ તમારા ઉપર લાવવાનો પ્રયત્ન કરે તેને તમારો મત કદી આપશો નહીં. અમુક મનુષ્ય તમારો મિત્ર અથવા સંબંધી હોય એટલા જ કારણ ઉપરથી અથવા ભવિષ્યને માટે મોટી મોટી વાતો કરનાર અને માત્ર વચનો આપવામાંજ ઉદાર હોય એટલાજ કારણથી તેને તમારો મત આપવાની ભૂલ કરશો નહીં.

**તમારે જેને મત આપવો હોય તેના સંબંધમાં પ્રથમ ખાત્રી કરો કે તે મનુષ્ય શુદ્ધ વર્તનવાળો અને કલંક રહીત આબરૂ ધરાવનાર ગૃહસ્થ છે કે કેમ તથા તેનો વલો સારો હોઈ તે સારા માણસમાં ગણાતો આવડતવાળો મનુષ્ય છે કે કેમ,** આ વિષયમાં ખરી રીતે શું કરવું જોઇએ તેનો શુદ્ધ અંતઃકરણ પૂર્વક નિર્ણય કર્યા પછી તેથી વિરૂદ્ધ કાર્ય કરવા માટેના કોઇ પણ **દબાણ કે લાલચને વશ થશો નહીં.** મત આપવામાં તમારે યાદ રાખવું જોઇએ કે જે હકનો તમે ઉપયોગ કરો છો તે હકની સાથે જવાબદારી પણ જોડાયેલી છે. સરકાર જ્યારે તમને મત આપવાનું કહે છે અને તેમ કરવામાં અધિકાર આપે છે ત્યારે તમારા સ્વમાન ઉપર વિશ્વાસ મુકી તે એવી દૃઢ આશા રાખે છે કે **દરેક પ્રસંગે તમે એક સારા નાગરિક અને માનવંત ગૃહસ્થ તરીકે વર્તન કરશો.”**

ત્યાં તાલુકો કહે છે. **અત્રે તાલુકો અને મહાલ એ બંને શબ્દો વપરાય છે.** મહાલનાં ગામો માટે ૨૪ તલાટીઓ રાખવામાં આવેલા છે. આખા મહાલ ઉપર વહીવટદાર દેખરેખ રાખે છે. કુલ ઓફીસના ખરચ ખાતે દર વરસે આશરે તેર હજાર રૂપીઆ પગાર વીગેરેના થાય છે, તે શીવાય ચોકીઆત, પટેલ, તલાટી, ગામનોકર વીગેરેના પગારનું ખરચ બત્રીસ હજાર રૂપીઆ થાય છે. દર સાલ આશરે ૧૭૦૦ અરજીઓ આવે છે.

મહાલની તીજોરીમાં મુખ્ય ભરણાની રકમ જમીન મહેસુલની હોય છે. મહાલમાં તમામ સરકારી ખાતાં એટલે કે મહાલન્યાયાધિશી, નોંધણી કચેરી, અંગ્રેજી શાળા, ગુજરાતી શાળાઓ, આબકારી વીગેરે ખાતાંઓની ઉપજ મહાલમાં ભરાય છે અને ખાતાનાં તમામ ખરચ પણ ત્યાંથી ઉપડે છે એટલે તમામ ખાતાંઓમાંથી કેટલી ઉપજ અને કેટલું ખરચ થાય છે તે પાછળના વિસનગર મહાલના પ્રકરણમાં વીગતવાર બતાવેલું છે તે ઉપરથી સમજાશે.

**ચોરો**—વહીવટદાર કચેરીની સામે સરકારી ચોરો છે, તેમાં તલાટી તથા મુખી પટેલ બેસે છે. વિસનગર કસ્બાના જમીન મહેસુલનું, આયપત વેરાનું અને કીરાયાતું ભરણું ત્યાં થાય છે. જમીન મહેસુલ બે હપ્તે લેવાય છે. પહેલો હપ્તો જાન્યુઆરીની તા. ૧ થી ૧૫ મી સુધી અને બીજો હપ્તો એપ્રીલની ૧ થી ૧૫ મી સુધીનો છે. પહેલો હપ્તો આઠઆની અને બીજો હપ્તો આઠઆની પ્રમાણે લેવાય છે. પૂરો ભરે તેને પૂરો ભરવાની છુટ છે. મોટી રકમના આયપત વેરા પણ બે હપ્તે લેવાય છે. વસુલ લેવાના મહેનતાણા બદલ મુખીપટેલને પહેલા હજારે રૂ. ૩૦, બીજા હજારે રૂ. ૨૦, ત્રીજા હજારે રૂ. ૧૦ અને પછી દરસેંકડે એક ટકા પ્રમાણે મળે છે.

**પોલીસ કચેરી**—પોલીસ કચેરીનું મકાન વહીવટદાર કચેરીની સાથે જોડીને બાંધેલું છે તેમાં તે બેસે છે. મુખ્ય અમલદાર તરીકે ફોજદાર અને બે નાયબ ફોજદારો છે. ફોજદારને તાલુકા ફોજદાર કહેવામાં આવે

મકાનો પણ હતાં. આગળના ભાગમાં દરવાજો પણ હતો. આ બધાં મકાનો એકદમ તોડી નાખવામાં આવ્યાં અને કચેરીઓ ભાડાના મકાનોમાં બેસવા લાગી. મેસાણાપ્રાંત ન્યાયાધીશી લગભગ દસ વરસ સુધી ભાડાના મકાનમાં બેઠી અને સન ૧૯૦૩માં મેસાણે ગઇ.

મેસાણા પ્રાન્તના ૧૨ મહાલો માટે ૩ નાયબ સુબા નીમેલા છે. તેમાં વિસનગર, વિજાપુર, ખેરાળુ અને સિદ્ધપુર એમ ૪ મહાલોના વિભાગ માટે ૧ નાયબસુબા કામ કરે છે. તે નાયબ સુબાની કચેરી વિસનગરમાં કડા દરવાજા બહાર જેમાં પ્રથમ સરકારી દવાખાનું હતું તે મકાનમાં રાખેલી છે. નાયબ સુબાને રહેવાની ગોઠવણ પણ તે મકાનોમાં સરકારે કરેલી છે. વિસનગરમાં સ્થાયી મુકામ રાખી ખેરાળુ, સિદ્ધપુર અને વિજાપુર મહાલોમાં ફરી આવી તે મહાલોનું કામ કરે છે. ઘણા ભાગે તેમને વહિવટદાર ઉપરની અપીલોનું તથા આયપત વેરા વીગેરેનું મુલકી કામ હોય છે. આ મુલકી અધિકાર ઉપરાંત બંદોબસ્તી અમલદાર તરીકે વિભાગ ફોજદારી ન્યાયાધીશ વર્ગ ૧ ના પણ અધિકાર હોય છે તે અન્વયે વિભાગના બંદોબસ્તના કામો તેમના આગળ ચાલે છે અને ભરણીઆ અને ભયંકર બદમાસ માણસોના, નિર્વાહના સાધન વગરના, જુગારના અખાડા ચલાવનાર, સુલેહનો ભંગ કરનાર લોકોના સારી ચાલના જામીન પણ લઇ શકે છે. તેમના હાથ નીચે ૬–૭ કારકુનો તથા ૬–૭ પટાવાળા રાખેલા છે નાયબ સુબા અને તેમના સ્ટાફના માહેકમ વીગેરેનું આશરે રૂ. ૯ હજાર ખરચ થાય છે.

વહીવટદાર કચેરીમાં મુખ્ય અમલદાર તરીકે વહીવટદાર અને તેના હાથ નીચે અવલ કારકુન એમ બે સ્થાનિક અમલદારો તમામ કચેરીનો વહીવટ ચલાવે છે. તેમના હાથ નીચે ૧૮ કારકુન અને નોકરો છે. આ અમલદાર આખા મહાલનો તથા મહાલમાં થતી આવક જાવકનો વહીવટ કરતા હોવાથી વહીવટદાર નામ પડેલું છે. અંગ્રેજી રાજ્યમાં તેમને મામલતદાર કહે છે, મહાલને

**જેલ**—જેલ ( કેદીઓને પુરવાનું કેદખાનું ) ખાતું વહીવટદારના તાબામાં રાખેલું છે. તે માટે એક જેલરની નીમણુક કરેલી છે. આ જેલમાં ચાર ઓરડાઓ રાખેલા છે, એક પાકા કામના કેદી માટે, એક કાચા કામના કેદી માટે, એક સ્ત્રી કેદી માટે અને એક દીવાનીના કામના કેદી માટે. તમામ કામના કેદીઓ ગણતાં અત્રે દરરોજના બે કેદીઓનું પ્રમાણ આવે છે.

આ જેલમાં એકથી વધુ માસની શિક્ષાવાળા કેદીઓને રાખવામાં આવતા નથી. તેવા કેદીઓને મેસાણે મોકલવામાં આવે છે. મેસાણાની જેલમાં છ માસથી વધુ માસની શિક્ષાવાળા કેદીઓને વડોદરે મોકલવામાં આવે છે.

જેલના કેદીઓને ખોરાક માટે દરરોજ સવાશેર લોટ, ત્રણ અધોળ દાળ અને એક આનો શાક મશાલા તથા લાકડાં માટે આપવામાં આવે છે. સરકારનો શાક આપવાનો ઉદ્દેશ છે પણ એક આનો લાકડાં અને મશાલામાં પૂરો થાય છે.

## ન્યાય ખાતું–મહાલ ન્યાયાધીશી.

વિસનગર કસ્બામાં પહેલ વહેલી મુનસફ કચેરી સન ૧૮૭૬ ( સંવત ૧૯૩૨ )ના અરસામાં ઉઘડી હતી. તેમાં ફક્ત દીવાની દાવાઓ ચુકવાતા હતા. ફોજદારી કામો બીલકુલ ચાલતાં નહોતાં. પરંતુ તે કામો માટે ઘણી જ મુસ્કેલીઓ ઉભી થવાથી સન ૧૮૮૬ ના અરસામાં સ્પેશીઅલ મેજીસ્ટ્રેટ વર્ગ ૧ની કોરટો થતી હતી, તેમાં ફોજદારી કામોના નીકાલ થતા હતા. તે પછી સન ૧૮૯૨ના અરસામાં દીવાની અને ફોજદારી કામો માટે લગભગ હાલમાં ચાલતી પદ્ધતિ પ્રમાણે મહાલ ન્યાયાધીશી શરૂ કરવામાં આવી અને રાજ્યમાં **અમાત્ય તરીકે મે. રમેશચંદ્ર દત્ત**ના આવ્યા પછી કારોબારી અને ન્યાય ખાતાં જુદાં પાડી ફોજદારી કામો વહીવટદાર, નાયબ સુબા વીગેરે મુલકી અમલદારો પાસે ચાલતાં હતાં તે વહીવટ જોકે બંધ કરવામાં આવ્યો છે. તોપણ જ્યાં કોર્ટોની પૂરતી સવડ નથી ત્યાં તે

છે જે આખા તાલુકાનાં ગામોનો બંદોબસ્ત રાખે છે. નાયબ ફોજદારો પૈકી એક ટાઉન નાયબ ફોજદાર છે જે વિસનગર શહેરનો બંદોબસ્ત રાખે છે. એક જનરલ નાયબ ફોજદાર છે જે ઓફીસનું કામ અને ફોજદારની ગેરહાજરીમાં ફોજદારનું કામ કરે છે. એક નાયબ ફોજદાર વાલમના થાણામાં રહે છે અને એક જમાદાર ગોઠવાના થાણામાં કામ કરે છે.

ફોજદારના તાબામાં એક જમાદાર અને ૯ હવાલદાર અને ૧ કારકુન અને ૪૫ સીપાઈઓ છે. વિસનગરના બંદોબસ્ત માટે ચાર દરવાજે ૪ અને ગામમાં ૧ મળી ૫ પોલીસ ગેટ છે. દરેક ગેટે ૧ હવાલદાર અને ૩ સીપાઈ રહે છે. તે શીવાય જેલ અને તીજોરી ઉપર ૨ હવાલદાર અને ૬ સીપાઇઓ રહે છે. એ રીતે વિસનગર શહેરમાં આશરે ૩૫ થી ૪૦ માણસો પોલીસનાં રહે છે તેમને રહેવા માટે સ્ટેશન રોડ ઉપર સન ૧૯૧૮ માં સરકારે આશરે ૪૦ હજાર રૂપીઆના ખરચે પોલીસલાઇન બંધાવેલી છે.

વિસનગર તાલુકાની પોલીસના પગારનું કુલ વાર્ષિક ખરચ આશરે ૧૮ હજાર રૂપીઆ થાય છે. તે પૈકી વિસનગર કસ્બાનું ખરચ આશરે રૂ. ૧૪૪૦૦) થાય છે.

**આબકારી ચોકી**—વિસનગર માટે એક આબકારી ઇન્સ્પેક્ટર છે. તેમના હાથ નીચે ૧ જમાદાર અને ૫ સીપાઈઓ રાખવામાં આવેલા છે. આ આબકારી ખાતા તરફથી વિસનગર મહાલમાં દારૂ ગાળવાના તથા અફીણની ચોરી વીગેરેના થતા ગુન્હાના કેસો પકડવામાં આવે છે. પોલીસ પદ્ધતિ પ્રમાણે કામ થાય છે. કરેલા કેસો મેજીસ્ટ્રેટ આગળ લાવવામાં આવે છે. મહાલમાં ૯ દારૂ વેચવાની તથા ૩ અફીણ ગાંજો ભાગ વીગેરે વેચવાની દુકાનો છે તે પૈકી અકેક દુકાન વિસનગરમાં છે અને બાકીની ગામડાંમાં છે. તેના ઉપર આબકારી ઇન્સ્પેક્ટરની દેખરેખ રહે છે અને તે તપાસણી કરે છે.

### વિસનગર મહાલ ન્યાયાધીશીમાં વિસનગર અને ખેરાળુ મહાલના ચાલેલા દીવાની મુકદમા.

| | સ્થાવર મીલ્કત સંબંધી | | | | જંગમ મીલકત સંબંધી | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| ક્યાંથી ક્યાં સુધી | વિસનગર | | ખેરાળુ | | વિસનગર | | ખેરાળુ | |
| રૂપીઆના | દાવા | કેટલા રૂ. ના | દાવા | કેટલા રૂ. ના | દાવા | કેટલા રૂ. ના | દાવા | કેટલા રૂ. ના. |
| ૧ થી ૧૦ | ૫ | ૪૫ | ૯ | ૭૩ | ૩ | ૨૧ | ૨ | ૧૬ |
| ૧૦–૨૫ | ૧૧ | ૨૦૦ | ૧૦ | ૨૩૯ | ૧૨ | ૨૦૯ | ૩ | ૬૫ |
| ૨૫–૫૦ | ૧૩ | ૪૯૮ | ૮ | ૩૯૫ | ૧૦ | ૩૮૯ | ૧૪ | ૫૩૪ |
| ૫૦–૧૦૦ | ૧૧ | ૭૭૩ | ૯ | ૫૭૯ | ૧૦ | ૭૭૮ | ૧૧ | ૯૦૦ |
| ૧૦૦–૫૦૦ | ૧૦ | ૪૩૫૫ | ૮ | ૩૦૦૫ | ૬ | ૨૪૯૩ | ૭ | ૨૭૫૧ |
| ૫૦૦–૧૦૦૦ | ૮ | ૬૭૫૬ | ૫ | ૩૭૫૮ | ૮ | ૫૯૬૩ | ૩ | ૨૧૨૧ |
| ૧૦૦૦–૩૦૦૦ | ૬ | ૮૫૯૬ | ૧ | ૧૨૦૦ | ૫ | ૩૯૨૪ | ૧ | ૧૦૯૦ |
| ૩૦૦૦–૫૦૦૦ | ૧ | ૩૬૦૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| એકંદર | ૬૫ | ૨૪૮૨૩ | ૫૦ | ૯૨૪૯ | ૫૪ | ૧૩૭૭૭ | ૪૧ | ૭૪૭૭ |

કામો વહીવટદારની પાસે ચાલે છે. કોઈ કોઈ કામો નાયબ સુબાને ત્યાં પણ મોકલવામાં આવે છે. હાલમાં આ પ્રશ્ન ધારાસભામાં અને રાજ્યમાં બહુ ચર્ચાઈ રહ્યો છે, માટે તેવાં સ્થળોએ કાયદાનું જ્ઞાન ધરાવનાર એલ. એલ બી. વહીવટદારોને નીમવા જોઇએ જેથી પક્ષકારોને અન્યાય થાય નહીં. ખેરાળુમાં મહાલ ન્યાયાધીશી નહીં હોવાથી ત્યાંનાં પહેલા વર્ગના અધિકારનાં કામો અત્રે ચાલે છે પણ બીજા વર્ગનાં કામો ખેરાળુ વહીવટદારજ ચલાવે છે. આ પ્રશ્ન સરકારે હાથમાં લેવો ઘટે છે, અને પ્રજાને પૂરતો ન્યાય મળે તેમ થવું જોઈએ.

હાલની કોરટને **વિસનગર મહાલ ન્યાયાધીશી** અને **સાધારણ ફોજદારી ન્યાયાધીશી વર્ગ ૧** કહેવામાં આવે છે. આ ન્યાયાધીશી **દસ હજાર રૂપીઆ** સુધીના દાવા ચુકવી શકે છે અને ફોજદારી ગુન્હામાં **બે વરસની શિક્ષા** અને (રૂ. ૧૦૦૦) સુધી દંડની શિક્ષા કરી શકે છે.

પ્રથમ આ કચેરી જુના સરકારી મકાનમાં બેસતી હતી. પછી તે મકાનો પાડી નાખવામાં આવ્યાં તેથી તે કડાના દરવાજે ભાડાના મકાનમાં બેસતી હતી. ત્યાર બાદ આ કચેરીનું મકાન સન ૧૮૯૩માં રૂ. ૨૨૦૦૦ ના ખરચે સરકાર તરફથી બાંધવામાં આવ્યું ત્યારથી તે સરકારી મકાનમાં બેસે છે. આ મકાન વહીવટદાર કચેરીની પાસે આવેલું છે.

**દીવાની કામોની વીગત**—આ ન્યાયાધીશીમાં દીવાની (મોટા) સાધારણ દાવાની સંખ્યા એકંદર ૨૧૦ ની છે. તેમાં વિસનગર મહાલના અને ખેરાલુ મહાલના કેટલા અને કેટલા રૂપીયાના, તેમાં કેટલા સ્થાવરના અને કેટલા જંગમના વીગેરે બાબતોની માહિતી સન ૧૯૪૧ના જુલાઇ આખર પૂરા થતા એક વર્ષના મહાલ ન્યાયાધીશીના વાર્ષિક રીપોર્ટ ઉપરથી મેળવેલા નીચેના કોષ્ટકમાં બતાવેલા આંકડાઓ ઉપરથી સમજાશે—

આ મહાલ ન્યાયાધીશીમાં ચાલેલાં ફોજદારી કામોની વીગત નીચેના સન ૧૯૪૦-૪૧ ના આંકડાના કોષ્ટક ઉપરથી સમજાશે—

## ફોજદારી કામોની વીગત

| ગુન્હાના પ્રકાર | તાલુકો | કામ | આરોપી | સાબીત |
|---|---|---|---|---|
| ફોજદારી નિબંધ પ્રમાણે | વિસનગર | ૨૩૨ | ૬૫૭ | ૩૫ |
| ,, | ખેરાળુ | ૪૩ | ૧૪૯ | ૧૧ |
| બાળલગ્ન નિ. પ્ર. | વિસનગર | ૧૨૯ | ૨૯૩ | ૨૬૫ |
| આબકારી | ,, | ૩૨ | ૩૩ | ૩૨ |
| અફીણ | ,, | ૨ | ૨ | ૨ |
| લગ્ન નોંધ | ,, | ૪૨ | ૪૨ | ૨૭ |
| જન્મ મરણ | ,, | ૧૨૭ | ૧૨૭ | ૧૧૧ |
| સુધરાઈ ગુન્હા | ,, | ૫૫ | ૫૮ | ૫૪ |
| યાંત્રિક વાહન | ,, | ૧૮ | ૨૧ | ૨૧ |
| વેજીટેબલ ઘી. | ,, | ૧ | ૧ | ૧ |
| .. | | ૬૮૧ | ૧૩૮૩ | ૫૫૯ |

બાળલગ્ન નિબંધ, આબકારી, લગ્ન જન્મ મરણ નિબંધ નિયમ વીગેરે અન્વયે ખેરાલુ મહાલનાં કામો ખેરાલુ મહાલના વહીવટદારને મેજીસ્ટ્રેટ વર્ગ રજાનો અધિકાર હોવાથી ત્યાં ચાલે છે. તેથી ઉપરના કોષ્ટકમાં તેના આંકડા બતાવ્યા નથી.

ઉપરના કોષ્ટકમાં જણાવેલા કુલ ૧૩૮૩ આરોપીઓ પૈકી ૫૫૯ આરોપીઓ ઉપર ગુન્હો સાબીત થઈ તેમને કેવા પ્રકારની શિક્ષા કરવામાં આવી છે તે નીચે પ્રમાણે—

ઉપરનાં કામો શિવાય ૪ કામો કુલ રૂ. ૪૩૧) નાં ફરી ચલાવવામાં આવ્યાં હતાં, તે મળી કુલ એકંદર આ ન્યાયાધીશીમાં ૨૧૪ કામો રૂ. ૫૫૭૫૮) નાં ચલાવવામાં આવ્યાં છે.

આ ઉપરાંત નાના દાવાઓ રૂ. ૧) થી રૂ. ૨૦૦) સુધીના સંક્ષિપ્ત ચોકસીથી ચુકાયેલા છે, જેના ઉપર અપીલ નથી. વરીષ્ટ કોર્ટ અસાધારણ અરજ તરીકે સ્વીકારે છે. લેવડ દેવડ ઉપરથી થયેલા દાવાઓની કુલ સંખ્યા ૧૧૫૧ ની છે જેમાં ૬૪૭ વિસનગર મહાલના રૂ. ૬૫૮૫૧ ના અને ૫૦૪ ખેરાળુ મહાલના રૂ. ૪૮૦૭૮) ના છે. એ રીતે કુલ ૧૧૫૧ દાવાઓનો આકાર રૂ. ૧૧૩૯૨૯) છે.

આ પૈકી રૂ. ૨૦૦) થી ૫૦૦) સુધીના દાવાઓ સંક્ષિપ્ત ચોકસીથી બે ન્યાયાધીશીની યુગલે ચુકાવ્યા હતા તેના ઉપર પણ અપીલ નથી. આ પ્રમાણે યુગલથી કામ કરવા માટે મહેસાણા મહાલના ન્યાયાધીશ એક માસમાં બે વખત અનુકૂળતાએ આવે છે. અને અત્રેના ન્યાયાધીશ પણ એક માસમાં બે વખત મેસાણા યુગલનાં કામ ચલાવવા જાય છે. એ રીતે ચાલેલાં નાના મોટા તમામ દિવાની કામોના સ્ટૅંપની લાગતનું રૂ. ૧૯૧૮૯) નું ઉત્પન્ન આવેલું છે.

આ ઉપરથી ખ્યાલ આવશે કે વિસનગર મહાલમાં અને ખેરાળુ મહાલમાં કેટલા દાવાઓ, કેટલા રૂપીઆના અને કેવા પ્રકારના થાય છે. લેણદાર અગર દેણદાર જો પોતાના લેણા દેવાનો ખાનગી રીતે સમજી સમાધાન કરે તો કચેરીના અને વકીલના ખરચમાંથી મોટો બચાવ થાય. બંને પક્ષનાં સમાધાન વૃત્તિ ઉત્પન્ન થવી જોઈએ.

**ફોજદારી કામો**—આ ન્યાયાધિશીમાં માત્ર ફોજદારી નિબંધ વીગેરે એવા સરકારી નિબંધો અન્વયે કામો ચાલતાં હતાં પણ સન ૧૯૩૭–૩૮ થી સુધરાઈના ગુન્હાનાં કામો જે સુધરાઈ માટે ખાસ નીમાયેલા ઑનરરી મેજીસ્ટ્રેટોની યુગલમાં ચાલતાં હતાં તે યુગલો બંધ થવાથી તે કામો પણ ત્યાં ચલાવવામાં આવે છે.

આ મહાલ ન્યાયાધીશીમાં ચાલેલાં ફોજદારી કામોની વીગત નીચેના સન ૧૯૪૦-૪૧ ના આંકડાના કોષ્ટક ઉપરથી સમજાશે—

## ફોજદારી કામોની વીગત

| ગુન્હાના પ્રકાર | તાલુકો | કામ | આરોપી | સાબીત |
|---|---|---|---|---|
| ફોજદારી નિબંધ પ્રમાણે | વિસનગર | ૨૩૨ | ૬૫૭ | ૩૫ |
| ,, | ખેરાળુ | ૪૩ | ૧૪૯ | ૧૧ |
| બાળલગ્ન નિ. પ્ર. | વિસનગર | ૧૨૯ | ૨૯૩ | ૨૬૫ |
| આબકારી | ,, | ૩૨ | ૩૩ | ૩૨ |
| અફીણ | ,, | ૨ | ૨ | ૨ |
| લગ્ન નોંધ | ,, | ૪૨ | ૪૨ | ૨૭ |
| જન્મ મરણ | ,, | ૧૨૭ | ૧૨૭ | ૧૧૧ |
| સુધરાઈ ગુન્હા | ,, | ૫૫ | ૫૮ | ૫૪ |
| યાંત્રિક વાહન | ,, | ૧૮ | ૨૧ | ૨૧ |
| વૅજીટેબલ ઘી. | ,, | ૧ | ૧ | ૧ |
| | | ૬૮૧ | ૧૩૮૩ | ૫૫૯ |

બાળલગ્ન નિબંધ, આબકારી, લગ્ન જન્મ મરણ નિબંધ નિયમ વીગેરે અન્વયે ખેરાળુ મહાલનાં કામો ખેરાળુ મહાલના વહીવટદારને મેજીસ્ટ્રેટ વર્ગ ૨જાનો અધિકાર હોવાથી ત્યાં ચાલે છે. તેથી ઉપરના કોષ્ટકમાં તેના આંકડા બતાવ્યા નથી.

ઉપરના કોષ્ટકમાં જણાવેલા કુલ ૧૩૮૩ આરોપીઓ પૈકી ૫૫૯ આરોપીઓ ઉપર ગુન્હો સાબીત થઈ તેમને કેવા પ્રકારની શિક્ષા કરવામાં આવી છે તે નીચે પ્રમાણે—

૬ ઇસમોને સખ્ત કેદ, ૫૧૮ ને ફક્ત કેદ અને ૨૨ ને કેદ તથા દંડની શિક્ષા કરવામાં આવી છે. તે પૈકી ૫૩૪ પુરૂષો અને ૧૪ સ્ત્રીઓ છે. શિક્ષા થયેલાઓમાં ૧૫ દિવસની ૧૦ જણને, ૧ માસની ૧ જણને, ૬ માસની ૧૧ જણને અને ૧ વરસની ૩ જણને શિક્ષા ફરમાવવામાં આવી છે. ગુન્હાના પ્રકારમાં હંગામા, લાંચ રૂસ્વત, ખોટી સાક્ષી, મહા વ્યથા, ચોરી, જળિત વીગેરે હતા. સેશન્સ કમીટ કરવાનો ખૂન કેસ પણ હતો.

શિક્ષા થયેલા ઉપરના આરોપીઓ ૫૫૯ પૈકી અરધા એટલે કે ૨૬૫ આરોપીઓ એકલા બાળલગ્નના કાયદાના ભોગ થઇ પડેલા છે; અને તે આરોપીઓના દંડ કરવામાં આવેલા છે અને તે દંડની રકમ કુલ રૂ. ૫૨૪૬)ની રકમ વસુલ થએલી છે. આ તો માત્ર એકલા વિસનગર મહાલના આંકડા છે તેમાં ખેરાલુ મહાલનો સમાસ થયેલો નથી. આવા વડોદરા રાજ્યમાં ૪૦ મહાલો છે તેમાં આવા વિસનગર જેવા બલકે તેથી મોટા મહાલોમાં કેટલા બધા ઇસમો આ બાળ લગ્નના કાયદાના ભોગ થઈ પડતા હશે અને કેટલો બધો દંડ આવતો હશે. વડોદરા રાજ્યના સન ૧૯૪૦–૪૧ ના કારોબારી રિપોર્ટ ઉપરથી જણાય છે કે રાજ્યના બાળલગ્નના દંડની રકમમાંથી એક મોટા ફંડનો નિભાવ થાય છે. આ ફંડ તે **શ્રી મહારાણી શાન્તાદેવી નિધિ.** સન ૧૯૩૯ માં આ ફંડની શરૂઆત કરતાંજ બાળલગ્નના દંડની એકઠી થયેલી રકમમાંથી રૂ. ૫) લાખ જુદા કાઢવામાં આવ્યા છે અને દર વર્ષે આ ફંડમાં બાળલગ્નના દંડમાંથી રૂ. ૪૦) હજાર આપવાનું ધોરણ રાખેલું છે. હાલ ૨–૩ વરસથી જોઇએ છીએ તો રાજ્યમાં ઘણા ઠેકાણે સુવાવડખાનાં અને નાનાં દવાખાનાં આ **શ્રી મહારાણી શાન્તાદેવી નિધિમાંથી** અને બીજી શ્રીમંત ગૃહસ્થોની દેણગીઓથી ઉઘાડવામાં આવ્યાં છે. (વધુ વીગત માટે જુઓ પાછળ પૃષ્ટ ૮૯).

પ્રથમના વખતમાં કણબી લોકોમાં ૧૦-૧૨ વર્ષના અંતરે સામટાં લગ્ન કરવામાં આવતાં હતાં, તેથી તે વર્ષે તે લોકો નાનાં મોટાં તમામ છોકરાંને પરણાવી દેતાં. આ કારણથી તે લોકો વધારે દંડાતા હતા. પરંતુ હવે તે પ્રથા લગભગ નાબુદ થવાથી લોકો છુટક છુટક લગ્ન કરે છે, તેથી તે લોકો હવે ઓછા દંડાય છે. સરકાર તરફથી સામાજિક સુધારણાર્થે કાયદાનો અમલ સખ્તાઈથી કરવા ન્યાયાધીશોને સૂચના કરવામાં આવેલી છે. હમણાં કેટલાક વર્ષોથી બાળલગ્ન કરનારને આસન કેદની શિક્ષા પણ કરવામાં આવે છે. વળી લગ્ન કરાવનાર ગોર અત્યાર સુધી છટકી જતા હતા તે પણ હવે આસન કેદની તેમને શિક્ષા થવાથી વર કન્યાની ઉમરનો પૂરો તપાસ કર્યા બાદ લગ્ન કરાવે છે. મેં સન ૧૯૨૫ માં આ પુસ્તકની પહેલી આવૃતિ પ્રકટ કરી હતી તેમાં વિસનગર મહાલ ન્યાયાધીશીમાં ચાલેલા બાળલગ્નના કેસોમાંથીજ રૂ. ૮૪૬૫) ની રકમ વસુલ આવી હતી જ્યારે આખા મહાલની દંડની વસુલ આવેલી રકમ રૂ. ૯૩૪૧) ની હતી. આ ઉપરથી વાચકવર્ગને ખ્યાલ આવશે કે ધીમે ધીમે બાળલગ્નના કાયદાનું સારૂં પાલન થતું જાય છે. જો કે ઉચ્ચ કોમમાં તો આવાં ઘણાં જ ઓછાં લગ્નો થાય છે, પરન્તુ કણબી, રબારી, ઠાકરડા, વાઘરી, ઢેડ વીગેરે જ્ઞાતિઓમાં આવાં બાળલગ્નો વધુ પ્રમાણમાં થાય છે, કારણ કે સમાજ સુધારાના કામોમાં તે જ્ઞાતિઓ હજુ વધારે પછાત છે. લગ્ન માટે વરની ઉમર ૧૮ વર્ષની અને કન્યાની ઉંમર ૧૪ વર્ષની કાયદામાં રાખેલી છે.

સન ૧૯૩૭-૩૮ સુધી સુધરાઈ નિબંધ અન્વયે થતા ગુન્હાના કેસો સુધરાઈની વરીષ્ટ કોર્ટે નીમેલી યુગલમાં ચાલતા હતા. પરંતુ તે ધોરણ હાલમાં બંધ કરી તે કેસો આ વિસનગર મહાલ ન્યાયાધીશીમાં ચાલે છે. એવા ૫૮ આરોપીઓમાંથી ૫૪ આરોપીઓ ઉપર ગુન્હો સાબીત થયો છે. ઉપરનાં કોષ્ટકમાં બતાવેલા ગુન્હાના પ્રકાર ઉપરથી જણાશે કે ફોજદારી નિબંધ ઉપરાંત બીજા ૮-૧૦

ફોજદારી કામો વધેલાં છે. કુલ વકીલોની સંખ્યા પ્રથમ ૬ હતી તે વધીને ૧૮ ની થયેલી છે. તેમાં ૮ બી. એ. એલ એલ. બી છે અને બીજા એડવોકેટ અને વડોદરા રાજ્યની વકીલાતની પરીક્ષામાં પાસ થયેલા છે. તે વકીલો પૈકી એક સરકારી વકીલ તરીકે કામ કરે છે. તેમને માસિક રૂ. ૫૦) મળે છે.

**આ વિસનગર મહાલ ન્યાયાધીશીની વાર્ષિક આવક—**

રૂ. ૩૦૫૩–૧૪–૦ દાવા અરજીના, રૂ. ૯૧૩–૧૫–૦ ઈતર આવક, રૂ. ૧૯–૨–૦ ખુટતી લાગત, રૂ. ૨૦૧–૬–૦ લાગતનો દંડ, રૂ. ૪૫૩–૦–૪ પરચુરણ તેમાં સ્પેશીયલ કારકુન વીગેરેના. રૂ. ૩૧૩૪–૧–૦ ખેરાળુ મહાલની દાવા અરજીના, રૂ. ૬૫૪–૧૧–૦ ખેરાળુ મહાલની ઈતર લાગતના મળી કુલ એકંદર રૂ. ૮૪૩૧–૧૦–૪નું ઉત્પન્ન આવેલું છે. સ્ટૅંપની આવક વહીવટદાર કચેરીમાંથી સ્ટૅમ્પ વેચાતા મળતા હોવાથી તે ઉત્પન્ન તેમની સ્ટૅંપની આવકમાં મુકેલું છે, તેથી આ સ્થળે મુકેલું નથી.

આ **મહાલન્યાયાધીશીના વાર્ષિક ખરચની** હકીકત નીચે પ્રમાણે—રૂ. ૧૮૦૦) અમલદારના પગારના, રૂ. ૬૦૬૨–૧૨–૩ મહેકમના પગારના, રૂ. ૧૧–૧૦–૦ શીલકી સામાન, રૂ. ૪૫૯–૬–૯ કંટીજંટ, રૂ. ૮૮–૧૨–૮ હંગામી મહેકમ, રૂ. ૧૭૪–૭–૦ સર્વીસ પોસ્ટ ટીકીટના, રૂ. ૩૧૭૦–૧–૦ લાગત પાછી આપી તેના મળી કુલ એકંદર રૂ. ૭૮૬૨–૧૨–૩નું ખરચ થયેલું છે. આ કચેરીના મહેકમમાં મુનસફ, ૧ નાજર, ૧ સીરસ્તેદાર, ૮ કારકુન, ૧૦ પટાવાળા છે. ઓનરરી મેજીસ્ટ્રેટ કેટલાંક વર્ષથી નીમાતા નથી.

પાછળ પૃષ્ટ ૨૩૦ ઉપર કારોબારી અને ન્યાય ખાતાં જુદાં પાડયા છતાં ખેરાળુ મહાલના વહીવટદારોનો દાખલો આપી મુલકીખાતાના અમલદારો પાસે કરાવવામાં આવે છે વીગેરે હકીકત જણાવી છે, તે ઉપરાંત રાજ્યમાં એમ ઠરાવેલું છે કે ચોમાસામાં મુલકી અમલદારોને ડીસ્ટ્રીકટમાં ફેરણીનું કામ લગભગ બંધ જેવું હોય છે

તેથી તેમને પહેલા વર્ગના કે બીજા વર્ગના મેજીસ્ટ્રેટના અધિકારનાં કામો તેમને ન્યાયખાતાનું જ્ઞાન તાજું રહે તે ખાતર ચોમાસામાં બીજા વર્ગના અધિકારવાળા મુલકી અધિકાર તરફ આશરે ૨૫ ટકા અને પહેલા વર્ગના અધિકારવાળા તરફ આશરે ૧૦ ટકા કામો મહાલ ન્યાયાધીશીમાંથી મોકલવામાં આવે છે. જ્યારે તેમને ન્યાયખાતાનો પૂરતો અનુભવ મળ્યો છે એમ ન્યાયખાતાને ખાત્રી થાય ત્યારે તેમને **તરબેજ** ( અનુભવી-નિષ્ણાત ) થયેલા જાહેર કરવામાં આવે છે. આ ધોરણ બરાબર નથી. સીધી રીતે નહીં તો આડકતરી રીતે કારોબારી અને ન્યાયખાતાં એકત્ર થવા જેવું થાય છે.

## નોંધણી કચેરી.

વિસનગર મહાલમાં થતા સ્થાવર જંગમ મીલકતના દસ્તાવેજો કરારો વીગેરે વિસનગર મહાલની નોંધણી કચેરીમાં નોંધાય છે. આ કચેરી વિસનગર મહાલ ન્યાયાધીશીના મકાનના એક નીચેના ભાગમાં ખાસ તે માટે બાંધેલા ભાગમાં બેસે છે.

કૈલાસવાસી શ્રીમંત ખંડેરાવ મહારાજના વખતમાં જ્યારે રાજ્યતંત્ર ચોક્કસ ધોરણ ઉપર રચવામાં આવ્યું ત્યારે જેમ બીજાં ખાતાંઓના કાયદાઓ ઘડવામાં આવ્યા તેમ નોંધણીને માટે પણ સંવત ૧૯૨૫ નો નિબંધ ઘડવામાં આવ્યો હતો. તે નિબંધથી તમામ દસ્તાવેજોની નોંધણી ફરજ્યાત ઠરાવી હતી, તેમજ દરેકની નોંધવાની લાગત પણ એક સરખી ઠરાવી હતી. દસ્તાવેજ વખતસર નહીં નોંધાયેલો હોય તે પ્રસંગે તે દંડ આપવાથી પુરાવામાં આવી શકતો હતો અને તે દંડ પણ એક સરખો હતો, અને નોંધવાનું કામ જુદી સ્વતંત્ર વ્યક્તિ દ્વારાએ નહીં કરાવતાં મુલકી અમલદારોને હાથે થતું હતું; પરંતુ તે પછી રાજ્યમાં સુધારાવધારા થવાથી સંવત ૧૯૪૧માં

નવીન નોંધણી નિબંધ રચવામાં આવ્યો અને તેજ સાલમાં ( તા. ૧–૮–૧૮૮૫ થી ) તેનો અમલ શરૂ થયો. તેમાં ઘણા ફેરફારો થયા, કિમતના પ્રમાણમાં લાગત થઈ, કેટલાકમાંથી ફરજ્યાત ધોરણ કાઢી નાખ્યું. વીગેરે વીગેરે સુધારા વધારા થયા. વળી મુલકી ખાતાનો સંબંધ કાઢી નાખી તે માટે **ખાસ નોંધણી ખાતું** ઉઘાડવામાં આવ્યું અને તે ન્યાયખાતાની દેખરેખ નીચે મુકવામાં આવ્યું, તથા દસ્તાવેજ નોંધનારને **નોંધણી કામદાર** એવી સંજ્ઞા આપવામાં આવી.

આ કાયદાનો અમલ સંવત ૧૯૫૮ ( તા. ૧૮–૮–૧૯૦૨ ) સુધી ચાલ્યા પછી આ રાજ્યના બીજા કાયદાઓ તથા નિબંધોમાં સુધારાવધારા કરવાની જરૂર છે કે નહીં તે જોવા અર્થે જે યોજના થઈ હતી તેમાં આ નોંધણી નિબંધનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. આવા સુધારાવધારા સુચવવા અર્થે કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે મુંબઈ ઈલાકાના પ્રસિદ્ધ સીવીલીઅન મી. **જે. આર. નેલર.** સી. એસ. આઈ. ને સ્પેશીઅલ જ્યુડીશીઅલ કમીસ્નર નિમ્યા હતા. તેમણે ઘણા પ્રકારની સુચનાઓ કરી હતી. તે ઉપરથી સંવત ૧૯૫૮ માં સુધારા વધારા સાથેનો નવીન નોંધણી નિબંધ ઘડાયો અને શ્રીમંત મહારાજા સાહેબે સંવત ૧૯૫૮ ના ફાગણ સુદ ૧ તા. ૧૧–૩–૧૯૦૨ ના રોજ મંજુર કર્યો, તે તા. ૧૯–૬–૧૯૦૨ રોજ પ્રસિદ્ધ થયો અને સંવત ૧૯૫૮ ના શ્રાવણ સુદ ૧૫ તા. ૧૯–૮–૧૯૦૨ થી તેનો અમલ શરૂ થયેલો છે. તેને **સંવત ૧૯૫૮ નો ૧૧ મો નિબંધ** કહેવામાં આવે છે. તેના ઉદ્દેશમાં જણાવ્યું છે "અસલ દસ્તાવેજ ગુમ અથવા નાશ થાય તો પણ તેનો દાખલો સરકારમાં રહે, અને કોઈ ઇસમ વ્યવહાર કરવામાં ફસાઈ ન જાય તથા તેને વ્યવહાર કરતાં પહેલાં જે તે મીલકત ઉપરના હક્ક સરકાર દફતરમાંથી સમજી શકાય, અને ખોટા દસ્તાવેજ ઉભા કરવા સંધી ન મળે એ હેતુથી દસ્તાવેજ નોંધવા સંબંધી સંવત ૧૯૪૧ નો નિબંધ તથા તે પછી સદરહુ નિબંધ સુધારવા માટે થયેલા પુરવણી

નિબંધ હાલ અમલમાં છે તે સુધારવા યોગ્ય છે માટે શ્રીમંત મહારાજાએ સંવત ૧૯૫૮ નો નિબંધ મંજુર કર્યો છે."

ઉપરના નિબંધની સાથે આંગળીની છાપ ( thumb impression ) લેવાનો નિયમ પણ ઘડવામાં આવ્યો અને તેનો અમલ પણ તેજ તારીખથી શરૂ થયેલો છે.

હાલમાં ઉપરનો નિબંધ અમલમાં છે, પ્રસંગે પ્રસંગે કેટલીક કલમોમાં ફેરફાર થયા કરે છે અને લાગતો પણ વધારવામાં આવી છે. ઉદ્દેશ બરાબર જળવાતો હોય તો પછી લાગત વધારવાનું શું પ્રયોજન તે સમજાતું નથી. લાગતમાં વધારો કરવાથી તો એમ અનુમાન થાય છે કે તે પણ એક ઉપજનું સાધન બનાવવામાં આવ્યું છે.

વિસનગર મહાલની નોંધણી કચેરીમાં કેટલા અને કેવા પ્રકારના દસ્તાવેજો કેટલા રૂપીઆના નોંધાયા છે તે સમજવા માટે સન.૧૯૪૧ ના જુલાઈ આખર એક વર્ષના આંકડા નીચે પ્રમાણે બતાવ્યા છે—

કબજા ગીરોના દસ્તાવેજો ૬૫૬ રૂ. ૧૯૧૮૪૬) ના, સાનગીરો ૫૩ રૂ. ૨૭૧૯૧) ના, વેચાણુ ૭૫૯ રૂ. ૨૫૮૭૪૩) ના તથા પરચુરણુ બીજા ૧૫૦ રૂ. ૮૪૧૮૪) ના મળી કુલ દસ્તાવેજ ૧૬૧૮ રૂ. ૫૬૧૯૬૪) ના નોંધાયા છે. તેના દસ્તાવેજી કાગળોનું ઉત્પન્ન રૂ. ૧૨૫૧૮) નું તથા દસ્તાવેજ નોંધાવ્યાની લાગતનું ઉત્પન્ન રૂ. ૫૭૭૫) સરકારમાં વસુલ આવેલું છે.

નોંધણી કચેરીનું કામ, નોંધણી કામદાર, ૧ કારકુન અને ૧ સીપાઈથી લેવામાં આવે છે. પગાર, કંટીજંટ, ભથ્થુ ભાડું મળી કુલ વાર્ષિક ખરચ રૂ. ૧૧૯૫) થાય છે.

**મોંબદલાની સરળતા**—કાયમના સત્વાર્પણના મોં બદલા જે પ્રથમ મુલકી ખાતેથી થતા હતા તે આશરે ૬ વરસથી નોંધણી ખાતેથી પણ કરી આપવાની વિશેષ સગવડ રાખેલી છે. દસ્તાવેજ રજીસ્ટર્ડ કરાવતી વખતે જ બંને પક્ષકારો પાસે રીતસર ફોર્મ ભરાવી

હાલ નોંધણી કચેરીમાં સોં બદલો કરાય છે પણ તે આખા નંબરનો હોય તોજ.

નોંધણી નિબંધ અન્વયે કયા કયા દસ્તાવેજો માટે ફરજ્યાત નોંધણી છે અને કયા કયા માટે મરજ્યાત નોંધણી છે તે તથા તેની કેટલી લાગત છે તે નીચેની હકીકત ઉપરથી સમજાશે—

**ફરજ્યાત નોંધણી**—નિબંધની કલમ ૨૦ પ્રમાણે સ્થાવર મીલકત સંબંધી તમામ દસ્તાવેજો નોંધાવવાને ફરજ્યાત ઠરાવેલા છે. જો ભાડાચીઠીમાં ભાડે આપ્યાની બીલકુલ મુદ્દત ઠરાવી ન હોય અને મોઘમ રાખેલું હોય તો તે નોંધણીને પાત્ર ગણાય છે. જંગમ મીલકતમાં એક હજાર રૂપીઆ ઉપરાંતનાં તમામ કરજ ખતો નોંધાવવાને ફરજ્યાત ઠરાવેલાં છે.

**મરજ્યાત નોંધણી**—નિબંધની કલમ ૨૧ પ્રમાણે ઉપર જણાવેલાં ફરજ્યાત નોંધણીના દસ્તાવેજો શીવાય તમામ જાતના દસ્તાવેજો નોંધાવવાની આવશ્યતા નથી. મરજી હોય તો નોંધાવવા અને મરજી ન હોય તો નોંધવવાની કાયદેસર બીલકુલ જરૂર નથી. ભાડા ચીઠીઓ પણ ત્રણ વરસ સુધીની નોંધવવાની આવશ્યકતા નથી.

**મૃત્યુપત્ર** (વીલ) સંબંધી—નિબંધની કલમ ૪૫-૪૬ પ્રમાણે મૃત્યુપત્ર યાને વીલ કોઈ પણ વખતે નોંધાવવાનું ફરજ્યાત નથી. જો મૃત્યુપત્ર કરનારને પોતાની હયાતીમાં તે નોંધાવવાની તેની મરજી હોય તો તે ગમે ત્યારે નોંધાવી શકે છે. ફરી તેમાં ફેરફાર કરવો હોય તો તે પ્રથમનું રદ કરી નવું નોંધવી શકે છે, પરંતુ તેની નકલ મૃત્યુપત્ર કરનાર હયાત હોય ત્યાં સુધી કોઇને પણ મળી શકતી નથી. ત્યાં સુધી સરકાર તેને ખાનગી ગણે છે. મૃત્યુપત્ર કરનારના મરણ બાદ તે મૃત્યુપત્ર જાહેર બને છે અને તેની નકલ બીજાઓને મળી શકે છે. મૃત્યુપત્ર કરનારના મરણ બાદ જો કે ફરજ્યાત નથી તો પણ જો ટ્રસ્ટીઓની મરજી તે મૃત્યુપત્ર નોંધાવવાની થાય તો મરણની તારીખથી

૭ માસની અંદર ટ્રસ્ટીઓ નોંધાવી શકે છે. તે મુદત પછી નોંધાવી શકાય નહી. એ રીતે મૃત્યુપત્ર નોંધાવવાનું મરજી ઉપર રાખેલું છે.

નિબંધની કલમ ૪૭ પ્રમાણે મૃત્યુપત્ર કરનાર પોતાનું મૃત્યુ-પત્ર તૈયાર કરી સીલબંધ પાકીટમાં નોંધણી સરકામદાર (પ્રાંતના સુબા) ને ત્યાં અનામત રાખી શકશે અને તે મૃત્યુપત્ર કરનારની હયાતીમાં બીજા કોઇથી માગી શકાશે નહી. બદલવું હોય તો બદલી શકાય છે અગર પાછું લઈ શકાય છે.

**વેચાણ હસ્તાવેજોની લાગત**—સ્થાવર મીલકતના વેચાણ ઉપર નીચે પ્રમાણે સ્ટૅમ્પની લાગત લેવાય છેઃ—રૂ. ૫૦ સુધીના વેચાણ માટે રૂ. ૧) તથા રૂ. ૫૧) થી રૂ. ૧૦૦) સુધી માટે રૂ. ૨) અને તે પછી રૂ. ૧૦૦૦) સુધી દર સેંકડે અગર તેના ભાગ માટે રૂ. ૨) પ્રમાણે, અને રૂ. ૧૦૦૦) ઉપરાંત રૂ. ૫૦૦) અગર તેના ભાગ માટે રૂ. ૧૦) પ્રમાણે.

**ગીરો હસ્તાવેજની લાગત**—સ્થાવર મીલકતના ગીરો હસ્તા-વેજ ઉપર નીચે પ્રમાણે સ્ટૅમ્પની લાગત લેવાય છેઃ—રૂ. ૨૫) સુધીના માટે ૬ આના તથા રૂ. ૨૬) થી રૂ. ૫૦) માટે ૧૨ આના અને રૂ. ૫૧) થી રૂ. ૧૦૦) સુધી માટે રૂ. ૧-૮-૦ અને તે ઉપરાંત રૂ. ૧૦૦૦) સુધી દર સેંકડે અગર તેના ભાગ માટે રૂ. ૧-૮-૦ પ્રમાણે, અને તે ઉપરાંત રૂ. ૫૦૦) અગર તેના ભાગ માટે રૂ. ૭) પ્રમાણે.

**સાધારણ ભાડા ચીઠીની લાગત** (ત્રણ વરસ સુધીની હોય તો જ)—જો ભાડાચીઠી રૂ. ૨૫) સુધીની હોય તો બે આના. રૂ. ૫૦) સુધીની હોય તો ચાર આના, રૂ. ૧૦૦) સુધીની હોય તો આઠ આના અને રૂ. ૧૦૦) ઉપરાંત દર સેંકડે આઠ આના પ્રમાણે સ્ટૅમ્પની લાગત પડે છે.

---

# પ્રકરણ ૯ મું.

## માધ્યમિક કેળવણી—અંગ્રેજીશાળા.

## ( Secondary Education )

વિસનગરમાં અંગ્રેજી કેળવણી લેવા માટે એક હાઈસ્કૂલ છે તે Gokalbhai Dolatram High School ગો. ડી. હાઈસ્કૂલ એ નામથી ઓળખાય છે. તે માટે બે જુદાં જુદાં મકાનો સ્ટેશનથી ઉતરતાં ડાબા હાથની સડક ઉપર આવેલાં છે તે સંબંધી વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે—

વિસનગરમાં તા. ૮–૧૨–૧૮૮૨ ( સંવત ૧૯૩૯ ) ના રોજ સરકાર તરફથી ઍંગ્લો વર્નાકયુલર સ્કૂલ ઉઘાડવામાં આવી હતી, જેમાં પ્રથમ અંગ્રેજી ત્રીજા ધોરણ સુધી અભ્યાસ કરાવવામાં આવતો હતો. શરૂઆતમાં છોકરાઓની સંખ્યા ૨૫ આસપાસ રહેતી હતી અને નવા વાસમાં જતાં ડાબા હાથે એક ડહેલાના મેડા ઉપર ભાડે બેસતી હતી. હાલ તે ડહેલું કાયમ છે. પછી વિદ્યાર્થીઓની સંખ્યા વધવાથી જગાનો સંકોચ પડવા લાગ્યો તેથી તે મકાન બદલી સન ૧૮૮૮ ( સંવત ૧૯૪૪ ) માં લાલદરવાજા બહાર સ્વ૦ શેઠ માણેકચંદ ખુશાલચંદના મકાનનો મેડો ભાડે રાખવામાં આવ્યો. સન ૧૮૮૯ ના જાન્યુઆરીની પહેલી તારીખે ચોથું ધોરણ તથા ઓગસ્ટની પહેલી તારીખે પાંચમું ધોરણ સરકારે ઉઘાડયું. આ મકાનમાંજ મેં પહેલા ધોરણથી પાંચમા ધોરણ સુધી અંગ્રેજી અભ્યાસ કર્યો હતો. તે વખતે હેડ માસ્તર તરીકે **પંડિત કેશવલાલ નથુરામ** ( જે હાલ આશરે ૮૨ વરસની ઉમરના અમદાવાદમાં હયાત છે ) હતા અને તેમના હાથ નીચે **જાની મણીલાલ દેવશંકર** ( જે હાલ ૬ વર્ષથી ૭૫ વર્ષની ઉંમરે દેવગત થયેલા છે ) હતા. બંને વિસનગરના

રહીશ હોવાથી કેળવણીના કામમાં ઘણોજ ઉત્સાહથી રસ લેતા હતા. વિસનગરમાં હાઈસ્કૂલ ઉઘડે તે માટે ઇંતેજાર હતા. પંડિત કેશવલાલ ખંતીલા, ઉત્સાહી અને નિયમિત હોવાથી તેમના કામથી પ્રસન્ન થઇ તે વખતના કૉલેજના પ્રીન્સીપાલ **ટી. એસ. ટેટ.** સાહેબે તેમને પોતાની ઑફીસમાં હેડ ક્લાર્ક તરીકે બોલાવી લીધા.

આ વખતે પ્રાંતમાં એક હાઇસ્કૂલ ઉઘાડવાનો સરકારનો ઇરાદો બહાર પડવાથી જાની મણીલાલે વિસનગરના નાગરિકો પાસે અત્રે હાઇસ્કૂલ ઉઘાડવા સરકારમાં અરજી કરવા પ્રેરણા કરી. તે ઉપરથી મેં અને મારા મિત્રોએ તે સંબંધી પ્રયત્ન કરી મોટી સંખ્યામાં લોકોની સહીઓ મેળવી અરજી વડોદરા મે. ટેટ સાહેબ મારફત દિવાન સાહેબને મોકલાવી. અમે તો સમજતા હતા કે મે. ટેટ સાહેબ પાસે હેડકલાર્ક તરીકે પંડિત કેશવલાલ છે એટલે આપણું કામ જરૂર પાર પડશે; પરંતુ અત્રેની હીલચાલ ઉપરથી પાટણના નાગરિકોએ પણ પાટણમાં હાઇસ્કૂલ ઉઘાડવા અરજી કરી. જો કે વિસનગર એ વખતે પૂર જાહોજલાલી ભોગવતું હતું પરંતુ વસ્તીમાં વિસનગર કરતાં પાટણ ચડીયાતું હોવાથી સરકારે તે બીના ધ્યાનમાં લઇ તેમની અરજી મંજુર કરી પાટણમાં હાઇસ્કૂલ ઉઘાડી.

અત્રે પાંચમું ધોરણ ઉઘડયા પછી ૬ વર્ષે એટલે કે સન ૧૮૯૫ માં છઠું ધોરણ ઉઘાડવામાં આવ્યું. વિદ્યાર્થીઓની સંખ્યા સન ૧૯૦૮ (સંવત ૧૯૬૪) સુધી સોની આસપાસ રહેવા લાગી. પોતાના છોકરાઓને અંગ્રેજી ભણાવવા તરફ લોકોની વધારે ઇચ્છા થવાથી અને હાઈસ્કૂલના અભાવે છોકરાઓને બહાર ગામ ભણવા મોકલવા પડતા હોવાથી વિસનગર મહાજનના આગેવાન શ્રીમંત ગૃહસ્થોએ મળી એક કાર્યવાહક સમિતિ* નીમી રૂપીઆ અઢાર હજાર

* આ કમીટીમાં વકીલ ગીરધરલાલ ડોસાભાઈ, યાજ્ઞિક ગીરધરલાલ દેવશંકર અને હું એમ ત્રણ જણ નીમાયા હતા. આ કમીટીએ વિસનગરના શ્રીમંત ગૃહસ્થોને વિસનગર, મુંબઈ, અમદાવાદ વીગેરે સ્થળે મળી

ઉદાર ગૃહસ્થોમાંથી એકઠા કરી વિસનગરમાં કાયમની સરકારી હાઇસ્કૂલ ઉઘડે એવી મુખ્ય શરત કરી સરકારને વકીલ ગીરધરલાલ ડોસાભાઇની મારફત આપ્યા હતા. એ શરત પ્રમાણે વિસનગરમાં

---

નીચે પ્રમાણે રૂપીઆ એકઠા કર્યાં હતા—

૨૦૦૧) પારીખ જોઇતાદાસ સાંકળચંદ હાઃ ગોપાળભાઈ. ૧૫૦૧) પારીખ વેણીચંદ જોઈતાદાસ હાઃ નારાયણભાઈ. ૧૦૦૧) પંચાલ શેઠ હરિચંદ મંછારામ ત્રીજોરીવાળા. ૧૦૦૧) પારીખ ગોકળભાઇ દોલતરામ. ૮૦૧) પારીખ ડોસાભાઈ મગનલાલ તથા પારીખ ગીરધરલાલ વીઠલદાસ. ૭૫૧) પારીખ વલ્લભરામ હેમચંદ. ૫૫૧) પારીખ હીરાચંદ દેવચંદ. ૫૦૧ પારીખ સુરજમલ લહેરચંદ. ૫૦૧) પારીખ ચુનીલાલ દલછારામ હાઃ મહાસુખભાઈ ૫૦૧) દવે હીંમતરામ વસંતરામ. ૫૦૧) પારીખ ડોસાભાઈ ખેમચંદ હાઃ વકીલ ગીરધરલાલ. ૫૦૧) મ્હેતા લાલશંકર અંબાલાલ ૫૦૧) પારીખ દુર્લભરામ અંબારામ ૫૦૧) મણીઆર નાનચંદ લીલાચંદ. ૫૦૦) પારીખ મથુરદાસ મગનલાલ. ૪૦૧) નગરશેઠ વ્રજલાલ મોતીલાલ. ૪૪૧) પારીખ મુળચંદ જમનાદાસ. ૪૨૫) પારીખ લલ્લુભાઈ લીલાચંદ. ૪૦૧) પારીખ મોતીચંદ પીતાંબર ૪૦૧) પારીખ ગીરધરલાલ હરગોવનદાસ. ૨૫૨) યાજ્ઞિક માણેકલાલ દેવશંકર તથા સ્વ૦ બાઈ કાશી તે ગ્રા રામેશ્વર જેઠારામની વિધવા. હા. યાજ્ઞિક ગીરધરલાલ. ૨૫૧) ગોપાળદાસ મોતીચંદ. ૨૨૫) રા. મગનલાલ મોતીરામ ૨૦૧) પારીખ મણીલાલ બળદેવદાસ. ૨૦૧) શા. છગનલાલ આશારામ હાઃ મોહનલાલ. ૨૦૧) મોદી નાનચંદ ઝવેરચંદ. ૨૦૧) પારેખ મુળચંદ માનચંદ. ૨૦૧) રા. ભગવાનદાસ નાથુરામ. ૧૮૧) પારીખ હીરાલાલ અમરતલાલ હાઃ મણીલાલ લલ્લુભાઈ. ૧૭૫) ચોકસી ચેલાભાઇ સાંકળચંદ. ૧૭૫) શા. દયારામ હરિચંદ. ૧૭૫) પારીખ હીરાલાલ બળદેવદાસ. ૧૫૧) પારીખ ચુનીલાલ મગનલાલ ૧૨૫) ભટ્ટ કાળીદાસ શોભારામ. ૧૨૫) મણીઆર ઉગરચંદ લીલાચંદ. ૧૨૫) પારીખ ગોકળદાસ નાનચંદ. ૧૨૫) શા. ઉગરચંદ નાથુરામ. ૧૦૧) શા. સીઢાચંદ મલુકચંદ. ૧૦૧) મણીઆર સેવકલાલ જયચંદ. ૧૦૧ પંડયા મહાસુખરામ તથા દલસુખરામ. હાઃ વેણીરામ. ૧૦૧) પારીખ મંગુભાઈ હરગોવનદાસ. ૧૦૧) વ્યાસ શીવશંકર (ભીખુભાઇ) જયશંકર. ૧૦૧) રા. કાળીદાસ હકમચંદ. ૧૦૦) મ્હેતા દયારામ જેઠારામ.

સરકારી હાઈસ્કુલ તા. ૧-૬-૧૯૧૫ ના રોજ ઉઘાડવામાં આવી, અર્થાત્ મેટ્રીક કલાસ જે ખુટતો હતો તે ઉઘાડવામાં આવ્યો.

છોકરાઓની સંખ્યા વધવાથી અને ભાડાના મકાનમાં પુરતી જગો અને સવડ નહીં હોવાથી હાઇસ્કૂલ માટે સારૂં મકાન બાંધવા અને તે સાથે બોરડીંગ હાઉસ બાંધવા મહાજનની કાર્યવાહક સમિતિ ઉપરના ફંડની સાથે તેના પણ પૈસા એકઠા કરવાની તજવીજ કરતી હતી અને વિસનગરના રહીશ શેઠ મણિલાલ ગોકલભાઇ મૂળ-ચંદે રૂપીઆ પચીસ હજાર અમુક શરતે આપવા ઉદારતા પણ બતાવી હતી, અને સરકાર સાથે પત્ર વ્યવહાર ચાલતાં સરકારે એસ્ટીમેટ અને પ્લૅન તૈયાર કરાવ્યાં. એસ્ટીમેટ પચાસને બદલે સાઠ હજારનું થયું. શેઠ મણીભાઇ તરફથી રૂ. ૨૫) હજાર સુધી મળી શકે તેમ હતું તેથી નામદાર દિવાન મનુભાઇ સાહેબને હું કારોબારી કાઉન્સીલમાં મળ્યો. તેમણે મે. રા. ચીફ એન્જીનીયરને સલાહ માટે બોલાવ્યા. તેમણે જણાવ્યું કે ટાવરીંગ વીગેરે શોભાનું કામ કાઢી નંખાય તો રૂ. ૫૦) હજારમાં બની શકશે. તે વખતે હું સુધરાઇમાં ઉપપ્રમુખ હોવાથી તે કામ સુધરાઇએ કરવા સ્વીકાર્યું. તે ઉપરથી કાઉન્સીલે ઠરાવ કર્યો કે "If the Municipality undertakes to erect the building the Municipality may be allowed." આ પ્રમાણે ઠરાવ થવાથી તે કામના કાગળો એસ્ટીમેટ અને પ્લૅન સાથે વિસનગરની સુધરાઇ ઉપર આવ્યા. સુધરાઇએ તે કામ કરવા માટે મે. રા. નાયબસુબા નરોતમદાસ ખેમચંદ શાહના પ્રમુખપણા નીચે ખાસ કમીટી પણ નીમી.

પરંતુ તે દરમીઆન સ્વ૦ શેઠ ગોકળભાઇ દોલતરામનાં **વિધવા પત્ની ચુનીબાઈ** (દાતાર મંડળ) એ સ્ટેશન ઉપર આવેલી પોતાની ધર્મશાળાનું મોટું મકાન હાઇસ્કૂલ માટે સરકારને અર્પણ કર્યું, તે એવી શરતે કે તેનું નામ શેઠ ગોકળભાઇ દોલતરામ હાઇસ્કૂલ રાખવું અને તેની સાથે તેમના નામનું બોરડીંગ હાઉસ પણ ઉઘાડીને

સરકારે ચલાવવું, અને તે માટે તેમાં ઘટતો સુધારો વધારો સરકારે કરી લેવો. આમ થવાથી કમીટીની અને સુધરાઇની યોજના નિષ્ફળ ગઈ, અને હાઈસ્કૂલનું નવીન મકાન બાંધવાનું કામ ઉડી ગયું.

આવી સ્થિતિ બનવાથી સન ૧૯૧૭ (સંવત ૧૯૭૩) માં હાઇસ્કૂલ ધર્મશાળાના મકાનમાં બેસવા લાગી અને તેનું નામ **જી. ડી. હાઈસ્કૂલ** (G. D. High School) રાખવામાં આવ્યું, અને મુબઈ યુનીવર્સીટીમાં તે નામ રજીસ્ટર્ડ કરાવવામાં આવ્યું. અને તે તા. ૧–૭–૧૯૧૯ ના રોજ સરકારે કાયમની કરી સરકારી ધોરણ પ્રમાણે ચાલતી કરી. મકાનના મુખ્ય બારણાની બાજુની બંને દીવાલો ઉપર નીચે પ્રમાણે અંગ્રેજી અને ગુજરાતીમાં આરસના પાટીઆ ઉપર લેખ લખવામાં આવેલા છે–

The building was erected in the year 1907 A. D. by the late Sheth Gokalbhai Dolatram of Visnagar at a cost of Rs. 50,000/– and his wife Bai Chunibai gave it to the Government of his Highness the Maharaja Gaekwar for the use of Visnagar High School and Boarding House to be known hereafter as Sheth Gokalbhai Dolatram High School. 18th June 1917.

તેનો તરજુમો ગુજરાતીમાં બીજા પાટીઆમાં નીચે પ્રમાણે છે–

આ મકાન વિસનગરનિવાસી સદ્ગત શેઠ ગોકળભાઇ દોલતરામે રૂ. ૫૦૦૦૦ ના ખરચે સન ૧૯૦૭ માં બંધાવ્યું હતું તે તેમના સ્મરણાર્થે તેમનાં ધર્મપત્ની બાઇ ચુનીએ શ્રીમંત મહારાજા ગાયકવાડની સરકારને શ્રી વિસનગર હાઇસ્કૂલ અને બોરડીંગ હાઉસના ઉપયોગ માટે ઉદારતાથી આપ્યું છે ને તે હવેથી શેઠ. ગોકળભાઇ દોલતરામ હાઇસ્કૂલના નામથી ઓળખાશે. તારીખ ૧૮ મી જુન ૧૯૧૭.

**શેઠ ગોકળભાઈ દોલતરામ હાઈસ્કૂલ.**

**G. D High School.**

વાંચો પૃષ્ઠ ૨૮૫





**શેઠ ગોકળભાઈ મૂળચંદ ઈંગ્લીશ સ્કૂલ.**

વાંચો પૃષ્ઠ ૨૪૭

**સ્વ. શેઠ ગોકળભાઈ મૂળચંદ.**

જન્મ · સંવત ૧૯૦૩ અવસાન · ૧૯૬૩



વાંચો પૃષ્ઠ ૨૪૭, ૪૧૭

**સ્વ. શેઠ મણીભાઈ ગોકળભાઈ.**

જન્મ · સંવત ૧૯૩૯ અવસાન · ૧૯૮૭



વાંચો પૃષ્ઠ ૨૪૭, ૨૮૪, ૩૯૬, ૩૯૯, ૪૦૦

આ પ્રમાણે બંને બાજુએ લેખો લગાડવામાં આવ્યા છે અને ત્યારથી તે હાઇસ્કૂલ **જી. ડી. હાઇસ્કૂલ**ના નામથી ચાલે છે.

આ મકાનમાં સાતે ધોરણના છોકરાઓને બેસવાની તથા બોરડીંગ હાઉસના છોકરાઓને રાખવાની સગવડ નહીં હોવાથી અને સરકારે ખુટતી ગોઠવણ કરી લેવાનું શરતમાં ઠરેલું હોવાથી મારા તરફથી ઘણી વખત ધારાસભામાં સરકારને સૂચના કરવામાં આવતી હતી, અને રૂબરૂમાં પણ નામદાર દિવાન સાહેબના ધ્યાન ઉપર તે વાત લાવવામાં આવતી હતી. તે ઉપરથી છેવટે દીવાન સાહેબ સર મનુભાઇ તા. ૩૧–૭–૧૯૧૯ના રોજ વિસનગરમાં જાતે આવી મકાન જોઇ ગયા અને ખાત્રી કરી હાલના મકાનની બંને બાજુએ વધારો કરવા ઇચ્છા બતાવી પરંતુ દરમીઆન **શેઠ મણીલાલ ગોકળભાઇએ** પચીસ હજાર રૂપીઆનો ચેક જુદું મકાન બાંધવા માટે સરકારને મોકલી આપ્યો. સરકારે તેમની શરત પ્રમાણે સન ૧૯૨૩ માં સ્ટેશન ઉપર બંને સડકના ખુણા ઉપર ભવ્ય મકાન બાંધ્યું અને તેનું નામ **“ શેઠ ગોકળભાઇ મૂલચંદ ઇંગ્લીશ સ્કૂલ ”** આપી તે નામનું બોર્ડ મકાનના આગલા ભાગ ઉપર દીવાલમાં કોતરીને બનાવવામાં આવેલું છે. તેમાં હાલ પહેલાં ચાર ધોરણ બેસે છે અને ઉપલાં ધોરણો જી. ડી. હાઇસ્કૂલવાળા મકાનમાં બેસે છે. આ ઇંગ્લીશ સ્કૂલના મકાનની જોડે સ્ટેશન રોડ ઉપર, હાઇસ્કૂલના મકાન સાયન્સ માટે લૅબોરેટરી હૉલની ખાસ સગવડ નહી હોવાથી **નરોતમદાસ નાનચંદ તરફથી** રૂ. ૯ હજારની દેણગીથી પિતાશ્રીના સ્મરણાર્થે **દોશી નાનચંદ પુંજીરામ સાયન્સ** એ નામના મકાનનું બાંધકામ હાલમાં ચાલી રહ્યું છે.

સન ૧૯૧૪ થી સન ૧૯૪૨ સુધી હાઇસ્કૂલના વિ સંખ્યા, મેટ્રીકમાં કેટલા વિદ્યાર્થીઓ પરીક્ષા આપવા ગ લાક પાસ થયા, વીગેરે નીચેના કોષ્ટક ઉપરથી સમ

। યુનીવર્સીટીમાં મોકલ્યા અને ૧૯૩૨ સુધી.

| કેટલા પાસ થયા. | | | હાઈસ્કૂલની ટકાવારી | યુનીવર્સીટીની ટકાવારી |
|---|---|---|---|---|
| છો. | કન્યા. | | | |
| ૭ | | ex-students સ્કૂલ બહારના વિદ્યાર્થીઓ. | | |
| ૫ | | | | |
| ૧૫ | | | | |
| ૦ | | | | |
| ૩ | | | | |
| ૩ | | | | |
| ૮ | | | | |

| | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૨–૨૩ | ,, | ૨૮૦ | ૧૬ | ૧૪ | ૦ | ૦ | ૫ | ૦ | ૦ | ૩૬ | ૬૨ |
| ૨૩–૨૪ | ,, | ૨૮૦ | ૨૨ | ૧૫ | ૦ | ૦ | ૮ | ૦ | ૦ | ૫૩ | ૫૬ |
| ૨૪–૨૫ | V. R. Gupte | ૩૨૨ | ૧૯ | ૧૫ | ૦ | ૧ | ૮ | ૦ | ૦ | ૫૩ | ૪૮ |
| ૨૫–૨૬ | ,, | ૨૮૨ | ૧૯ | ૧૧ | ૦ | ૧ | ૪ | ૦ | ૧ | ૩૬ | ૪૧ |
| ૨૬–૨૭ | H. R. Shah | ૩૦૪ | ૧૯ | ૧૮ | ૦ | ૨ | ૧૧ | ૦ | ૦ | ૫૮ | ૪૨ |
| ૨૭–૨૮ | ,, | ૩૮૭ | ૩૨ | ૩૧ | ૦ | ૨ | ૧૧ | ૦ | ૦ | ૪૦ | ૩૯ |
| ૨૮–૨૯ | ,, | ૩૭૪ | ૪૬ | ૪૬ | ૦ | ૪ | ૩૦ | ૦ | ૨ | ૭૦ | ૬૧ |
| ૨૯–૩૦ | ,, | ૩૭૬ | ૪૨ | ૩૮ | ૦ | ૦ | ૧૯ | ૦ | ૦ | ૫૫ | ૩૭ |
| ૩૦–૩૧ | ,, | ૩૬૪ | ૪૦ | ૩૬ | ૨ | ૦ | ૨૩ | ૧ | ૦ | ૫૯ | ૫૭ |
| ૩૧–૩૨ | ,, | ૩૮૧ | ૪૩ | ૪૨ | ૦ | ૫ | ૨૪ | ૦ | ૧ | ૫૭ | ૩૭ |

## સન ૧૯૩૨ ૨ ૯૪૨ સુધી કન્યાઓની સંખ્યા તથા પરિણામો સાથેનું કોષ્ટક.

| સન | હેડમાસ્તર. | કુલ સંખ્યા | | મેટ્રીકની સંખ્યા | | યુનીવર્સીટીમા કેટલા મોકલ્યા | | | કેટલા પાસ થયા | | | શાળાંતની ટકાવારી | યુનીવર્સીટીની ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | છો૦ | કન્યા | છો૦ | ક૦ | છો૦ | ક૦ | ex | છો૦ | ક૦ | ex | | |
| ૧૯૩૨-૩૩ | H. R. Shah | ૩૮૭ | ૯ | ૫૪ | ૦ | ૫૦ | ૦ | ૬ | ૩૮ | ૦ | ૨ | ૭૬ | ૪૪ |
| ૩૩-૩૪ | K. N. Joshi | ૩૭૨ | ૧૭ | ૩૬ | ૧ | ૩૪ | ૧ | ૫ | ૧૮ | ૦ | ૦ | ૪૮ | ૪૨ |
| ૩૪-૩૫ | ,, | ૩૬૮ | ૨૦ | ૪૬ | ૧ | ૪૬ | ૧ | ૬ | ૧૬ | ૧ | ૨ | ૩૭ | ૩૪ |
| ૩૫-૩૬ | ,, | ૩૩૦ | ૨૫ | ૫૦ | ૦ | ૫૦ | ૦ | ૯ | ૧૪ | ૦ | ૧ | ૨૦ | ૨૮ |
| ૩૬-૩૭ | ,, | ૩૦૦ | ૧૯ | ૨૭ | ૦ | ૨૭ | ૦ | ૭ | ૬ | ૦ | ૦ | ૨૭ | ૩૩ |
| ૩૭-૩૮ | ,, | ૩૨૬ | ૧૪ | ૨૫ | ૪ | ૨૫ | ૪ | ૨ | ૧૨ | ૨ | ૧ | ૪૮ | ૫૨ |
| ૩૮-૩૯ | P. C. Shah | ૩૨૩ | ૧૩ | ૩૮ | ૨ | ૩૮ | ૨ | ૫ | ૨૩ | ૧ | ૨ | ૬૩ | ૬૩ |
| ૩૯-૪૦ | ,, | ૩૭૬ | ૧૨ | ૩૪ | ૨ | ૩૧ | ૨ | ૮ | ૨૩ | ૧ | ૨ | ૭૨ | ૫૧ |
| ૪૦-૪૧ | ,, | ૩૭૦ | ૨૨ | ૩૬ | ૦ | ૩૬ | ૦ | ૫ | ૨૧ | ૦ | ૨ | ૫૮ | ૫૦ |
| ૪૧-૪૨ | P. G. Katdare | ૩૪૩ | ૪૦ | ૩૭ | ૧ | ૩૭ | ૧ | ૧૦ | ૨૭ | ૦ | ૪ | ૭૩ | ૫૦ |

જ્યારથી હાઇસ્કૂલ ઉઘડી ત્યારથી અત્યાર સુધી એટલે કે સન ૧૯૧૪ થી ૧૯૪૨ ના જુલાઇ આખર સુધી ૨૮ વરસના આંકડાનાં ઉપર પ્રમાણે બે કોષ્ટકો મુક્યાં છે. (૧) સન ૧૯૧૪ થી ૧૯૩૧ સુધી જેમાં કન્યાઓની સંખ્યા જુદી નહી મુકતાં કુલ વિદ્યાર્થીઓની સંખ્યા મુકેલી છે, તેમજ પાછલાં વર્ષોનાં યુનીવર્સિટીનાં પરિણામ પણ મુકયાં નથી. અને (૨) સન ૧૯૩૨ થી ૧૯૪૨ સુધીના દસ વરસના કોષ્ટકમાં તે બધી હકીકત દર્શાવી છે.

પ્રથમના કોષ્ટકના આંકડા ઉપરથી જણાય છે કે શરૂઆતનાં ત્રણ વરસમાં હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવા માંડેલી છે; અને મેટ્રિકનું સારૂં પરિણામ આવેલું છે તે તે વખતના હેડ માસ્તર સ્વ૦ નાનાલાલ કેશવલાલ પરીખ બી. એ. ના પરિશ્રમને આભારી છે.

સન ૧૯૧૮ ના અરસામાં તેમની બદલી (નવસારી બદલી થયા પછી ત્યાં તે એકદમ ઈન્ફલ્યુએન્ઝાની બીમારીથી દેવગત થયા) થઈ. તે પછી હાઇસ્કૂલ બગડવા લાગી તે સન ૧૯૧૮ થી સન ૧૯૨૦ સુધીમાં મેટ્રિક કલાસની ઘટી ગયેલી સંખ્યા અને મેટ્રિકના આવેલા ખરાબ પરિણામ ઉપરથી જણાઇ આવે છે.

આ હકીકત મારા **દિવાન સર મનુભાઇના** ધ્યાન ઉપર લાવવાથી અને તેમનું વિસનગર આવવું થયેલું તે વખતે હાઇસ્કૂલની મુલાકાત લઈ વીઝીટ બુકમાં નામદાર દિવાન સાહેબે તેવી મતલબનો શેરો પણ મારેલો છે. આમ હાઇસ્કૂલની સ્થિતિ બગડતી હોવાથી અને તે સરકારના ધ્યાન ઉપર લાવવાથી તપાસ થઇ સુધારો કરવા હેડમાસ્તરની તરતજ બદલી કરવામાં આવી.

સન ૧૯૨૧ માં રા. રણછોડલાલ શાહ બી. એ. એસ. ટી. સી. ડી. હેડમાસ્તર આવ્યા ત્યારથી ઘટી ગયેલી છોકરાઓની સંખ્યા વધવા લાગી અને મેટ્રિકનાં પરિણામ પણ ઠીક આવવા લાગ્યાં.

તે પછી સન ૧૯૨૬ માં રા. હરિભાઈ રામદાસ શાહ બી. એ. એલ. ટી. હેડમાસ્તર આવ્યા ત્યારથી હાઇસ્કૂલમાં વધુ તેજી આવી.

## સન ૧૯૩૨ થી ૧૯૪૨ સુધી કન્યાઓની સંખ્યા તથા પરિણામો સાથેનું કોષ્ટક.

| સન | હેડમાસ્તર. | કુલ સંખ્યા | | મેટ્રીકની સંખ્યા | | યુનીવર્સીટીમા કેટલા મોકલ્યા | | | કેટલા પાસ થયા | | | છોકરાનું ટકાવારી | કન્યાઓનું ટકાવારી |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | છો૦ | કન્યા | છો૦ | ક૦ | છો૦ | ક૦ | ex | છો૦ | ક૦ | ex | | |
| ૧૯૩૨–૩૩ | H. R. Shah | ૩૮૭ | ૯ | ૫૪ | ૦ | ૫૦ | ૦ | ૬ | ૩૮ | ૦ | ૨ | ૭૬ | ૪૪ |
| ૩૩–૩૪ | K. N. Joshi | ૩૭૨ | ૧૭ | ૩૬ | ૧ | ૩૪ | ૧ | ૫ | ૧૮ | ૦ | ૦ | ૪૮ | ૪૨ |
| ૩૪–૩૫ | ,, | ૩૬૮ | ૨૦ | ૪૬ | ૧ | ૪૬ | ૧ | ૬ | ૧૬ | ૧ | ૨ | ૩૭ | ૩૪ |
| ૩૫–૩૬ | ,, | ૩૩૦ | ૨૫ | ૫૦ | ૦ | ૫૦ | ૦ | ૯ | ૧૪ | ૦ | ૧ | ૨૦ | ૨૮ |
| ૩૬–૩૭ | ,, | ૩૦૦ | ૧૯ | ૨૭ | ૦ | ૨૭ | ૦ | ૭ | ૬ | ૦ | ૦ | ૨૭ | ૩૩ |
| ૩૭–૩૮ | ,, | ૩૨૬ | ૧૪ | ૨૫ | ૪ | ૨૫ | ૪ | ૨ | ૧૨ | ૨ | ૧ | ૪૮ | ૫૨ |
| ૩૮–૩૯ | P. C. Shah | ૩૨૩ | ૧૩ | ૩૮ | ૨ | ૩૮ | ૨ | ૫ | ૨૩ | ૧ | ૨ | ૬૩ | ૬૩ |
| ૩૯–૪૦ | ,, | ૩૭૬ | ૧૨ | ૩૪ | ૨ | ૩૧ | ૨ | ૮ | ૨૩ | ૧ | ૨ | ૭૨ | ૫૧ |
| ૪૦–૪૧ | ,, | ૩૭૦ | ૨૨ | ૩૬ | ૦ | ૩૬ | ૦ | ૫ | ૨૧ | ૦ | ૨ | ૫૮ | ૫૦ |
| ૪૧–૪૨ | P. G. Katdare | ૩૪૩ | ૪૦ | ૩૭ | ૧ | ૩૭ | ૧ | ૧૦ | ૨૭ | ૦ | ૪ | ૭૩ | ૫૦ |

જ્યારથી હાઇસ્કૂલ ઉઘડી ત્યારથી અત્યાર સુધી એટલે કે સન ૧૯૧૪ થી ૧૯૪૨ ના જુલાઇ આખર સુધી ૨૮ વરસના આંકડાનાં ઉપર પ્રમાણે બે કોષ્ટકો મુકયાં છે. (૧) સન ૧૯૧૪ થી ૧૯૩૧ સુધી જેમાં કન્યાઓની સંખ્યા જુદી નહી મુકતાં કુલ વિદ્યાર્થીઓની સંખ્યા મુકેલી છે, તેમજ પાછલાં વર્ષોનાં યુનીવર્સિટીનાં પરિણામ પણ મુકયાં નથી. અને (૨) સન ૧૯૩૨ થી ૧૯૪૨ સુધીના દસ વરસના કોષ્ટકમાં તે બધી હકીકત દર્શાવી છે.

પ્રથમના કોષ્ટકના આંકડા ઉપરથી જણાય છે કે શરૂઆતનાં ત્રણ વરસમાં હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓની સંખ્યા વધવા માંડેલી છે; અને મેટ્રિકનું સારૂ પરિણામ આવેલુ છે તે તે વખતના હેડ માસ્તર સ્વ૦ નાનાલાલ કેશવલાલ પરીખ બી. એ. ના પરિશ્રમને આભારી છે.

સન ૧૯૧૮ ના અરસામાં તેમની બદલી ( નવસારી બદલી થયા પછી ત્યાં તે એકદમ ઇન્ફલ્યુએન્ઝાની બીમારીથી દેવગત થયા ) થઈ. તે પછી હાઇસ્કૂલ બગડવા લાગી તે સન ૧૯૧૮ થી સન ૧૯૨૦ સુધીમાં મેટ્રિક કલાસની ઘટી ગયેલી સંખ્યા અને મેટ્રિકના આવેલા ખરાબ પરિણામ ઉપરથી જણાઇ આવે છે.

આ હકીકત માજી **દિવાન સર મનુભાઇના** ધ્યાન ઉપર લાવવાથી અને તેમનું વિસનગર આવવું થયેલું તે વખતે હાઇસ્કૂલની મુલાકાત લઈ વીઝીટ બુકમાં નામદાર દિવાન સાહેબે તેવી મતલબનો શેરો પણ મારેલો છે. આમ હાઇસ્કૂલની સ્થિતિ બગડતી હોવાથી અને તે સરકારના ધ્યાન ઉપર લાવવાથી તપાસ થઇ સુધારો કરવા હેડમાસ્તરની તરતજ બદલી કરવામાં આવી.

સન ૧૯૨૧ માં રા. રણછોડલાલ શાહ બી. એ. એસ. ટી. સી. ડી. હેડમાસ્તર આવ્યા ત્યારથી ઘટી ગયેલી છોકરાઓની સંખ્યા વધવા લાગી અને મેટ્રિકનાં પરિણામ પણ ઠીક આવવા લાગ્યાં.

તે પછી સન ૧૯૨૬ માં રા. હરિભાઈ રામદાસ શાહ બી. એ. એલ. ટી. હેડમાસ્તર આવ્યા ત્યારથી હાઇસ્કૂલમાં વધુ તેજી આવી.

હાઈસ્કૂલનું વાતાવરણ શુદ્ધ, ભારતવર્ષની સંસ્કૃતિ અને ધાર્મિક ભાવનાવાળું બનેલું હોવાથી વિસનગરના નાગરિકો પોતાની કન્યાઓને અંગ્રેજી શાળામાં ભણવા માટે મોકલવા લાગ્યા. તેમના વખતમાં આઠ દસ કન્યાઓ આવતી હતી. એક કન્યા મેટ્રિકમાં પાસ પણ થઈ છે. ( હાઈસ્કૂલની કુલ સંખ્યામાં કન્યાનો આંકડો તે વર્ષોમાં જુદો નહીં મળવાથી કોષ્ટકમાં જુદો બતાવ્યો નથી ). એક વખત **મુંબઇ ઇલાકાની** હાઇસ્કૂલોમાં અમારી જી. ડી. હાઈસ્કૂલ **પહેલા નંબરે** આવી હતી અને આપણા રાજ્યની હાઈસ્કૂલોમાં પણ પ્રથમ નંબરે તેમજ બીજાં વર્ષોમાં ઉંચા નંબરે આવેલી છે. સંસ્કૃતનું ઉચ્ચ શિક્ષણ મળતું હોવાથી આગળ કોલેજમાં વિદ્યાર્થીઓને ઘણો ફાયદો થતો હતો. તેમના વખતમાં હાઈસ્કૂલનો **સુવર્ણ મહોત્સવ** તા. ૮-૧૨-૩૨ ના રોજ ( તા. ૮-૧૨-૧૮૮૨ ના રોજ સ્થપાયાથી ) ઉજવવામાં આવ્યો હતો. પરીખ ગીરધરલાલ વિઠ્ઠલદાસની આર્થિક મદદથી લોન લાયબ્રેરી ઉઘાડવામાં આવી હતી. તેમજ ટાઈપ રાઈટીંગ, સહકાર ભંડાર વીગેરેની ગોઠવણ કરી વિદ્યાર્થીઓને સારી મદદ કરી હતી. એમ તેમના સાત વરસના સતત પ્રયાસથી રાજ્યમાં અમારી જી. ડી. હાઈસ્કૂલ ઉચ્ચ પંક્તિ ભોગવી રહી હતી. તે પછી સન ૧૯૩૩ ના મે માસમાં તેમની બદલી થઈ.

તેમના માનમાં વિસનગરના નાગરિકો તરફથી રૂપાના કાસ્કેટ સાથે **માનપત્ર** અને **સેવાભાવ આદર્શ** નામનો **સુવર્ણચંદ્રક** તા. ૪-૫-૧૯૩૩ ના રોજ નગરશેઠના પ્રમુખપણા નીચે જાહેર મેળાવડા સમક્ષ એનાયત કરવામાં આવ્યો હતો એટલુંજ નહીં. પરંતુ તેમના સ્મારક તરીકે **સંસ્કૃત પ્રાઇઝ** આપવા માટે નાગરિકો તથા વિદ્યાર્થીઓ તરફથી રૂ. ૨૫૦ એકઠા કરવામાં આવ્યા હતા અને તેના વ્યાજમાંથી દર સાલ ઈનામ અપાતું. ત્યાર બાદ ત્રણ વર્ષ પછી મારા તરફથી **ગુજરાતી ઇનામ** માટે રૂ. ૨૫૦ તેમાં ઉમેરી રૂ. ૫૦૦ મે. રા. વિદ્યાધિકારી તરફ મોકલવામાં આવ્યા જેના

વ્યાજમાંથી દર વર્ષે **સંસ્કૃત તથા ગુજરાતી** ઇનામ વિદ્યાધિકારી કચેરી ઠરાવ અંક ૨૧૭ સન ૧૯૩૬–૩૭ તા. ૨૩–૧૨–૩૬ અન્વયે અપાય છે. તે ઇનામ **એચ. આર. શાહ અને રાજરત્ન મહાસુખભાઈ પ્રાઇઝ** એ નામથી ઓળખાય છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓ તરફથી પણ રૂપાના કાસ્કેટમાં **માનપત્ર** આપવામાં આવ્યું હતું અને તેમના સ્મારક તરીકે હાઇસ્કૂલમાં તેમનું **તૈલચિત્ર** પણ મુકેલું છે. તા. ૯–૫–૩૩ ના રોજ સવારે સોજીત્રા વિદાય થતાં સ્ટેશન ઉપર વિદ્યાર્થીઓ અને નાગરિકોએ સારૂં વિદાયમાન આપ્યું હતું.

ત્યાર પછીના હેડ માસ્તરો રા. કલ્યાણરાય નથુભાઇ જોશી બી. એ તથા રા. પ્રેમાનંદ છોટાલાલ શાહ બી. એ. અને હાલ રા. પરશુનામ ગોવિંદ કાટદરે બી. એ. એ પણ હાઇસ્કૂલનો સુધારો કાયમ રાખેલો જણાય છે. છેલ્લું સન ૧૯૪૨ ની સાલનું પરિણામ પણ ઘણું સારૂં આવેલું છે તે કોષ્ટક જોવાથી સમજાશે.

**હાઇસ્કૂલમાં ફી વીગેરેનું ધોરણ**—વિદ્યાર્થીઓની માસિક ફી ધીમે ધીમે કેવી રીતે સરકારે વધારી તે નીચેના આંકડા જોવાથી સમજાશે—

| સંવત | ધોરણ ૭ | ધો. ૬ | ધો. ૫ | ધો. ૪ | ધો. ૩ | ધો. ૨ | ધો. ૧ |
|---|---|---|---|---|---|---|---|
| ૧૯૭૩ | રૂ. ૧। | ૧। | ૧। | ०॥= | ०॥= | ०॥= | ०॥= |
| ૧૯૭૭ | ૨। | ૧॥ | ૧॥ | ૧॥ | ०।॥ | ०।॥ | ०।॥ |
| ૧૯૭૮ | ૩ | ૨॥ | ૨ | ૧॥ | ૧ | ૧ | ૧ |
| ૧૯૮૩ના અરસામાં | ૪ | ૪ | ૨॥ | ૨॥ | ૧॥ | ૧॥ | ૧॥ |

હાલમાં છેવટના વધારેલા દર પ્રમાણે માસિક ફી લેવામાં આવે છે. કન્યાઓની માફી હતી તે હમણાં આશરે ૨–૩ વરસથી તેમની પાસેથી અરધી ફી લેવામાં આવે છે.

ઉપરની ફી શીવાય વિદ્યાર્થીઓ પાસેથી ડ્રોઈંગ માસિક ફી એક આનો, ગેમ (game) ફી એક ટર્મની રૂપીયા એક પ્રમાણે, પાણીની ફી ટર્મ એકના ત્રણ આના, કલાસ લાયબ્રેરી ફી ટર્મ એકનો એક આનો, તથા હાઈસ્કૂલમાં દાખલ થવાની ફી રૂપીયો એક રાખેલી છે. ગરીબ છોકરાઓને માફી આપવાનું ધોરણ સેંકડે ૧૫ ટકા રાખેલું છે. તથા કન્યાઓ માટે ૫૦ ટકાનું ધોરણ રાખેલું છે.

આ ઉપરથી ખ્યાલ આવશે કે સરકારે ધીમે ધીમે ફીનું ઉત્પન્ન કેટલું બધું વધારી દીધું છે. આટલો બધો ફીનો બોજો ગરીબ અને વચલા વર્ગની સ્થિતિના વિદ્યાર્થીઓનાં માબાપોને અસહ્ય લાગે છે. હું અહીં પાંચમા ધોરણ સુધી ભણ્યો ત્યાં સુધી માસિક **માત્ર ચાર આના ફી** આપતો હતો અને વડોદરામાં હાઇસ્કૂલમાં છઠ્ઠા ધોરણમાં અને મેટ્રીકમાં માત્ર **બાબાશાઈ એક રૂપીઓ** આપતો હતો. કયાં પ્રથમના વખતનું ફીનું ધોરણ અને કયાં હાલનું ધોરણ !

એક બાજુ મફત પ્રાથમિક કેળવણીનું ધોરણ ફરજ્યાત રાખી માબાપોના દંડ કરીને પણ છોકરાં ભણાવવાની પ્રગતિ ચાલી રહી છે ત્યારે બીજી બાજુ માધ્યમિક કેળવણી કે જે પુરૂષોને ખરા નાગરિક બનાવે છે તે કેળવણી માટે ફીનું ભારે ધોરણ ઠરાવેલું હોવાથી ખરેખરી કેળવણીની પ્રગતિમાં કેટલાક અંશે અડચણ ઉભી થયેલી છે એમ અનુભવવામાં આવે છે. એક વખત ફરજ્યાત કાયદાથી કેળવણી તરફ થયેલા ઉત્સાહનો સ્વાદ ચાખ્યા પછી કેળવણીનો ખરો રસ લેવાનો સમય આવે છે ત્યારે ફીનો અંકુશ મુકાયાથી કેળવણીનો સિદ્ધાંત સરકાર એક સરખી રીતે જાળવી શકતી નથી એમ સ્પષ્ટ બોધ થાય છે.

**પાઠ્ય પુસ્તકો અને લોન લાયબ્રેરી**—હાઇસ્કૂલમાં દરેક વર્ષે અભ્યાસની ચોપડીઓ બદલાય છે તેથી ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો

આપવાની શ્રીમંત ગૃહસ્થોએ કરેલી ગોઠવણ ( Poor boys' library ) નિષ્ફળ નીવડે છે. વિસનગરની શાળાની શરૂઆતમાં પ્રથમ સ્વ૦ શેઠ માણેકચંદ ખુશાલચંદ તરફથી તેવાં પુસ્તકો આપવાની ગોઠવણ કરેલી હતી. તે વખતે પુસ્તકો નહીં બદલાતાં હોવાથી ઘણા વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા હતા. કેટલાંક વર્ષો ઉપર થોડું ફંડ કરી તેવી તજવીજ કરવામાં આવી હતી. પણ પુસ્તકો બદલાતાં હોવાથી ધારેલો હેતુ બર આવ્યો નહીં. ઉપલાં ધોરણોમાં ઓછામાં ઓછાં રૂ. ૨૦) થી ૩૦) સુધીનાં પુસ્તકો થાય છે. આ સંબંધી પ્રજા તરફથી સરકારને સૂચના કરવામાં આવી હતી. ધારાસભામાં પણ મારા તરફથી તેમજ બીજા સભ્યો તરફથી ઠરાવ લાવવામાં આવ્યા હતા, અને આશ્વાસન પણ મળેલું. પાંચ વર્ષમાં કોઈ પુસ્તક નહીં બદલાય એમ પણ ઠરેલું પણ પુસ્તકો તો બદલાયાજ કરતાં. આની પડતી મુશ્કેલી દૂર કરવા શ્રીમંત ગૃહસ્થોના ધ્યાન ઉપર લાવવામાં આવતાં સન ૧૯૨૭ ના અરસામાં હેડ માસ્તર રા. હરિભાઈ શાહની પ્રેરણાથી પારીખ ગીરધરલાલ વિઠલદાસે તેમના પિતાશ્રીના નામથી **શેઠ વિઠલદાસ કુબેરદાસ લોન લાયબ્રેરી** એ નામથી ઉઘાડવામાં આવી. તેની વ્યવસ્થા હાઇસ્કૂલ તરફથી ચાલતી હતી. તેની વાર્ષિક ફી માત્ર એકથી બે રૂપીયા રાખવામાં આવી હતી. અને વિદ્યાર્થીઓને તમામ પાઠ્ય પુસ્તકો પૂરાં પાડવામાં આવતાં હતાં. પારીખ ગીરધરલાલ તરફથી આશરે અઢી હજાર રૂપીયાનાં પુસ્તકો ધીમે ધીમે આ લોન લાયબ્રેરીને મળ્યાં હતાં. આવી વ્યવસ્થા ૮–૯ વરસ સુધી ચાલી, પરંતુ હેડ માસ્તર રા. હરિભાઇની બદલી થવાથી લોન લાયબ્રેરી તરફ હાઇસ્કૂલનું લક્ષ બરાબર નહીં અપાયાથી તે યોજના શિથિલ થઇ. અને ધીમે ધીમે એક વખત એવો આવ્યો કે **નકામાં પુસ્તકોને બાળી** નાખવામાં આવ્યાં હતાં. આથી દાતાર પારીખ ગીરધરલાલને બહુજ ખોટું લાગ્યું હતું. સરસ્વતી રૂપ ગણાતાં પુસ્તકોને બાળવામાં બહુજ પાપ ગણાય છે એ દ્રષ્ટિએ તેમની ધાર્મિક

લાગણી ઘણીજ દુઃખાઇ અને હાઇસ્કૂલમાંથી તેમના પિતાશ્રીના નામથી ચાલતી લોન લાયબ્રેરી બંધ કરવામાં આવી. આનું પરિણામ એ આવ્યું કે પારીખ ગીરધરલાલ તરફથી દર વર્ષે તે લોન લાયબ્રેરીના પોષણ માટે જે સારી રકમ મળતી હતી તે બંધ થઇ. ત્યાર બાદ તે લાયબ્રેરીને સામાન્ય નામ **લોન લાયબ્રેરી** ( loan library ) એ નામ આપી પુસ્તકો આપવાની યોજના કરેલી છે પરંતુ તેની ફી વધારી નીચલાં ત્રણ ધોરણ માટે રૂ. ૩) અને ઉપલાં ધોરણ માટે રૂ. ૬) રાખેલી છે. પૂરેપૂરાં પાઠય પુસ્તકો આપવામાં આવે છે પરંતુ જુલાઇ પછી દાખલ થનારને કદાચ કોઇ પુસ્તક માટે નિરાશ થવું પડે છે. આવી ચોપડીઓની મુશ્કેલી પણ માબાપને વેઠવી પડે છે. માટે સરકારે વિદ્યાર્થીઓનું હિત અને તેમનાં માબાપોની સંકુચિત આર્થિક સ્થિતિ ધ્યાનમાં લઇ પુસ્તકો માટે **લેખકો તરફથી** થતી ભળતીજ ભલામણો કોરે મુકી પ્રજાના પોકારનો વિચાર કરી અભ્યાસનાં પુસ્તકો અમુક વખત સુધી નક્કી કરવામાં આવે તો તદન નજીવી ફીથી લોન લાયબ્રેરીઓ ઉઘાડવામાં આવે અને તેથી પ્રજાને ઘણોજ ફાયદો થાય.

**વિદ્યાર્થીઓની સંખ્યા**—હાઇસ્કૂલનાં સાત ધોરણના અગીયાર વર્ગો ચાલે છે. તેમાં સન૧૯૪૨ના જુલાઇ આખર વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૩૮૩ની છે, તેમાં આશરે ૧૨૪ બ્રાહ્મણ ૮૮ વાણીઆ તથા જૈન, ૬૭ કણબી, ૧૪ હલકી વર્ણના, ૧૧ અંત્યજ, ૩૬ કારીગર, ૭ બારોટ, ૨ ઠાકરડા, ૭ બીજા હિન્દુ અને ૨૭ મુસલમાનો મળી કુલ ૩૮૩ ની સંખ્યા છે. તે પૈકી ૩૪૩ છોકરાઓ અને ૪૦ કન્યાઓ છે. તેના પાછલા વર્ષમાં ૨૨ કન્યાઓ હતી. (વિશેષ માહિતી કોષ્ટક જોવાથી સમજાશે.)

ચ ળી કોષ્ટક ઉપરથી સમજાય છે કે હેડમાસ્તર એચ. આર. શાહના વખતથી કન્યાઓ હાઇસ્કૂલમાં દાખલ થવા લાગી છે અને ઉત્તરોત્તર સંખ્યામાં વધારો થઇ હાલ ૪૦ જેટલી કન્યાઓ હાઇ-

સ્કૂલમાં ભણે છે. વળી અત્યાર સુધી ૬ કન્યાઓ મેટ્રિકમાં પાસ થઈ છે તે પૈકીની એક કુમારિકા **શ્રી માલતીબેન મણીલાલ પારેખ** આ વર્ષે બી. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થવાથી વિસનગરની મહિલા સંસ્થાઓ તરફથી તા. ૧૯–૬–૪૨ના દિવસે રાજરત્ન મહાસુખભાઈ ટાઉન હૉલમાં તેમને અભિનંદન પત્ર આપવામાં આવ્યું હતું. મેટ્રિકમાં બીજી પાસ થયેલી કુમારિકાઓ પૈકી બે ત્રણ કુમારિકાઓ મુંબઈમાં ડોકટરી તેમજ કૉલેજમાં અભ્યાસ કરે છે. જ્યારથી હાઇસ્કૂલ ઉઘડી ત્યારથી અત્યાર સુધી મેટ્રિકમાં પાસ થયેલા કુલ વિદ્યાર્થીઓની સંખ્યા ૩૯૫ની છે.

**શિક્ષકોના સ્ટાફ**—અભ્યાસ કરાવવા માટે કુલ શિક્ષકોની સંખ્યા ૨૦ની છે. તેમાં ૬ ગ્રેજ્યુએટ, ૧૧ અન્ડર ગ્રેજ્યુએટ અને મેટ્રિક, ૧ ડ્રૉઇંગ માસ્તર, ૧ સ્કૉઉટ ટીચર, અને ૧ કસરત શિક્ષક છે.

**સ્કૉલરશીપ તથા ઇનામ**—ગરીબ વિદ્યાર્થીઓ માટે માસિક રૂ. ૮)ની એક સ્કૉલરશીપ, પછાતવર્ગ માટે માસિક રૂ. ૬)ની એક સ્કૉલરશીપ, ડીસ્ટ્રીકટ માટે રૂ. ૩)ની બે સ્કૉલરશીપ, નારાયણભાઈ મણીભાઇ સ્કૉલરશીપ ૬ માસિક બે ટર્મના દર રૂ. ૬૦) પ્રમાણે પરસન બાઈ સ્કૉલરશીપ બે ટર્મના દર રૂ. ૩૭।। પ્રમાણે અને પાર્વતી બાઈ સ્કૉલરશીપ માસિક રૂ. ૫) પ્રમાણેની ચાર સ્કૉલરશીપ આપવામાં આવે છે.

શેઠ માણેકચંદ ખુશાલચંદ પ્રાઇઝ રૂ. ૪–૧૪–૦ નું, એચ. આર શાહ અને રાજરત્ન મહાસુખભાઈ પ્રાઇઝ રૂ. ૭–૬–૦નું, શા. છોટાલાલ મગનલાલ પ્રાઇઝ રૂ. ૪–૦–૦ નું તથા શેઠ ગોકળદાસ સદાશીવ પ્રાઇઝ રૂ. ૩૪–૭–૦ નું એ રીતે દરેક વર્ષે ઇનામો આપવામાં આવે છે. સરકાર તરફથી ઇનામો અપાતાં હતાં તે ૭–૮ વરસથી બંધ થયાં છે. વડોદરા રાજ્યને શોભી શકે એવી આ કાપકુપ થયેલી નથી. ઇનામ તો વિદ્યાર્થીઓ માટે પ્રોત્સાહન આપનાર અકસીર દવા છે, તે સરકારે ભુલવું ન જોઇએ.

**લાયબ્રેરી તથા ફરનીચર**—હાઈસ્કૂલને અંગે લાયબ્રેરી રાખવામાં આવી છે. તેમાં આશરે ૩૨૮૫ પુસ્તકો રૂ. ૪૩૪૦) નાં છે, તથા નકશાઓ ૧૦૨ રૂ. ૭૫૨) ના છે. કુલ ફરનીચરના મુદ્દા નંગ ૧૪૦૮ રૂ. ૧૧૬૪૬) ના છે.

**આવક**— સન ૧૯૪૦–૪૧ ના વાર્ષિક રીપોર્ટ ઉપરથી સમજાય છે કે વિદ્યાર્થીઓની ફીના રૂ. ૮૫૫૫–૧૧–૦ તથા પરચુરણ રૂ. ૫–૧૪–૦ મળી વાર્ષિક રૂ. ૮૫૬૧–૯–૦ આવક થયેલી છે. તેના પાછલા વર્ષે રૂ. ૭૮૨૭–૧૨–૦ હતી. પાછળનાં વર્ષ તપાસતાં ઓછી ફી હોવાથી તેનું ઉત્પન્ન રૂ. ૪–૫ હજાર આવતું હતું.

**ખર્ચ**—૧ હેડ માસ્તર રૂ. ૧૫૦) ના, ૩ શિક્ષકો રૂ. ૧૪૦) ના, ૯ શિક્ષકો રૂ. ૪૫) થી ૬૦) સુધીના, અને ૭ શિક્ષકો રૂ. ૩૦) થી ૪૦) સુધીના, તથા ૫ નોકરો રૂ. ૮ થી ૧૦ સુધીના છે. તેમના પગારના વાર્ષિક રૂ. ૧૪૫૩૨–૯–૦, હંગામી માસ્તરોના પગારના રૂ. ૧૭૮૭–૧–૦, કંટીજન્ટના રૂ. ૬૨૫–૬–૦, મકાન ભાડાના રૂ. ૧૮૦–૦–૦, સ્કોલરશીપના રૂ. ૧૦૫–૧૫–૦, ફરનીચરના રૂ. ૧૫૪–૫–૦ તથા ભથ્થા ભાડા વગેરેના રૂ. ૧૫૦–૩–૦ કુલ રૂ. ૧૭૫૩૫–૭–૦ ખરચ થયેલું છે.

જે જે ધોરણોના બબ્બે વર્ગો રાખેલા છે તે વધારાના વર્ગોના માસ્તરોને હંગામી (temporary) ગણવામાં આવે છે. ડ્રૉઈન્ગ અને સ્લૉઈડ વર્ગો ભાડાના મકાનમાં બેસે છે, તેથી ભાડુ આપવું પડે છે. ઉપર પ્રમાણે થયેલું ખરચ જોતાં એક વિદ્યાર્થી દીઠ વાર્ષિક રૂ. ૨૩–૧૧–૦ ખરચનું પ્રમાણ આવે છે. પાછલી સાલમાં રૂ. ૨૯–૬–૫ આવેલું હતું. જ્યારથી હાઇસ્કૂલ શરૂ થઇ ત્યારથી અત્યાર સુધીના પાછલા આંકડા તપાસતાં દરેક વિદ્યાર્થી દીઠ રૂ. ૨૫ થી ૩૦ સુધી ખરચનું પ્રમાણ આવે છે.

**બૉર્ડીંગ હાઉસ**—સરકાર સાથે થયેલી શરત પ્રમાણે હાઇ-સ્કૂલના મકાનમાં ૨૧૦ **શેઠ ગોકળભાઈ દોલતરામ** બૉર્ડીંગ

હાઉસ પણ ચાલે છે. તેમાં હાલ ૨૦ વિદ્યાર્થીઓ છે. શરત પ્રમાણે ચાલતું હતું તેમ હાલમાં કેટલાક વખતથી ચાલતું નથી. રસોઈયાના અને નોકરના પગારનું ખરચ જે સરકાર તરફથી મળતું હતું તે હવે બોર્ડરો પાસેથી વસુલ લેવામાં આવે છે.

આ બૉર્ડીંગ હાઉસ સંબંધી વારંવાર સરકાર તરફથી ખરચ કમી કરવાના કારણે ભળતાજ હુકમો કરવામાં આવે છે. શરૂઆતમાં શરત પ્રમાણે ચલાવી પછી કેટલોક વખત બંધ રહેલું, પરંતુ દાતાર તરફથી તે સામે વાંધો ઉઠાવવાથી પાછું ચાલુ રાખ્યું છે. પણ પાછી ઉપર પ્રમાણે રસોઈયા અને નોકરનું ખરચ વિદ્યાર્થીઓ પાસેથી વસુલ લેવામાં આવે છે. આ પદ્ધતિ ન્યાય ભરેલી જણાતી નથી. માટે દાતારની શરત પ્રમાણે બૉર્ડીંગ હાઉસ ચલાવવું જોઇએ.

આ ઉપરાંત સ્વ૦ રા. બ. વ્રજલાલ પુરૂષોતમરાયના ટ્રસ્ટીઓ તરફથી એક વિસનગરા નાગર બૉર્ડીંગ હાઉસ ગુંદીખાડે ચાલે છે, જેમાં આશરે ૧૦ વિદ્યાર્થીઓ રહે છે.

વળી જૈનો તરફથી પણ વિસાશ્રીમાળી જૈન બૉર્ડીંગ હાઉસ ઘણા વખતથી ચાલે છે. તેમાં આશરે ૩૫ થી ૪૦ વિદ્યાર્થીઓ રહે છે. લાલ દરવાજા બહાર મકાન રાખેલું છે. તે શિવાય જૈનોના છોકરાઓને રહેવા માટે શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરની જોડે શેઠ ચુનીલાલ છગનલાલની ધર્મશાળામાં હાલમાં ૨૫ થી ૩૦ છોકરાઓ રહે છે. તેમને રહેવા માટે ઓરડીઓની સવડ મારા તરફથી કરવામાં આવેલી છે, તેમાં તેઓ રહે છે. જોડે દસા પોરવાડની ન્યાતિ તરફથી ચાલતી ભોજનશાળામાં તેઓ જમે છે. અને દેરાસરમાં ન્હાવાની તથા પૂજા કરવાની ગોઠવણ રાખેલી છે. એટલે તે પણ એક પ્રકારના બૉર્ડીંગ હાઉસ જેવી જૈનોના વિદ્યાર્થીઓ માટે સગવડ છે. તેની જોડે શેઠ છોટાલાલ હીરાચંદની ધર્મશાળા પણ છે. તેનો પણ ઉપયોગ થાય છે. તે જોતાં જૈનોના વિદ્યાર્થીઓ માટે વિસનગરના જૈન સંઘે સારી સગવડ રાખેલી જણાય છે.

**રમતનાં સાધનો અને કસરત**—વિદ્યાર્થીઓને રમવા માટે ફુટબૉલ, ક્રીકેટ, વોલીબૉલ, રગ્બી, વીગેરે રમતોનાં સાધનો રાખેલાં છે અને હાઇસ્કુલનાં મકાનોની વચ્ચે પુષ્કળ જમીન રમવા માટે ખુલ્લી રાખેલી છે તેમાં તે રમે છે. ખરચ વગરની આપણી દેશી રમતો ખલીખો યાને ખોખો મેચ, આટાપાટા, હુતૂતૂ વીગેરે રમતો પણ છુટથી રમે છે. સરકારે હમણાં પણ કેટલાક વીઘા જમીન લીધેલી છે. કસરત કરવા માટે ખાસ મકાન બાંધી તેમાં અખાડો રાખેલો છે. કસરત શિક્ષક પણ છે. ઉપરની રમતો માટે ઉપર જણાવ્યા પ્રમાણે ગેમ ફી (game fee) પણ રાખેલી છે. પ્લેગ્રાઉન્ડ ઉપર ક્રીકેટ મેચ પણ રમાય છે તે માટે ધારાધોરણ કરાવી એક સમિતિ પણ નીમેલી છે. તેને અનુસરી દર વર્ષે રમત રમાય છે.

**ખાનગી અંગ્રેજીશાળા**—અત્રેની જી. ડી. હાઇસ્કૂલમાં વિદ્યાર્થીઓની, નીચલાં ધોરણોમાં સંખ્યા વધવાથી અને રાજ્યમાં ખરચ કમી કરવાની રાજનીતિથી કેળવણીખાતા ઉપર કાપ મુકવાનું શરૂ થવાથી હાઇસ્કૂલના કેટલાક બબ્બે વર્ગ ચાલતા હતા તે કમી કર્યા. આવી દશા થવાથી ઘણા વિદ્યાર્થીઓ દાખલ થતા અટક્યા. ક્યાં ભણવા જાય? પ્રજાએ વાંધો ઉઠાવ્યો પણ કોણ સાંભળે? આવા સંયોગોમાં અમદાવાદની પ્રોગ્રેસીવ હાઇસ્કૂલના સંચાલક મી. શુકલ અત્રે આવી સન ૧૯૩૪ ના એપ્રીલ માસમાં અત્રે **પ્રોગ્રેસીવ મીડલ સ્કૂલ** ( Progressive middle School ) ની સ્થાપના કરી શ્રીગણપતરાવ ગાયકવાડ ( નિવૃત્ત નાયબ સુબા ) ના હસ્તે તેની ઉદ્‌ઘાટન ક્રિયા કરાવવામાં આવી. આવા સંયોગોમાં ૭૫ છોકરા દાખલ પણ થયા. ત્રણ ધોરણ સુધી શાળા ઉઘાડી, પરંતુ આગળની કાંઇ પ્રગતિ કરી શક્યા નહી, રજીસ્ટર પણ કરાવી નહીં, તેથી બે માસ પછી બીજી શાળા ઉઘડી. તા. ૧૪-૬-૧૯૩૪ ના રોજ રા. માધવરાવ ગોવિંદરાવ અણેરાવ બી. એસ સી. એલ એલ બી. અને રા. મધુસુદન કૃષ્ણરાવ ઉત્રાણકર એમ બંને મળી **ન્યુ ઇંગ્લીશ**

સ્કૂલ ( New English School ) એ નામ આપી તેમણે શાળા ઉઘાડી ચાર ધોરણ સુધી રજીસ્ટર કરાવી. રા. અણેરાવ હેડમાસ્તર તરીકે કામ કરતા હતા. આ નવી સ્કૂલ ઉઘડવાથી પ્રોગ્રેસીવ મીડલ સ્કૂલના વિદ્યાર્થીઓ અને શિક્ષકો કમી થવાથી અને રજીસ્ટર નહી કરાવ્યાથી શિથિલ અવસ્થામાં આવી અને પરિણામે ૭ માસમાં બંધ થઈ.

તા. ૧૫-૪-૧૯૩૫ ના રોજ રા. મધુસુદન ઉત્રાણકરનું અવસાન થવાથી તેમના નાનાભાઇ રા. ગોવિંદરાવ ઉત્રાણકર તેમની જગોએ નીમાયા અને પાંચમા ધોરણ સુધી વર્ગો ઉઘાડયા. તે પછી શ્રી માધવલાલ અણેરાવ ચાલ્યા ગયા એટલે શાળાનું બધું કામ શ્રી ઉત્રાણકરે ઉપાડી લીધુ. તે પછી સન ૧૯૩૯ માં તેમણે ૬ ઠું ધોરણ ઉઘાડયું પણ તે રજીસ્ટર થયું નહી. સન ૧૯૪૧ માં મી. શ્રીરામ નરહર હર્ષે બી. એસ. સી. શ્રી ઉત્રાણકર સાથે જોડાયા, તે પણ ત્રણ માસમાં ચાલ્યા ગયા.

આવી આ સ્કૂલની સ્થિતિ બનવાથી **કડીવાળી સર્વ વિદ્યાલયની** હાઇસ્કૂલ જે કડીમાં કેટલાંક વર્ષોથી સારૂં કામ કરે છે તેના સંચાલકોએ અત્રેની ન્યુ ઇંગ્લીશ સ્કૂલની વ્યવસ્થા હાથમાં લઇ ચલવવાનો વિચાર કર્યો. તેના હેડમાસ્તર શ્રી ઉત્રાણકરને મળી પરસ્પર એક બીજાની શરતો નક્કી કરી તા. ૧-૧૧-૧૯૪૧ ના દિવસે ન્યુ ઇંગ્લીશ સ્કૂલ નામ બદલી **"નૂતન સર્વ વિદ્યાલય"** એ નામ આપી પાંચ ધોરણથી શરૂઆત કરી તે ધોરણો સરકારમાં રજીસ્ટર કરાવ્યાં અને સન ૧૯૪૨ ના જુન માસથી ૬ ઠ્ઠા ધોરણની પરવાનગી મેળવી શરૂ કરેલું છે. રજીસ્ટર થવા મંજુરી માગેલી છે.

તેનો વહીવટ તેના **હેડમાસ્તર મોતીભાઈ નથુભાઇ પટેલ** બી. એ. બી. ટી કરે છે. વિદ્યાભ્યાસ અને શિક્ષકોની વ્યવસ્થા કડીવાળા **સર્વ વિદ્યાલય કેળવણી મંડળે** પોતાના હસ્તક રાખી છે, એટલે કડી સર્વ વિદ્યાલય હાઇસ્કૂલની શાખા તરીકે અત્રેની સ્કૂલ

ગણાય છે. આવી શાખાઓ વડનગરમાં બે ધોરણની, પીલવાઈમાં પાંચ ધોરણની, બહુચરાજીમાં ત્રણ ધોરણની અને આદ્રજમાં બે ધોરણની ઉઘાડેલી છે. આથી શિક્ષકોની બદલીઓ વીગેરે કરવાની સારી સગવડ છે.

આ નૂતન સર્વ વિદ્યાલય સ્કૂલ હાલમાં લાલ દરવાજા બહાર શેઠ માણેકચંદ ખુશાલચંદના મકાનમાં અને મોતીચંદ મયાચંદની વાડીમાં ભાડે બેસે છે. આ શાળા અંગે બોર્ડીંગ હાઉસ પણ ચાલે છે. હાલમાં આ શાળામાં આશરે ૨૦૦ વિદ્યાર્થીઓ છે. તેમને ભણાવવા માટે ૮ શિક્ષકો છે, તે પૈકી ૪ ગ્રેજ્યુએટ અને ૪ મેટ્રીક છે.

આ શાળા અંગે પટણી દરવાજાની સ્ટેશન સડકની ઉત્તરે રેલ્વેની બાજુમાં હાલ **વિદ્યાર્થી છાત્રાલય**નું મકાન બાંધી તે પછી ત્યાં હાઇસ્કૂલનું મકાન ઉભું કરી બધી કેળવણીની સગવડ કરવા યોજના ઘડેલી છે, તે અનુસાર વિદ્યાર્થી છાત્રાલયના મકાનના ખાત મુહૂર્તની ક્રિયા સંવત ૧૯૯૮ ના વૈશાખ વદ ૬ તા. ૬-૫-૪૨ ને બુધવારે સવારે અમદાવાદ નિવાસી **શેઠ દુર્ગાપ્રસાદ શંભુપ્રસાદ લશ્કરી**ના શુભ હસ્તે કરાવામાં આવી હતી. આ બધી વ્યવસ્થા અને તેનો વહીવટ **કડવા પાટીદાર કેળવણી ઉત્તેજક મંડળ**ની વિસનગરની શાખાના સંચાલકો તરફથી થાય છે. કાર્યકરોનો ઉત્સાહ ઘણો સારો છે. લગભગ પોણા લાખ રૂપીઆનું ફંડ પણ એકઠું કરવામાં આવ્યું છે. વધુ કરવા પ્રયાસ ચાલુ છે.

**વિદ્યાર્થીઓને બે બોલ**—ઉપરની હકીકત ધ્યાનમાં લેતાં તમને—વિદ્યાર્થીઓને—જણાયું હશે કે અત્રેની એંગ્લોવર્નાક્યુલર સ્કૂલને હાઇસ્કૂલ બનાવવામાં વિસનગરની પ્રજાએ અને શ્રીમંતોએ નાણાંની અને મકાનની કેટલી બધી કીમતી મદદ આપી ભણવાનું સાધન તમને તમારા ઘરના આંગણા આગળ કરી આપ્યું છે. બહાર ગામ જઈ અભ્યાસ કરવામાં કેટલું બધું ખરચ થાય છે અને મુશ્કેલીઓ વેઠવી પડે છે તે બહાર ગામ રહી અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓનાં

માબાપોને પુછવાથી તમને ખાત્રી થશે. વળી તેવી આર્થિક મુશ્કેલીના લીધે ઘણાઓએ અભ્યાસ છોડી દીધા હશે તે પણ તમે જાણતા હશો. જે હાઇસ્કૂલના વિદ્યાર્થીઓના હીતની ખાતર પ્રજા આટલી બધી મદદ કરે તે હાઇસ્કૂલમાં ભણી બીજા સ્થળે આગળ અભ્યાસ કરી યુનીવર્સીટીની પરીક્ષાઓ પાસ કરી સારા વિદ્વાન ગ્રેજ્યુએટ બની તમે જ્યારે અમલદારો કે વકીલો કે ડોકટરો બનો, અગર નાની મોટી ગમે તેવી નોકરીમાં જોડાઓ, અગર નાના મોટા વેપારી બની શ્રીમંત થાઓ ત્યારે વિસનગરની પ્રજા તમારી પાસેથી ભણતરના બદલાની આશા રાખે તે સ્વાભાવિક છે.

મોટા વિદ્વાન બની મોટા હોદ્દા ઉપર આવી અમલદારીના અમલના નિશામાં પડી "પ્રજા અજ્ઞાન છે, કાંઇ સમજતી નથી, તેઓની સાથે ભણવામાં બુદ્ધિ બગડે." એવી મતલબના ઉદ્ગારો કાઢી કૃતજ્ઞીના બદલે કૃતઘ્ન બનો ત્યારે વિસનગરની પ્રજાને કેટલું બધું ખોટું લાગે તેનો તમે ખુબ મન સાથે વિચાર કરશો. તમારી શાળામાં અને તેવી બીજી સંસ્થાઓમાં સમર્થ વિદ્વાન લેખકોના અમુલ્ય લેખો તમારી નજર તળે આવી ગયા હશે તેમાં કવિ દલપતરામનું કાવ્ય "નથી વિદ્વતા વાપરી લોક કાજે, નથી વિદ્વતા વાપરી દેશ દાઝે, નહીં કામ કીધાં સ્વદેશાભિમાની, વૃથા જન્મ ખોયો કરી શી કમાણી?" એ કાવ્ય પણ તમારા વાંચવામાં આવ્યું હશે. વિદ્યાર્થી અવસ્થામાં તે વાંચવાનું છે પરંતુ વિદ્યાર્થી મટી વિદ્વાન બની બહાર આવો તે વખતે કાવ્યના ભાવાર્થનો ઉપયોગ કરવાનો છે.

જ્યારે પ્રજા અજ્ઞાન છે અને સમજતી નથી ત્યારે જ તમને ભણાવવાનો ભગીરથ પ્રયત્ન થાય છે અને તે માટે હજારો રૂપીઆ ખરચાય છે. તમે ભણી સારા સમજુ અને જ્ઞાની બની વિસનગરની પ્રજામાં ભળી પ્રજાનું અજ્ઞાન દૂર કરો. જો સારા વકીલો બનો તો વિસનગરની પ્રજાના દુઃખના કેસો વગર પૈસે હાથમાં લો અને પ્રજાના

એલી બની દુઃખમાંથી છોડાવો નહીં કે સામા પક્ષના વકીલ થઇને ઉભા રહો. જો ડોકટરો બનો તો તમારી વૈદ્યકીય સલાહ અને મદદ આપી વિસનગરના દરદીઓનાં દરદ દુર કરો. જો ઇજનેર બનો તો સાર્વજનીક લોકોપયોગી સંસ્થાઓનાં મકાન અને તળાવ કુવા વાવ એવાં પરોપકારી બાંધકામો કરવા પરિશ્રમ ઉઠાવો. જો ખેતીવાડીના ગ્રેજ્યુએટ બનો તો તમારા ખેડુત ભાઇઓને ખેતીના કામમાં સુધારો કરી મદદ કરો અને વેઠથી રીબાતા ભાઇઓને વેઠમાંથી છોડાવો. જો કચેરીમાં નાના યા મોટા કારકુનો બનો તો વિસનગરની વાત પ્રસંગ આવે તો પહેલી ઉપાડો અને વિસનગરનું કલ્યાણ થાય તે તરફ દ્દષ્ટિ રાખો, અમલદારો આગળ હકીકત રજુ કરતાં વિસનગરનું હીત હૈયામાં કોતરી રાખો. જો વિસનગરના અમલદાર બનો તો હોદ્દાનો અભિમાન ધારણ કરી વિસનગરને નહીં ભૂલી જતાં વિસનગરનું ભલું કરવા જેટલો કાયદાથી લાભ મળી શકતો હોય તેટલો આપવા પ્રયત્ન કરો. જો હૃદયમાં વિસનગરની સેવા કરવાની દ્દઢ અને શુદ્ધ ઇચ્છા હશે તો નોકરીથી અલગ રહી જેટલું કરી શકશો તેના કરતાં નોકરીમાં જોડાઈ વધારે કરવા તમે શક્તિવાન થઈ શકશો. જો તમારા ભણતરનો ઉપયોગ વેપાર રોજગારમાં કરી શ્રીમંત બનો તો જેમ સ્વ૦ શેઠ ગોકળભાઈ દોલતરામે તથા સ્વ૦ શેઠ ગોકળભાઇ મૂળચંદે શાળાઓ બંધાવી તમને ભણવાનું સાધન કરી આપ્યું, સ્વ૦ શેઠ ડોસાભાઈ મગનલાલે દવાખાનું અને પ્રસુતિગૃહ બંધાવી, સ્વ૦ શેઠ હરિચંદ મંચ્છારામે પાણીનો નળ પૂરો પાડી, શેઠ માણેકલાલ અને શેઠ નારાયણભાઇએ સેનીટેરીયમ બંધાવી પ્રજા કલ્યાણના કામો કર્યાં છે તેમ તમે પણ તેવાં પરોપકારનાં કામો કરવા ઉદારતા બતાવો. ગમે તેવા બનો તો પણ તમારી જીંદગીના કારભારની સાથે પ્રજા કલ્યાણના કામમાં તમારી બુદ્ધિનો અને શક્તિનો હિસ્સો આપો. ટુંકામાં એટલું જ મારે કહેવાનું કે ભણીને દુનિયાદારીમાં પડો તે વખતે વિસનગરની પ્રજાને નહીં વિસારતાં તેને મદદ કરવા હમેશાં તત્પર રહો.

આ સ્થળે મારા પ્રસિદ્ધ કરેલા "**નીતિ તરંગિણી** અથવા **બોધદાયક ગઝલ શતક**" નામના પુસ્તકમાંના પ્રસંગોચિત બે કાવ્યોનું સ્મરણ થવાથી તે નીચે પ્રમાણે જણાવું છું—

## થયા વિદ્વાન તેથી શું ?

ગઝલ કવાલિ.

મહા વિદ્યાલયો માંહે ભણી ઘણી મેળવી પદવી,
ન દીધું દાન વિદ્યાનું, થયા વિદ્વાન તેથી શું ? ૧

ભણ્યા છો તો ભણાવોને, ચહે છે જેહ ભણવાને;
નિરક્ષરતા ન જો ટાળો, થયા વિદ્વાન તેથી શું ? ૨

લખાવા અર્જ કો આવે, સલાહ પૂછે કદાપિ જો,
તમે ઉત્તર ન આપો તો, થયા વિદ્વાન તેથી શું ? ૩

નહીં વિદ્યાની કિંમત છે, નદી સમ વ્હેતી રાખોને;
નહીં તૃષા મટાડો તો થયા વિદ્વાન તેથી શું ? ૪

વકીલ ડૉક્ટર તણા ધંધે, તમારૂં જ્ઞાન વેચો છો ?
નહીં ઉદાર થાશો તો, થયા વિદ્વાન તેથી શું ? ૫

દવા કે કેસ લડવામાં, બનો દાતાર દીન પ્રત્યે,
દયાળુ જો નહીં થાશો, થયા વિદ્વાન તેથી શું ? ૬

પૂરી વિદ્યા પચાવોને, અજીરણ નવ થવા દોને,
નહીં તો જીંદગી બગડે, થયા વિદ્વાન તેથી શું ? ૭

અભણ સૌ અન્યને માની બન્યા કદી જો અભિમાની,
અધોગતિની નિશાનીએ, થયા વિદ્વાન તેથી શું ? ૮

ચડી અભિમાનમાં પૂરા, લડી શાસ્ત્રાર્થ કરવામાં,
મહા સુખ શાન્તિ છેદો તો, થયા વિદ્વાન તેથી શું ? ૯

## જીવન ઉદ્દેશ એ રાખો.

ગઝલ કવાલિ.

ભલું કરવાથી બીજાનું, ભલું પોતાનું નિશ્ચે છે,
નહીં કુદરત કદી ભૂલે, જીવનઉદ્દેશ એ રાખો. ૧
અનુભવમાં કદાપિ જો નહીં આ જન્મમાં આવે,
બીજા ભવમાં મળે બદલો, જીવનઉદ્દેશ એ રાખો. ૨
જુઓ કો જન્મ લે જગમાં મહારાજા તણા મ્હેલે,
મળે ફળ એમ પુણ્યોનું, જીવનઉદ્દેશ એ રાખો. ૩
કંઈ લે જન્મ ઝુંપડીમાં રીબાયે આધિવ્યાધિમાં,
જુઓ ગત પાપનો બદલો, જીવનઉદ્દેશ એ રાખો. ૪
કરેલાં કર્મ નવ છોડે, ઉદય નિશ્ચેજ તે આવે,
ડરો નિત્યે કુકર્મોથી, જીવનઉદ્દેશ એ રાખો. ૫
બીજાને આત્મવત્ માની, કરૂણા રાખવી દિલમાં,
મદદ માટે કરો બનતું, જીવનઉદ્દેશ એ રાખો. ૬
બનો અંધાની આંખો સમ, બનો ટેકા અપંગોના,
નિરાશ્રિતના બનો આશ્રય, જીવનઉદ્દેશ એ રાખો. ૭
બનો બેલી ગરીબોના, દવા દો દરદી દીનોને,
અભણ દીનને ભણાવોને, જીવનઉદ્દેશ એ રાખો. ૮
રહો ઉપકારી દિનરાત્રી બીજાના પ્રાણ સંતોષી,
મહા સુખ સારો કરણીથી, જીવનઉદ્દેશ એ રાખો. ૯

વિદ્યાર્થી બંધુઓ ! વિશેષમાં છેવટમાં એટલુંજ કહેવા માગું છું કે દંભ એ બુરામાં બુરો અવગુણ છે. તે જાહેરજનતાને છેતરવાની ચાલબાજી છે. જાહેરજનતા એટલે પ્રભુ. માટેજ કહ્યું છે કે "લઘુતાસેં પ્રભુતા મીલે, પ્રભુતાસેં પ્રભુ દૂર" માટે શુદ્ધ હૃદયથી **સેવાભાવી સેવક** બની યથા શક્તિ **વિસનગરની** સેવા કરી તેનો ઉદ્ધાર કરશો. વંદેમાતરમ્.



# પ્રકરણ ૧૦ મું.

## પ્રાથમિક કેળવણી—ગુજરાતી શાળાઓ.

## ( Primary Education )

વિસનગરમાં પ્રાથમિક કેળવણી માટે ૩ ગુજરાતી શાળાઓ, ૨ કન્યાશાળાઓ, ૨ ગામઠી રજીસ્ટર્ડશાળા, ૧ મિશ્ર ઉર્દુશાળા, અને ૧ મિશ્ર અંત્યજશાળા, મળી કુલ ૯ શાળાઓ છે. ગામઠી રજીસ્ટર્ડ શાળા શીવાય બાકીની બધી શાળાઓ સરકારના ખરચે ચાલે છે, એક ગામઠી શાળાને ગ્રૅંટ મળે છે. આ શાળાઓ સંબંધી વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે—

**ગુજરાતી શાળાઓ**—સંવત ૧૯૩૦ (તા. ૨૪–૧–૧૮૭૪) માં વિસનગરમાં પહેલ વહેલી સરકારી ગુજરાતી નિશાળ સ્થાપન કરવામાં આવી હતી અને તે માટે સવાળા દરવાજે લાલા ભગતના મંદીર સામે ડહેલું ભાડે રાખવામાં આવ્યું હતું (હાલ તે સ્થળે નવીન મકાન થયેલું છે.) શરૂઆતમાં છોકરાની સંખ્યા આશરે ૯૦ ની હતી અને અભ્યાસ બે ધોરણ સુધી એટલે પહેલી, બીજી અને ત્રીજી એમ ત્રણ ચોપડીઓનો કરાવવામાં આવતો હતો. આશરે ત્રણ વરસ પછી છઠ્ઠા ધોરણ સુધી વર્ગો ઉઘડવાથી તે મકાન બદલી લાલ દરવાજા બહાર તળાવના ઉંચા આરે સ્વ૦ પારીખ મોતીચંદ મયાચંદના ડહેલાનો મેડો ભાડે રાખવામાં આવ્યો હતો (હાલ ત્યાં ધર્મશાળા બાંધવામાં આવી છે.) આ મકાનમાં આશરે ૬ વરસ સુધી નિશાળ બેઠી. પછી ત્યાંથી સંવત ૧૯૩૯ ના અરસામાં ગુંદીખાડે ભગવતીવાળી ત્રણ માળની હવેલીમાં (હાલ રા. બા. વ્રજરાયની

હવેલી કહેવાય છે.) લાવવામાં આવી. મેં આજ મકાનમાં ગુજરાતી પહેલી ચોપડીથી પાંચમી ચોપડી સુધી અભ્યાસ કર્યો હતો. તે મકાન હાલ કાયમ છે. પછી સંવત ૧૯૫૫ (સન ૧૮૯૯) માં દરબારમાં નિશાળ માટે ખાસ સરકારી મકાન રૂ. ૨૭૩૫૬ ના ખરચે બંધાયાથી ત્યાં લઈ જવામાં આવી છે અને ત્યારથી નિશાળ ત્યાંજ બેસે છે. સંવત ૧૯૬૨ (સન ૧૯૦૬ માં કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાના રૌપ્ય મહોત્સવ પ્રસંગે) માં આખા રાજ્યમાં ફરજ્યાત કેળવણી દાખલ થવાથી છોકરાઓની સંખ્યામાં મોટો વધારો થયો તેથી બીજી બે નિશાળો બીજા નંબરની અને ત્રીજા નંબરની તેજ સાલમાં ઉઘાડવામાં આવી. હાલ બીજા નંબરની સવાગા દરવાજે અને ત્રીજા નંબરની ગુંદીખાડે ભાડાના મકાનમાં બેસે છે. આ બંને નિશાળોમાં ત્રીજા ધોરણ સુધીજ અભ્યાસ કરાવવામાં આવે છે. છોકરાઓ ત્રીજા ધોરણમાં પાસ થઇ પહેલા નંબરની મુખ્ય શાળામાં જાય છે, ત્યાં હાલ છઠ્ઠા ધોરણ સુધી અભ્યાસ થાય છે.

ફરજ્યાત કેળવણીના કાયદા અન્વયે છોકરાની ઉમર આઠમા વર્ષની શરૂઆતથી તે ૧૨ વર્ષ પૂરાં થાય ત્યાં સુધી, અને છોડીની ઉમર આઠ વર્ષની શરૂઆતથી ૧૨ વર્ષ પૂરાં થાય ત્યાં સુધીની નિશાળે મોકલવા માટે ફરજ્યાત રાખેલી છે (અગર ચાર ધોરણનો અભ્યાસ પૂરો કરેલો હોવો જોઇએ.) જો તે ઉમરનાં છોકરાંને તેનાં માબાપ નિશાળે ન મોકલે તો દંડને પાત્ર થાય છે, અને નિશાળમાં દાખલ થયા પછી દરમાસે ઠરાવેલા દિવસ ઉપરાંત છોકરો કે છોકરી ગેરહાજર હોય તો દર માસે તેના વાલીનો દંડ થાય છે અને બીજી વખત તે પ્રમાણે થાય તો ચડતા ક્રમે દંડ થયા કરે છે.

આ શાળામાં ગુજરાતી ભાષા ઉપરાંત ચોથા, પાંચમા તથા છઠ્ઠા ધોરણ (વર્ગ ૫-૬ અનેક) માં હીંદી ભાષા શીખવવામાં આવે છે તે માટે હીંદી શિક્ષક જુદો નહીં રાખતાં હીંદી જાણનાર શિક્ષક મારફત શિક્ષણ અપાય છે. ચિત્રનું કામ થોડું ઘણું શીખવાડાય છે.

તે માટે ખાસ ચિત્ર શિક્ષક ( Drawing teacher ) નહીં રાખતાં ગુજરાતી અને કન્યાશાળા વચ્ચે એક ચિત્ર શિક્ષક રાખવામાં આવેલો છે. આ શાળા અંગે એક કસરત શાળા પણ રાખેલી છે પણ જુદું ઢાંકેલું મકાન બનાવેલું નથી તેથી ચોમાસામાં અને કોઈ વખત ઉનાળામાં ઘણી અડચણ પડે છે. કસરત શીખવવા માટે કસરત શિક્ષક રાખેલો છે. સુથારી કામનું તથા કુંભારના કામનું થોડા વર્ષો ઉપર શિક્ષણ આપવામાં આવતું હતું પણ હાલમાં કેટલાક વખતથી બંધ થયેલું છે. ત્રણે શાળામાં ભણતા વિદ્યાર્થીઓની કુલ સંખ્યા ૯૧૪ છે અને શિક્ષકોની સંખ્યા ૨૨ છે. ત્રણે શાળાનું કુલ વાર્ષિક ખરચ રૂ. ૭૬૪૩ થાય છે. ધોરણવાર છોકરાઓની સંખ્યા પ્રકરણના છેવટના ભાગમાં આપેલા કોષ્ટક ઉપરથી સમજાશે.

આ શાળાના અંગે એક બાળસભા ( Debating Club જેવી ) ની સ્થાપના કરેલી છે તેમાં દર માસે ભાષણો થાય છે અને સસ્તાં બાળોપયોગી માસિકો અને વર્તમાનપત્રો મંગાવવામાં આવે છે. આ સંસ્થાના નિભાવ માટે પાંચમા તથા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓ પાસેથી દર માસે મરજીઆત એક પૈસો ફી તરીકે ઉઘરાવવામાં આવે છે. આ સંસ્થામાં તે બે વર્ગના છોકરાઓ ભાગ લઈ શકે છે.

શાળામાં છોકરાઓને પાણી પીવાની સવડ સરકાર તરફથી નહીં હોવાથી દરમાસે દરેક છોકરા પાસેથી એક પૈસો ઉઘરાવવાનો અને તેમાંથી પાણી પાનારનો પગાર આપવાનો ધારો છે તે પ્રમાણે એક પૈસાની પાણીની માસિક ફી ઉઘરાવી પાણી પાવામાં આવે છે સરકારની આવી કરકસર "ખાળે ડુચા અને કમાડ ઉઘાડાં" એ કહેવતની બરાબર છે. શાળા પાછળ દરવરસે ૧૬—૧૭ હજાર રૂપીઆ ખરચ થાય તેમાં નજીવી પાણીના ખરચની રકમ માટે એક પૈસાની ફી ઉઘરાવવી, અગર શ્રીમંતો પાસેથી નજીવી ભેટ મેળવવા તેમની પાસે શિક્ષકોએ જવું એ ખરેખર નહીં પસંદ કરવા યોગ્ય છે. માટે પાણી પાવાની વ્યવસ્થા સરકાર તરફથી વગર ફીએ હવી

જોઇએ. આ સંબંધી ઠરાવ ધારાસભામાં મારા તરફથી મુકવામાં આવ્યો હતો અને તે સિદ્ધાંત સરકારે ધારાસભામાં સ્વીકારેલો પણ હતો પરંતુ અમલ થતો નથી.

પ્રથમનો અભ્યાસક્રમ અને હાલનો અભ્યાસક્રમ પરસ્પર સરખાવી પરિણામ તપાસતાં ઘણોજ અસંતોષ થાય છે. કહેવામાં કેળવણીનો સુધારો હોય છે. પરંતુ કેળવણીની પદ્ધતિ બગડી હોય એવું ખુલ્લે ખુલ્લું જણાઇ આવે છે. જુના વખતના ગમે તે શિક્ષકને પુછો–ભલે તે ગુજરાતી ભણેલો હોય કે મેટ્રીક કે બી. એ. થયેલો હોય તેને પુછો કે હાલના જે વિદ્યાર્થીઓ પાસ થઇને નીકળે છે તે પ્રથમના જેવા બુદ્ધિશાળી અને આવડવાળા હોય છે? જવાબ નકારમાંજ મળશે.

પ્રથમના વખતના ૬ ધોરણના અભ્યાસમાં સંસ્કૃત, ભૂમિતી, નર્મગદ્ય, તથા ઉપયોગી લેખાં વીગેરે હીસાબી કામ શીખવવામાં આવતું હતું તેમાંનું હાલ કાંઈ જણાતું નથી. ટી. સી. હોપકૃત ગુજરાતી વાચનમાળા બંધ કરી તેના બદલામાં જુદી જુદી નવીન વાચનમાળાઓ કાઢવામાં આવી છે તેમાંની એક પણ ટી. સી. હોપકૃત જેવી સફળ નીવડી છે? એક સરખી જોડણી કે એક સરખી સરળતા? કવિ દલપતરામની સાદી કવિતાઓ રસવગરની ગણી કાઢી નાખી તેના બદલે જુદા જુદા રાગોનાં કાવ્યો દાખલ કરવામાં આવ્યાં તેથી શું ફાયદો થયો તે જણાયું નથી. અલબત પ્રથમ કરતાં હાલમાં નામના ભણેલા માણસોની સંખ્યામાં વધારો થયો હશે પણ સારી અને સંગીન વિદ્યા ભણેલા માણસોની સંખ્યામાં તો ઘટાડોજ જોવામાં આવે છે. આ ઉપરથી જણાશે કે અભ્યાસક્રમ એજ કેળવણીનો આત્મા છે. કેટલાંક વરસોથી પ્રયોગ તરીકે અભ્યાસક્રમ બદલાય છે, "આ સારૂં કે પેલું સારૂં?" એમ કર્યામાં પ્રયોગનો અંત આવ્યો નથી અને વખત જતાં પરિણામ જણાઈ આવ્યું છે કે કેળવણી સુધરવાને બદલે બગડતી જાય છે. માટે તેના ઉપર સરકારે ખાસ વિચાર કરવાનો છે.

**ગામઠી રજીસ્ટર્ડ શાળા**—જુના વખતમાં એટલે સરકારી નિશાળો ઉઘડી તે પહેલાં ૨૫–૩૦ વર્ષ ઉપર સંવત ૧૯૦૦ ના અરસામાં વિસનગરમાં ત્રણ ગામઠી નિશાળો ચાલતી હતી. ૧ ખુશાલ મ્હેતાની, ૨ લાલા મ્હેતાની, અને ૩ ઠાકોર મ્હેતાની.

૧ ખુશાલ મ્હેતાની નિશાળ ખુશાલ લીલાધર નામના મ્હેતાજી સંવત ૧૯૨૦ના અરસામાં ચલાવતા હતા તે ઉપરથી તે નામ પડેલું હતું. તે નિશાળ ચૌટામાં મોટા ચબુતરા પાસે એક મકાનમાં બેસતી હતી. ત્યાંથી મંડીના ખાંચામાં છીંપાવાડના નાકાના ઘરમાં સંવત ૧૯૩૦ના અરસામાં આવી. તે નિશાળ તેમના વારસો ચલાવતા હતા તે મૈયત થવાથી તેનો કબજો સિદ્ધપુરના રહીશ નાથુ મહેતાએ લીધો અને ગુંદી ખાડના ચોરે નિશાળ લઇ ગયા. ત્યારથી "ચોરાની નિશાળ" અથવા "નાથુ મહેતાની નિશાળ" એ નામથી ઓળખાવા લાગી. તે પછી દેવશંકર અને દુર્લભરામ ચલાવવા લાગ્યા અને રાજ્યમાં ફરજ્યાત કેળવણી દાખલ થવાથી સરકારી નિશાળો ઉઘડવાથી એ નિશાળ બંધ પડી.

૨ લાલા મ્હેતાની નિશાળ સંવત ૧૯૦૪ ના અરસામાં મહેતા લાલા ગૌતમરાય તથા તેમના ભાઇ નારાયણ ગૌતમરાય ચલાવતા હતા તે ઉપરથી તે નામ પડેલું છે. પ્રથમ તે નિશાળ સાંકડી શેરીની સામે અને ત્યાર પછી દરબારના રસ્તે જતાં પારેખની ખડકી સામે અને છેવટે જાનીવાડાની સામે બેસતી હતી. લાલા મહેતા અને નારાયણ મહેતા દેવગત થવાથી નારાયણ મહેતાના દીકરા ભીખારામ મહેતા તે નિશાળ ચલાવતા હતા તેથી તે નિશાળનું નામ પાછળથી "ભીખા મહેતાની નિશાળ" પડેલું હતું. ૭૬ વર્ષની પાકટ વયે ભીખારામ મહેતા અને તે પછી તેમના છોકરા દેવગત થવાથી તે નિશાળ બંધ થયેલી છે.

૩ ઠાકોર મહેતાની નિશાળ રામજી મંદિરની સામે ભેંશાઆ પોળના નાકે ખુણા ઉપર ઓટલા ઉપર એક માંડવીમાં બેસતી હતી.

પાછળથી તે ભાગ દુરસ્ત કરવામાં આવ્યો હતો. આ નિશાળ સંવત ૧૯૦૦ના અરસામાં કોઇ રજપૂત જાતિના ઠાકોરે સ્થાપી હતી. તે દેસાઇઓના સહવાસમાં રહેતા હતા, તે પૂરા ભણેલા નહોતા પણ નિશાળનો કારભાર ચલાવવામાં દેસાઇઓના સહવાસથી મુસદ્દી બનેલા હતા તેથી મૂળચંદ મ્હેતા અને ઘહેલા મહેતા એ બે વડનિશાળીઆ અને બીજાઓની મદદથી નિશાળ ચલાવતા હતા. ઠાકોરના મરણ પછી ઇડર પ્રગણાના રાયગઢ ગામથી ભગવાન મહેતા આવીને ભણાવવા લાગ્યા, તેમના પછી તેમના દીકરા ગીરધરલાલ અને તે પછી તેમના બે દીકરા ગંગારામ અને છોટાલાલ ભણાવવા લાગ્યા, ત્યારથી તે "નિશાળ ગંગારામ મહેતાની" કહેવાતી હતી. આ નિશાળ માટે ઓટલાની સામે બીજી નિશાળ બાંધવામાં આવી હતી તે જીર્ણ થવાથી અને છોકરાંની સંખ્યા શાળામાંથી કમી થવાથી તે મકાન પાડી નાખવામાં આવ્યું અને જુના માંડવીવાળા મકાનમાંજ પ્રથમ બેસતી હતી અને હાલ ગુંદીખાડે ભાડાના મકાનમાં તે બેસે છે. સરકાર તેને ગ્રૅંટ આપે છે અને તે સરકારે સંવત ૧૯૬૭ (તા. (૧–૫–૧૯૧૧) માં રજીસ્ટર્ડ કરેલી છે અને ફરજ્યાત કેળવણીના ધોરણે ખાનગી રીતે ચાલે છે. તેના માલેક શિક્ષક તરીકે પંડ્યા અમથાલાલ હરગોવિંદદાસ છે તેમને ગ્રૅંટ બસોથી અઢીસો રૂપીઆ મળે છે. આ શીવાય હાલમાં તા. ૧–૧–૧૯૩૫ થી બીજી ગામઠીશાળા પણ રજીસ્ટર કરવામાં આવી છે. તેના માલેક શિક્ષક તરીકે વૈદ્ય જીવાભાઇ ખેમચંદ છે. તે ધાંયજા શેરીમાં બેસે છે. ગ્રૅંટ મળતી નથી.

જુના અનુભવી ભીખારામ મહેતાને પુછતાં તે કહેતા હતા કે ઉપરની ત્રણે નિશાળોમાં પ્રથમના વખતમાં દરેકમાં ૨૦૦ થી ૩૦૦ છોકરાઓની હાજરી રહેતી હતી.

આ ગામઠી શાળાનું ભણતર ત્રણ રૂપીઆનું કહેવાતું હતું. વિસનગરના વૃદ્ધ પુરૂષોનો ઘણો ભાગ તે શાળાઓમાં ભણેલો છે અને હાલના જુવાનીઆના ભણતરની મશ્કરી કરતાં વૃદ્ધો કહે છે કે

" તમારા સો રૂપીઆના ભણતર કરતાં અમારૂં ત્રણ રૂપીઆનું ભણતર સારૂં કે અમે અમારા વેપારનું અને ઘર વ્યવહારનું કામ સારી રીતે કરી શકીએ છીએ, અને તમારી માફક કાગળ અને પેન્સીલ લઇ હીસાબ નહીં કરતાં મોંઢેથી હીસાબ ગણીએ છીએ "

આ ત્રણ રૂપીઆના ભણતરની વીગત નીચે પ્રમાણે—ચાળીસા સુધી આંક ભણાવે ત્યારે એક રૂપીઓ મહેતાજી લે, પછી સો પાન, કક્કો અને બારાખડી પુરાં થાય ત્યારે બીજો રૂપીઓ લે અને પછી ધાતો, વ્યાજ, લેખાં અને વાંચતાં આવડે ત્યારે ત્રીજો રૂપીઓ લે. આ તેમનો અભ્યાસક્રમ અને તેમની ફી. અલબત સારા પર્વના ટાણે મહેતાજીને કાંઇક આપવાનો રીવાજ હતો જે આપનારને બોજારૂપ જણાતો નહોતો અને તેમાંની મહેતાજીનું ગુજરાન ચાલતું હતું.

વાત ખરી છે કે જુના માણસો હીસાબી કામ ઘણું ખરૂં મોઢે ગણે છે. હાલમાં તો આંકનુ શિક્ષણ પણ ઘણું કમી કરી નાંખેલું છે. એટલે " બાર અગીઆરા બત્રીસાસો " જે મોંઢેથી અત્યારે ઝટ કરી દેવાય છે તે ભવિષ્યમાં ૧૨ અને ૧૧ ને ગુણાકાર કરવા કાગળ હાથમાં લેવો પડશે. અત્યારે પણ લેવાય છે તો પછી આગળની તો શી વાત કરવી ! નવીન સુધારાથી હીસાબી કેળવણી આગળ વધે છે કે પાછળ હઠે છે તેનું અવલોકન કરવાની ખાસ આવશ્યકતા છે.

**કન્યાશાળા**—વિસનગરમાં સંવત ૧૯૪૩ (તા. ૬–૭–૧૮૮૭) માં કન્યાશાળા ઉઘાડવામાં આવી હતી. પ્રથમ સાંકડી શેરીના સામેના મકાનના મેડા ઉપર ભાડે બેસતી હતી. પછી કન્યાઓની સંખ્યામાં વધારો થવાથી તે મકાન બદલી ગુંદીખાડે શેઠ મથુરભાઇ મૂળચંદ (હાલ શેઠ ડોસાભાઇ મગનલાલ)વાળાં ડહેલાં ભાડે રાખવામાં આવ્યાં અને તેમાં કન્યાશાળા બેસતી. તે પછી હાટકેશ્વર મહાદેવની ધર્મશાળામાં બેસવા લાગી. સગવડવાળા મકાનના અભાવે આમ ઠામ ઠામ મકાન બદલાતું હતું તેથી વિસનગરની જાહેર જનતામાં ભારે કચવાટ થયો. અરજીઓ થઇ અને મારા તરફથી ધારાસભામાં

સરકારને પ્રશ્નો પણ પુછવામાં આવ્યા. તેવામાં પાર્વતીબાઇના ટ્રસ્ટમાંથી મદદ થઇ શકે તેમ હોવાથી ભાંડીઆ પોળમાં આવેલી પાર્વતીબાઈની હવેલીમાં ( જે હાલમાં ઝવેરી લાલશંકર અંબાલાલની માલકીની છે ) સુધારો વધારો કરી ત્યાં કન્યાશાળા બેસાડવાનો સરકારે વિચાર રાખ્યો પણ તે હવેલી સંકોચ અને અંધારાવાળી હતી તેથી તે પસંદ નહીં કરતાં તે વેચી નાખી અને નવીન મકાન બાંધવાનો સરકારે નિશ્ચય કર્યો પણ તે ક્યાં બાંધવી તે પ્રશ્ન ઉપસ્થિત થયો. તે વખતે હું ધારાસભામાં હતો, તેથી સભા વખતે નામદાર દિવાન મનુભાઇ સાહેબે મારા પ્રશ્ન ઉપરથી તે વાત ખાનગીમાં મારી સાથે ચર્ચી. મેં તેમને વિસનગર પધારી સાઇટની પસંદગી કરવા જણાવ્યું. તે પ્રમાણે વિસનગર આવી મેં આગળથી પસંદ કરેલાં ખંડેરો બતાવ્યાં. તે શહેરના મધ્ય ભાગમાં અને કન્યાઓને બધી રીતે અનુકૂળ હોવાથી રામજી મંદિર આગળ મોટું ખંડેર હતું તે તેમણે પસંદ કર્યું. સરકારે તે જગો સંપાદન કરી. કેટલોક વખત વીત્યા બાદ અને ભાડાની ધર્મશાળામાં કન્યાઓને વધારે અડચણ પડતી હોવાથી ઇજનેર ખાતાએ તે કામ હાથમાં લીધું અને મકાન સન ૧૯૩૩ માં તૈયાર થયું ત્યારથી તા. ૧-૯-૧૯૩૩ થી કન્યાશાળા તેમાં બેસેછે. પ્રથમ તેનું નામ "**પાર્વતીબાઈ કન્યાશાળા**" રાખવાનું હતું પણ તેમ નહીં કરતાં "**સરકારી કન્યાશાળા**" નામ રાખવામાં આવ્યું. આ સામે વિસનગરા નાગરોએ સરકારને અરજ કરી વાંધો ઉઠાવ્યો પણ માગણી પ્રમાણે પાર્વતીબાઇનું નામ નહીં મુકતાં માત્ર મકાનના આગલા ભાગમાં નીચે પ્રમાણે લેખ લખી આરસની તકતી લગાડવામાં આવી છે—

"આ કન્યાશાળાના મકાન માટે એકંદર રૂ. ૨૯૦૦૦) ખરચ થયો છે તે પૈકી રૂ. ૬૧૦૦) અંકે છ હજાર એકસો **વિસનગરનાં પાર્વતીબાઇએ સખાવત તરીકે** આપ્યા છે." આ શીવાય પ્રથમની વાત ઉપર પડદો નાખી બીજો કાંઇ ઉલ્લેખ કરેલો નથી.

ઈનામ—વિદ્યાધિકારી ખાતાને કેટલાક ગૃહસ્થોએ દેણગી કરેલી તેના વ્યાજમાંથી તેમની શરત પ્રમાણે નીચેનાં ઈનામ અપાય છે—

મારા તરફથી મુકાયેલા **વિદ્યાગૌરી અને જસવંતી મહાસુખભાઈ શેઠ** સ્મારક જૈન ઈનામ ભંડોળના રૂ. ૫૦૦) ના વ્યાજમાંથી દર સાલ તમામ જૈન કન્યાઓને વિદ્યાધિકારી કચેરી અંક ૧૬૮ સન ૩૫-૩૬ તા. ૧૦-૧-૧૯૩૬ અન્વયે ઈનામ અપાય છે. આ ઉપરાંત શ્રી **માતુશ્રી ચીમનાબાઇ** ફંડના, શ્રી ભૂરીબાઈ ફંડના, તથા ગાંધી સદાશીવ ગોકળદાસ ફંડના વ્યાજમાંથી ઈનામ દરસાલ વહેંચાય છે. વળી શ્રી પાર્વતીબાઈ ફંડના વ્યાજમાંથી નાગર કોમની કન્યાઓને શિષ્યવૃત્તિ અપાય છે.

ફરજ્યાત કેળવણી દાખલ થવાથી કન્યઓમાં વધારો થવા લાગ્યો તેથી બીજી કન્યાશાળા સંવત ૧૯૬૨ ( ૮-૧૦-૧૯૦૬ ) માં ઉઘાડવામાં આવી જે હાલ ગુદીખાડે ભાડાના મકાનમાં બેસે છે. તેમાં ત્રીજા ધોરણ ( વર્ગ ૪ ) સુધી અભ્યાસ થાય છે. મુખ્ય કન્યાશાળામાં ૬ ધોરણ ( વર્ગ ૭ ) સુધી અભ્યાસ થાય છે. પ્રથમ ઉપલાં ધોરણમાં થોડું અંગ્રેજી શીખવવામાં આવતું હતું પણ હાલમાં તે બંધ છે. પાકશાસ્ત્રનો વર્ગ પણ હતો તે પણ બંધ કરવામાં આવ્યો છે, ભરત શીવણનું કામ જેવું પ્રથમ શીખવવામાં આવતું હતું તેવું નહીં રાખતાં થોડું ઘણું શીખવવામાં આવે છે. કુલ શિક્ષકોની સંખ્યા ૪ અને શિક્ષિકાઓની ૧૦ છે અને કન્યાઓની સંખ્યા ૫૮૯ છે. ધોરણવાર સંખ્યા આગળ પૃષ્ટ ૨૭૮ ઉપર કોષ્ટક જોવાથી સમજાશે.

આ સ્થળે મારે જણાવવું પડે છે કે કન્યાશાળાઓમાં પાકશાસ્ત્રનું અને ભરત શિવણનું કામ કન્યાઓને શીખવવા પાછળ પ્રથમ જેટલું સરકારનું લક્ષ હતું તેટલું હાલ જણાતું નથી. ફરજ્યાત પ્રાથમિક કેળવણી પાછળ બહોળું ખરચ થતું હોવાથી આ તરફ અયોગ્ય કાપકુપ થવા લાગી છે એ વાસ્તવિક નથી. સન ૧૯૧૯ માં વિસનગરની કન્યાશાળા તરફ કેવળણી ખાતાનો એવો હુકમ આવ્યો કે

કન્યાશાળામાં સ્થળ સંકોચના લીધે પાકશાસ્ત્રનો વર્ગ બંધ કરવો અને તે માટે માસિક રૂ. ૧૬ ની મળતી રકમ પાટણ કન્યાશાળામાં ખરચ્ચ પાડવાની છે. આવી મતલબના હુકમની સામે વિસનગરની પ્રજાએ તા. ૧૭–૮–૧૯૧૯ના રોજ સરકારને અરજ કરી પણ તેવીજ મતલબનો નિરાશાભરેલો જવાબ મળ્યો. સરકારનું આ પગલું ન્યાયસર ગણી શકાય નહીં. પાટણની કન્યાશાળાનું મકાન સરકારી છે તેથી ત્યાં સારી સવડ હશે અને વિસનગરની કન્યાશાળા ભાડાના મકાનમાં બેસતી હોવાથી પૂરતી સવડ ન હોય તેમાં વિસનગરની કન્યાશાળાનો શો દોષ? ઉલટ ભાડાના મકાનમાં કન્યાશાળા બેસતી હોવાથી સરકારને ઘણો આર્થિક લાભ થાય છે તેથી સરકારી મકાનવાળી કન્યાશાળાઓ કરતાં વધારે લાભ મળવો જોઇએ, તેમ નહીં થતાં બમણું નુકસાન થયું છે. એક તો સરકાર વિસનગરમાં કન્યાશાળા માટે મકાન બનાવે નહીં તે ગેરલાભ અને સરકારી મકાનના (તે વખતે સરકારી મકાન તૈયાર થયું નહોતું) અભાવે પૂરતી સવડ નહી મળવાથી કેળવણી ખાતું પાકશાસ્ત્રનો વર્ગ કાઢી નાખે તે બીજો ગેરલાભ. માટે સરકારે આ સંબંધી વિચાર કરી પાકશાસ્ત્રના શિક્ષણનો વર્ગ ઉઘાડવો જોઇએ. આવા પ્રકારનો ઘણો ઉહાપોહ થયો પણ કાંઈ વળ્યું નહીં. આથી પ્રજાને અસંતોષ તો કાયમજ છે. પાકશાસ્ત્ર તો સ્ત્રીઓની કેળવણીનો ખાસ વિષય છે માટે સરકારે આ તરફ જરૂર લક્ષ રાખવું જોઇએ.

ભરત શીવણના વર્ગની વ્યવસ્થામાં પણ તેવી જ અયોગ્ય કાપકુપ થયેલી છે. ભરતશીવણનું કામ એ એક પ્રકારનો ઉદ્યોગ છે અને કન્યાઓના ભવિષ્ય માટે તે ઘણો ઉપયોગી છે. જ્યારે બીજાં સ્થળોમાં સ્ત્રીઓ માટે આવા ઉદ્યોગની ખાસ સંસ્થાઓ ઉઘાડવામાં આવે છે અને ખાસ શિક્ષકો રોકવામાં આવે છે ત્યારે કન્યાશાળાઓમાં ચાલતા ભરતશીવણના કામને સરકારે છુટા હાથથી ઉત્તેજન આપી તેમાં વધારો કરવો જોઇએ.

**ઉર્દુશાળા**—સંવત ૧૯૪૩ (તા. ૧૩-૧૨-૧૮૮૬) માં વિસનગરમાં મુસલમાન છોકરાઓ માટે ઉર્દુશાળા ઉઘાડવામાં આવી હતી. તે પછી સંવત ૧૯૬૧ (તા. ૧-૯-૧૯૦૫) માં ઉર્દુ કન્યાશાળા ઉઘાડવામાં આવી હતી. તે બંને શાળાઓ ભાડાના મકાનમાં બેસતી હતી. હાલમાં કેટલાંક વર્ષોથી ઉર્દુ કન્યાશાળાને છોકરાની ઉર્દુશાળા સાથે જોડી **મિશ્ર ઉર્દુશાળા** એ નામ આપેલું છે, એટલે છોકરાઓ અને કન્યાઓ સાથે બેસીને અભ્યાસ કરે છે. છોકરાઓની સંખ્યા ૭૨ અને કન્યાઓની સંખ્યા ૪૫ ની મળી કુલ સંખ્યા ૧૧૭ ની છે. ભણાવવા માટે ત્રણ શિક્ષકો છે.

**અંત્યજશાળા**—સંવત ૧૯૪૦ (તા ૨૪-૧૦-૧૮૮૪) માં અંત્યજોના છોકરાઓ માટે અંત્યજશાળા તથા સંવત ૧૯૬૨ (તા. ૮-૧૦-૧૯૦૬) માં અંત્યજ કન્યાશાળા ઉઘાડવામાં આવી હતી. તે બંને શાળાઓ ભાડાના મકાનમાં બેસતી હતી. પરંતુ જ્યારથી કડા દરવાજા બહારનું સરકારી દવાખાનું સ્ટેશનરોડ ઉપર નવીન બાંધી સંવત ૧૯૮૧ માં લઇ જવામાં આવ્યું ત્યારથી તે દવાખાનાના મુખ્ય મકાનને નાયબ સુબાની કચેરી અને તેમને રહેવાની સવડ કરી છે અને બીજાં નાનાં મકાનોમાં અંત્યજશાળાની ગોઠવણ કરવામાં આવી છે. હાલમાં કેટલાંક વર્ષોથી અંત્યજકન્યા શાળાને છોકરાઓની અંત્યજશાળા સાથે જોડી **મિશ્ર અંત્યજશાળા** એ નામ આપેલું છે, એટલે છોકરાઓ અને કન્યાઓ સાથે બેસીને અભ્યાસ કરે છે. છોકરાઓની સંખ્યા ૭૪ અને કન્યાઓની સંખ્યા ૬૦ ની મળી કુલ સંખ્યા ૧૩૪ ની છે. ભણાવવા માટે ૪ શિક્ષકો છે. આ અંત્યજ શાળાના અંગે **રાજરત્ન મહાસુખભાઈ હરિજન લોન લાયબ્રેરી** પણ રાખેલી છે તેની વાર્ષિક ફી રૂ. ૧) થી ૦)= સુધી રાખેલી છે. બે વર્ષમાં ૧૦૦ વિદ્યાર્થીઓએ ચોપડીઓનો લાભ લીધો છે તા. ૪-૫-૪૦ ના રોજ સ્થાપના થએલી છે. શિક્ષકો ઘણા જ ઉત્સાહી છે. ઉપર બતાવેલી શાળાઓની હકીકતનું કોષ્ટક નીચે પ્રમાણે—

## ગુજરાતી શાળાઓમાં ભણતા વિદ્યાર્થીઓ, શિક્ષકો, ખરચ વીગેરેનું તા. ૩૧-૭-૪૧ સુધીનું કોષ્ટક

| ગુજરાતી શાળાનાં નામ. | ધોરણ ૧ | ધો૦ ૨ | ધો૦ ૩ | ધો૦ ૪ | ધો૦ ૫ | ધો૦ ૬ | ધો૦ ૭ | કુલ સંખ્યા | શિક્ષક. | શિક્ષકા. | કુલ ખરચ. | શાળા સ્થાપન થયાની તારીખ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મુખ્યશાળા નંબર ૧ | ૮૯ | ૭૧ | ૮૮ | ૭૬ | ૧૪૨ | ૧૧૬ | ૬૨ | ૬૪૪ | ૧૬ | ૨ | ૭૨૬૦ | ૨૪-૧-૧૮૭૪ |
| ,, નંબર ૨ | ૩૩ | ૩૯ | ૩૮ | ૨૦ | — | — | — | ૧૩૦ | ૩ | — | ૧૦૯૩ | ૮-૧૦-૧૯૦૬ |
| ,, નંબર ૩ | ૪૧ | ૪૪ | ૩૧ | ૨૪ | — | — | — | ૧૪૦ | ૩ | — | ૧૧૭૩ | ૮-૪-૧૯૦૬ |
| રજીસ્ટર્ડ શાળા છો૦ | ૨૦ | ૧૪ | ૨૮ | ૨૬ | — | — | — | ૧૦૯ | — | — | ખાનગી | ૧-૫-૧૯૧૧ |
| નંબર ૧ ક૦ | ૫ | ૪ | ૮ | ૪ | | | | | | | | |
| નંબર ૨ | ૧૧ | ૬ | ૯ | — | — | — | — | ૨૬ | — | — | ખાનગી | ૧-૧-૧૯૩૫ |
| કન્યાશાળા નં. ૧ | ૫૮ | ૬૭ | ૭૩ | ૬૫ | ૯૪ | ૩૦ | ૩૧ | ૪૧૮ | ૩ | ૮ | ૩૩૮૮ | ૬-૭-૧૮૮૭ |
| ,, નંબર ૨ | ૪૬ | ૪૭ | ૩૯ | ૩૯ | — | — | — | ૧૭૧ | ૧ | ૨ | ૧૫૫૫ | ૮-૧૦-૧૯૦૬ |
| ઉર્દુશાળા છો૦ | ૨૬ | ૧૯ | ૯ | ૯ | ૯ | — | — | ૧૧૭ | ૩ | — | ૧૦૦૨ | ૧૩-૧૨-૧૮૮૬ |
| મિશ્ર ક૦ | ૯ | ૧૭ | ૮ | ૧૧ | | | | | | | | |
| અંત્યજશાળા છો૦ | ૧૮ | ૧૧ | ૨૪ | ૧૨ | ૯ | — | — | ૧૩૪ | ૪ | — | ૧૧૪૭ | ૨૪-૧૦-૧૮૮૪ |
| મિશ્ર ક૦ | ૨૦ | ૧૩ | ૧૫ | ૮ | ૪ | | | | | | | |
| | | | | | | | | ૧૮૮૯ | ૩૩ | ૧૨ | ૧૬૬૧૮ | |

ઉપરના કોષ્ટક ઉપરથી વિસનગરની ગુજરાતી શાળાઓના વિદ્યાર્થીઓની ધોરણવાર સંખ્યા, શિક્ષકોની સંખ્યા, કન્યાઓ અને શિક્ષિકાઓની સંખ્યા, શાળાઓનું વાર્ષિક ખરચ, શાળાસ્થાપનની તારીખો, વીગેરેની સન ૧૯૪૧ ના જુલાઈ આખર સુધીની જાણવા જોગ હકીકતનો ખ્યાલ આવશે. વળી તે ઉપરથી જણાય છે કે એક છોકરા દીઠ વાર્ષિક પ્રાથમિક કેળવણીનું ખરચ આશરે નવ રૂપીયા આવે છે અને ૪૨ વિદ્યાર્થીઓ પાછળ એક શિક્ષકનું પ્રમાણ આવે છે. વળી કુલ વસ્તીના ૧૧ ટકા જેટલું પ્રમાણ શાળામાં ભણતાં છોકરાંઓનું આવે છે.

કેળવણી ફરજ્યાત કરી એટલે શાળાઓ ઉઘાડયા વિના છુટકોજ નહીં તે માટે ૮ થી ૯ હજાર શિક્ષકો રાખેલા છે. અત્યારે જોઈએ છીએ તો બીનઅનુભવી, નાના યુવાનીઆઓ, કેટલાક તો બીજા કામોથી ટળાયેલા શિક્ષકોનો ઘણો મોટો ભાગ જોવામાં આવે છે. આવા બીનઅનુભવી શિક્ષકોના હાથમાં પ્રજાનાં કુમળી વયનાં બાળકો મુકવાં પડે છે. કવિ દલપતરામ લખે છે કે "લઘુ વૃક્ષ વાળ્યું વળે જેમ વાળો" તેમ નાની વયનાં છોકરાંના મગજ ઉપર જેવી અસર કરવી હોય તેવી થઈ શકે છે, જેવા સંસ્કાર પાડવા હોય તેવા પડી શકે છે અર્થાત્ જેવા શિક્ષકનું શિક્ષણ લે તેવા પ્રકારની તેના કોમળ હૃદય અને મગજ ઉપર અસર થાય. 'સોબત તેવી અસર' એ કહેવત ભૂલવા જેવી નથી. શ્યામળદાસ કવિ લખે છે કે "સારા મહેતાના સંગથી ભાગ્યશાળી વિદ્યા ભણે" જો સારા ઉચ્ચ સંસ્કારવાળા નાગરીકો રાજ્યમાં ઉત્પન્ન કરવા હોય તો પ્રાથમિક શાળાઓનું સુકાન વિદ્વાન, પાકી ઉમરે પહોંચેલા, શાંત અનુભવી, માયાળુ અને છોકરાંને તેમના સ્વભાવને ઓળખી તે પ્રમાણે પ્રેમથી જ્ઞાન આપી શકે તેવા અનુભવી, ઉચ્ચ સંસ્કારવાળા સારા પગારદાર શિક્ષકોના હાથમાં મુકવું જોઈએ. બીનઅનુભવી ક્રોધાયમાન છોકરવાદથી ભરેલા યુવાન શિક્ષકોના હાથ નીચે કુમળી

વયના બાળકોને મુકવાથી બાળકોને નિશાળ તે **જાણે રાક્ષસનું ઘર** હોય તેવું થઈ પડે છે અને **શિક્ષકને રાક્ષસ** રૂપ માને છે. હું ભુલતો ન હોઉં તો દરેક માણસ વાકેફગાર છે કે છોકરાંને ધમકી આપવી હોય તો એમ કહેવામાં આવે છે કે "હમણાં મહેતાજી આવશે" આથી છોકરૂં છાનું રહે છે. આ શું બતાવી આપે છે? જાણે કે મારાથી જ વિદ્યા પ્રાપ્ત થતી હોય એમ મહેતાજી માની "સોટી વાગે ચમ ચમ અને વિદ્યા આવે ધમ ધમ" તે સૂત્ર ગ્રહણ કરી પ્યારના બદલે મારના ઉપાય હાથમાં પકડે છે. નિર્દયપણે સોટીઓ લગાવે છે, આંકણીઓ મારે છે, બંને ગાલ ઉપર તમાચા ઉપરા ઉપરી લગાવે છે, છોકરાં રાડે રાડ નાખે છે, પણ કોણ છોડાવે? બીજાં છોકરાં એ દેખીને ધ્રુજી જાય છે. આવા દાખલા મારી જાત માહીતીના છે. કેટલાક શિક્ષકોને સુધરાઈ મારફત મેં આ બાબત તેમના ઉપરી અમલદારોને લખી શિક્ષાઓ પણ કરાવેલી છે, પણ તેથી શું વળ્યું? તે તો જેમ ચાલતું હોય તેમ ચાલ્યાજ કરે. આથી પરિણામ એ આવે છે કે છોકરાં ઉમંગથી જવાના બદલે રડતાં રડતાં અને કંપતા હૃદયે નિશાળે જાય છે? આવાં છોકરાં કયાંથી શરીરમાં લોહી લે અને ભણે? કયાંથી તેમનામાં નૈતિક અને શારીરિક બળ અને જાહેર જુસ્સો આવે? પછી દેશના ઉદ્ધારની વાત તો કયાંથી કરવી?

વળી કેળવણી ખાતાનો હુકમ છે કે અમુક ટકા છોકરાંઓ પાસ ન થાય તો શિક્ષકોનું પ્રોમોશન અટકે છે વીગેરે એવા પ્રકારના અંકુશ મુકેલા છે, એ એક રીતે પ્રજાના લાભનો હુકમ ગણી શકાય પરંતુ તેની આડકતરી અસર એ થાય છે કે છોકરાંઓ વધારે મારના ભાગ થઈ પડે છે, સાત આઠ અને નવ વરસનાં કુમળાં છોકરાં સ્વાભાવિક રીતે રમત ગમત તરફ વધારે લક્ષ રાખે પરંતુ રમત ગમત સાથે શિક્ષકોને શિક્ષણ આપતાં નહીં આવડતું હોવાથી તેઓ સોટી અને તમાચાથી કામ લે અને એ સાધનથી ભણાવવાનો પ્રયત્ન કરે છે.

વળી દીલગીરીની વાત છે કે અભ્યાસની ચોપડીઓ પણ એવી થઇ છે કે બાળકોને શરૂઆતથી જોડાક્ષરો, અપરિચિત શબ્દો વીગેરેની મુંઝવણ થાય છે. એટલે ભણવું એ તો છોકરાંને આકરૂં થઇ પડે છે. શિક્ષકો પોતાનું પરિણામ સારૂં લાવવા કડક રીતે કામ લે છે માટે અમુક કાયદો એક બાબતમાં ફાયદો કરતો હોય પણ બીજી બાબતમાં નુકસાનકારક હોય તો તેની યોગ્ય તુલના કરી છોકરાંની પરિસ્થિતિ ધ્યાનમાં રાખી કાયદામાં સુધારો વધારો કરી મૂળ હેતુ બર લાવવા સરકારે પ્રયત્ન કરવો જોઇએ. છોકરાંઓ કેળવણીની સાથે નૈતિક અને શારીરિક બળ લઇ શકે એ ખાસ ઉદ્દેશ લક્ષ બહાર કાઢવાનો નથી, તેના ઉપર તો દેશના ઉદ્ધારનું ભવિષ્ય અવલંબીને રહેલું છે.

કોઇ વખત એવું બને છે કે નિશાળમાં શિક્ષક મારે તેના ડરથી બાળક નિશાળે જાય નહીં તેથી ગેરહાજરી પડવાથી તેના બાપનો દંડ થાય. જ્યારે દંડ વસુલ લેવા સીપાઇ આવે ત્યારે બાપ છોકરાને મારે; આ રીતે છોકરાનો બમણો મરો થાય છે. વિસનગર સુધરાઇમાં ૧૦–૧૨ વરસ સુધી ફરજ્યાત દંડ કમીટીમાં મેં કામ કરેલું હોવાથી આવા જુદા જુદા પ્રકારના ત્રાસના, ખોટી ઉંમરોના વીગેરે અનેક દાખલાઓ જાતે જોયેલા અને માજી વિદ્યાધિકારી મે. રા. મશાણી સાહેબના ધ્યાન ઉપર લાવી અને અત્રે તેમનો મુકામ હોય ત્યારે રૂબરૂમાં બતાવી શિક્ષકોને નસીહત કરાવેલી હતી.

માટે પ્રાથમિક કેળવણીની શાળામાં ઉપર જણાવ્યા પ્રમાણે મોટી ઉમરના અનુભવી માયાળુ શિક્ષકો રાખવામાં આવશે તોજ જે સુધારો કરવા સરકાર માગે છે તે બની શકશે અને સારા સંસ્કારવાળા નાગરીકો નીવડશે. છેવટે કહેવું પડે છે કે **“ઘણા કામનો આરંભ કરી નિષ્ફળતાનો સંભવ ઉભો કરવો તેના કરતાં થોડું પણ સંગીન કામ કરી સાફલ્ય પ્રાપ્ત કરવું એજ ઉત્તમ માર્ગ છે.**

# પ્રકરણ ૧૧મું

## પુસ્તકાલયો, બાળમંદિર અને કીર્તિમંદિર.

**પારેખ વલ્લભરામ હેમચંદ જનરલ લાયબ્રેરી**—વિસનગરમાં એક સારૂં અને મોટું પુસ્તકાલય છે, જેનું મૂળ નામ **જનરલ લાયબ્રેરી** રાખવામાં આવ્યું હતું. તેનું ભવ્ય મકાન નીચે કમાનો અને ઉપર ગૅલેરીવાળું લાલ દરવાજા બહાર જૈન દેવાલયની સામે સરીયામ રસ્તા ઉપર આવેલું છે. આ લાયબ્રેરીની હકીકત નીચે પ્રમાણે છે—

મેસાણા પ્રાંતમાં સૌથી પહેલું પુસ્તકાલય વિસનગરમાં તા. ૩–૩–૧૮૭૮ ના દિવસે સરકારી અમલદારો, વકીલો, અને કેટલાક કેળવણીમાં રસલેનાર શહેરીઓ તરફથી ઉઘાડવામાં આવ્યું હતું. (ત્યાર પછી કડીમાં સન ૧૮૮૦ માં, પાટણમાં સન ૧૮૯૦ માં, સિદ્ધપુરમાં સન ૧૯૦૬ માં) લોકો ધીમે ધીમે તેમાં રસ લેતા થયા, એટલે તે વખતના લોકપ્રિય અમલદારો રા. અંબાલાલ સાકરલાલ દેસાઈ, રા. કેશવલાલ નહાલચંદ વીગેરે એ અત્રેના શ્રીમંત ગૃહસ્થોને લાયબ્રેરીથી થતા ફાયદા સમજાવી હંમેશના માટે કાયમતી લાયબ્રેરી ચાલે તે માટે કાયમનું ફંડ ઉઘાડવા હીલચાલ કરી થોડા રૂપીયા એકઠા કર્યા, અને લાયબ્રેરીનું કામ બરાબર ધારા ધોરણ પ્રમાણે ચાલે તે ઉદ્દેશથી તા. ૨૦–૯–૧૮૮૪ સંવત ૧૯૪૦ ના આસો સુદી ૧ ને શનીવારે વિસનગર પુસ્તકશાળાનો તે વખતના સભાસદોએ મળીને એક કરાર લેખ (ટ્રસ્ટડીડ–trust deed) કરી ટ્રસ્ટીઓનું મંડળ (Trust Board) નીમવામાં આવ્યું અને તેમાં તમામ ટ્રસ્ટીઓની તથા સભાસદોની સહીઓ લેવામાં આવી અને તે કરાર લેખ રજીસ્ટર્ડ કરવામાં આવ્યો. તે વખતે નીમાયેલા

ટ્રસ્ટીઓ રા. અંબાલાલ સાકરલાલ દેસાઇ, રા. કેશવલાલ નહાલચંદ, પારેખ હકમચંદ જોઇતાદાસ, પારીખ ગોકળભાઈ મુળચંદ, મજમુંદાર શીવશંકર શોભારામ, પારીખ સુરજમલ લહેરચંદ અને વકીલ પાનાચંદ મોજીલાલ એ રીતે સાત ગૃહસ્થો હતા. પાછળથી તેમાંથી જે જે દેવગત થતા તેમની જગાએ નવા નવા નીમવામાં આવતા. જુના ટ્રસ્ટીઓ પૈકી હાલ એક પણ હયાત નથી. ટ્રસ્ટડીડ પુખ્ત વિચારથી ઘડાયેલું હોવાથી અને કાર્યવાહકો પણ કાર્યકુશળ હોવાથી તેના ધોરણે લાયબ્રેરીનું કામ સંતોષકારક રીતે ચાલ્યું. ટ્રસ્ટડીડની મૂળ નકલ લાયબ્રેરિમાં છે. અને તે ટ્રસ્ટડીડનો હેતુ તેટલી રકમ પૂરતો ધ્યાનમાં લેવાય છે. તા. ૩-૩-૧૮૭૮ ની સ્થાપના અનુસાર આ પુસ્તકાલયનો પચાસ વર્ષનો **સુવર્ણ જ્યુબીલી મહોત્સવ** તા. ૩-૩-૧૯૨૮ ના રોજ ઉજવવામાં આવ્યો હતો.

સન ૧૯૧૧ સુધીમાં નાના પાયા ઉપર વ્યાજની ઉપજમાંથી અને સભાસદોના લવાજમમાંથી લાયબ્રેરીનું કામ ચાલતું હતું. ફંડ વધીને ત્રણ હજાર રૂપીઆ સુધી થયેલું હતું. તેવામાં સન ૧૯૧૧ (સંવત ૧૯૬૭) માં પ્રજામાં વાંચનનો શોખ વધે, પુસ્તકો તથા વર્તમાન પત્રો દ્વારાએ લોકોમાં જ્ઞાનની વૃદ્ધિ થાય, અને તેમનાં મન કેળવાય એવા સ્તુત્ય હેતુથી શ્રીમંત સરકારે પુસ્તકાલય માટે ખાસ **પુસ્તકાલય ખાતું** સ્થાપન કર્યું અને મકાન તથા ચાલુ નિભાવ માટે જેટલી રકમ પ્રજા આપે તેટલી રકમ સરકારમાંથી અને તેટલીજ રકમ પંચાયતમાંથી આપવાનુ ધોરણ સરકારે ઠરાવ્યું. આ ધોરણનો લાભ લઇ પ્રજાને વાંચવાનો લાભ આપવા માટે અત્રેના સ્વ૦ પંચાલ હરીચંદ મંચ્છારામ તીજોરીવાળાએ બે હજાર રૂપીઆ મકાન માટે આપ્યા, તેથી બે હજાર રૂપીયા સરકારમાંથી અને બે હજાર પ્રાંત પંચાયતમાંથી મળવાથી કુલ છ હજારમાં પ્રથમનું નાનું મકાન પાડી નાખી તથા બાજુમાં બીજી જગો લઇ હાલનું ભવ્ય મકાન સન ૧૯૧૩ (સંવત ૧૯૬૯) માં તૈયાર કરવામાં આવ્યું.

સને ૧૯૨૫ માં આ મકાનને અડીને એક ઓરડો અત્રેના શેઠ મણીલાલ ગોકળભાઇ તરફથી રૂ. ૭૦૦ ની મદદ મળવાથી અને તેટલી રકમ પંચાયતની મળવાથી રૂ. ૧૪૦૦ માં બંધાવ્યો છે.

સને ૧૯૨૬ માં આ લાયબ્રેરીના નિભાવ માટે સ્વ૦ **પારેખ વલ્લભરામ હેમચંદ** તરફથી સ્વ૦ પારેખ મણીલાલ વલ્લભરામે રૂ. ૫૦૦૦ ની દેણગી આપેલી, તેથી ખાતાની મંજુરીથી આ લાયબ્રેરીને "પારેખ વલ્લભરામ હેમચંદ જનરલ લાયબ્રેરી" એ નામ આપવામાં આવ્યું છે. એ નામ જાહેર કરતી વખતે તેજ પેઢી તરફથી રૂ. ૧૦૦૦ ની રકમ મકાનને અડીને સ્ત્રી વાચનાલયનો હોલ બાંધવા બક્ષિસ તરીકે આપવા જાહેર કરવામાં આવ્યું. તે ઉપરથી તેટલી રકમ પંચાયતમાંથી મળવાથી રૂ. ૨૦૦૦ માં સ્ત્રી વાંચનાલયનો હોલ સને ૧૯૩૦ માં બાંધવામાં આવ્યો છે. પરંતુ તેનો ઉપયોગ સ્ત્રીઓ નહીં કરવાથી તેને બીજા ઉપયોગમાં ફેરવવા માટે વિચારણા ચાલી રહી છે. વળી હમણાં શ્રી શાન્તાબાઇ મહાસુખભાઇ સાર્વજનિક મહિલા પુસ્તકાલય ઉઘડવાથી અને તે લત્તો સ્ત્રીઓને અને કન્યાઓને વધુ અનુકુળ હોવાથી સ્ત્રીઓ તેનો ઉપયોગ કરે છે. પુસ્તકાલયના મકાનના ઉપરના ભાગમાં પુસ્તકોનાં કબાટો અને ગ્રંથપાલની ઑફીસ રાખેલી છે અને નીચે મુખ્ય વચલા મોટા હોલમાં વર્તમાનપત્રો, માસિકો વીગેરે મુકવા માટે મોટું ટેબલ તથા વાંચનારાઓની સવડ માટે આસપાસ ખુરશીઓ અને બાંકડા ગોઠવેલા છે.

પુસ્તકાલયની વ્યવસ્થા માટે સભાસદોની એક વાર્ષિક સમગ્ર સભા દર વર્ષે ઑગસ્ટ માસની શરૂઆતમાં મળે છે. તેમાં ગયા વર્ષનો વાર્ષિક રિપોર્ટ વંચાઈ મંજુર થાય છે. નવા વર્ષ માટે આવક જાવકનું બજેટ નક્કી કરવામાં આવે છે, વ્યવસ્થાપક મંડળ, પ્રમુખ, સેક્રેટરી અને ઑડીટર્સ નીમવામાં આવે છે. તે આખા વર્ષમાં થયેલા ઠરાવોને અનુસરીને કામ કરે છે. સેક્રેટરીના હાથ નીચે હાલ મુખ્ય ગ્રંથપાલ, મદદનીશ ગ્રંથપાલ અને બે નોકરો રાખેલા છે.

કુલ સભાસદોની સંખ્યા ૮૧ ની છે, જેમાં ૬ આજીવન સભાસદો, ૧૨ પહેલા વર્ગના, ૧૧ બીજા વર્ગના, ૧ ત્રીજા વર્ગનો અને ૫૧ ચોથા વર્ગના છે. પહેલા વર્ગના વાર્ષિક રૂ ૧૨) બીજા વર્ગના રૂ ૬) ત્રીજા વર્ગના રૂ ૩) અને ચોથા વર્ગનો રૂ ૧) લવાજમ રાખેલું છે.

સન ૧૯૪૦-૪૧ ના લાયબ્રેરીના વાર્ષિક નિવેદન અનુસાર એકંદર રોકડ ભંડોળ ખાતે આશરે રૂ ૧૬૦૦૦) છે જેમાંથી હાલ રૂ ૧૫૦૦૦) નાં અમદાવાદ મ્યુનીસીપાલીટીનાં ૪ ટકાના વ્યાજનાં ડીબેન્ચર લીધેલાં છે. બાકીની રકમ સરકારી બચત પેઢીમાં અને બેંક ઑફ બરોડાના સેવીંગ્ઝ ખાતામાં રોકેલી છે. આ શિવાય મકાન મીલ્કત ખાતે રૂ ૧૧૫૨૫), પુસ્તકો ખાતે રૂ ૧૨૧૮૮), શીલકી સામાન ખાતે રૂ ૨૧૫૧) લેણા છે. ચાલુ નિભાવ માટે વાર્ષિક આવક જાવક નીચે પ્રમાણે છે—

આવકમાં સભાસદોના લવાજમના આશરે રૂ ૩૦૦), સુધરાઈ મદદના રૂ ૩૦૦), સરકાર મદદના રૂ ૨૨૫), પંચાયત મદદના રૂ ૧૨૫) અને વ્યાજના આશરે રૂ ૫૫૦) મળી કુલ રૂ ૧૫૦૦) નું ઉત્પન્ન આવે છે. તેમાંથી જાવકમાં પગારના રૂ ૪૫૦) વર્તમાનપત્રોના રૂ ૩૦૦), પુસ્તકોના રૂ ૨૦૦), પુસ્તક બંધામણીના રૂ ૭૫), મકાન દુરસ્તીના રૂ ૫૦), શીલકી સામાનના રૂ ૨૫) તથા કંટીજંટના રૂ ૧૦૦) મળી કુલ રૂ ૧૨૦૦) ખરચના થાય છે તે જતાં બચત રૂ ૩૦૦) રહે છે.

પુસ્તકાલયમાં કુલ પુસ્તકો નંગ ૭૨૬૪ છે જેમાં ૪૯૬૮ ગુજરાતી, ૧૪૧૧ અંગ્રેજી, ૭૦૬ મરાઠી, ૧૦૪ સંસ્કૃત, ૬૮ હિંદી અને ૭ ઉર્દુ છે. પુસ્તકો વાંચવા લઇ જનારની કુલ સંખ્યા ૧૭૬૪૧ ની છે જેમાં ૮૧૭૪ પુરૂષો, ૩૧૯૦ સ્ત્રીઓ અને ૬૨૭૭ વિદ્યાર્થીઓ છે. આ ૧૭૬૪૧ વાચકોની સંખ્યા પૈકી ૧૩૭૭૨ નવલકથાઓ વાંચનારા છે. માટે પુસ્તકાલયના સંચાલકોએ વાચક વર્ગના હાથમાં કેવા પ્રકારની નવલકથાઓ આપવી તેનો સંપૂર્ણ વિચાર ઘટે છે. કારણકે તેજ પુસ્તકો નીતિને જબરી અસર કરે છે.

આ પુસ્તકાલયમાં ૧૦ દૈનિક પત્રો, ૨ અર્ધસાપ્તાહિક, ૧૫ અઠવાડીક, ૨૧ માસિક અને ૧ ત્રિમાસિક મળી કુલ ૪૯ પત્રો આવે છે તેમાં ૩૫ ગુજરાતી, ૯ અંગ્રેજી, ૩ મરાઠી અને ૨ હિંદી છે. પુસ્તકાલયમાં આવીને પત્રો વાંચનારની રોજની સંખ્યા આશરે ૫૦૦ અને ઘેર મંગાવી વાંચનારની સંખ્યા ૨૩ ની છે. જ્યારથી સંવત ૧૯૧૧ ની સાલથી સરકારની મદદ મળે છે ત્યારથી પુસ્તકાલયમાં આવીને વર્તમાનપત્રો વાંચનાર પાસેથી તેમજ પુસ્તક ઘેરે વાંચવા માટે લઇ જનાર પાસેથી કાંઇપણ ફી લેવામાં આવતી નથી.

આ પુસ્તકાલય ઉપર છેવટની દેખરેખ ઍસીસ્ટન્ટ ક્યુરેટર ઑફ લાયબ્રેરીઝની રાખેલી છે. કાયદાઓ પુસ્તકાલય ખાતા તરફથી મંજુર કરાવેલા છે તે અનુસાર પુસ્તકાલયનું તમામ કામ ચાલે છે.

હાલમાં કેટલાક વખતથી પ્રાંત પંચાયતે કસ્બાના પુસ્તકાલયને મદદ આપવી બંધ કરી છે પરંતુ એટલો અપવાદ રાખેલો છે કે જો સુધરાઇ મદદ કરે તો તેની નીમે રકમ પ્રાંત પંચાયતે આપવા ઠરાવેલું છે વળી સરકાર પણ પૂરેપૂરી રકમ નહીં આપતાં થોડી થોડી કપાત કરે છે. જેવી રીતે શરૂઆતમાં સરકાર ધારાધોરણ પ્રમાણે છુટા હાથે મદદ કરતી હતી તેવી ઉદાર રીત હવે કાયમ નહીં રાખતાં તેમાં સંકોચ કરવામાં આવે છે તે વાસ્તવિક નથી. વળી હમણાં વ્યાજના દર ઘણાજ ઘટી ગયેલા હોવાથી ભંડોળના વ્યાજનું પણ નજીવું ઉત્પન્ન આવે છે. સારૂં છે કે હમણાં આ લાયબ્રેરીનું ભંડોળ ચાર ટકાનાં અમદાવાદ મ્યુનીસીપાલીટીનાં ડીબેન્ચરમાં રોકેલું છે એટલે ખરચ ચાલે છે.

સન ૧૯૧૫ ના અરસામાં આ પુસ્તકાલયના પ્રમુખ તરીકે હુ જોડાઈ લગભગ ૨૩ વરસ સુધી કામ કરી તા. ૨૫–૬–૩૮ ના રોજ શારીરિક અસ્વાસ્થ્યના કારણે રાજીનામુ આપી છુટો થયેલો છું. તા. ૧–૫–૩૮ ના રોજ અત્રે વિસનગર મહાલની ચોથી પુસ્તકાલય પરિષદ્ ભરાઈ ત્યારે હું તેના સ્વાગતનો પ્રમુખ હતો. પરિષદ્‌ના

શ્રી શાન્તાબાઈ મહાસુખભાઈ
સાર્વજનિક મહિલા પુસ્તકાલય. (૨૮૭)



(નીચે) શ્રી વસુમતી વિસનગરા નાગર કિન્ડરગાર્ટન.
વાંચો પૃષ્ઠ ૪૨૯

સદ્‌ગત શ્રીમતી પાર્વતીબાઇ તે સ્વ. બળ-
વંતરાય દુર્લભદાસ દેસાઇનાં ગં.સ્વ.ધર્મપત્ની.



જન્મ - ૧૯૨૫ વૈધવ્ય - ૧૯૬૪ અવસાન - ૧૯૯૦
વાંચો પૃષ્ઠ ૨૫૭, ૨૯૩, ૪૩૦

પ્રમુખ રાજરત્ન ગીરધરલાલ ડોસાભાઈ વકીલ હતા. આ પ્રસંગે પરિષદ્‌ના કાર્યવાહકોએ મારી સેવાના સ્મરણાર્થે શ્રી ગીરધરલાલના શુભ હસ્તે પુસ્તકાલયમાં મારી છબી ખુલ્લી મુકાવી હતી. હાલના કાર્યકરો ઉત્સાહી હોવાથી પુસ્તકાલયનું કામ સારૂં ચાલે છે, તે જોઈ મને સંતોષ થાય છે. તેનો હું લાઈફ મેમ્બર છું.

**શ્રી શાન્તાબાઈ મહાસુખભાઈ સાર્વજનિક મહિલા પુસ્તકાલય**—આ મહિલાપુસ્તકાલય સરકારી ગુજરાતી કન્યાશાળાની સામે સરીયામ રસ્તા ઉપર રામજી મંદિરની જોડે નાગર વિધવાશ્રમ ના મેડા ઉપર આવેલું છે. તેની હકીકત નીચે પ્રમાણે છે—

મારી ધર્મપત્ની શ્રી શાન્તાબાઈનું તા. ૨૬–૯–૩૬ ના દિવસે અવસાન થવાથી તેના સ્મારક તરીકે આ મહિલાપુસ્તકાલય અસ્તિત્વમાં આવેલું છે. સ્મારક તરીકે મહિલાપુસ્તકાલય બાંધવાનો વિચાર શ્રી **વસુમતી નાગર વિધવાશ્રમ**ના વ્યવસ્થાપક મારા મિત્ર રા. સા. ગીરધરલાલ દયારામ મહેતાને જણાવતાં તેમણે નાગર વિધવાશ્રમ ઉપર મેડો બાંધવા સૂચના કરી " સદર સ્થળ ગામના મધ્ય ભાગમાં અને તેની સામે આવેલી સરકારી કન્યાશાળાના લીધે સ્ત્રીઓને અને કન્યાઓને ઘણુંજ અનુકૂળ છે, માટે અમારા વિધવાશ્રમ ઉપર બનાવો." ત્યારે મેં જણાવ્યું "મારે તો સાર્વજનિક બનાવવું છે. તમારૂં આશ્રમ તો કોમી છે." ત્યારે તેમણે કહ્યું "તમારૂં મહિલાપુસ્તકાલય સાર્વજનિક છે તેથી તો અમારા નાગર વિધવાશ્રમને વધારે ફાયદો છે. નીચે અમારી નાગર વિધવાશ્રમની સંસ્થા અને ઉપર તમારી સાર્વજનિક મહિલા પુસ્તકાલયની સંસ્થા એમ આવી સ્ત્રી ઉપયોગી બંને સંસ્થાઓનો સુયોગ દૂધમાં સાકર મળ્યા બરાબર હું સમજી શકું છું. નીચે ગૃહઉદ્યોગ વીગેરે જોવાનું અને શીખવાનું મળી શકે અને ઉપર પુસ્તકો, વર્તમાન પત્રો માસિકો વીગેરે દ્વારાએ વિદ્યાજ્ઞાન મળી શકે. આ ઘટના તો હું સ્ત્રીઓની ઉન્નતિ માટે ઉત્તમ પ્રકારની માનું છું. માટે તેના ઉપરજ

મેંડા બાંધી તેનું નામ "શ્રી શાન્તાબાઈ મહાસુખભાઈ સાર્વજનિક મહિલાપુસ્તકાલય" આપી તમારાં ધર્મપત્ની શાન્તાબાઈનું સ્મારક કરો એમ હું તમને આગ્રહપૂર્વક કહું છું." આ તેમની માગણી મને વ્યાજબી લાગવાથી તેનો સ્વીકાર કરી તેના ઉપર હાલનું મહિલાપુસ્તકાલય સંવત ૧૯૯૪માં બાંધવામાં આવ્યું છે. તેને ખુલ્લું મુકવાની ક્રિયા તરતજ જાહેર રીતે કરવાની હતી પરંતુ અમારી ધારેલી ઈચ્છા ફળીભૂત નહીં થવાથી તે કામ મુલતવી રાખી સંવત ૧૯૯૫ના આસો સુદ ૧૦ (દશેરા) ના દિવસે રા. સા. ગીરધરલાલના હાથે વાંચવા માટે ખાનગી રીતે ખુલ્લું રાખેલું. પુસ્તકો, વર્તમાનપત્રો, માસિકો તથા ફરનીચર વીગેરેની ગોઠવણ મારા તરફથી કરવામાં આવતી અને તેની વ્યવસ્થા અત્રે સ્થપાયેલું મહિલામંડળ રાખતું હતું.

કેટલોક વખત વિત્યા બાદ તા. ૧-૮-૪૧થી સરકારી પુસ્તકાલય ખાતાના નિયમ પ્રમાણે આ સાર્વજનિક મહિલાપુસ્તકાલયને સરકારમાં રજીસ્ટર્ડ કરાવી ગ્રાંટ લેવા નક્કી કર્યું અને તેની રીતસર ઉદ્‌ઘાટન ક્રિયા વડોદરા નિવાસી ડૉ. પ્રાણલાલ મનસુખલાલ નાણાવટીનાં ધર્મપત્ની **અ. સૌ. હીરાલક્ષ્મીબેનના** હાથે તા. ૪-૮-૪૧ના સવારે ૯ વાગે સ્ત્રીઓના જાહેર મેળાવડા સમક્ષ વિસનગર મહિલામંડળનાં અને શ્રી શાન્તાબાઈ મહાસુખભાઈ સાર્વજનિક મહિલાપુસ્તકાલયનાં કાર્યવાહિકાઓ તરફથી કરવામાં આવી હતી. એ રીતે ઉદ્‌ઘાટનક્રિયાનો કાર્યક્રમ પૂરો થયા પછી આ પ્રસંગ માટે ખાસ વડોદરાથી પધારેલા પુસ્તકાલય ખાતાના એસીસ્ટન્ટ ક્યુરેટર મે. **રા. રા. ઉમેદભાઈએ** આનંદ પ્રદર્શિત કરી આ મહિલા પુસ્તકાલયને સરકાર તરફથી જેટલી મદદ મળી શકશે તેટલી આપવા ખુશી જાહેર કરી હતી, અને સ્ત્રીઓને અને ખાસ કરીને કાર્યવાહિકા બેનોને સંબોધીને ટુંકું પણ અસરકારક સચોટ ભાષણ આપતાં જણાવ્યું કે સ્ત્રીઓની ઉન્નતિ સાધવા અર્થે આ મહિલાપુસ્તકાલય પોતાની વિવિધ પ્રવૃત્તિઓ આગળ ધપાવશે, અને અ. સૌ. શાન્તાબેનને યોગ્ય અંજલિ આ સંસ્થાની પ્રગતિદ્વારા આપશે.

એ પ્રમાણે વિધિ થયા પછી તા. ૬-૮-૪૧ના રોજ આ મહિલાપુસ્તકાલયના રીતસર બજેટ વીગેરેના ઠરાવો કરી વ્યવસ્થાપક મંડળ પણ નીમવામાં આવ્યું હતું. તેના નિયમો પણ પુસ્તકાલય ખાતા તરફથી મંજુર કરાવી છાપીને પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. ઉદ્‌ઘાટનક્રિયા કરતી વખતે અ. સૌ. હીરાલક્ષ્મી બેને શ્રી શાન્તાબાઈ મહાસુખભાઈ સાર્વજનિક મહિલાપુસ્તકાલયને રૂ ૧૦૧) બક્ષીસ તરીકે આપેલા હોવાથી મહિલાપુસ્તકાલયના વ્યવસ્થાપક મંડળે ઠરાવ કરી તેમનું નામ પેટ્રન તરીકે નિયમ પ્રમાણે દાખલ કર્યું છે.

નાગર વિધવાશ્રમના મકાન ઉપર આ મહિલાપુસ્તકાલય બાંધવામાં આવ્યું છે, તે સંબંધી રા. સા. ગીરધરલાલ સાથે થયેલી શરતોનો લેખ જાહેર જનતાને ઉપયોગી હોવાથી તેમની સહીનો આરસની તકતીમાં કોતરાવી મહિલાપુસ્તકાલયની ભીતમાં લગાડેલો છે તે નીચે પ્રમાણે—

" આ સાર્વજનિક મહિલા પુસ્તકાલય રાજરત્ન શેઠ મહાસુખભાઈ ચુનીલાલે તેમનાં સ્વ૦ પત્ની સૌ. શાન્તાબાઈના સ્મરણાર્થે તેમના નામથી સ્ત્રીવર્ગના હિતાર્થે શ્રી વસુમતી નાગર વિધવાશ્રમના મકાન ઉપર શ્રી વસુમતી બેનની સંમતિથી સંવત ૧૯૯૪માં રૂા. ૪૦૦૦) ના ખરચે બંધાવી સદર આશ્રમને અર્પણ કર્યું છે, તે એવી શરતે કે તમામ સન્નારીઓ તેનો સાર્વજનિક મહિલા પુસ્તકાલય તરીકે સદુપયોગ કરી લાભ લઈ શકે. તા. ૧૯-૨-૧૯૩૮ સંવત ૧૯૯૪ માહ વદ ૫ શનિવાર."

**ગીરધરલાલ દયારામ મહેતા.**
વ્યવસ્થાપકઃ—વ. ના. વિધવાશ્રમ.

આ મહિલા પુસ્તકાલયના નિભાવ માટે આવકમાં લોકમદદના રૂ. ૧૦૦) અને સરકાર મદદના રૂ. ૧૦૦) વીગેરે મળી આશરે રૂ. ૨૭૫) અંદાજે મુકેલા છે, અને તેટલું જ પગાર, વર્તમાન પત્રો તથા પુસ્તકો વીગેરેનું ખરચ મુકેલું છે.

દરરોજ આશરે ૧૫ થી ૨૦ સુધી સ્ત્રીઓ અને ૩૦ થી ૪૦ કન્યાઓ વાંચવા આવે છે. હાલમાં ગૃહસ્થો તરફથી મળેલાં પુસ્તકોની સંખ્યા ૪૦૦ ની છે. વળી ૨ દૈનિક, ૮ સાપ્તાહિક, ૫ માસિક વીગેરે મળી આશરે ૧૫ વર્તમાન પત્રો આવે છે. થોડા વખતથી શરૂઆત થયેલી હોવાથી બીજી જાણવા જોગ હકીકત નથી.

**પારેખ મણીલાલ મુળચંદ મદ્રાસવાળા શુભદર્શક વાચકગૃહ** ( પુર્નજીવન પામેલી પ્રાચીન સંસ્થા )–સંવત ૧૯૪૬ ના અરસામાં પારેખ પોળના મેડા ઉપર **શુભદર્શક સભા** સ્થાપન કરી તેના અંગે આ **શુભદર્શક વાચકગૃહ** ઉઘાડવામાં આવ્યું હતું. તેના સ્થાપક તરીકે સ્વ૦ પારીખ હરીવલ્લભદાસ ગોકળદાસ અને પારીખ વાડીલાલ તાપીદાસ મુખ્ય હતા. અને એક વરસ પછી હું અને મારા બીજા મિત્રો તે સભામાં તેમની સાથે જોડાયા. આ વખતે અમે વિદ્યાર્થી જીવનમાં હતા અને આવાં કેળવણીના અંગનાં કામો કરવાની ધગશવાળા હતા.

આ શુભદર્શકવાચક ગૃહમાં વર્તમાન પત્રોની સાથે શાળામાં ભણતા વિદ્યાર્થીઓને અંગ્રેજી અને ગુજરાતી પાઠ્યપુસ્તકો ભણવા આપવાનું કામ ઘણા સારા પાયા ઉપર ચાલતું હતું. તે વખતે હાલની માફક પુસ્તકો દરસાલ નહીં બદલાતાં હોવાથી ઘણા વિદ્યાર્થીઓ આનો લાભ લેતા હતા. શ્રીમંત ગૃહસ્થો તરફથી આ વાચક ગૃહને પુસ્તકોની પણ સારી મદદ મળતી હતી, તેથી આ શુભદર્શક વાચકગૃહ વધારે લોકપ્રિય થઈ પડયું હતું.

તે વખતે દૈનિક વર્તમાન પત્રોમાં મુંબઈમાં પ્રસિદ્ધ થતું **ભીમસેન, મુંબઈ સમાચાર**, અઠવાડીક **ગુજરાતી, ગુજરાત દર્પણ** અને વડોદરાનું **વડોદરા વત્સલ** ( તે વખતે સયાજી વિજય નહોતું ) માસિકોમાં **ચંદ્ર, સુદર્શન, જ્ઞાનસુધા, બુદ્ધિપ્રકાશ** વીગેરે આવતાં હતાં. પ્રજામાં ઉત્સાહ જાગૃત કરવા આ મંડળ પારેખ પોળના મેડા ઉપર સભાઓ ભરતું હતું. સ્વસુધારક જેવી સભા સ્થાપી દરેક

અઠવાડીયે યોગ્ય સ્થળે ભાષણો આપી ભાષણની તાલીમ અપાતી હતી. વળી **વડોદરા** વત્સલ પત્રમાં જાહેર ચર્ચાના લેખો પણ છપાવતા હતા, ભાષણોના હેવાલ પણ પ્રકટ થતા હતા સંવત ૧૯૫૩ માં સખ્ત મોંઘવારી ચાલવાથી ગરીબ લોકોને ચણા મમરા આપવાની ગોઠવણ કરવામાં આવી હતી. વળી સ્વદેશાભિમાન (Patriotism), સ્વતંત્રતા (Independence), મુક્તિ (Liberty), કેળવણી (Education) વીગેરે એવા લેખોના વાવટા બનાવરાવી સરઘસ કાઢવામાં આવતાં હતાં. ત્યારબાદ તે વખતના સભાસદો વિદ્યાર્થીઓ હોવાથી વડોદરા, મુંબઈ, અમદાવાદ, પાટણ વીગેરે સ્થળે અભ્યાસ માટે ઉપડી જતાં અને કેટલાકોએ રાજીનામાં આપી છુટા થવાથી સામુદાયિક બળમાં બહુજ ન્યૂનતા આવી, અને ઉત્સાહી સભાસદ પારીખ વાડીલાલ તાપીદાસ જે તે વખતે મેટ્રિક કલાસમાં હતા તે સંવત ૧૯૫૩ની સાલમાં મુંબઈમાં ચાલતા ભયંકર પ્લેગના ભોગ થઈ પડયા. અમારા બીજા મિત્ર પારીખ પુરૂષોત્તમ શિવલાલ મેટ્રિકમાં પાસ થયા બાદ તેજ અરસામાં પ્લેગથી દેવગત થયા. હરીવલ્લભદાસ, પારીખ મણીલાલ પરભુદાસ વીગેરે પણ દેવગત થયા. આમ ક્રમે ક્રમે શુભદર્શક સભાના સભાસદો ખરતા ગયા. અને છેવટે હું લાઇફ મેમ્બર તરીકે હોવાથી એકલો સભાસદ રહ્યો, અને કોઈ કામ કરનાર નહીં હોવાથી માત્ર **મુંબઈ સમાચાર** અને **ગુજરાતી** એમ બે છાપાં આવતાં હતાં. નોકર તથા છાપાંના નિભાવ માટે મેડાના નીચે એક દુકાન છે તેનું ભાડું તથા રૂ ૧૦૦૦)ની પ્રૉમીસરી નોટનું વ્યાજ આવતું હતું. વળી પાઠયપુસ્તકો દરસાલ બદલાવા લાગ્યાં એટલે તે કામ પણ બંધ થયું. વળી સન ૧૯૧૧માં રાજ્યમાં પુસ્તકાલયખાતું ઉઘડી સરકાર અને પંચાયતની ગ્રૅંટ આપવાનું ધોરણ ઠરી વિસનગરની જનરલ લાયબ્રેરી તેનો લાભ લઈ મકાન ઉભું કરી દરેક રીતે ફ્રી લાયબ્રેરી બનવાથી આ શુભદર્શક વાચક ગૃહ તરફ જાહેર જનતાનું તદ્દન દુર્લક્ષ થયું, જેના પરિણામે સન ૧૯૩૦

સુધી બંધ જેવી સ્થિતિમાં રહ્યું. ત્યારબાદ અત્રેના વિસનગરના વણીક યુવકોમાં કાંઇક જાગૃતિ આવવાથી શુભદર્શક વાચકગૃહમાં પુર્નજીવન મુકવાનો ઉત્સાહ જાગૃત થયો. અને મેં તેમને વિનંતી કરી કે આ શુભદર્શકવાચકગૃહ જુના વખતમાં સ્થાપન થયેલું છે. અને તે તમારા મુખ્ય પારેખ પોળના મેડા ઉપર હોવાથી તમે તેને કોમી બનાવી તમારૂં વૈષ્ણવોનું બનાવો. તેની મુડીમાં રૂ. ૧૦૦૦) ની પ્રૉમીસરી નોટ વકીલ ભગવાનદાસ કાશીદાસ સદ્દાના નામ ઉપર છે તે તમે રાખી લો અને નવેસર બંધારણ બાંધી કામ શરૂ કરો. અને આ વાચકગૃહનો મેડો તથા તે અંગેની નીચેની દુકાન પણ સંવત ૧૯૭૨ની સાલમાં શુભદર્શક વાચકગૃહના સેક્રેટરી તરીકે મારા નામ ઉપર રૂ ૩૦૦)માં નદાવે વેચાણ રાખેલો છે, તેનો રજીસ્ટર્ડ દસ્તાવેજ પણ હું તમને સોંપી દઉં; અને હું તમારી કોમનો નહીં હોવાથી રાજીનામું આપી છુટો થાઉ છું. જો કે તેમની મરજી નહોતી તોપણ મારો અતિ આગ્રહ હોવાથી આ વાતનો તેમણે સ્વીકાર કર્યો અને તા. ૨૬-૫-૧૯૩૦ (સંવત ૧૯૮૬) ના દિવસે સભાભરી રીતસર બંધારણ બાંધી મંડળ સ્થાપી રાજરત્ન વકીલ ગીરધરલાલ ડોસાભાઈના હાથે શુભદર્શક વાચકગૃહની ઉદ્દ્ઘાટનક્રિયા કરી વર્તમાન પત્રો મંગાવવાં શરૂ કર્યાં. કેટલાક વખત પછી મેં તેમને મકાનનો દસ્તાવેજ વકીલ ભગવાનદાસ પાસેથી સોંપાવી દીધો. અને વકીલ ભગવાનદાસ કાશીદાસ પાસેની રૂ ૧૦૦૦) ની પ્રૉમીસરી નોટ પણ તેમને સોંપવામાં આવી.

તેવામાં સંસ્થાના કાર્યકર્તાઓએ સંસ્થાના કાયમી નિભાવની બાબત વિસનગરના વિસાનાગર વણીક પરીખ માણેકલાલ બળદેવદાસની આગળ જણાવતાં તેમણે પોતાના મર્હુમ સસરા પરીખ મણીલાલ સુળચંદ મદ્રાસવાળાના સ્મરણાર્થે રૂ. ૩૧૦૦)ની રકમ સંસ્થાને કેટલીક શરતોએ આપવા ખુશી બતાવ્યાથી સંસ્થાના કાર્યકર્તાઓએ તેમની શરતોનો સ્વીકાર કરી સંસ્થા સાથે મર્હુમનું નામ

જોડી સંસ્થાનું નામ "**પરીખ મણીલાલ ગુલાબચંદ મદ્રાસવાળા શુભદર્શક વાચક ગૃહ**" રાખવામાં આવ્યું. અને આ પ્રમાણે મદદ મળવાથી મેડાની સારી દુરસ્તી કરી સુશોભિત બનાવવામાં આવ્યો. એક પગારદાર ગ્રંથપાલ રાખેલો છે તે પુસ્તકો અને વર્તમાન પત્રોની વ્યવસ્થા રાખે છે. મુંબઈ સમાચાર, ગુજરાત સમાચાર, જન્મભૂમિ, સંદેશ, નવસૌરાષ્ટ્ર વીગેરે પત્રો તથા માસિકો આવે છે. બઝાર વચ્ચે મધ્ય ભાગમાં હોવાથી અને વાચક વર્ગ ઉપર કંઈપણ લવાજમ નહીં રાખેલું હોવાથી લોકો સારો લાભ લે છે.

સંસ્થાએ પ્રસિદ્ધ કરેલા રિપોર્ટ ઉપરથી જણાય છે કે ભંડોળ ખાતે આશરે રૂ. ૫૦૦૦) છે. તેમાંથી રૂ. ૨૪૦૦)નાં અમદાવાદ મ્યુનીસીપાલીટીનાં ડીબેન્ચર ૬ ટકાનાં લીધેલાં છે. રૂ. ૧૦૦૦)ની પ્રૉમીસરી નોટ છે. રૂ. ૧૫૦૦)ના કુરલા બરો મ્યુનીસીપાલની ૪॥ ટકાની લોન છે. એ રીતે લોન વીગેરેના વ્યાજના, ભાડાના તથા લવાજમના મળી આશરે રૂ. ૪૦૦) આવે છે. અને તેમાંથી વર્તમાન પત્રો અને ગ્રંથપાલ વીગેરેના પગારના ખરચ થાય છે. પુસ્તકાલયના કાર્યમાં રસ લેનાર ગૃહસ્થો તરફથી જુદાં જુદાં વર્તમાન પત્રો, માસિકો વીગેરે મળે છે. દેખરેખ રાખવા માટે રીતસર વ્યવસ્થાપક મંડળ નીમી હોદ્દેદારોની નીમણુંક કરવામાં આવે છે.

**આર્યસમાજ વાંચનાલય**—અત્રેના આર્યસમાજની સ્થાપના પંડિત શંકરદેવના હસ્તે સંવત ૧૯૯૦ના આસો વદ ૦)) ના રોજ સરકારી કન્યાશાળાની પાસે ભાડાના મકાનમાં કરવામાં આવી હતી. તેના પ્રચાર નિમિત્તે આ આર્યસમાજ વાંચનાલય તેના અંગે ઉઘાડવામાં આવ્યું છે. તે વખતે આર્ય સમાજના ઘણા વિદ્વાન ગૃહસ્થો અત્રે આવ્યા હતા અને હોમહવન વીગેરેની વિધિ કર વાંચનાલયની ઉદ્ઘાટન ક્રિયા કરી હતી. ત્યારબાદ બે વરસ પં દરબાર રોડ ઉપર મકાન લઈ સંસ્થાના સભ્યો અને ઈતર ગૃહસ્ તરફથી ફંડ એકઠું કરી આશરે રૂ. ૧૬૦૦)માં નવીન મકાન બાંધવ

આવ્યું છે. તેનો દસ્તાવેજ આર્યસમાજની સંસ્થાના પ્રમુખ રા. રા. રામરાય હરિશંકર શર્મા તથા સેક્રેટરી લક્ષ્મણરાય નાનાલાલ મ્હેતાના નામ ઉપર કરેલો છે. આ મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા તા ૧૯–૩–૧૯૩૮ ના રોજ થઈ હતી. લવાજમ વાર્ષિક રૂ. ૧) થી રૂ. ૧૨) સુધી રાખેલું છે તેનાથી તથા અન્ય ગૃહસ્થોની મદદથી સંસ્થાનું કામ ચાલે છે. આ સંસ્થા અવારનવાર બહારગામથી આર્યસમાજના પંડિતોને તથા સંન્યાસીઓને બોલાવી વેદ ધર્મના પ્રચારનું તથા વાર્ષિક ઉત્સવો વીગેરે ઉજવવાનું કામ કરે છે. આ આર્યસમાજ વાંચનાલયના મકાનના મેડા ઉપર આર્યસમાજના કોઈ ગૃહસ્થો આવે તો તેમને ઉતરવાની ગોઠવણ રાખેલી છે. નીચે ટેબલ અને ખુરશીઓ રાખી વર્તમાનપત્રો મુકવામાં આવે છે. વર્તમાન પત્રોમાં આર્યમાર્તંડ, આર્યસંદેશ, આર્યમિત્ર, કુલછાબ, હિન્દુ શક્તિ, હિન્દુ, સંદેશ, વીગેરે દસ બાર પત્રો આવે છે. પુસ્તકોમાં ૪ વેદનાં તથા બીજા આર્ય સમાજનાં કેટલાંક પુસ્તકો છે. દર રવીવારે મેડા ઉપર હવન થાય છે. એકંદર ૧૫ સભાસદો છે. મકાનની સંભાળ અને વ્યવસ્થા રાખવા માટે એક પગારદાર નોકર રાખેલો છે. જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે મંડળની સભા મળી યોગ્ય ઠરાવ કરે છે.

**રાજરત્ન મહાસુખભાઈ હરિજન લાયબ્રેરી**—આ લાયબ્રેરી દીપરાના દરવાજે હરિજન વાસમાં તા. ૧૧–૧–૧૯૪૦ ના રોજ સ્થાપવામાં આવી છે. આ સંબંધી હકીકત એવી છે કે અત્રેની અંત્યજ શાળાના શિક્ષકો અને હરિજન સેવાસમાજના સભ્યો ઘણાજ ઉત્સાહી છે. તેમની કોમનો શી રીતે ઉદ્ધાર થાય તે માટે તેઓ વિધવિધ પ્રકારે પ્રયત્નો કરી રહ્યા છે. તેમની અંત્યજ શાળામાં છોકરાંને ભણવા માટે પુસ્તકો પૂરાં પાડવાની લોન લાયબ્રેરી પણ ઉઘાડેલી છે. આવાં આવાં કારણોને લઇને તેઓ મારી પાસે આવતા અને લોકોપયોગી યોજનાઓ મારી આગળ રજુ કરતા. તેમનો આવો ઉત્સાહ જોઈ મેં મારી પાસેથી આશરે ૨૨૫ પુસ્તકો

આપ્યાં અને તે મુકવા માટે કબાટ લાવવા આર્થિક મદદ કરી. તેમના સેવાસમાજે તે કામ હાથમાં લીધું અને તે લાયબ્રેરીને ઉપર પ્રમાણે મારૂં નામ આપી શરૂ કરી. એ વરસમાં ૨૦૦ વાચકોએ લાભ લીધો છે, તેમાં ૧૬ સ્ત્રીઓએ પણ લાભ લીધો છે. વળી હમણાં શ્રી નરોતમદાસ તરફથી મદદ મળવાથી તેમના પિતાના સ્મરણાર્થે શ્રી **સુળચંદ મનસુખરામ બાળ જ્ઞાનવર્ધક હરિજન પુસ્તકાલય** પણ સ્થાપવામાં આવ્યું છે, જેની ઉદ્‌ઘાટન ક્રિયા **મારા હાથે** તા. ૧૧–૪–૧૯૪૨ ના રોજ જાહેર મેળાવડા સમક્ષ કરવામાં આવી હતી. આ પ્રમાણે તેમનું સેવામંડળ સેવાભાવથી ઉત્સાહથી કામ કરે છે તે માટે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

**બાળમંદિર**—આ બાળમંદિરની સ્થાપના સંવત ૧૯૯૩ના ભાદરવા સુદ ૧૪ તા. ૧૯–૯–૩૭ ને રવીવારે મારા પ્રમુખપણા નીચે જાહેર મેળાવડા સમક્ષ રા. ચીમનલાલ નાથુરામ મણીઆરના સ્ટેશન ઉપર આવેલા બંગલામાં થઈ હતી. આ સંસ્થાનું બધું ખરચ **શ્રી ચીમનલાલ મણીઆર તરફથી મળતું હતું.** બાળકોને ભણાવવા માટે એક શિક્ષક, તથા એક શિક્ષિકા અને છોકરાં લાવવા તથા મુકવા માટે બે બાઈ નોકરો રાખવામાં આવ્યા હતા. આશરે ૨૫ થી ૩૦ છોકરાં તેનો લાભ લેતાં હતાં. તેની વ્યવસ્થા રાખવા માટે એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવ્યું હતું. આ પ્રમાણે લગભગ ૧॥ વર્ષ સુધી ચાલ્યું. માસિક ખરચ રૂ. ૭૫) થતું હતું.

ત્યાર બાદ રા. ચીમનલાલની ઈચ્છા બાળમંદિરનું પૂરેપૂરૂં ખરચ નહીં આપવાની હોવાથી અને ગામના કેટલાક ગૃહસ્થોને બાળમંદિર ચલાવવાનો વિચાર થવાથી એક ત્રિવર્ષીય યોજના તેમના તરફથી તૈયાર કરવામાં આવી, અને તેની ઉદ્‌ઘાટન ક્રિયા ભાડાના મકાનમાં તા. ૧–૭–૩૯ ના રોજ કરવામાં આવી. તેની પ્રાથમિક જરૂરિયાતનાં બધાં સાધનો રા. ચીમનલાલ પાસે હતાં તે તેમના તરફથી ભેટ મળ્યાં.

આ બાળમંદિરમાં ૨॥ થી ૫ વર્ષ સુધીનાં આશરે ૩૦–૩૫ છોકરાં આવે છે. પ્રથમના શિક્ષક અને શિક્ષિકા કામ કરે છે. પ્રથમની માફક છોકરાંને લાવવા તથા મુકવા માટે બે બાઈ નોકરો રાખેલી છે. છોકરાંને થોડો નાસ્તો આપવાની પણ યોજના રાખેલી છે. મૉન્ટેસોરીને મળતી પદ્ધતિ અનુસાર છોકરાંને શિક્ષણ આપવામાં આવે છે. ત્રિવર્ષીય યોજના પ્રમાણે ૭–૮ ગૃહસ્થો તરફથી વરસ દિવસે રૂ. ૮૪૦) આવે છે, અને તેટલામાં તેનું ખરચ ચાલે છે. બાળકો માટે નાસ્તા ફી તરીકે આશરે માસિક રૂ. ૦॥ લેવાય છે. તે ઉપરાંત બીજા ગૃહસ્થો તરફથી પણ નાસ્તા મદદ મળે છે. આ બાળમંદિર હાલ માહીવાડમાં શ્રી હાટકેશ્વર મહાદેવની ધર્મશાળામાં ચાલે છે. શિક્ષક તરીકે રા. ઇશ્વરલાલ માધવલાલ આચાર્ય અને શિક્ષિકા તરીકે તેમનાં ધર્મપત્ની ચંચળબેન કામ કરે છે.

હમણાં **શેઠ નરોત્તમદાસ નાનચંદ** તરફથી આ સંસ્થાના નિભાવ માટે તેમનાં માતુશ્રીના સ્મરણાર્થે તે સંસ્થાને **માતુશ્રી ચકુબાઈ બાળમંદિર** એ નામ જોડવાની શરતે રૂ. ૧૦૫૦૦) તેના કાર્યવાહક મંડળને ભેટ આપવામાં આવ્યા છે. આ માટે તેમને ધન્યવાદ ઘટે છે. નાસ્તા ફંડની યોજના પણ ચાલે છે. આ બાળ મંદિર લોકોને ફાયદાકારક સંસ્થા જણાય છે.

હવે આ બાળમંદિર માટે ખાસ મકાનની આવશ્યકતા છે. બાળકોને અને તેમને અપાતા શિક્ષણને અનુકૂળ સગવડવાળુ મકાન હોય તો ધારેલો હેતુ બર આવે છે. સાંભળવા પ્રમાણે એક બે ગૃહસ્થો તરફથી તે માટે હીલચાલ શરૂ થઈ હતી, પણ હાલ તે વાત શાંત જણાય છે, પણ ખાત્રી છે કે તે કામ શેઠ નરોતમદાસના સ્નેહી અને કુટુંબીજનો જરૂર પાર પાડશે.

**નૂતન બાળશિક્ષણ સંસ્થા**—બાળમંદિરના શિક્ષક ઇશ્વરલાલ આચાર્ય ઉત્સાહી અને ખંતીલા હોવાથી બાળમંદિરના અંગે સેવાભાવથી પોતે થઇને નૂતન બાળશિક્ષણ સંસ્થા સંવત ૧૯૯૭ થી

સ્થાપેલી છે. તેનો મુખ્યઉદ્દેશ બાળકોને પ્રેમથી સારી રીતે શિક્ષણ આપી શકે એવી તાલીમ આપી એવા શિક્ષકો અને શિક્ષિકાઓ ઉત્પન્ન કરવાનો છે. તેમના કાર્યક્ષેત્રમાં બાળ કેળવણી પ્રચાર, અક્ષર-જ્ઞાન યોજના, રાત્રીશાળા વીગેરે એવી પ્રવૃત્તિઓ રાખેલી છે. આ સંસ્થાનો લાભ લેવા દસ બાર સ્ત્રી પુરૂષો આવે છે. તેમને ઉપદેશ રૂપે શિક્ષણ આપવામાં આવે છે. બહારના જે કોઇ ગૃહસ્થ આવી બાળમંદિર સંસ્થામાં રસ લેતા હોય છે તેમની પાસે ભાષણો કરાવે છે. તેમનો મુખ્ય ઉદ્દેશ એ છે કે **બાળકોને નહીં મારતાં માત્ર પ્રેમભાવથી દરેક પ્રકારનું શિક્ષણ આપવું.** અને એવું શિક્ષણ આપી શકે એવા શિક્ષકો અને એવી શિક્ષિકાઓ તૈયાર કરવી.

**શ્રી વિશલનગરા નાગર કીર્તિમંદિર**—વિસનગરમાં શ્રી હાટ-કેશ્વર મહાદેવની ધર્મશાળાના મેડા ઉપર કેટલાક વિસનગરા નાગર ગૃહસ્થોના ઉત્સાહથી આ **કીર્તિમંદિર** સ્થાપવામાં આવ્યું હતું, અને તેની રીતસર ઉદ્ઘાટન ક્રિયા તા ૧૪–૫–૩૫ ના રોજ રા. સા. ગીરધરલાલ દયારામ મ્હેતાના શુભ હસ્તે કરવામાં આવી હતી. તે સંસ્થાનો મુખ્ય ઉદ્દેશ સામાજિક કાર્યોનો વિકાસ સાધવા, સદ્‌ગત જ્ઞાતિ રત્નરૂપ ગણાતા ગૃહસ્થોનાં નામ, ફોટાઓ અને તેમના જીવન ચરિત્રો ભાવિ પ્રજા સમક્ષ જીવંત રહે અને તેમના યશસ્વી જીવનમાંથી જ્ઞાતિ બાળકો અને યુવાનોને પ્રેરણા મળે તેવો રાખેલો હોવાથી, આ કીર્તિ મંદિરમાં આશરે ૨૫ ફોટાઓ મુકવામાં આવ્યા છે. તેઓ વિસનગરા જાણીતા નાગર ગૃહસ્થો હોવાથી તેમનાં નામો નીચે પ્રમાણે છે—

(૧) શ્રી રામજી મહારાજ સુરજબાઇ–વિસનગર. (૨) રા. બ. લાલશંકર ઉમિયાશંકર ત્રિવેદી–અમદાવાદ. (૩) રા. સા. નવલરામ લક્ષ્મીરામ પંડિત-સુરત. (૪) શ્રી ગીરધરલાલ દેવશંકર યાજ્ઞિક–વિસ-નગર. (૫) રા. સા. મણીલાલ દયારામ મ્હેતા-વિસનગર. (૬) શ્રી ડાહ્યાભાઇ ધંજિતરામ મ્હેતા–અમદાવાદ. (૭) શ્રી પુરૂષોત્તમરાય

મુળજીભાઈ મ્હેતા–વિસનગર. (૮) શ્રી ગૌરીશંકરજી પંડ્યા–લકનૌ. (૯) શ્રી કેશવલાલ દલસુખરામ રાવલ–સુરત (પાંચોટ) (૧૦) શ્રી ચંદુલાલ ચીમનલાલ મહારાજા–વિસનગર. (૧૧) શ્રી ઉમિયાશંકર શોભારામ મ્હેતા–વિસનગર. (૧૨) શ્રી બળવંતરાય ઇચ્છાશંકર પંડિત–સુરત. (૧૩) શ્રી વીઠલરાય જયશંકર પંડિત–સુરત. (૧૪) શ્રી લલ્લુભાઈ દલપતભાઈ કવીશ્વર–અમદાવાદ. (૧૫) શ્રી દતુભાઇ લલ્લુભાઈ કવીશ્વર–અમદાવાદ. (૧૬) શ્રી મણીલાલ દેવશંકર જાની–વિસનગર. (૧૭) શ્રી આણંદરાય હીંમતરામ દવે–વિસનગર. (૧૮) રા. બ. વૃજલાલભાઇ પુરૂષોત્તમરાય મ્હેતા–વિસનગર. (૧૯) શ્રીમન્ત નૃસિહાચાર્યજી–(વિસનગર) વડોદરા. (૨૦) શ્રી ઉપેન્દ્રાચાર્યજી (વિસનગર) વડોદરા. (૨૧) સર સુંદરલાલજી–અલ્હાબાદ. (૨૨) લેડી સુંદરલાલજી–અલ્હાબાદ (૨૩) શ્રી પાર્વતિબાઈ–વિસનગર. (૨૪) રા. બ. વિઠલરાય હિંમતરામ દવે–વિસનગર. (૨૫) શ્રી અંબાલાલ હરગોવિંદદાસ વ્યાસ–વિસનગર.

ઉપરના ફોટાઓ મુકતી વખતે પ્રસંગે પ્રસંગે સમારંભો યોજેલા હતા. આ તેમનું કાર્ય ખરેખર ધન્યવાદને પાત્ર છે, કારણકે આવા મહાન પુરૂષોના ફોટાઓ ભાગ્યેજ મળી આવે છે.

વળી આ સંસ્થાએ આ કાર્યને અંગે નાનું વાંચનાલય પણ ઉઘાડેલું. પરંતુ ઉત્સાહના અભાવે તે બંધ રહેલું છે. વળી જ્ઞાતિમાં જાગૃતિ રહે તે માટે શરદ્ ઉત્સવ જેવા પ્રસંગો જ્ઞાતિબંધુઓની આર્થિક મદદથી ઉજવવામાં આવે છે. વળી આ કીર્તિ મંદિરના કાર્યવાહકો નાગરિકોના અભ્યુદય માટે કેટલાંક મોટી રકમનાં ટ્રસ્ટ ફંડો થયેલાં છે, તેની બરાબર શોધ ખોળ કરી તેનો અમલ કરાવવા પ્રયત્ન કરી રહ્યા છે. જો તેમાં તેઓ સફળ થાય તો સારી રકમ મળી શકે એમ છે. આ સંસ્થાના પ્રમુખ રા. સા. ગીરધરલાલ દયારામ મ્હેતા છે.

---

# પ્રકરણ ૧૨ મું.

## વિસનગરનાં દવાખાનાં.

વિસનગરમાં સરકારી દવાખાના ઉપરાંત નાનાં મોટાં પાંચ **મફત દવાખાનાં** ચાલે છે, તેમાં બે વિલાયતની દવાનાં (allopathy) અને ત્રણ આયુર્વેદિક છે. તે શીવાય નવાં જુનાં **ખાનગી દવાખાનાં** નાનાં મોટાં આશરે ૨૦–૨૫ ચાલે છે. તેમાં ૪–૫ વીલાયતી દવાનાં અને બાકીનાં આયુર્વેદિક છે. બે દાંતનાં દવાખાનાં અને એક ઢોરનું દવાખાનું છે. તે બધાં દવાખાનાંની હકીકત નીચે પ્રમાણે–

## મફત ચાલતાં દવાખાનાં.

**સરકારી દવાખાનું:**—હાલમાં સરકારી દવાખાનું સ્ટેશન ઉપર જતાં ડાબા હાથે સ્ટેશન રોડ ઉપર આવેલું છે, જે **શેઠ ડાસાભાઈ મગનલાલ જનરલ હૉસ્પીટલ અને મેટરનીટી** એ નામથી ઓળખાય છે. પ્રથમ સરકારી દવાખાનું કડા દરવાજા બહાર સંવત ૧૯૩૮ (સન ૧૮૮૨) માં સરકાર તરફથી સ્થાપવામાં આવ્યું હતું. તે વખતમાં મેસાણા પ્રાન્તની ન્યાયખાતાની ડીસ્ટ્રીકટ કોર્ટ વિસનગરમાં હતી, અને વિસનગર સારી જાહોજલાલી ભોગવતું હતું. પ્રથમ રેલ્વે સ્ટેશન કડા દરવાજાની પાસે આવવાની ધારણાથી સ્વ૰ શ્રી અંબાલાલ સાકરલાલ વરિષ્ઠ ન્યાયાધીશના અભિપ્રાય ઉપરથી કડા દરવાજાની બહાર નજીકમાં દરવાજાની સામે દવાખાનાનું મકાન બાંધવામાં આવ્યું. પરન્તુ રેલ્વે ખાતાવાળાઓએ તે દરવાજે રેલ્વે લાઈન નહીં નાખતાં લાઇનને વાંકમાં લઇ પટણી દરવાજા અને સવાળા દરવાજા વચ્ચે સ્ટેશન સંવત ૧૯૪૨ માં બાંધ્યું. આથી ધારેલી ધારણા બર નહીં આવતાં કડા દરવાજા તરફનો ભાગ ઉજ્જડ થવા લાગ્યો અને લોકોનું વલણ સ્ટેશનના ભાગ તરફ વળ્યું. જો

સ્ટેશન તે દરવાજે થયું હોત તો અત્યારે વિસનગરની રચના જુદાજ પ્રકારની હોત; તે વખતે અત્રે ડીસ્ટ્રીકટ કચેરીઓ હોવાથી દવાખાનું **ફર્સ્ટ કલાસ ડીસ્પેન્સરી** એટલે પહેલા વર્ગનું હતું જ્યાં એલ. એમ. એન્ડ એસ (હાલમાં સન ૧૯૧૨ થી એમ. બી. બી. એસ) ડૉકટર રહેતા હતા. તે પછી સંવત ૧૯૫૬ ના અરસામાં મેસાણા સ્ટેશન મેસાણા પ્રાન્તમાં મધ્ય સ્થળે હોવાથી અને ત્યાંથી રેલ્વે માર્ગે ઘણાખરા તાલુકામાં જવાની સવડ હોવાથી સરકારે મેસાણામાં મોટું હેડ કવાર્ટરનું મકાન બાંધ્યું અને સંવત ૧૯૫૯ માં વિસનગરમાં ભયંકર પ્લેગ શરૂ થયેલો હોવાથી પ્લેગના વખત પૂરતા તાત્કાલિક ન્યાયની ડીસ્ટ્રીકટ કચેરીઓ મેસાણે લઇ જવામાં આવી. ત્યાં ગઇ તે હંમેશના માટેજ ગઈ. પ્રજાજનોએ તે પાછી લાવવા સરકારમાં અરજો કરેલી પણ તે બધા પ્રયત્નો નિષ્ફળ ગયા.

આ પ્રમાણે રાજવૈભવ જવાથી સંવત ૧૯૭૨ માં દવાખાનાને **ત્રીજા વર્ગનું** બનાવી દીધું, એટલે એલ. એમ. એન્ડ. એસ. ડૉકટરને બદલે એચ. એ. ડૉકટરને મુકવામાં આવ્યો. ઇન્ડોર પેશન્ટોને રાખવાનું બંધ થયું. દવાનું પ્રમાણ પણ ઘણું ઘટી ગયું. આ બાબત પ્રજાએ પોકાર ઉઠાવ્યો. ધારાસભામાં મારા તરફથી ઠરાવો પણ મુકાયા પરન્તુ લાભ મળ્યો નહિ અને મેસાણા, પ્રાન્તનું મુખ્ય સ્ટેશન થવાથી બધી સવલતો મેસાણાના દવાખાનામાં આપવામાં આવી.

આ રીતે વિસનગરમાં પહેલા વર્ગની હૉસ્પીટલનું સાધન જવાથી લોકોને હરકત પડવા લાગી. આ મુશ્કેલી શ્રીમંત ગૃહસ્થોના કાને પડવાથી તે સંબંધી હકીકત સ્વ૦ શેઠ ડોસાભાઇ મગનલાલે મને મુંબઇમાં જણાવી, અને ઇચ્છા પ્રદર્શિત કરી કે "જો સરકાર પહેલા વર્ગની હૉસ્પીટલ સાથે સુવાવડખાનું ઉઘાડે અને કડા દરવાજે દવાખાનું છે ત્યાંથી બદલી ગામમાં યોગ્ય સ્થળે લાવવામાં આવે તો સરકારમાં યોગ્ય રકમ આપવા ખુશી છું." એ પ્રમાણે એમની ઇચ્છા જણાતાં તે વખતના દિવાન **સર મનુભાઈ** સાથે તે સંબંધી

**શેઠ ડોસાભાઈ મગનલાલ જનરલ હોસ્પીટલ**
**અને મૅટરનીટી-પ્રસૂતિ ગૃહ.**

વાંચો પૃષ્ઠ [illegible]





**શ્રી શાન્તાબાઈ મહાસુખભાઇ વિશ્રાંતિગૃહ**

વાંચો પૃષ્ઠ [illegible]

કુમાર પ્રિન્ટરી • અમદાવાદ

પત્ર વ્યવહાર શરૂ થયો અને તેમાં પણ પાંચ છ વરસ નીકળી ગયાં. અને છેવટે સર મનુભાઇ અત્રે જાતે પધારી રૂબરૂમાં વાટાઘાટ કરી શેઠ ડોસાભાઇ મગનલાલે રૂ ૫૦) હજારની રકમ અમુક શરતે આપવાથી સંવત ૧૯૮૧ માં હાલનુ દવાખાનું અને પ્રસૂતિગૃહ સ્ટેશનરોડ ઉપર બંધાયેલું છે, જેમાં સુવાવડ માટે ૬ ખાટલાની અને ઇન્ડોર પેશન્ટ માટેની સગવડ રાખી છે. પુરુષો માટે એમ. બી. બી. એસ. ડૉકટર તથા પ્રસૂતિગૃહ માટે એમ. બી. બી. એસ. સ્ત્રી ડૉકટરની નીમણુંક કરેલી છે.

હાલનું મકાન તૈયાર થયેલું ન હોવાથી સરકાર તરફથી પ્રથમ કેડા દરવાજાના જુના મકાનમાં પ્રસૂતિગૃહની ગોઠવણ કરવામાં આવી હતી. પ્રથમ આવનાર બાઇ ડૉકટર **મીસ જયાબેન ખાંડવાળા** એમ. બી. બી. એસ. સન ૧૯૨૫ માં અત્રે આવ્યાં હતાં અને પ્રસૂતિગૃહની શરૂઆત કરી હતી. પુરૂપ ડૉકટર તરીકે ડૉ. **રજની-નાથ રંગનાથ ઘારેખાન** એમ બી. બી. એસ. હતા અને તે જુના દવાખાનામાં કામ કરતા હતા.

એટલામાં મારા ઉપર તે વખતના નામદાર દિવાન મનુભાઈ સાહેબનો વડોદરેથી હુજુર મુખ્ય કચેરી તરફથી તા. ૧૧-૧૨-૧૯૨૫ નો નીચે પ્રમાણે પત્ર આવ્યો—

**રા. રા. ભાઇ મહાસુખભાઇ.**

વિસનગર મેટરનીટી હૉસ્પીટલનું મકાન હજી તૈયાર થયું નથી. અને હજી તેની શરૂઆત પણ થઇ શકે એમ નથી. તેના ખાત મુહુર્તનું કાર્ય શ્રીમંત મહારાજા સાહેબને હસ્તે કરાવવાની ધારણા છે. દરમીયાન ત્યાં લેડી ડૉકટર મીસ જયાબેન ખાંડવાળાની નિમણુંક કરી મોકલ્યાં છે.

મેટરનીટી હૉસ્પીટલ હજી હવે બંધાવાનું છે, તેમજ તેની શરૂઆત પણ હવે કરવાની છે. તેવા સંજોગોમાં કદાચ ખાત મુહુર્તનું કાર્ય પ્રોગ્રામમાંથી નીકળી જાય અગર મેટરનીટી હૉસ્પીટલ

ચલાવવા બદલમાં પણ યોજના મુલતવી રહે એવી દહેશત રહે એ સ્વાભાવિક છે. એથી વિસનગરની પ્રજાને ગેરલાભ ન થાય એ અર્થે ભાડાનું મકાન લઇને પણ મેટરનીટી હૉસ્પીટલનું કાર્ય તાત્કાળ ચાલુ કરાવશો એવી મારી ખાસ ઇચ્છા છે. હાલ ત્યાં કાંઈજ થતું નથી એમ દેખાવ થવાથી ગુંચવણ ઉભી થશે. આપ આ કામે ખાસ અંગત રસ લઇને સૂચના પ્રમાણે કરશો એવી હું આશા રાખું છું. આપનો

(સહી) **મનુભાઈ નંદશંકર**
દિવાન.

આ પછી નામદાર દિવાન સાહેબે દવાખાનાના ઍસ્ટીમેટ અને પ્લૅન તૈયાર કરાવી તાત્કાળીક હૉસ્પીટલનું બાંધકામ કરવા ઇજનેરખાતાને ફરમાવ્યું. ઉપરના પત્રમાં જણાવ્યા પ્રમાણે શ્રીમંતના હાથે ખાત મુહૂર્ત કરાવવાનું બની શક્યું નહોતું. દરમીયાન પ્રસૂતિ-ગૃહના ખાટલા, ડીલીવરી વીગેરેની ગોઠવણ જુના દવાખાનામાં રાખવામાં આવી હતી અને લેડી ડાક્ટર મીસ જયાબેન એમ. બી. બી. એસ શરૂઆતમાં મારે ઘેરજ રહેતાં હતાં. બે માસ પછી ગામમાં જુદા મકાનમાં રહેવાની અનુકૂળતા કરી આપી હતી. થોડા વખત પછી હાલનું મકાન તૈયાર થવા લાગ્યું.

તે મકાન શ્રીમંત મહારાજા કૈં૦ સયાજીરાવના હાથે ખુલ્લું મુકાવવાનો વિચાર શેઠ ડોસાભાઇનો હતો પણ બે વરસ સુધી તે વિચાર બર ન આવ્યો; (જો કે નવા મકાનનો ઉપયોગ તો શરૂ થઈ ગયો હતો). છેવટે અત્રેના **પંચાલ હરીચંદ મંછારામ તીજોરીવાળા વૉટર વર્કસનું** ખાત્ મુહૂર્ત કૈં૦ શ્રીમંતના હાથે તા. ૨૭-૨-૨૮ ના રોજ કરવાનું હોવાથી અને તે સાથે બીજા સમારંભો હોવાથી અવકાશના અભાવે આ દવાખાનું ખુલ્લું મુકવાનું કાર્ય પ્રોગ્રામમાં મુકાયું નહોતું, છતાં શેઠ ડોસાભાઈના ફરમાનથી તે વાત હું શ્રીમંતના ધ્યાન ઉપર લાવ્યો. ખાત્ ક્રિયા કરતી વખતે

એઓશ્રીએ મને પુછ્યું "ડોસાભાઇ આવી ગયા છે?" મેં હકારમાં જવાબ આપતાં જણાવ્યું "તે બહુ નિરાશ થયા છે. બે વરસથી રાહ જોઇ રહ્યા છે" આ સાંભળી તેમણે કહ્યું "આ ક્રિયામાંથી પરવારી આપણે ત્યાં જઇશું." તે ઉપરથી શ્રીમંત મહારાજા ખાત્ મુહૂર્તની ક્રિયામાંથી પરવારી દવાખાનાનું મકાન જોવા ગયા. તે વખતે શેઠ ડોસાભાઇની સાથે હું, દવાખાનાના વડા અમલદાર, સુબા સાહેબ અને સ્થાનિક ડૉકટર તાપીદાસ હતા. મકાન જોઇ સુવાવડ વિભાગ તરફ આવી શ્રીમંતે ઉદ્ગાર કાઢયા "The building is too small (મકાન જોઇએ તે કરતાં નાનું છે)." ત્યાંથી વળતાં શ્રીમંતે શેઠ ડોસાભાઇનો વાંસો થપેડી પ્રેમ ભર્યા ઉદ્ગાર કાઢયા કે **"આ કામ પ્રોગ્રામમાં નથી પણ આજથી મારા હાથે જ ખુલ્લુ મુકાયાની ક્રિયા ગણી લેશો અને ભવિષ્યમાં આવાં કામો કરી પ્રજાને લાભ આપશો."**

આવા શ્રીમંતના લાગણી ભર્યા શબ્દોથી શેઠ ડોસાભાઇની આંખમાં હર્ષનો આવેશ દ્રષ્ટિગોચર થયો અને શ્રીમંતને ફુલહાર પહેરાવી નમસ્કાર કરી ઉપકાર માન્યો. શ્રીમંતે ફરી વાંસો થપેડી પ્રેમ વ્યક્ત કર્યો અને ત્યાંથી વિદાય થયા હતા. શ્રીમંતના હૃદયની લાગણીનો આ દેખાવ ખરેખર ઉંડી છાપ પાડે એવો અસરકારક હતો.

આ અને બીજી પરોપકારાર્થે કરેલી દેણગીઓના બદલ જો કે શેઠ ડોસાભાઇ પોતાની હયાતીમાં સરકાર તરફથી માનચાંદ મેળવવા ભાગ્યશાળી થયા નહોતા તો પણ તેમની હયાતી બાદ તેમનાં ધર્મ-**પત્ની ગં૦ સ્વ૦ જમુમતીબેનને** તા. ૭-૧-૩૬ ના રોજ શ્રીમં-તના હીરકમહોત્સવ પ્રસંગે **દાતાર મંડળનો સુવર્ણ ચંદ્રક** એનાયત કરવામાં આવ્યો હતો.

આ દવાખાનામાં પ્રસૂતિગૃહમાં સુવાવડ માટે આવનાર સ્ત્રી-ઓના તથા ઇન્ડોર પેશન્ટના સગાંવ્હાલાઓને રહેવાની દવાખાનામાં

બીલકુલ સગવડ નહીં હોવાથી તેમને વારંવાર ઘણી હાડમારી ભોગવવી પડતી હતી. આ સંબંધી મારી સદ્‌ગત પત્નીને પાંચ છ વખત અમારી પુત્રીઓની સુવાવડના પ્રસંગે પોતાને અને બીજાઓને થયેલા અનુભવ ઉપરથી તે મુશ્કેલીઓ દૂર કરવાની આવશ્યકતા હોવાથી સગાંવ્હાલાંને રહેવા માટે મારા તરફથી **"શ્રી શાન્તાબાઈ મહાસુખભાઇ વિશ્રાંતિગૃહ"** એ નામનું મકાન પાંચ ઓરડાવાળું બાંધવામાં આવ્યું છે. એક ઓરડામાં બે બાઇઓના સગાં વ્હાલાઓ રહી શકે તેવી ગોઠવણ કરેલી છે. આ મકાનની આગલી ભીંત ઉપર ઉદ્દેશ દર્શાવનારા લેખની આરસની તકતી નીચે પ્રમાણે લગાડેલી છે—

"આ વિશ્રાંતિગૃહ પ્રસૂતિગૃહમાં સુવાવડ માટે આવનાર બાઇની તથા દવાખાનામાં રહેતા અંદરના દરદીની સંભાળ લેવા આવનાર સગાં વ્હાલાંને રહેવા માટે રાજરત્ન મહાસુખભાઈ ચુનીલાલે તેમનાં સ્વ૦ પત્ની શાન્તાબાઇના સ્મરણાર્થે તેમનાં નામથી દિવાન હુકમ અંક ૫૮–૧૯ ના તા. ૧૮–૩–૪૦ અન્વયે સન ૧૯૪૧માં બંધાવ્યું છે. રહેવા માટે કાંઇપણ ફી આપવાની નથી. રહેવા આવનારે ડૉકટર સાહેબની સંમતિ અનુસાર વર્તન રાખવું ગંદકી કરવી નહીં."

આ વિશ્રાંતિ ગૃહની ઉદ્‌ઘાટન ક્રિયા તા. ૪–૮–૧૯૪૧ ના દિવસે સાંજે ડેપ્યુટી ચીફ મેડીકલ ઑફીસર **ડૉ. પ્રાણલાલ મનસુખલાલ નાણાવટીના** શુભ હસ્તે મેસાણા પ્રાંતના સુબા મે. રા. અંબાઇદાસ કાળીદાસ પટેલના પ્રમુખપણા નીચે જાહેર મેળાવડા સમક્ષ કરવામાં આવી હતી. ત્યારથી તેનો ઉપયોગ ઉદ્દેશમાં જણાવ્યા પ્રમાણે થાય છે.

પાટણની માફક વિસનગરમાં હૉસ્પીટલ અને પ્રસૂતિગૃહનાં જુદાં જુદાં મકાન નહીં રાખતાં એકજ મકાનમાં બંને ખાતાની સંયુક્ત યોજના રાખેલી હોવાથી કૉમ્પાઉન્ડરો, નર્સો, અને નોકરો બંનેનું કામ કરે છે. તે પદ્ધતિ જોતાં નોકરોની તંગી જણાય છે.

માત્ર ડૉકટરો જુદા રાખેલા છે. હૉસ્પીટલ માટે એસીસ્ટંટ સીવીલ સરજન ( એમ બી. બી. એસ. ) વૈદ્યકીય અમલદાર અને પ્રસૂતિ-ગૃહ માટે લેડી ડૉકટર (એમ બી. બી. એસ.) સ્ત્રી વૈદ્યકીય અમલદાર છે. ડૉકટરના ઘણા ભાગે જાત પગાર હોય છે અને તેમની વીઝીટ ફી રૂ. ૩ થી ૫ સુધી પણ જાત ઉપર ( ડીગ્રી મેળવ્યા પ્રમાણે ) રાખેલી હોય છે એમ તેમના તરફથી દરદીઓ પાસેથી લેવાતી ફી ઉપરથી જણાય છે.

તેમના હાથ નીચે આ બંને ખાતા માટે ૨ કૉમ્પાઉન્ડર, ૨ નર્સો, ૨ બાઇ નોકરો, ૧ રસોઇ કરનાર બાઇ અને ૪ પુરૂષ નોકરો છે. ડૉકટરોને રહેવા માટે બે બંગલા બાંધેલા છે. તેના ભાડા માટે મુખ્ય ડૉકટરના પગારના દસ ટકા પ્રમાણે સરકાર કપાત કરે છે. કૉમ્પાઉન્ડરો, નર્સો અને નોકરોને રહેવા માટે નાનાં મકાનો બાંધેલાં છે. તેમની પાસેથી અને લેડી ડૉકટર પાસેથી દસ ટકા કપાત થતી નથી.

આ દવાખાનામાં સ્ત્રીઓ અને પુરૂષો દવા લેવા માટે આવે છે. તેની કાંઈપણ ફી રાખેલી નથી. સ્ત્રીઓને સ્ત્રી ડૉકટર તપાસી દવા લખી આપે છે. કોઇ સ્ત્રીને ડૉકટરની દવા લેવા ઇચ્છા હોય તો ઘણા ભાગે તેમ બની શકતું નથી. તેમ કરવું હોય તો ડૉકટરને ઘેર વીઝીટે બોલાવી દવા લઇ શકે છે. પણ તેમ કરવામાં દવાના પૈસા આપવા પડે છે. દવાખાનામાં ઈન્ડોર પેશંટ–અંદરનાં દરદીઓ રહે છે તેમને દવાખાનામાંથી ખોરાક પૂરો પાડવામાં આવે છે. તે માટે રસોઇ કરનાર બાઇની ગોઠવણ તથા રસોડું રાખેલું છે.

આ દવાખાનામાં રોજનાં અને વાર્ષિક કેટલાં બહારનાં દરદીઓ ( out–door patients ) તથા કેટલાં અંદરનાં દરદીઓ ( In-door patients ) અને કેટલાં નાનાં મોટાં ઓપરેશન થાય છે તે નીચેના આઠ વર્ષના આંકડાના કોષ્ટક ઉપરથી સમજાશે—

## બહારના અને અંદરના દરદીઓનું તથા નાનાં અને મોટાં ઑપરેશનનું આઠ વર્ષનું કોષ્ટક.

| સન. | બહારના દરદીઓ out-door patients | | અંદરના દરદીઓ in-door patients | | શસ્ત્રોપચાર operations | |
|---|---|---|---|---|---|---|
| | રોજનાં | વાર્ષિક | રોજ | વાર્ષિક | મોટાં major | નાનાં minor |
| ૧૯૩૩-૩૪ | ૪૮૨ | ૨૫૩૯૯ | ૧૧ | ૩૩૦ | ૬૪ | ૩૦૪૪ |
| ૩૪-૩૫ | ૪૪૦ | ૨૫૦૬૨ | ૧૨ | ૩૪૬ | ૪૮ | ૩૧૩૭ |
| ૩૫-૩૬ | ૩૪૪ | ૨૧૨૫૯ | ૧૨ | ૩૯૬ | ૫૫ | ૨૩૪૪ |
| ૩૬-૩૭ | ૨૮૩ | ૧૬૫૪૦ | ૧૦ | ૩૯૪ | ૪૬ | ૨૦૪૯ |
| ૩૭-૩૮ | ૩૬૬ | ૨૩૩૭૧ | ૧૦ | ૩૮૨ | ૪૦ | ૨૯૨૬ |
| ૩૮-૩૯ | ૩૮૪ | ૨૩૬૦૩ | ૧૨ | ૪૪૭ | ૭૭ | ૩૯૮૬ |
| ૩૯-૪૦ | ૩૩૭ | ૧૮૫૨૩ | ૮ | ૩૮૨ | ૪૨ | ૧૫૬૦ |
| ૪૦-૪૧ | ૩૪૩ | ૧૭૨૬૬ | ૭ | ૩૩૩ | ૬૨ | ૧૬૪૭ |

**પ્રસૂતિગૃહ**—પ્રસૂતિગૃહ માટે ખાસ બાઈ ડૉક્ટર રાખેલાં છે. સુવાવડ માટે આવનાર સ્ત્રીઓ માટે ૬ ખાટલાની અને ૬ પારણાંની સરકારે સગવડ રાખેલી છે. સુવાવડ માટે આવનાર બાઈના વાલી પાસેથી નીચે પ્રમાણે માસિક કમાણીવાળા પાસેથી રોજની ફી લેવામાં આવે છે—

જેની માસિક રૂ ૫૦)ની કમાણી હોય તેની માફી છે. રૂ ૫૧) થી રૂ ૧૦૦) સુધીની કમાણીવાળા પાસેથી રૂ ૧), રૂ ૧૦૧) થી રૂ ૧૫૦) સુધીની કમાણીવાળા પાસેથી રૂ. ૩), અને રૂ ૧૫૧) થી ગમે તેટલી કમાણીવાળા પાસેથી રૂ. ૫) પ્રમાણે દરરોજની ફી લેવાનું ધોરણ સરકારે કેટલાંક વર્ષોથી રાખેલું છે. આ ફી સરકારે કાઢી નાખવી જોઈએ. પાટણમાંથી સરકારે કાઢી નાખેલી છે તે પ્રમાણે અત્રેથી પણ કાઢી નાખવી જોઈએ. ઘણા ભાગે શેઠ ડોસાભાઈ મગનલાલે હૉસ્પીટલ અને પ્રસૂતિગૃહ માટે રૂ. ૫૦) હજારની દેણગી આપતી વખતે આવી માફીની શરત કરેલી હતી એવું મારી સ્મૃતિમાં છે. આ બાબત સ્વ. શેઠ ડોસાભાઈનાં ધર્મપત્ની ગં. સ્વ. જસુમતિ-બેનને ત્યાં તપાસ કરતાં શરતોના કાગળો જડી આવતા નથી. સરકારે આ હકીકત જરૂર ધ્યાનમાં લેવા જેવી છે.

**પ્રસૂતિગૃહમાં આવનાર બાઈઓની હકીકતનું પાંચ વર્ષનું કોષ્ટક.**

| | Admitted<br>સુવાવડ માટે એકંદર આવેલી બાઈઓ | Deliveries<br>પ્રસૂતિ થઈ | Post-Partem<br>સુવાવડ પછી આવેલી બાઈઓ | Antenatal admitted<br>સુવાવડ પહેલાંની સ્થિતિ | Died<br>મરણ પામી |
|---|---|---|---|---|---|
| ૧૯૪૦-૪૧ | ૨૪૬ | ૧૬૧ | ૩ | ૭ | ૩ |
| ૧૯૩૯-૪૦ | ૨૬૫ | ૨૦૭ | ૧ | ૧૦૩ | ૩ |
| ૧૯૩૮-૩૯ | ૨૭૨ | ૧૪૮ | ૦ | ૯૪ | ૭ |
| ૧૯૩૭-૩૮ | ૨૦૪ | ૧૩૩ | ૪ | ૬૭ | ૨ |
| ૧૯૩૬-૩૭ | ૨૧૯ | ૧૩૫ | ૪ | ૯૦ | ૩ |

ઉપરના કોષ્ટકમાં સન ૧૯૪૦-૪૨ ના ૧૬૨ પ્રસૂતિના કેસોના પરિણામનું કોષ્ટક.

| Class પ્રકાર. | Para I પહેલીવારની | Multipara પછીની સુવાવડ | Mothers માતાઓ | | | Baby બાળક | | | સુવાવડ પછીની સ્થિતિ Puerperium | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | Well સારી | Died મરણ | Requested રજા લઇ ઘેર ગયાં | Well સારું | Died મરણ | Requested રજા લઇ ઘેર ગયાં | Afebrile તાવ વગરનાં | Septic સેપ્ટીક સેપ્ટીક જ્વર | Malaria મેલેરીઆ |
| Full term normal પૂરા દિવસની | ૫૧ | ૧૧૦ | ૧૫૫ | ૩ | ૩ | ૧૩૩ | ૩ | ૦ | ૧૪૯ | ૨ | ૧૦ |
| Premature અધુરા દિવસની | ૦ | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ | ૩ | ૦ | ૦ |
| Abortion કસુવાવડ | ૦ | ૩ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ | ૦ |
| Abnormal ખામીવાળી સુવાવડ | ૬ | ૧૧ | ૧૨ | ૧ | ૧ | ૮ | ૯ | ૦ | ૧૨ | ૫ | |
| Anaemia નબળાઇ | ૦ | ૩ | ૦ | ૨ | ૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૩ | |

આ દવાખાનામાં અને પ્રસૂતિગૃહમાં કેટલું ઉત્પન્ન આવે છે તે નીચેના સન ૧૯૪૦-૪૧ ના આંકડા ઉપરથી સમજાશે—

૩૮-૬-૬ દવાના (ખાનગી વીઝીટવાળા દરદીની દવાના) પાછલાં બે વર્ષમાં રૂ ૧૦૬) તથા રૂ ૪૫૨) હતા.
૧૬૧-૦-૦ પ્રસૂતિગૃહનું ઉત્પન્ન.
૬૭૫-૦-૦ સુધરાઇની મદદ-દરવર્ષે મળે છે.
૪-૯-૦ પરચુરણ.

૮૭૮-૧૫-૬

આ દવાખાનામાં અને પ્રસૂતિગૃહમાં કેટલું વાર્ષિક ખરચ થાય છે તે નીચેના સન ૧૯૪૦-૪૧ના આંકડા ઉપરથી સમજાશે—

૭૨૪૦—૯—૨ ડૉક્ટરો શિવાય બીજા મહેકમના પગારના.
૨૫૦—૦—૦ ખાદ્ય ખોરાકીના ખરચના ઈન્ડોર પેશંટ માટે.
૪૮૯—૧—૦ બીજા ખરચના.
૮૨—૧૨-૦ શીલકી સામાન
૪૦—૭—૦ ભથ્થુ ભાડું
૩૫—૦—૦ ઘર ભાડું.

૮૧૩૭—૧૩-૨ તેના પાછલાં બે વર્ષમાં રૂ. ૮૧૫૩) તથા રૂ. ૧૦૯૯૭) ખરચ થયા હતા. આ ઉપરાંત ૧૮૬૧-૪-૩ દવાના. તેના પાછલાં વર્ષોમાં દવાના રૂ. ૨૫૦૦) તથા રૂ. ૨૪૯૯) ખરચ થયા હતા. દરસાલ રૂ. ૨૫૦૦) ની દવા મંજુર થાય છે.

ડૉકટરના પગારનું ખરચ ઘણુ ભાગે બહુચરાજી માતાની ઉપજમાંથી સરકાર આપે છે, અને બાઈ ડૉકટરના પગારનું ખરચ શ્રી શાન્તાદેવી નિધિમાંથી હાલમાં અપાય છે.

આ વર્ષમાં વિદ્યાધિકારીના વટહુકમ નં. ૪ તા. ૨૪-૧૦-૩૪ અન્વયે ૬૫૨ વિદ્યાર્થીઓને તપાસ્યા હતા જેમાં ૫૮ ખામીવાળા જણાયા હતા.

શકમંદ અકસ્માતના અગર એવા મરણનું પોસ્ટ મોરટમ (Post-mortem મડદું ચીરવાનું કામ) આ દવાખાનામાં થાય છે. ડૉકટર તેની નોંધ રાખે છે, અને જરૂર પ્રસંગે ન્યાયાધીશીઓ ડૉકટરને નોંધ લઇ સાક્ષી તરીકે બોલાવે છે. આવા પોસ્ટ મોરટેમના ૪ કેસો આ વર્ષે થયા હતા. તે પહેલાંનાં વર્ષોમાં ૯ અને ૧ હતા.

મારામારીના ફોજદારી કેસોની સર્ટીફીકેટ માટે ઍસીસ્ટન્ટ સરજનની ફી રૂ. ૪ની રાખેલી છે.

હાલમાં પાંચ વર્ષથી આ દવાખાનામાં કાંઈ સલાહ આપવા જેવું હોય તો તે સલાહ આપવા પાંચ સભ્યોનું એક સલાહકાર મંડળ રાખેલું છે. ડૉકટરો અને નાગરિકોનું આ મંડળ વરસમાં ત્રણચાર વખત મળે છે અને યોગ્ય સલાહ આપે છે. કૅમ્પાઉન્ડરો અને નર્સોની તંગી પડે છે માટે તેમાં વધારો કરવા સૂચના પણ વારંવાર કરેલી છે. બંને ખાતાં ભેગાં હોવાથી નર્સોની ઘણીજ તંગી પડે છે, કારણ કે બેજ નર્સો હોવાથી સુવાવડખાનાનું કામ અને હૉસ્પીટલમાં નર્સીંગનું કામ એમ બંને કામને તે પ્હોંચી વળતાં નથી. આ હકીકત સરકારના ધ્યાન ઉપર આવેલી છે છતાં કાંઈ વધારો થતો નથી.

આ શીવાય ખાસ આ દવાખાનાની વ્યવસ્થા જોવા માટે હુ. નં. ૧૨-૬ તા. ૧૦-૯-૩૦ અન્વયે શરૂઆતમાં ૫ સભાસદોની એક કમીટી નીમાયેલી છે. તેના પ્રમુખ ચીફ મેડીકલ ઑફીસર છે. અને મે. સુબા સાહેબ, મે. મહાલ વહીવટદાર, સુધરાઇના પ્રમુખ અને શેઠ ડોસાભાઈ મગનલાલ અગર તેમના પ્રતિનિધિ સભાસદો છે. આ સમિતિ અદ્યાપિ સુધી મળેલી નથી.

હૉસ્પીટલ અને પ્રસૂતિગૃહના સંયુક્ત દવાખાનાની શરૂઆત ૧૯૨૫ના ડીસેમ્બરથી થયેલી છે ત્યારથી ડૉકટર તરીકે ડૉ. રજનિનાથ રંગનાથ ધારેખાન, ડૉ. તાપીદાસ મગનલાલ ડોકટર, ડૉ. વીઠલરાય

માધવરાય ભટ, ડૉ. પ્રેમાનંદ નાથાભાઈ શાહ, ડૉ. રામચંદ્ર લક્ષ્મણરાવ ગાયકવાડ, ડૉ. વીઠલરાવ કૃષ્ણરાવ ઉપલપ, અને હાલ ડૉ. કવિશંકર વલ્લભરાય આચાર્ય છે.

પ્રસુતિગૃહમાં સ્ત્રી ડૉક્ટર તરીકે શરૂઆતમાં સન ૧૯૨૫ ના ડીસેમ્બરમાં ડૉ. મીસ જયાબેન ખાંડવાળાં એમ. બી. બી. એસ આવ્યાં. તે પછી ડૉ. મીસ જી. એચ. લીમયે એમ. બી. બી. એસ. આવ્યાં. તે રાજીનામું આપી જવાથી વચ્ચે એક વર્ષ સ્ત્રી ડૉક્ટર શિવાય ચાલ્યું. આ સામે પ્રજાનો વિરોધ થવાથી તા. ૪-૫-૧૯૩૩ થી ડૉ. મીસ રણદીવે એલ. સી. પી. એસ. આવ્યાં. તે પછી ફરી ડૉ. મીસ જી. એચ. લીમયે આવ્યાં, ત્યાર બાદ ડૉ. મીસ કુમુદિની બેન બોપકર, ડૉ. મીસ વાસંતીબાઈ કામટ, ડૉ. મીસ માલતીબેન ખોટ અને હાલ સન ૧૯૪૧થી ડૉ. મીસ જી. એચ. લીમયે છે. અત્રેની સ્ત્રી ડૉક્ટરની જગો એમ. બી. બી. એસની રાખેલી છે.

**શેઠ ગોકળભાઈ દોલતરામનું ધર્માદા દવાખાનું**—આ દવાખાનું "શેઠ ગોકળભાઈ દોલતરામ ચેરીટેબલ ડીસ્પેન્સરી Charitable Dispensary–Allopathy" એ નામથી ઓળખાય છે. શેઠ ગોકળભાઈ દોલતરામે સંવત ૧૯૫૯ માં વિસનગરમાં ચાલતા ભયંકર પ્લેગને લીધે થોડા વખત માટે કાજીવાડે પોતાના ડહેલાના મકાનમાં દવાખાનું ઉઘાડ્યું હતું. પ્રથમ શરૂઆતમાં ડૉ. રણછોડલાલને ડૉક્ટર તરીકે નીમવામાં આવ્યા હતા અને થોડાક માસ પછી તેમને બદલી ડૉ. **નાનાલાલ નગીનદાસ શાહ** સબ એસીસ્ટન્ટ સરજન (એચ. એ.) ને ડૉક્ટર તરીકે રાખવામાં આવ્યા.
પ્લેગના કટોકટી વખતે ઉઘા' 'ખાના માટે વિસ-
નગરની પ્રજાએ શેઠને સંવત પાપ્યું હતું. તેના
જવાબમાં શેઠે જણાવ્યું હતું કે । દવાખાનું
ચાલું રાખીશ." તે પછી તે મું' ' સંવત
૧૯૬૦ના મહા સુદ ૩ના રોજ હદ થયા.

તે પછી તેમના સ્મરણાર્થે તેમનાં ગં૦ સ્વ૦ **ધર્મપત્ની ચુનીબાઇએ** તે દવાખાનું કાયમનું બનાવી ચાલુ રાખ્યું.

ડહેલાના મકાનમાં સારો સુધારો વધારો કરી કાયમના દવાખાના માટે પુરતી સવડ કરી. ડૉકટર નાનાલાલે આ દવાખાનાનું બંધારણ બરાબર સરકારી દવાખાનાની માફક બાંધી દવા આપવાની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખેલી હતી. તેમના હાથ નીચે બે કૅમ્પાઉન્ડર અને એક નોકર રાખવામાં આવ્યો હતો દવાઓ પરબારી જર્મની, ઇંગ્લૅંડ વીગેરે દેશોથી મંગાવવામાં આવતી હતી. તે દેશોમાં ધર્માદા દવાખાનાઓને સારૂં કમીશન–વટાવ આપતા હોવાથી દવાઓ સસ્તી અને સારા પ્રમાણમાં અને સારી આવતી હતી. સંવત ૧૯૭૦ ના જર્મની સાથેના યુદ્ધ પછી તે બધી વ્યવસ્થા બંધ પડી. સંવત ૧૯૭૬માં ડૉકટર નાનાલાલને કૌટુમ્બિક આપદા આવી પડવાથી પોતાના વતનમાં રહેવાની ફરજ પડી, તેથી તે અમદાવાદ ગયા અને ત્યાંના **સુતર મહાજનના દવાખાનામાં** સારા પગારે ડૉકટર તરીકે નીમાયા. તેમના ગયા પછી તાત્કાળિક બીજો ડાકટર નહીં મળી આવવાથી તે દવાખાનાના જુના અનુભવી કવૉલીફાઇડ કૅમ્પા-ઉન્ડર લીંબડીવાળા શા શીવલાલ ધનજીભાઇ ડૉકટર તરીકે દવાખાનાનું કામ કરવા લાગ્યા. આ પ્રમાણે તેમના કામથી પ્રજાને સારો સંતોષ રહેતો હોવાથી તેમજ તે જુના, અનુભવી અને સારા આવડવાળા હોવાથી લાંબા વખત સુધી તેમણે કામ કર્યું. તે પછી સંવત ૧૯૯૧માં શીવલાલ રાજીનામું આપી છુટા થવાથી થોડાક વખત સુધી ડૉ. રતીલાલે દવાખાનાનું કામ કર્યું. અને સંવત ૧૯૯૨માં **ડૉ. ગોરધનદાસ પ્રભુરામ જોશી** એલ. સી. પી. એસ (કલકત્તા) મળી આવવાથી ડૉકટર તરીકે નીમાયા. ત્યારથી અદ્યાપિ સુધી ડૉકટર તરીકે તે કામ કરે છે અને જેમ દવાખાનું પ્રથમથી ચાલતું આવેલું તે પ્રમાણે ચાલે છે. તેમની વીઝીટ ફી રૂ. ૧) રાખેલી છે. આ દવાખાના પાછળ વાર્ષિક આશરે ત્રણ હજાર રૂપીઆ ખરચ થાય છે. વળી તે ગામના

મધ્ય ભાગમાં હોવાથી ગામના ઘણા લોકો તેનો લાભ લે છે. સૌથી વધારે દરદીઓ આ દવાખાનાનો લાભ ઉઠાવે છે. આ દવાખાનામાં રોજનાં કેટલાં દરદીઓ આવે છે અને વાર્ષિક કેટલી સંખ્યા થાય છે, તથા કેટલાં નાનાં મોટાં ઓપરેશન થાય છે તે નીચેના સાત વર્ષના આંકડાના કોષ્ટક ઉપરથી સમજાશે—

**બહારના દરદીઓનું તથા નાનાં મોટાં ઓપરેશનનું સાત વર્ષનું કોષ્ટક.**

| સન | બહારના દરદીઓ Outdoor patients | | શસ્ત્રોપચાર Operations | |
|---|---|---|---|---|
| | રોજનાં | વાર્ષિક | મોટાં major | નાનાં minor |
| ૧૯૩૫ | ૨૫૯ | ૯૪૨૨૨ | ૩ | ૬૭૧ |
| ૧૯૩૬ | ૨૭૮ | ૧૦૧૫૧૨ | ૧ | ૮૫૨ |
| ૧૯૩૭ | ૨૫૬ | ૯૩૪૨૪ | ૦ | ૬૯૨ |
| ૧૯૩૮ | ૨૪૮ | ૯૦૭૩૨ | ૨ | ૭૫૪ |
| ૧૯૩૯ | ૨૩૬ | ૮૬૧૬૬ | ૧ | ૬૬૯ |
| ૧૯૪૦ | ૨૪૦ | ૮૭૬૮૦ | ૫ | ૫૮૧ |
| ૧૯૪૧ | ૨૩૧ | ૮૪૬૬૬ | ૪ | ૪૨૪ |

આ પ્રમાણે સ્વ૦ શેઠ ગોકળભાઈ દોલતરામનાં ધર્મપત્ની ગં૦ સ્વ૦ શેઠાણી બાઈ ચુનીએ પરોપકારનું કામ ઉઘાડેલું હોવાથી સરકારે તેમને દાતાર મંડળનો માનવંતો ઈલ્કાબનો સુવર્ણ ચંદ્રક સંવત ૧૯૬૩ (તા. ૨૦–૩–૧૯૦૭) માં એનાયત કરેલો છે. તે માટે જૈન સંઘે પણ તેમને માનપત્ર આપી યોગ્ય કદર કરી હતી અને શેઠાણી બાઈ ચુનીએ પાંજરાપોળમાં સારી રકમની બક્ષીસ કરી હતી.

ડૉ. ગોરધનદાસે વિસનગરમાં વિશેષ પ્રમાણમાં ચાલેલા મેલેરીઆના વખતે અત્રે તા. ૬–૧૨–૧૯૩૭ થી તા. ૧૭–૧–૩૮ સુધી રેલ સંકટ સમિતિએ ઉઘાડેલા ખાસ દવાખાનામાં તેમણે સેવાભાવથી કામ કર્યું હતું તે માટે તેમને ડૉ. રતિલાલની સાથે સુવર્ણ ચંદ્રક તા. ૨૭–૧–૩૮ ના રોજ જાહેર મેળાવડા સમક્ષ આપવામાં આવ્યો હતો.

**રાવ બહાદુરનું ધર્માદા આયુર્વેદિક દવાખાનું:**—અત્રેના વિસનગરા નાગર ગૃહસ્થ રા. બા. વ્રજરાય પુરૂશોતમરાયના સ્વર્ગવાસ પછી તેમના ટ્રસ્ટીઓ તરફથી રાવ બહાદુરે કરેલા વીલના આધારે આ દવાખાનું સંવત ૧૯૬૧ (૧૮–૬–૧૯૦૫) માં સ્થાપી ગુંદીખાડે રાવબહાદુરની હવેલીમાં ઉઘાડવામાં આવેલું છે. તે આયુર્વેદિક ધર્માદા દવાખાનું છે. એક પગારદાર વૈદ્ય મારફત દવાઓ મફત અપાય છે. લોકો આનો ઠીક લાભ લે છે. દર વર્ષે આ દવાખાના પાછળ આશરે રૂ. ૮૦૦) ખર્ચ થાય છે. આ માટે અઠાવીસ હજાર રૂપીયાની રકમ જુદી કાઢવામાં આવેલી છે તેના વ્યાજમાંથી ખરચની વ્યવસ્થા ચાલે છે. દર માસે દવા લેવા આવનાર દર્દીઓનું પ્રમાણ આશરે ૩૦૦ નું આવે છે. હાલમાં વૈદ્ય વીઠલદાસ પ્રભુરામ કામ કરે છે. જુના ટ્રસ્ટીઓ બદલાતાં હાલમાં મહેતા વીઠલરાય વૈકુંઠરાય, પારીખ કરસનલાલ માણેકલાલ, વકીલ પ્રભુદાસ ગોબરદાસ પટેલ તથા ગોઠવાવાળા પટેલ શનાલાલ નથુભાઈ ટ્રસ્ટીઓ તરીકે છે.

**સ્વામીનું અમૃતાલય દવાખાનું:**—આ દવાખાનું આયુર્વેદિક છે. તે સ્વામીજી શ્રી શિવાનંદ સરસ્વતી તથા સ્વામીજી શ્રી પરમાનંદ સરસ્વતી તરફથી પરોપકાર માટે લગભગ સંવત ૧૯૬૧ થી ગુંદીખાડે ચોરાની પાસે ખડકીમાં એક મકાનમાં ઉઘાડવામાં આવેલું છે. તે **સ્વામીજીના મઠના** નામથી ઓળખાય છે. દવાઓ મફત આપવામાં આવે છે. સ્થિતિ અને સંયોગો જોઇ દરદીઓને જોવા માટે તેમને ઘેર મફત જાય છે અને ખાસ કરી કૉલેરા, પ્લેગ, ઈન્ફલ્યુએન્ઝા, મેલેરિયા જેવા ચાલતા રોગ વખતે મહોલ્લાઓમાં ફરી દરદીઓના ઘેર જઈ દવા પણ ઘેર સ્વયંસેવકો દ્વારાએ પૂરી પાડે છે અને સુધરાઈ તથા સેવા મંડળો દ્વારાએ ગામમાં જાહેર સ્થળોએ દવા આપવાની ગોઠવણો કરવામાં આવે છે. આવી રીતે પ્રજાને મફત મદદ કરનાર પરોપકારી વૈદ્યો ઘણા જ ઓછા જોવામાં આવે છે.

હાલમાં સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતી જે **મોટા સ્વામી** તરીકે ઓળખાય છે તેમની ઉંમર આશરે ૮૦ વરસની થઈ છે તેથી શરીરે વૃદ્ધાવસ્થાને લઈને જરા અસ્વસ્થ રહે છે, વળી આંખે મોતીયા ઉતરતા હોવાથી દરદીઓને જોવા જવામાં તકલીફ પડે છે. તેમને વ્યાયામનો અને કસરતનો સારો શોખ હોવાથી તેવી સંસ્થાઓમાં સારો રસ લે છે. સંવત ૧૯૯૬ના આસો સુદ ૧૨ ના દિવસે **રાજરત્ન મહાસુખભાઈ વ્યાયામ મંદિર** પણ તેમના હાથેજ ખુલ્લું મુકાયું હતું. તે વખતે તેમણે વ્યાયામ અને કસરત સંબંધી મનનીય ભાષણ આપ્યું હતું. તે વાંચવાથી તેમના હૃદયનો અને અભ્યાસનો ખ્યાલ આવશે. તેઓ કાશ્મીરના રહીશ છે. તેમનો પરશીયન ઉર્દુ અને હિંદીનો ઉંચા પ્રકારનો અભ્યાસ છે. આયુર્વેદિક સાથે યુનાની દવામાં પ્રવિણ અને સારા માહિતગાર છે. વૈદકીય અંગ્રેજી અભ્યાસ પણ છે. દવા આપવા માટે કેટલાક વિદ્યાર્થીઓ રાખે છે જેમાંના ત્રણ ચાર તો અભ્યાસ કરી જુદાં દવાખાનાં ચલાવે છે. આ ઉપરાંત કેટલાક વિદ્યાર્થીઓને મઠમાં રાખી અભ્યાસ કરાવે છે.

સ્વામી પરમાનંદ સરસ્વતી જે **નાના સ્વામી** તરીકે ઓળખાય છે તેમને હાલમાં ઘણા ભાગે પરગામ મુંબઈ, અમદાવાદ, જોધપુર, શીરોહી વીગેરે એવાં સ્થળોએ દરદીઓને જોવા જવાના પ્રસંગ બને છે. એમનો આયુર્વેદિકનો સંસ્કૃત અને એલોપથીનો અંગ્રેજી અભ્યાસ સારો છે તેથી ઘણી વખત ડૉક્ટરો અને વૈદ્યો તેમની સલાહ લે છે. તેમની ઉમર પણ આશરે ૫૫ વરસની છે. તેમનું વતન ઉત્તરમાં સંયુક્ત પ્રાંત (યુ. પી.) માં છે.

આ બંને સ્વામીનો સંબંધ ગુરૂશિષ્યનો કે ગુરૂભાઈનો નથી પરન્તુ બંને બંધુ તરીકે એક બીજા સાથે જોડાયેલા વિસનગરમાં રહે છે. બંને સ્વામીજી ઉભય દેશી અને વિલાયતી પદ્ધતિથી પૂરા અનુભવી હોવાથી દેશ પરદેશથી ઘણા લોકો તેમના જ્ઞાનનો લાભ લેવા આવે છે. આ દવાખાનું ખરેખર આશીર્વાદ રૂપ છે.

**આરોગ્યવર્ધક ઔષધાલય**— આ મફત દવાખાનું વિસ-નગરના નાગર વણીક ગૃહસ્થ મણીઆર **મણીલાલ લલ્લુભાઇએ** પોતાની પત્ની અ૦ સૌ૦ **મેનાબાઈના** માનાર્થે તેમના નામથી પોતાની હયાતીમાં સંવત ૧૯૮૩ (તા. ૧૭-૧-૧૯૨૬) માં કંસારા પોળમાં પોતાના મકાનમાં સ્થાપન કરી સ્વામીજી શ્રી શિવાનંદ સરસ્વતીના હાથે ખુલ્લું મુકાવ્યું હતું. તેના વૈદ્ય તરીકે યુ. પી. (ઔધ) ના રહીશ જુના વખતના જાણીતા અને અનુભવી વૈદ્ય **લક્ષ્મણદત્ત સીતારામ શુકલ** કામ કરે છે. મણીઆર મણીભાઇના દેવગત થયા પછી તે દવાખાનાની વ્યવસ્થા તેમનાં ધર્મ પત્ની ગં૦ સ્વ૦ બાઇ મેના તરફથી સંતોષકારક રીતે ચાલે છે. જાણવા પ્રમાણે આ દવાખાનાના નિભાવ માટે પચીસ હજાર રૂપીઆની રકમ સરકારી લોનમાં રોકેલી છે. વાર્ષિક ખરચ આશરે એક હજાર રૂપીયા થાય છે. ખૂટતા રૂપીયા બાઇ તરફથી મળે છે. દવાની કાંઈ પણ ફી નહીં લેતાં મફત આપવામાં આવે છે. દરદીને ઘેરે જોવા જવાની વૈદ્યની ફી રૂ ૧) રાખેલી છે. રોજના દરદીઓની સંખ્યા આશરે સો ઉપરાંતની છે.

તેમાં ઘણા મોટા ભાગે છોકરાંઓ આવે છે. છોકરાંના વૈદ્ય તરીકે તે ખ્યાતિ પામેલા છે. જાણવા પ્રમાણે હાલમાં આ દવાખાનાના ટ્રસ્ટીઓ તરીકે ગં૦ સ્વ૦ બાઈ મેના, ચોકસી મંગળદાસ છોટાલાલ, પારેખ માણેકલાલ નાનચંદ તથા મણીઆર ચીમનલાલ નાથુરામ છે.

## ફી વાળાં ખાનગી દવાખાનાં.

**ડૉ. રતીલાલનું દવાખાનું**:—આ દવાખાનું સંવત ૧૯૭૯માં અત્રેના વતની ડૉ. રતીલાલ હરીલાલ કંસારાએ એમ. બી. બી. એસ ની ડૉક્ટરી પરીક્ષા પાસ કરી લાલ દરવાજા બહાર ઉઘાડેલું છે. અંગ્રેજી દવાઓ અપાય છે, અને તેની છ આના ફી રાખેલી છે. દરદીને ઘેર જોવા માટે વીઝીટ ફી રૂપીઆ બે રાખેલી છે. ડૉ. રતીલાલે આંખનો અને ખાસ કરી આંખમાંથી મોતીયા કાઢવાનો અભ્યાસ કરેલો છે. વિશેષ માહિતી અને શિક્ષણ લેવા તે ખાસ પંજાબના નામાંકિત ડૉ. રાય બહાદુર મથુરાદાસ પહવા પાસે મોગા ગામે પંજાબમાં જઈ કામ શીખી આવ્યા છે.

વિસનગરમાં અતિશય મેલેરિયાના તાવ પ્રસંગે તાલુકા રેલ-સંકટ સમિતિ તરફથી ખાસ દવાખાનું ઉઘાડેલું તેમાં તેમણે તથા મદદમાં ડૉ. ગોરધનદાસે તા. ૬-૧૨-૧૯૩૭ થી તા. ૧૭-૧-૧૯૩૮ સુધી સેવાભાવથી સારૂં કામ કરેલું હતું તે માટે પ્રજા તરફથી તે બંને ડૉક્ટરોને સંવત ૧૯૯૪ના પોસ વદ ૧૧ તા. ૨૭-૧-૧૯૩૮ ના દિવસે જાહેર મેળાવડા સમક્ષ **સુવર્ણ ચંદ્રક** આપવામાં આવ્યા હતા. આ ખાસ ઉઘાડેલા દવાખાનામાં ૧૧૨૬૮ દરદીઓએ લાભ લીધો હતો. દવાખાનું ગુંદીખાડે ઉઘાડવામાં આવ્યું હતું અને સમિતિને રૂ. ૧૫૦૦) ખરચ થયું હતું.

ડૉ. રતિલાલને આયુર્વેદિક દવાઓ પ્રત્યે પણ ભાવ છે. સ્વામીશ્રી શિવાનંદ સરસ્વતીની કોઇ કોઇ બાબતમાં સલાહ લઇ તેને અનુસરી દવાઓ પણ આપે છે. હાલમાં આધ્યાત્મિક જ્ઞાન મેળવવા તરફ તેમનું વધારે લક્ષ જણાય છે.

**ડૉ. કાન્તિલાલનું દવાખાનું**—વિસનગરના વતની જૈન ગૃહસ્થ શ્રી કાન્તિલાલ મણીલાલ શાહ એમ. બી. બી. એસ. (પૅથૅલૉજીસ્ટ ઍન્ડ બૅક્ટેરીઓલૉજીસ્ટ) તરફથી વિલાયતી દવા આપવાનું દવાખાનું ઉઘાડી તેમના મામા શા. મોહનલાલ ત્રિભુવનદાસના હસ્તે જાહેર મેળાવડા સમક્ષ તા. ૧૨–૧૨–૪૦ ના દિવસે ખુલ્લું મુકવામાં આવ્યું હતું. તેમણે ખાસ **નિદાનશાસ્ત્ર** અને **જંતુશાસ્ત્રનો** અભ્યાસ કરેલો હોવાથી દવાખાનું ખુલ્લું મુકતી વખતે તેમના જણાવ્યા પ્રમાણે છાતીનો કફ (sputum), લોહી (blood), પેશાબ (urine), ઝાડો (stools) વીગેરે તપાસવા માટે સૂક્ષ્મદર્શક યંત્ર (microscope) રાખ્યું છે અને યોગ્ય ફી લઈ પરીક્ષા કરી આપે છે. એટલે દરદનું ચોકસ નિદાન કરાવવાનું આ એક સાધન પ્રજાને ઘણું ઉપયોગી છે. આ દવાખાનામાં આટલી વિશેષતા છે. સવાર સાંજ દવાખાનામાં દરદીઓને તપાસી દવા આપવામાં આવે છે. દવાની ફી મોટા માટે ચાર આના અને નાના માટે બે આના રાખેલી છે. વીઝીટ ફી બે રૂપીઆ છે. દવાખાનું ગુંદીખાડે સરીઆમ રસ્તા ઉપર રાખેલું છે.

**ડૉ. અંબાલાલનું દવાખાનું**—વિસનગરના વતની ડૉ. અંબાલાલ મગનલાલ ભટ એચ. એ. તરફથી સરકારી દવાખાનામાંથી નિવૃત્ત થયા પછી શ્રાવણ શેરીમાં પોતાના મકાનમાં સંવત ૧૯૯૭માં દવાખાનું ઉઘાડવામાં આવ્યું છે. દરદીની દવાની ફી મોટા માટે ત્રણ આના અને નાના માટે બે આના રાખેલી છે. વીઝીટ ફી એક રૂપીઓ છે. વિલાયતી દવાઓ આપવામાં આવે છે.

**યાજ્ઞિકનું દાંતનું દવાખાનું**—આ દવાખાનું અત્રેના વિસનગરા નાગર ગૃહસ્થ ડૉ. રમણીકલાલ માણેકલાલ યાજ્ઞિકની દેખરેખ નીચે સેવાભાવી ગૃહસ્થો તરફથી દાંતના દરદીઓ માટે સ્ટેશન રોડ ઉપર રામચોકના ફુવારાની સામે ઉઘાડવામાં આવેલું છે. તે **મીશન ડેન્ટલ ક્લીનીક** (Mission Dental Clinic) એ નામથી ઓળખાય

છે. તેની ઉદ્‌ઘાટન ક્રિયા મારા હાથે તા. ૨૦-૮-૩૯ ના રોજ કરવામાં આવી હતી. આ દવાખાનાનો ઉદ્દેશ તદ્દન ગરીબ સ્થિતિના દાંતના દરદીઓને મફત સારવાર આપવાનો છે. મધ્યમ વર્ગ માટે તદ્દન નજીવી ફી રાખેલી છે. અર્થાત્ જેમ બને તેમ પ્રજાની સેવા કરી શકાય એ ઉદ્દેશથી ઉઘાડવામાં આવેલું છે. (હાલમાં ભરૂચમાં ડૉ. ચંદુલાલ દેસાઈ તરફથી સેવાશ્રમમાં જે પદ્ધતિએ કામ લેવાય છે તે અનુસાર.) દાંતના તમામ રોગો જેમકે પાયેરીયા, દાંતનું સડી જવું, દાંતના દુખાવા, દાંતની દુર્ગંધ વીગેરે દરદોની હાલની નવી પદ્ધતિ પ્રમાણે સારવાર કરવામાં આવે છે. દાંતનાં ચોકઠાં પણ જોઇએ તેવાં બનાવવામાં આવે છે. વીઝીટ ફી રૂપીઓ એક રાખેલી છે.

**વૈદ્ય તારાચંદનું દાંતનું દવાખાનું**—અત્રે ગોવિંદ ચકલે વૈદ્ય તારાચંદ નાનચંદે આશરે પચીસ વરસથી દાંતનું દવાખાનું ઉઘાડેલું છે. તે દાંતના રોગોની દવાઓ કરે છે, દાંતનાં ચોકઠાં પણ સારાં બનાવે છે. દાંત શિવાય બીજા રોગોની પણ દવા આપે છે. ગામના તથા આજુબાજુના ગામડાના લોકો દાંતની દવા માટે આવે છે, યોગ્ય ફી લઈ દવા કરે છે.

**ડૉ. સંઘવીનું દવાખાનું**—ડૉ. મણીલાલ એમ. સંઘવી. એલ. સી. પી. એસ. તરફથી વિલાયતી દવાનું દવાખાનું સંવત ૧૯૯૬ માં ઉઘાડેલું છે. મોટા માટે બે આના અને બાળકો માટે એક આનો દવાનો રાખેલો છે. વીઝીટ ફી એક રૂપીઓ છે. આ દવાખાનું હાલમાં સરકારી કન્યાશાળાની પાસે આવેલું છે.

**ડૉ. સી. એમ. કડીઆનું દવાખાનું**—હમણાં સંવત ૧૯૯૮માં ડૉ. સી. એમ. કડીઆ, એલ. સી. પી. એસ. તરફથી વિલાયતી દવાનું દવાખાનું ઉઘાડેલું છે. બે આના ફી રાખેલી છે. વીઝીટ ફી એક રૂપીઓ છે. મંડીના ખાંચામાં દવાખાનું રાખેલું છે.

**વૈદ્ય જેઠારામ હરીરામના વંશજોનાં દવાખાનાં**—વિસનગરના વૈદ્ય જેઠારામના દાદા ઈજતરામ આદીતરામે વડનગરથી આવી, ગયા સૈકામાં દવાખાનું ઉઘાડેલું હતું. તે પછી તેમના દિકરા હરીરામે તે દવાખાનું સારી ખ્યાતિમાં મુકયું. ત્યારબાદ તેમના દિકરા જેઠારામે ઘણી સારી રીતે ચલાવ્યું અને ગરીબોને મફત દવાઓ આપતા હતા. હાલની ફાર્મેસીની માફક ઘર આગળ દવાઓ ખંડાતી અને મોટા ખંરલમાં ઘુંટાતી હતી. ગામમાં દરદીઓને જોવા જતા. ફી મળે તો જોવા જવું એમ ન હતું. મફત જોવા જતા અને તેના બદલે બેસતા વર્ષે તેમના ગ્રાહકો યોગ્ય રકમ આપતા. શ્રીમંતોની દવા બનાવે તેમાંથી ગરીબોને અપાય. એવા ધોરણે ગરીબોને દવાનો સારો લાભ મળતો. હાલમાં જેઠારામના પૌત્ર વૈદ્ય નારાયણદાસ વિઠ્ઠલદાસ **આરોગ્ય ભુવન** નામનું આયુર્વેદિક પદ્ધતિ અનુસાર દવાખાનું ચલાવે છે. યોગ્ય ફી લઈ દવા આપે છે. તથા બીજા પૌત્ર વૈદ્ય ભોગીલાલ રણછોડદાસે પોતાના બાપદાદાની પદ્ધતિ પ્રમાણે ઘર આગળ દવાખાનું રાખેલું છે. જુનામાં જુનું તેમનું દવાખાનું કહેવાય છે. લગભગ સો વરસથી ચાલે છે એમ વૃદ્ધો કહે છે.

આ ઉપરાંત (૧) વૈદ્યરાજ આયુર્વેદાચાર્ય અને સાહિત્યાચાર્ય **મથુરાવાળા ઉત્તમરામ દુર્લભરામ શુક્લજીનું દવાખાનું**, (૨) વૈદ્યભૂષણ શાસ્ત્રી મુકુંદરાય છોટાલાલ જોષી ધીણોજવાળાનું **શ્રી રામાનંદ આયુર્વેદીય ઔષધાલય**, (૩) વૈદ્ય જદુલાલ એમ. સોમપુરાનું શ્રી **ભગવતી આયુર્વેદિક ઔષધાલય**, (૪) વૈદ્ય પંડિત રામરાય હરિશંકર શર્માનું **સુખસાગર** દવાખાનું, (૫) વૈદ્ય ગોરધનદાસ પ્રભુદાસ બારોટનું **વિજયદેવ ઔષધાલય**, (૬) વૈદ્ય ડાહ્યાલાલ હરગોવિંદદાસનું શ્રી **શાન્તિવિજય** દવાખાનું, (૭) ડૉકટર મગનલાલ જેઠારામનું **હોમીયોપેથીક** દવાખાનું, (૮) હાઝીક

હકીમ નજ્જુમીયાં અબ્દુલ્લા મીયાંનું **યુનાની દવાખાનું**, વીગેરે વૈદ્યો તરફથી નાનાં મોટાં દવાખાનાં ચાલે છે. દવાની ફી લેવાય છે.

આ દવાખાનાં શિવાય બીજા કેટલાક વૈદ્યો ખાનગી રીતે ઘર આગળ દવાઓ આપે છે. જૂના વખતમાં રામચંદ્ર વૈદ્ય, જયચંદ વૈદ્ય, પ્રહલાદ વૈદ્ય વીગેરે થઇ ગયા, તેમાં વૈદ્ય રામચંદ્ર સારા નાડીવૈદ્ય ગણાતા હતા અને તેમનો સંસ્કૃત અભ્યાસ તે સંબંધી ઘણો સારો હતો, તેથી બીજાઓ તેમની પાસે શીખવા આવતા હતા. હાલમાં તેમના પુત્ર શ્રી ગીરધરલાલ રામચંદ્ર વૈદ્ય બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વેની ડીસ્પેન્સરીમાં મુખ્ય કૅમ્પાઉન્ડર તરીકે કામ કરે છે.

**ઢોરોનું દવાખાનું**—પ્રથમ જુના વખતમાં ઢોરોનું દવાખાનું વિસનગરમાં દીપરા દરવાજા બહાર હતું પણ તે બંધ થયેલું. પાછું હમણાં સન ૧૯૩૪ માં વોરાકુવા ઉપર મોતીચંદ મયાચંદના ડહેલામાં ભાડે રાખેલું છે. હાલમાં ગં૦ સ્વ૦ પરસનબાઈ માણેકલાલ તરફથી આશરે રૂ. ૮૦૦૦)ની દેણગી મળવાથી તેમના સ્વ૦ પિતાશ્રી મણીલાલ મૂળચંદના સ્મરણાર્થે **"શેઠ મણીલાલ મૂળચંદ મદ્રાસવાળા પશુ ચિકિત્સાલય"** એ નામનું ઢોરોનું દવાખાતું સ્ટેશન ઉપર જી. ડી. હાઈસ્કૂલની જોડે બાંધવામાં આવ્યું છે. હજુ તે ખુલ્લું મુકી ઉપયોગમાં લેવાયું નથી. આ દવાખાનાના સ્ટાફમાં ૧ વેટરીનરી સરજન (Veterinary Surgeon) અને તેમના હાથ નીચે બે કમ્પાઉન્ડર અને ત્રણ નોકરો છે. સ્ટાફના ખરચના આશરે રૂ. ૧૭૦૦) તથા દવાના રૂ. ૩૦૦) મળી આશરે રૂ. ૨૦૦૦)નું વાર્ષિક ખરચ છે.

દવા કરાવવા માટે ઢોર આવે તેના પહેલા દિવસે એક આનો લેવામાં આવે છે. પછી કાંઇ લેવામાં આવતું નથી. હાલમાં રોજનાં પાંચ ઢોરોની સરેરાશ સંખ્યા આવે છે. આવી ફીનું કુલ વાર્ષિક ઉત્પન્ન આશરે રૂ. ૫૦) આવે છે.

નવું મકાન તૈયાર થયું છે તેમાં ડૉક્ટરને રહેવાની બીલકુલ સગવડ રાખેલી નથી, એટલે તેમને શહેરમાં ભાડાના મકાનમાં રહેવું પડશે. ડોક્ટરને રહેવાનું તો દવાખાનામાં જ રાખવું જોઈએ. રાત્રે ઢોરોને લાવવામાં આવે ત્યારે તેનું શું થાય? શહેરમાંથી ડોક્ટર ક્યારે સ્ટેશન ઉપર દવાખાનામાં આવે અને ઢોરને દવા અપાય? આ માટે સરકારે ખાસ વિચાર કરવો ઘટે છે.

**વૈદ્યો અને ડૉક્ટરો ઉપર સરકારનો અંકુશ**—દવા કરનાર વૈદ્યો ઘણા પ્રમાણમાં નીકળવાથી અને તેમાં કેટલાક તો સુંઠના ગાંગડે ગાંધી જેવા બનેલા બીન આવડતવાળા વૈદ્યો હોવાથી તેમના ઉપર અંકુશ મુકવાની સરકારને આવશ્યકતા લાગવાથી અંગ્રેજ સરકારના ધોરણ અનુસાર વડોદરારાજ્યમાં પણ સન ૧૯૩૮ ના અરસામાં કાયદો કરી એવું ધોરણ ઠરાવ્યું છે કે જેમણે રીતસર આયુર્વેદિક અગર ડૉકટરી પરીક્ષા પાસ ન કરી હોય તેમને પરીક્ષાની ફરજ નહી પાડતાં જેમણે નિદાન ૮ ઉપરાંત વરસ સુધી સ્વતંત્ર દવા કરી વૈદ્યકીય કામનો અનુભવ મેળવ્યો હોય તેમણે તેવા પ્રકારનું બે ગૃહસ્થોનું સર્ટીફીકેટ અને તેના ઉપર વહીવટદારના અભિપ્રાય સાથેનું ફૉર્મ ભરી તે સાથે રૂ. ૧૧) વડોદરા રાજ્ય વૈદ્યકીય ખાતાના નોંધણી કામદાર તરફ મોકલવાથી સરકાર તરફથી તેમનું નામ રજીસ્ટર્ડ કરી દવા કરવાનો પરવાનો આપવામાં આવે છે. અને જેમ ડૉક્ટરોનું સર્ટીફીકેટ દરદીને કામમાં આવે છે તે પ્રમાણે તેમનું સર્ટીફીકેટ પણ કામમાં આવી શકે છે. આ પરવાના શિવાયના કોઇ વૈદ્યો દવા કરી શકે નહીં. જાણવા પ્રમાણે આ અરજી કરવાની મુદત સન ૧૯૪૧ના નવેમ્બર માસમાં પૂરી થઇ છે. આ પ્રમાણે અંકુશ મુક્યાથી ગમે તેવો માણસ દવા કરી શકતો નથી.

# પ્રકરણ ૧૩ મું.

## વિસનગરનાં જળાશયો—તળાવ, કુવા અને વાવો.

વિસનગરની વસ્તીને પાણી પૂરૂં પાડનાર મુખ્ય સાધન તરીકે દેળીઉં તળાવ, મઘેક તળાવ, પીંડારીયું તળાવ, દેપલ તળાવ, માલપ તળાવ, વહોરો કુવો, કાન કુવો, હીરા વાવ, ખારી વાવ અને બીજા કુવાઓ છે. દુષ્કાળ જેવા કટોકટીના વખતે વોરો કુવો, કાન કુવો, હીરાવાવ, અને ખારી વાવમાંથી પાણી ખુટતાં નથી; તે વખતે તેમના મહત્વની કીંમત અંકાય છે. પ્રાચીન કાળથી આ તળાવો, વાવો અને કુવાઓ બંધાયેલાં છે અને તેના ઉપરજ વિસનગરની પ્રજાનું જીવન અવલંબીને રહેલું છે એમ કહેવામાં આવે તો તે અતિશયોક્તિ નથી.

પરંતુ હવે તો ઘેર ઘેર પાણીના નળ અને નાકે નાકે સ્ટેંડ પોસ્ટ (જેની સવિસ્તર હકીકત આ પછીના પ્રકરણમાં બતાવી છે તે વાંચવાથી સમજાશે) થવાથી તે બધાં જળાશયો વિસારે પડયાં છે, પણ તેમનું મહત્વ અને ઉપયોગીપણું ભુલી જવા જેવું નથી. તે પણ સ્વતંત્રતાનું અંગ છે. સમય તેની કીંમત અંકાવે છે જેમ હાલમાં યુદ્ધના સમયે મુંબઇના અને અમદાવાદના કુવાની કીંમત અંકાય છે તેમ. પ્રથમ ત્યાંની સુધરાઇઓએ કુવા પૂરવાની ફરજ પાડી હતી અને હવે ઉઘાડવાની ફરજ પાડી. આ જળાશયો સંબંધી હકીકત જાણવા જેવી હોવાથી નીચે પ્રમાણે આપવામાં આવી છે—

**દેળીઉં તળાવ**—આ તળાવ આશરે ૮૪ વીઘાનું છે. તેનો ઘેરાવો આશરે પાંચ હજાર ફુટ એટલે કે એક માઇલનો છે અને તેની ઉંડાઇ મધ્યમાં આશરે ૨૦ ફુટ છે. તે વિસનગર શહેરની ઉત્તર દિશાના ભાગની સરહદ સાથે જોડાઇને આવેલું છે. વિસનગર શહે-

રને મુખ્ય પાણીનો આધાર આ તળાવ ઉપર જ છે, કારણ કે આ તળાવના આરા ઉપર મીઠા પાણીના ઘણા કુવાઓ આવેલા છે, જેનું પાણી લોકો પીવાના ઉપયોગમાં લે છે. જ્યારે તળાવમાં પાણી હોય છે ત્યારે કુવાઓમાં પાણી રહે છે, પરંતુ જ્યારે તળાવ સુકાય છે ત્યારે તે કુવાઓનું પાણી ઘણું ઉંડું જાય છે; ખેતીવાડીને લાયક વરસાદ આવ્યા છતાં જો તળાવ ખાલી હોય છે તો સુકાળ છતાં નપાણીઆના લીધે દુકાળ જેવું લાગે છે. આથી લોકો તળાવ ઉપર વધારે મમતા રાખે છે.

**તળાવ સંબંધી દંતકથા**—આ તળાવની ઉત્પત્તિ સંબંધી એવી દંતકથા ચાલે છે કે વિશળદેવ રાજાની પછી જે વખતે દીલ્હીની ગાદી ઉપર મુસલમાની રાજ્ય હતું તે વખતે ત્યાંના બાદશાહ ગુજરાત ઉપર રાજ્ય કરવા પોતાના સુબાઓ મોકલતા હતા, અને તેજ બધો રાજકારભાર ચલાવતા હતા. એક વખતે તે કારભાર "**દેળા મહેતા**" એ નામના **વિસનગરા નાગરના** હાથમાં આવ્યો હતો. તે વખતમાં અને હાલમાં પણ નાગરો મુત્સદ્દી વર્ગના અને રાજકાજમાં કુશળ અને ચતુર ગણાય છે. કરણઘેલાનો દિવાન **માધવ** તે નાગર હતો, **દયાબાદર** અને **મયાબાદર** તે પણ જ્યારે અહમદશાહના તાબામાં અમદાવાદ આવ્યું ત્યારે લશ્કરની ટુકડીઓના ઉપરી હતા, હાલના વખતમાં ભાવનગર રાજ્યના દીવાન પણ **પટણી** અને વડોદરા રાજ્યના માજી દીવાન સર **મનુભાઇ** પણ નાગર હતા. એટલે દેળા મહેતાએ ગુજરાતના કારભારનો હોદ્દો ભોગવ્યો હોય એમાં નવાઇ પામવા જેવું નથી. જેમ જેમ પોતાની સત્તા જામતી ગઈ તેમ તેમ દેળા મહેતાએ જમીન મહેસુલનો એકઠો થતો પૈસો આ તળાવ ખોદાવવામાં વાપર્યો અને ખોદાઇ રહ્યા પછી તેણે પથ્થરો મંગાવી પાકા ઓવારા બાંધવાનું કામ ધમધોકાર ચલાવ્યું.

આ પ્રમાણે કામ કરતાં કરતાં ત્રણ વરસ પૂરાં થયાં અને શહેર બાજુનાં ઓવારાનાં પગથીઆં બંધાઈ ગયાં. લગભગ અરધું

કામ પૂરૂં થવા આવ્યું એટલામાં કોઇએ દીલ્હીના બાદશાહને ચાડી કરી કે ગુજરાતનો કારભારી રાજ્યમહેસુલ ઉઘરાવી પૈસા ખાઇ ગયો છે.

બાદશાહ આ સાંભળી ક્રોધાયમાન થયો અને દેળા મહેતાને દીલ્હી તેડાવ્યો, અને હાથકડી કરી ખુલાસો માગ્યો. દેળા મહેતો મુત્સદ્દી હોવાથી નહીં ગભરાતાં તેણે બાદશાહને જવાબ આપ્યો " મેં આપના પૈસા ખાધા નથી, પરંતુ વિસનગરની પ્રજાને પાણી પીવાનું સાધન નથી અને વસ્તી પાણી વિના ઉજ્જડ થશે, ખીલેલી જાહોજલાલી પાયમાલ થશે, પાણીના અભાવે પડતી આવવાથી દીલ્હીની બાદશાહાઇને કલંક લાગશે માટે તે દુઃખ દૂર કરવા મેં ત્યાં મોટું તળાવ બંધાવવા માંડયું છે. આપના પૈસાનો દુરૂપયોગ નહીં કરતાં સદુપયોગ કર્યો છે; હું અત્યારે આપની આગળ એક બંધીવાન તરીકે છું, પરંતુ આપ વિસનગરમાં આપના વિશ્વાસપાત્ર માણસને મોકલી ખાત્રી કરાવો. લાંચ-રૂશવત ખાનારાઓને હું શિક્ષા કરૂં છું તેથી તે લોકો મારી તરફ દ્વેષની લાગણીથી જુએ છે અને ખોટી ખટપટો કરે છે. એક વખત તપાસ કરાવી ખાત્રી કર્યા પછી જો હું આપની દૃષ્ટિએ ગુન્હેગાર ઠરૂં તો ભલે આપ મને ફાંસીના લાકડે ચડાવો. પરોપકારના અને બાદશાહાઇના હીતના કરેલા કામની ખાતર અને ફાંસીનો હુકમ થશે તો તે આપનો હુકમ હું ઘણીજ ખુશીથી માથે ચડાવવા તૈયાર છું " બાદશાહ આ હકીકત સાંભળી ઘણોજ ખુશી થયો, તેનો ક્રોધ ઉતરી ગયો, અને તેને છુટો કરી મોટો શીરપાવ આપ્યો એટલુંજ નહીં પરંતુ **દેળા મહેતાના** માનાર્થે તે તળાવનું નામ "દેળા" તળાવ રાખવામાં આવ્યું, 'દેળા' શબ્દ ઉપરથી અપભ્રંશ શબ્દ '**દળીઉ**' થયેલો છે.

આ પ્રમાણે દંતકથા જુદા જુદા જુના સારા અનુભવી વૃદ્ધ પુરૂષોના મોંઢેથી સાંભળી નોંધ કરેલી છે. આ હકીકતને પ્રકરણ ૫ માં પૃષ્ટ ૧૫૮ ઉપર પટણી દરવાજા તથા વડનગરી દરવાજા સંબંધી લખેલી હકીકત ટેકો આપે છે. તે દરવાજા મૂળ કોટ સાથે સંબંધ ધરાવતા

નથી. પણ પાછળથી તળાવ થયું ત્યારે કોટના ખુણાથી તળાવની પાળ સુધી તે બે દરવાજાના ટુકડાઓ જોડી દેવામાં આવ્યા છે. અને તળાવના કીનારાને શહેરના કોટનો એક ભાગ બનાવી દીધો છે. તે બે દરવાજા પાછળથી થયેલા છે એમ વૃદ્ધ માણસો તેમના વડીલોની જોયેલી વાત કરતા હતા. એકંદર રીતે તે સ્થળની સ્થિતિ જોતાં પણ તે વાતને પુષ્ટિ મળે છે.

આ તળાવ શહેર ભણીનું પાકું પથરબંધી પગથીઆંવાળું અરધા ભાગનું બંધાયેલું છે. સંવત ૧૯૫૬ સુધી આ તળાવ તરફ કોઇએ–સરકારે કે પ્રજાએ–નજર કરી હોય એમ જણાતું નથી. જ્યારે સંવત ૧૯૫૫ માં વરસાદ નહીં થવાથી સંવત ૧૯૫૬ નો ભયંકર દુષ્કાળ પડયો અને ગરીબ મજુરવર્ગ ધંધા વગર મરવા લાગ્યો ત્યારે સરકારે ઉનાળામાં આ દેળીઆ તળાવ ઉપર દુકાળ રાહત કામ ( Famine relief work ) ઉઘાડયું, અને તળાવના ખોદાણનું કામ શરૂ કર્યું. પ્રથમ તળાવમાં બેટ, જે બરાબર બેટ જેવોજ હતો તેને વધારી વચ્ચે માટીની પાળ બનાવી હનુમાનના કીનારા સાથે જોડી દેવામાં આવ્યો, અને બાકીની માટી બાજુની પાળો ઉપર નાખવામાં આવી હતી. તળાવના મધ્ય ભાગમાં કોઇ ઠેકાણે બે ફુટ અને કોઇ ઠેકાણે ત્રણ ફુટનું ખોદાણ થયું હતું. દુકાળના છેવટના ભાગમાં આશરે ૫૩૦૦ માણસો કામ કરતાં હતાં અને તે ખોદાણ પાછળ સરકારને આશરે ૪૦ હજાર રૂપીઆ ખરચ થયું હતું. સંવત ૧૯૫૬ના અસાડ માસમાં એકદમ રાત્રે પુષ્કળ વરસાદ પડયો અને સવારે અડધા ભાગનું તળાવ ભરાઇ ગયું. કોદાળા, પાવડા, ટોપલીઓ વીગેરે પાણીમાંથી મહા મુશ્કેલીથી કાઢવામાં આવ્યાં અને બીજા દિવસથી સરકારે ખોદાણ કામ બંધ કર્યું.

**દુષ્કાળનો અનુભવ અને દયાજનક દશ્યો**—આ ભયંકર દુકાળના વખતે હું વિદ્યાર્થી અવસ્થામાંથી મુક્ત થયેલો હોવા છતાં સવાબારી વિદ્યાર્થી જીવનની ધગશ હોવાથી સાર્વજનિક કામ ઉપા-

ડવા મંડળો સ્થાપતો અને પૈસા એકઠા કરતો હતો. મારા પિતાશ્રી પણ મને સારી મદદ કરી પ્રોત્સાહન આપતા હતા. ભુખે મરતા લોકોને આવા કટોકટીના પ્રસંગે મદદ કરવા તળાવના કિનારા ઉપર લુહારની વાડીમાં **વિદ્યાર્થી આશ્રિત અન્નગૃહ** ઉઘાડવામાં આવ્યું. તે ઉપરાંત જોડેની ધર્મશાળાઓમાં **અનાથાશ્રમ** ( orphanage ) કૅટલ કૅમ્પ તથા તળાવ ઉપર સરકાર તરફથી રીલીફ કામો–રાહત માટે માટી ખોદાણનાં કામો ઉપર આવનાર ભુખે મરતાં માણસોને સસ્તા ભાવે તૈયાર રોટલા વેચવાનું કામ અન્નગૃહનાં માણસો મારફત છુટથી કરાવવામાં આવતુ હતું. વળી દરદીઓને દવા આપવાનું કામ અને રીલીફ કામ ઉપર આવેલાં આશરે પાંચ હજાર માણસોમાંથી રોજનાં પાંચ સાત માણસો–દુકાળીઆં ભુખમરાથી અને કોલેરાથી મરણ પામતાં હતાં, તેમને દાટવાને માટે ( બાળવાની વ્યવસ્થાના કામને નહીં પહોંચી વળવાથી ) માણસોની ગોઠવણ પણ કરવામાં આવી હતી. આ દુષ્કાળમાં દુકાળીઆનાં દશ્યો વજ્ર સમાન હૃદયવાળા માણસને પણ પીગળાવી દયાર્દ્ર બનાવી દે તેવાં બનતાં હતાં. ઠાકરડા, રબારી અને કોઇ કોઇ વખતે રજપૂતોનાં કુટુંબો ભુખે મરતાં એક બીજાથી એવાં વિખુટાં પડતાં હતાં કે બાપ કયાં, મા કયાં, ભાઇ કયાં, બેન કયાં, ધણી કયાં, બૈરી કયાં, છોકરાં કયાં તેનું પણ ઠેકાણું નહોતું. તેમાંથી કોઇ કોઇ તો ભુખમરાના ભોગ થઇ મરણ શરણ થતાં હતાં. તેમાંથી બચેલા વિખુટાં પડેલાં માણસો રખડતાં રખડતાં અમારા અન્નગૃહમાં અને અનાથાશ્રમમાં આવતાં અને ઘણી વખત અચાનક કુટુંબી જનોનો અણધાર્યો મેળાપ થવાથી તેમની આંખોમાંથી હર્ષનાં આંસુ ઉભરાઇ જતાં હતાં. આ દશ્યો જોઇ મારા અંતઃકરણમાં ઉંડી લાગણી થઇ આવતી. આમ વિખુટાં પડેલાં પાછાં ભેગાં થતાં તે દશ્યો અને બનાવો નવલકથાનાં પાત્રોને પણ ભુલાવે તેવાં બનતાં હતાં. ભુખમરાથી દુઃખ પામતી યુવાન સ્ત્રીઓ કોઇ કોઇ દુરાચારી દુર્જનોની પાશવ વૃત્તિના ભોગ થઇ

દયાજનક સ્થિતિમાં આવી પડતી જોવામાં આવતી હતી. આનો હું બારીક દૃષ્ટિથી તપાસ કરતો હતો અને જ્યાં જ્યાં એવા બનાવો બનતા હતા ત્યાં ત્યાંથી તેવી સ્ત્રીઓને લાવીને અમારા અન્નગૃહમાં દાખલ કરી તેમને આશ્રય આપતો હતો. દુર્જનોના પંઝામાંથી તેમના શિકાર આ પ્રમાણે છટકી જવાથી તેમના સોબતીઓ અમારા કેટલાક કામોમાં આડખીલી ઉભી કરતા હતા. પરંતુ હું અને મારા મિત્રો પૂરા સાવધ રહેતા હતા. છેવટે તેમના પ્રયત્નો નિષ્ફળ જવાથી તેમણે તે પ્રવૃત્તિ છોડી દીધી. યુવાન સ્ત્રીઓની બેકારીનો લાભ લેનાર આવા દુર્જનો પણ દુનિયામાં પડ્યા છે.

અમારા અન્નગૃહની સાથે તળાવ ઉપર **શિવશંકર શોભારામનું** તથા **મહાજનનું** તથા અન્ય ગૃહસ્થોનાં અન્નગૃહો ચાલતાં હતાં. બધાં અન્નગૃહોમાં કુલ આશરે બે હજાર દુકાળીઆં રહેતાં હતાં અને રીલીફ કામના ખોદ કામ ઉપર પાંચ હજાર માણસો રહેતાં હતાં. તે વખતના એક્ઝીક્યુટીવ એન્જીનીયર **રા. મોતીભાઇ ભીખાભાઇ પટેલ,** અને પ્રાંતના મદદનીશ વધારાના ન્યાયાધીશ **રા. બા. ગોવિંદભાઈ હાથીભાઇ દેશાઇ** અમને દરેક કામમાં સારો સહકાર મદદ અને ઉત્તેજન આપતા હતા. આ વખતે પ્રાંતના સુબા મે. રા. રા. વણીકર હતા. અન્નગૃહોમાં દુકાળીઆઓને સવારે રોટલા અને દાળ અને સાંજે ખીચડી આપવામાં આવતી હતી. પીરસવાનું કામ અમે જાતેજ કરતા હતા. મારી મદદમાં ૮-૧૦ માણસો હતાં તેમાં ખાસ કરી **પારેખ માણેકલાલ નાનાચંદ** જેમણે સ્ટેશન રોડ ઉપર **ચંચળબાઈ સેનીટેરીયમ** બંધાવેલું છે અને મુંબાઇમાં જે મોટા કાપડના વેપારી છે તે મુખ્ય હતા. બાકીના બધા મિત્રો દેવગત થયેલા છે. સદર મિત્રોના સંપૂર્ણ સહકારથી રીલીફ કામમાં પણ અમે ઘણુંખરૂં કામ માથે ઉપાડી લઇ સરકારને પૂરી મદદ આપતા હતા. મજુરોને રોજના રોજ પૈસા આપવામાં આવતા. બાબાશાઇ ચલણ હોવાથી

પુરૂષને બાબાશાઇ ૯ પૈસા, સ્ત્રીને ૭ અને છોકરાને ૫ મળતા હતા. અમે બાબાશાઈ બે પૈસાનો એક રોટલો વેચતા હતા. અન્નગૃહના માણસો પાસે લોટ દળાવી રોટલા કરાવતા હતા. એક મણના આશરે ૧૨૦ રોટલા થતા હતા. આવી રોટલાની સગવડ રાખેલી હોવાથી આસપાસનાં ઘણાં ગામોથી દુકાળીઆં તણાઇને આવતાં હતાં. આજ કારણથી પાંચ હજાર માણસો અમારા તળાવ ઉપર કામ કરતાં હતાં. આશ્ચર્ય પામી રાજ્યના ઓફીસરો પણ અમારૂં કામ જોવા આવતા અને સંતોષ બતાવતા હતા.

**તળાવનો જીર્ણોદ્ધાર-સુધરાઇ અને શ્રીમંતો**—ત્યાર પછી આ તળાવના જુના વખતના ઘણા જીર્ણ થયેલા આરા એક પછી એક પડવા લાગ્યા. સનાનીઆ આરે તો જવાનો રસ્તો પણ મુશ્કેલીથી જવાય તેવો થઈ રહ્યો, તેથી દુરસ્તીની આવશ્યકતા ખાસ જણાઈ આવી. સુધરાઇએ સંવત ૧૯૬૯ થી દુરસ્તીનું કામ હાથમાં લીધું. **આ વખતે હું સુધરાઈનો ઉપપ્રમુખ હતો.** સંવત ૧૯૫૬ ના રીલીફ કામ વખતે કીનારે નંખાયેલી માટીના ઢગલા કાપી નાખી દીવાલો ચણી હનુમાન જવાનો રસ્તો સંવત ૧૯૭૦માં સુધરાઇએ બનાવ્યો. ઉચા આરે તથા નીચા આરે પગથીઆં એવાં ઘસાઈ ગયાં હતાં કે સ્ત્રીઓ બિચારી પાણી ભરી ચડતાં ખસી પડતી હતી, તે ઘણાં ખરાં ઉખેડી સંવત ૧૯૭૧ તથા ૧૯૭૨ માં દુરસ્ત કરવામાં આવ્યાં.

આ પ્રમાણે સુધરાઈ તરફથી દરસાલ થોડી થોડી દુરસ્તી ચાલતી હતી તેવામાં કેટલાક ઉદાર શ્રીમંત ગૃહસ્થોની દષ્ટિ તે તરફ વળી અને વૈષ્ણવોની ઉદારતાથી પ્રથમ સંવત ૧૯૭૧માં **ગંગાઘાટ,** સંવત ૧૯૭૩ માં શેઠ ગોપાળભાઈ મણીભાઈ તથા શેઠ નારાયણભાઈ મણીભાઈનાં **માતુશ્રી જમનાબાઇના પુણ્યાર્થે** ખાસ સ્ત્રીઓના ઉપયોગ માટે **જમનાઘાટ,** સંવત ૧૯૭૩માં પારીખ મથુરભાઈ મગનલાલની ઉદારતાથી ખાસ પુરૂષો માટે **મથુરાઘાટ,** સંવત ૧૯૭૪ માં મથુરાઘાટ પાસે વિશ્રાંતિ લેવા **મથુરાશ્રમ,** સંવત ૧૯૭૪

માં તીજોરીવાળા હરિચંદ મંછારામના સ્વ૦ પુત્ર **શંકરભાઇના પૂણ્યાર્થે** લુહારની વાડી આગળ ખાસ સ્ત્રીઓ માટે **શંકરઘાટ,** સંવત ૧૯૮૦ માં પારીખ **મણીલાલ** દલછારામના સ્મરણાર્થે **મણિકર્ણિકા ઘાટ** તથા પારીખ મથુરભાઇ મગનલાલનાં ધર્મપત્ની પરસનબાઇ તરફથી સંવત ૧૯૮૦ માં **પરસનઘાટ,** એ રીતે ૬ ઘાટ અને એક આશ્રમ પથ્થરબંધી બાંધવામાં આવ્યા છે. એક વખત જોનારને ગંગાનદીના કીનારે આવેલા **કાશી બનારસના ઘાટોનું સ્મરણ** કરાવે છે. આ શીવાય ઢાળવો આરો નીચેથી અરધો તુટી ગયો હતો તે સંવત ૧૯૮૦ માં પારીખ મણીલાલ લલ્લુભાઈ તરફથી દુરસ્ત કરી વધારવામાં આવ્યો અને તેનું નામ **ગૌઘાટ** પાડવામાં આવ્યું છે. આ શીવાય ગરનાળાનો ઢાળ તદ્દન તુટી ગયો હતો તેની દુરસ્તી પારીખ ડોસાભાઈ મગનલાલ તરફથી તેમની સ્વ૦ પુત્રી કાંતા બેનના પુણ્યાર્થે સંવત ૧૯૮૦માં કરવામાં આવી હતી. આ પરોપકારનાં કામો માટે આ ગૃહસ્થોનો ઉપકાર માનવામાં આવે છે.

શંકરઘાટથી સરકારી બાગના ઢાળવા આરા સુધી મીણાવાસ આગળ દીવાલ કરી ત્યાંથી વડનગરી દરવાજાના રસ્તા સાથે આરાનો રસ્તો મેળવવાનો હતો પણ જગો નહી મળવાથી તે કામ બાકી રહી ગયેલું છે. એસ્ટીમેટ અને પ્લૅન પણ તૈયાર કરેલા હતા.

કવિ દલપતરામ કહી ગયા છે કે-"નિર્જલ ગામ નવાણુ ગળાવો, વાવ કુવા નદી તીર તળાવો, શોધી જુના ફરી સદ્ય સુધારો, તે ધનના ધણી ધર્મ તમારો."

ઉપરના કાવ્યમાં જણાવેલા સદુપદેશની પ્રેરણા કરાવવા અને શ્રીમંતોના હૃદય ઉપર ઉંડી છાપ પડે અને પોતાના પૈસાનો સદુપયોગ નજરે જોઈ શકે તેવા સ્તુત્ય ઉદ્દેશથી તળાવના કિનારા ઉપર મેં બે ત્રણ સમારંભો કરેલા હતા. **જમનાઘાટ** જે ખાસ સ્ત્રીઓની મર્યાદા જાળવવા માટે અત્રેના સંભાવિત સદ્‌ગૃહસ્થ શેઠ ગોપાળભાઇ તથા શેઠ નારાયણભાઇની આર્થિક મદદથી બાંધવામાં આવ્યો છે

શેઠ મથુરાદાસ મગનલાલ.

જન્મ-સંવત ૧૯૨૫



જેમની ઓળખાણ માટે

વાંચો પૃષ્ટ ૩૩૧, ૪૦૮, ૪૩૭

શેઠ મથુરાદાસ મગનલાલનાં ધર્મપત્ની

અ. સૌ. પરસનબાઈ. જન્મ ૧૯૩૪



જેમના નામથી પરસનઘાટ બાંધવામાં આવ્યો છે.

વાંચો પૃષ્ટ ૩૩૦

તેની ઉદ્દ્ઘાટન ક્રિયા કરવા વિસનગરના અમલદારો અને નાગરિકોને આમંત્રણ આપી સભામાં બોલાવતો હતો. તે વખતે શાસ્ત્રકારોનાં પ્રવચન સંભળાવી જળાશયોનો જીર્ણોદ્ધાર કરવા પ્રેરણા કરાવતો. આ પ્રેરણાથી તેઓ પોતાના નામથી નવીન ઓવારા બાંધવા આકર્ષાતા અને મને ત્યાં ને ત્યાંજ ઓવારો બાંધવા આજ્ઞા કરતા. પારેખ **મથુરદાસ મગનલાલની** આર્થિક સહાયથી બંધાવેલા **મથુરેશ્વર** તથા **મથુરાઘાટ** અત્રે તા. ૨૮-૧૨-૧૮ ના રોજ મળેલી સમસ્ત વિસાનાગર વણિક જ્ઞાતિની પરિષદના પ્રમુખ **શ્રી ભવાનીદાસ નારાયણદાસ મોતીવાળાના** હસ્તે ખુલ્લા મુકતી વખતે પણ એવાજ સમારંભોની યોજના કરી હતી.

એવી રીતે નાગરિકોમાં પ્રોત્સાહન જાગૃત કરતી પ્રવૃત્તિ કરી તેમની ઉદારતાથી ઉપરના તમામ ઓવારા બંધાવી શક્યો હતો. શ્રીમંતોને પરોપકારના કામે પૈસા ખરચવાની ઇચ્છા તો હોય છે જ પણ તે પોતાના પૈસા સંપૂર્ણ અંશે સંતોષકારક રીતે પોતાની ધારણા પ્રમાણે સદુપયોગમાં ખરચાય છે તેવી તેમની ખાત્રી થવાથી વધુ પૈસા આપવાને તે પોતે અને બીજા શ્રીમંત ગૃહસ્થો આકર્ષાય છે અને મદદ આપે છે.

**ગરનાળાં**—તળાવમાં પાણી લાવવા માટે તળાવની ઉત્તર દિશાએ કુંડ અને ગરનાળાંની ઘણી સારી રચના કરેલી છે. પ્રથમ બે મોટાં નવીન બનાવેલાં ગરનાળાંમાંથી કુંડમાં પાણી આવે છે અને કુંડમાંથી તળાવમાં પાણી આવવા માટે પાંચ ફુટ વ્યાસ (diameter)નાં પથ્થરબંધી ત્રણ ગોળ ગરનાળાં રાખેલાં છે, તેના ઉપર થાંભલા મુકી ત્રણ ઘુંમટીઓવાળી પથરની છત્રી અને બેઠક બનાવેલી છે. આ ત્રણ જુના વખતનાં ગરનાળાંની જોડે લંબચોરસ (પા ફુટ ઉચાં અને ૩ ફુટ પહોળાં) ૨ નવાં ગરનાળાં છે તે મળી કુલ પાંચ ગરનાળાં પાણી આવવા માટે મુકેલાં છે.

સંવત ૧૯૭૩ પહેલાં તળાવમાં પાણી લાવવા માટે એક જીર્ણ થયેલું મોટું ગરનાળું હતું તેની પછી કુંડ અને તેમાંથી તળાવમાં

પાણી આવવા માટે ત્રણ પથરબંધી ગોળ ગરનાળાં હતાં આથી જ્યારે પાણીનું વધારે જોર થતું ત્યારે પાણી એકદમ અંદર દાખલ નહીં થતાં બહાર ખડકાતું હતું અને છેવટે આજુબાજુની પાળો ઉપર થઇ ચાલ્યું જતું હતું તેથી પાણી બહાર નહીં ખડકાતાં જલ્દી અંદર આવી શકે તેવી તજવીજ કરવાનું કામ સુધરાઇએ સંવત ૧૯૭૬ માં હાથમાં લીધું અને જીર્ણ થયેલું ઉત્તર દીશાનું ગરનાળું તોડી નાખી પથરબંધી બે મોટાં સાડાસાત ફુટની પહોળાઇનાં નવાં ગરનાળાં બનાવ્યાં અને આગળના ત્રણ ગોળ ગરનાળાંની જોડે બાજુમાં બે લંબચોરસ નવાં ગરનાળાં બનાવ્યાં. આથી પાણી આવવાની સરળતા સારી થયેલી છે.

**વધારાનું પાણી કાઢવાનો માર્ગ**—તળાવ ભરાઇ રહ્યા પછી વધારાનું પાણી કાઢી નાખવા માટે ગરનાળાથી જરા દુર એક વેસ્ટ-વેર (waste weir) સરકાર તરફથી બંધાયેલો છે. આ વેસ્ટવેરથી પ્રજાને ઘણું ખમવું પડયું છે તેથી તે તથા રેલ્વે સંબંધી હકીકત જાણવા જેવી છે તે નીચે પ્રમાણે—

સંવત ૧૯૪૩માં જ્યારે રેલ્વે આવી ત્યારથી તળાવમાં પાણી લાવવાના રસ્તાઓ બગડવા લાગ્યા. ગરનાળામાં પાણી આવવાનો પાલડીનો જે રસ્તો છે તેના ઉપરજ જરા દુર રેલ્વે ખાતાને પાણી આવવા માટે નાળું ( ૨૦ ફુટ લાંબુ અને ૮॥ ઉચું ) બાંધવું પડયું છે. આ નાળાની ઉંચાઈ જેટલી લેવી જોઇતી હતી તેટલી નહીં લીધાથી તળાવને કેટલીક નુકસાની ખમવી પડી છે. પાણી જ્યારે વધારે ચડતું ત્યારે બાજુમાંથી ફાટીને જતું રહેતું હતું. લોકો તરફથી ધોરા ઉંચા કરવામાં આવતા તો રેલ્વે ખાતાવાળા વાંધો ઉઠાવતા અને તોડી નાખતા, આથી રેલ્વેની સલામતી ખાતર ઇજનેર ખાતા તરફથી તળાવનાં ગરનાળાં અને રેલ્વેના નાળા વચ્ચે ( ગરનાળાંથી આશરે ૨૨૫ ફુટ દુર અને રેલ્વેથી આશરે ૧૦૦ ફુટ દુર ) ૪૦ ફુટ લંબાઇનો એક વેસ્ટવેર બાંધવામાં આવ્યો. પરંતુ મોટી ભૂલ એ કરી કે

તેનું મથાળું ( top-weir level ) ગોળ ગરનાળાંના તળીઆની લેવલથી માત્ર બે ફુટ જ ઉંચું કરવામાં આવ્યું તેથી ગરનાળાંમાં માત્ર દોઢથી બે ફુટથી વધુ પાણી આવી શકતું નહોતું. વધારાનું પાણી વેસ્ટવેર ઉપર થઇને ચાલી જતું હતું. આ કારણથી વેસ્ટવેર ઉપર માટીનાં કોથળા નાખી સુધરાઇને દરસાલ ધોરો બાંધવો પડતો હતો, આ માટે રેલ્વે અને ઇજનેર ખાતાવાળા વાંધો ઉઠાવતા. તે સામે સુધરાઈ અને પ્રજા પોતાનો સખ્ત પોકાર રજુ કરતી હતી કે આવી રીતે ૪-૫ વરસથી શહેરની પ્રજા પાણી વીના તરસે મરે, અને પાણી બહારો બહાર ચાલ્યું જાય તે અમારાથી ખમી શકાતું નથી.

આ પ્રમાણે દરેક વર્ષે ઘણી ઘણી તકરારો થયા પછી, સુધરાઈ રેલ્વે અને ઇજનેર ખાતાની કમીટી નીમાઈ હતી. તે વખતે હું સુધરાઈનો ચેરમેન હોવાથી સુધરાઈ તરફથી મને કમીટીમાં નીમવામાં આવ્યો. તે વખતે તળાવની દુરસ્તીનું તથા નવીન ઘાટ વગેરે બાંધવાનું કામ મારી મારફત ચાલતું હતું તેથી દરેક આરાની લેવલ વીગેરેથી હું વાકેફગાર હતો અને તળાવમાં પાણી આવવાના માર્ગોની પૂરી માહિતી હતી. કેટલીક વાટાઘાટ થયા પછી કમીટીએ સુધરાઈની માગણી સ્વીકારી. બધી જગોનાં લેવલ જોઇ છેવટે વેસ્ટવેરના ધોરા ઉપર દોઢ ફુટ ઉચાઈનું ચણતર કરવા ઠરાવવામાં આવ્યું અને તે પ્રમાણે સુધરાઈએ ચણતર કરાવી લીધું. વળી આવતું પાણી ગરનાળાં બહાર નહીં ખડકાતાં એકદમ વહીને તળાવમાં જાય તે માટે ગોળ ત્રણ ગરનાળાંની પાસે પ્રથમ જણાવ્યા પ્રમાણે બે લંબચોરસ ગરનાળાં વધારવામાં આવ્યાં અને તેના તળીઆની લેવલ ગોળ ગરનાળાની લેવલ કરતાં એક ફુટ નીચી રાખવામાં આવી છે. તે સાથે પાછલું જુનું જીર્ણ થયેલું ગરનાળું હતું તે કાઢી નાખી બે મોટાં ગરનાળાં બનાવવામાં આવ્યાં છે. તેની લેવલ પણ એક ફુટ નીચી એટલે ચોરસ ગરનાળાની લેવલ પ્રમાણે રાખવામાં આવી છે, જેથી વેસ્ટવેર આગળ પાણી એકઠું નહીં થતાં તળાવમાં જલ્દી આવી શકે.

પાણી આવવા માટે ત્રણ પથરબંધી ગોળ ગરનાળાં હતાં આથી જ્યારે પાણીનું વધારે જોર થતું ત્યારે પાણી એકદમ અંદર દાખલ નહીં થતાં બહાર ખડકાતું હતું અને છેવટે આજુબાજુની પાળો ઉપર થઇ ચાલ્યું જતું હતું તેથી પાણી બહાર નહીં ખડકાતાં જલ્દી અંદર આવી શકે તેવી તજવીજ કરવાનું કામ સુધરાઇએ સંવત ૧૯૭૩ માં હાથમાં લીધું અને જીર્ણ થયેલું ઉત્તર દીશાનું ગરનાળું તોડી નાખી પથરબંધી બે મોટાં સાડાસાત ફુટની પહોળાઇનાં નવાં ગરનાળાં બનાવ્યાં અને આગળના ત્રણ ગોળ ગરનાળાંની જોડે બાજુમાં બે લંબચોરસ નવાં ગરનાળાં બનાવ્યાં. આથી પાણી આવવાની સરળતા સારી થયેલી છે.

**વધારાનું પાણી કાઢવાનો માર્ગ**—તળાવ ભરાઇ રહ્યા પછી વધારાનું પાણી કાઢી નાખવા માટે ગરનાળાથી જરા દુર એક વેસ્ટ-વેર (waste weir) સરકાર તરફથી બંધાયેલો છે. આ વેસ્ટવેરથી પ્રજાને ઘણું ખમવું પડયું છે તેથી તે તથા રેલ્વે સંબંધી હકીકત જાણવા જેવી છે તે નીચે પ્રમાણે—

સંવત ૧૯૪૩માં જ્યારે રેલ્વે આવી ત્યારથી તળાવમાં પાણી લાવવાના રસ્તાઓ બગડવા લાગ્યા. ગરનાળામાં પાણી આવવાનો પાલડીનો જે રસ્તો છે તેના ઉપરજ જરા દુર રેલ્વે ખાતાને પાણી આવવા માટે નાળું (૨૦ ફુટ લાંબુ અને ૮॥ ઉચું) બાંધવું પડયું છે. આ નાળાની ઉંચાઇ જેટલી લેવી જોઇતી હતી તેટલી નહીં લીધાથી તળાવને કેટલીક નુકસાની ખમવી પડી છે. પાણી જ્યારે વધારે ચડતું ત્યારે બાજુમાંથી ફાટીને જતું રહેતું હતું. લોકો તરફથી ધોરા ઉંચા કરવામાં આવતા તો રેલ્વે ખાતાવાળા વાંધો ઉઠાવતા અને તોડી નાખતા, આથી રેલ્વેની સલામતી ખાતર ઇજનેર ખાતા તરફથી તળાવનાં ગરનાળાં અને રેલ્વેના નાળા વચ્ચે (ગરનાળાંથી આશરે ૨૨૫ ફુટ દુર અને રેલ્વેથી આશરે ૧૦૦ ફુટ દુર) ૪૦ ફુટ લંબાઇનો એક વેસ્ટવેર બાંધવામાં આવ્યો. પરંતુ મોટી ભૂલ એ કરી કે

તેનું મથાળું ( top-weir level ) ગોળ ગરનાળાંના તળીઆની લેવલથી માત્ર બે ફુટ ૪ ઉંચું કરવામાં આવ્યું તેથી ગરનાળાંમાં માત્ર દોઢથી બે ફુટથી વધુ પાણી આવી શકતું નહોતું. વધારાનું પાણી વેસ્ટવેર ઉપર થઇને ચાલી જતું હતું. આ કારણથી વેસ્ટવેર ઉપર માટીનાં કોથળા નાખી સુધરાઇને દરસાલ ધોરો બાંધવો પડતો હતો, આ માટે રેલ્વે અને ઇજનેર ખાતાવાળા વાંધો ઉઠાવતા. તે સામે સુધરાઈ અને પ્રજા પોતાનો સખ્ત પોકાર રજુ કરતી હતી કે આવી રીતે ૪-૫ વરસથી શહેરની પ્રજા પાણી વીના તરસે મરે, અને પાણી બહારો બહાર ચાલ્યું જાય તે અમારાથી ખમી શકાતું નથી.

આ પ્રમાણે દરેક વર્ષે ઘણી ઘણી તકરારો થયા પછી, સુધરાઈ રેલ્વે અને ઇજનેર ખાતાની કમીટી નીમાઈ હતી. તે વખતે હું સુધરાઈનો ચેરમેન હોવાથી સુધરાઈ તરફથી મને કમીટીમાં નીમવામાં આવ્યો. તે વખતે તળાવની દુરસ્તીનું તથા નવીન ઘાટ વગેરે બાંધવાનું કામ મારી મારફત ચાલતું હતું તેથી દરેક આરાની લેવલ વીગેરેથી હું વાકેફગાર હતો અને તળાવમાં પાણી આવવાના માર્ગોની પૂરી માહિતી હતી. કેટલીક વાટાઘાટ થયા પછી કમીટીએ સુધરાઈની માગણી સ્વીકારી. બધી જગોનાં લેવલ જોઇ છેવટે વેસ્ટવેરના ધોરા ઉપર દોઢ ફુટ ઉંચાઈનું ચણતર કરવા ઠરાવવામાં આવ્યું અને તે પ્રમાણે સુધરાઈએ ચણતર કરાવી લીધું. વળી આવતું પાણી ગરનાળાં બહાર નહીં ખડકાતાં એકદમ વહીને તળાવમાં જાય તે માટે ગોળ ત્રણ ગરનાળાંની પાસે પ્રથમ જણાવ્યા પ્રમાણે બે લંબચોરસ ગરનાળાં વધારવામાં આવ્યાં અને તેના તળીઆની લેવલ ગોળ ગરનાળાની લેવલ કરતાં એક ફુટ નીચી રાખવામાં આવી છે. તે સાથે પાછલું જુનું જીર્ણ થયેલું ગરનાળું હતું તે કાઢી નાખી બે મોટાં ગરનાળાં બનાવવામાં આવ્યાં છે. તેની લેવલ પણ એક ફુટ નીચી એટલે ચોરસ ગરનાળાની લેવલ પ્રમાણે રાખવામાં આવી છે, જેથી વેસ્ટવેર આગળ પાણી એકઠું નહીં થતાં તળાવમાં જલ્દી આવી શકે.

આ પ્રમાણે સુધારો થયો તેજ સાલમાં ભારે વરસાદ થવાથી એક દિવસમાંજ પૂરૂં તળાવ ભરાયું હતું અને જે હેતુથી વેસ્ટવેર ઉંચો લેવામાં આવ્યો હતો અને નાળાં વધારવામાં આવ્યાં હતાં તે હેતુ સંપૂર્ણ અંશે બર આવ્યો હતો.

તળાવની ઉત્તર દિશાએથી આ ગરનાળામાં પાલડીના વોહનું પાણી આવે છે અને ઈશાન ખુણામાંથી **બીલાડીઆ વોહનું** પાણી આવે છે. **પાલડીના વોહમાં** પાલડીની દક્ષિણ સીમનું પાણી આવે છે તેમજ સોલંપા તથા ખેપરીઉં તળાવ ભરાઇ રહ્યા પછી તેનું પાણી પણ તે વોહ માર્ગે આવે છે. બીલાડીઆ વોહમાં ગુંજા તરફની સીમનું પાણી આવે છે. આ બે પાણીના માર્ગ જેવા પહેલાં સાફ હતા તેવા હાલ નથી. જુના વખતમાં વડનગરના **સમેળા** તળાવમાં તથા વિસનગરના આ દેળીઆ તળાવમાં પાણી લાવવાના માર્ગ ખેરાલુ પાસે બાણગંગાથી હતા. કેટલુંક બાંધકામ પણ ત્યાં કરેલું છે. પ્રથમ તે રસ્તા સાફ અને વચ્ચેથી તુટેલા અને પૂરાયેલા નહીં હોવાથી થોડા વરસાદે તળાવમાં પાણી આવી શકતું હતું. આ બાબત કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ સન ૧૯૧૨માં વિસનગરમાં ઘરવેરો કાઢી નાખી જકાત દાખલ કરવા માટે આવેલા તે વખતે પાણીની ફરીઆદ શ્રીમંત આગળ કરવામાં આવી હતી અને શ્રીમંતે તે બાણગંગાની કેનાલ દુરસ્ત કરવા ઇચ્છા બતાવી હતી.

**સુધરાઈએ ખાસ નોંધી લેવા જોગ સૂચના**—એટલું યાદ રાખવા જેવું છે કે પાલડીના વોહના પાણીના રસ્તે વચ્ચે એક પાળ આવે છે તે પાળ જો તુટી જાય છે તો તેનું પાણી **દેણપના** રસ્તે વળી જાય છે અને તળાવમાં આવતું અટકે છે. વળી બીલાડીઆ વોહના પાણીના રસ્તે **લીંબલ્લા પીંપલ્લા**ના જુના ઇંટવાડા આગળ પણ એક મોટી પાળ છે તે પાળ જો તુટી જાય છે તો તેનું પાણી ફત્તેહ દરવાજા તરફ વહી જાય છે. આ બે મુખ્ય પાળો દરસાલ સુધરાઈએ દુરસ્ત રાખવી જોઈએ.

**પ્રાચીન વેસ્ટવેર**—પટણી દરવાજા તરફ તળાવનો જે ઢાળવો આરો છે તે આરો તળાવ બાંધતી વખતે વધારાના પાણીના **નિકાલ માટે** ( વેસ્ટવેર તરીકે ) બનાવેલો છે. કારણકે અતિ વૃષ્ટિના અકસ્માત પ્રસંગે વધારાનું પાણી ત્યાંથી નીકળી પટણી દરવાજા આગળ થઇ બહારો બહાર સ્ટેશનરોડની સડક નીચેના નાળામાં થઈ સવાળાના રસ્તે વહી જાય છે; તળાવ ફાટીને તુટી ન જાય એ માટે **આવી જુના વખતની તળાવની સહી સલામતી ખાતર લેવલનો હીસાબ ગણી ગોઠવણ રાખેલી** છે. તળાવ પૂરેપૂરૂં ભરાઈ રહે તે પછી પાણીને નીકળવાનો પ્રથમ તેજ માર્ગ છે અને તેની લેવલ ગોળ ગરનાળાંના તળીઆની લેવલથી બરાબર ચાર ફુટ ઉંચી છે એટલે તળાવ ભરાતાં ભરાતાં ગરનાળામાં ચાર ફુટ પાણી ચડે ત્યાં સુધી પાણી ઢાળવા આરા ઉપર થઈને જઈ શકે નહીં. પરંતુ ચાર ફુટ પાણી ચડતાં પહેલાં ગરનાળાંની પાછળના વેસ્ટવેરની લેવલ ગરનાળાંની લેવલ કરતાં ૩।। ફુટ ઉંચી હોવાથી અર્થાત્ ઢાળવા આરાની લેવલ કરતાં ૦।। ફુટ નીચી હોવાથી ગરનાળામાં ૩।। ફુટ પાણી ચડતાં વેસ્ટવેર ઉપર થઈને વધારાનું પાણી જઈ શકે તેમ છે તેથી ઢાળવા આરે થઈ પાણી જવાનો સંભવ નથી. આ ઉપરથી એટલું ખાસ ધ્યાનમાં રાખવા જેવું કે ગરનાળાંમાં વધુમાં વધુ ૨।। થી ૩ ફુટ પાણી ચડે અર્થાત્ અરધાં ગરનાળાં પાણીમાં ડુબે કે ગરનાળાં બંધ કરી દેવાં જોઈએ. જેથી ભારે વરસાદના લીધે અકસ્માત થવાનો સંભવ ઉભો થાય નહીં.

તળાવનાં ગરનાળાં બંધ કરવાની યાંત્રિક ગોઠવણ રાખેલી નથી. હાલ તો તળાવ ભરાય છે એટલે કુંડની ઉત્તર દીશામાં બે મોટાં ગરનાળામાં માટીના કોથળા નાખી તેના ઉપર માટી નાખી પૂરી દેવામાં આવે છે. આમ કરવાથી ગરનાળામાં આવતું પાણી વેસ્ટવેર ઉપર થઈ બહારો બહાર પટણી દરવાજા આગળ થઈ સવાળાના રસ્તે વહી જાય છે. માટી નાખી ગરનાળાં બંધ કરવાની

રીત ખરચાળ અને મુશ્કેલી ભરેલી છે તેથી ચડ ઉતર થાય તેવાં પાટીયાં બનાવવાની યાંત્રિક ગોઠવણ થાય તો કામની સરળતા થાય અને પુરવાના અને ઉઘાડવાના ખરચનો બચાવ થાય; આ બાબત સુધરાઈએ ધ્યાનમાં લેવા જેવી છે.

આ તળાવ જ્યારે પૂરેપૂરૂં ભરાય છે ત્યારે બે વરસ સુધી તેનું પાણી ચાલે છે. તે શહેરની તદ્દન નજીક હોવાથી લોકો તેનો ઘણોજ ઉપયોગ કરે છે. પગથીઆં હોવાથી નહાવા ધોવાની કુંડના જેવી ઉત્તમ પ્રકારની સવડ છે, સ્ત્રીઓ સહેલાઇથી પાણી ભરી શકે છે, ઘણા વિસ્તારમાં આરા હોવાથી લોકોની ઘણી ગરદી કે ધમાલ થતી નથી, વળી લગભગ પોણા ભાગના આરા ઉપર દેવ મંદિરો આવેલાં છે, તળાવ ભરાય છે ત્યારે વડનગરી દરવાજા બહાર થઇ ઢાળવા આરા ઉપરથી તળાવની પ્રદક્ષિણા કરી શકાય છે, વડનગરી દરવાજા બહાર તળાવ ઉપર પ્રથમ પંચમુખી હનુમાનનું મંદિર, તેની પછાડી સોમનાથ મહાદેવનું દેવાલય, તેની પાસે ભીમનાથનું દેવાલય, ઢાળવા આરે (હાલ ગૌઘાટ) હરિદાસનું મંદિર, ત્યાંથી મથુરાઘાટ, પરસનઘાટ, મણિકર્ણિકાઘાટ, ગંગાઘાટ વટાવી આગળ જતાં છબીલા હનુમાનનું મોટું ભવ્ય મંદિર આવેલું છે, દર શનીવારે સ્ત્રી પુરૂષો સાંજે દર્શન માટે જાય છે અને હનુમાનના આરે મેળા જેવું બની રહે છે. ત્યાંથી પરભારા ગરનાળા ઉપર જવાય છે, ત્યાં સત્યનારાયણનું મંદિર છે, ત્યાંથી સામી બાજુએ શહેર તરફ વળતાં મંકાળેશ્વર મહાદેવ આવે છે જ્યાં શ્રાવણ માસમાં મેળો ભરાય છે. આ તરફની લગભગ બધી પાળ માટીની છે તે પાકી કરવાની આવશ્યકતા છે. કારણ કે પાળ કાળક્રમે ઘસાતી જાય તો તુટવાનો સંભવ છે, તેના ઉપર થઇ ઢોરોને જવા આવવાનો મોટો ઘસારો છે. દર સાલ સુધરાઇને તે પડેલા ખાડા પૂરાવી દુરસ્તી રાખવી પડે છે. ત્યાં પાકો પથરબંધી ઢાળવો આરો કરવાની આવશ્યકતા છે. આ શીવાય શોભાની ખાતર અને લોકોને ફરવાની સવડ ખાતર જણાવવાની

જરૂર છે કે બેટ ઉપરની માટી વચ્ચેની સડક બરાબર કાપી નાખી સરખી લેવલમાં કરી નાના બાગ જેવું બનાવવામાં આવે અને આજુબાજુ બેઠકો મુકવામાં આવે તો અમદાવાદના કાકરીઆ તળાવનું સ્મરણ કરાવે.

આ તળાવ કઇ કઇ સાલમાં સુકાયું, પુરેપુરૂં ભરાયું, વીગેરે હકીકત નીચે પ્રમાણે છે—

નીચેનાં વરસોમાં તળાવ સંપૂર્ણ ભરાયેલું હતું:—સંવત ૧૯૨૦, ૧૯૨૪ (ભારે વરસાદથી રેલ આવી હતી), ૧૯૩૪, ૧૯૪૮, ૧૯૫૬, ૧૯૫૮ (પજુષણમાં) ૧૯૬૦, ૧૯૬૨, ૧૯૬૮, ૧૯૭૨, (જન્માષ્ટમીના દિવસે વરસાદ થવાથી એક દિવસમાં ભરાયું હતું), ૧૯૭૪ (જન્માષ્ટમીના દિવસે વરસાદ થવાથી ભરાયું ત્યારથી ચાર વરસ પૂરેપૂરૂં ભરાયેલું રહ્યું), ૧૯૭૫, ૧૯૭૬, અને ૧૯૭૭, ૧૯૮૩, ૧૯૯૩–૯૭.

નીચેનાં વરસોમાં તળાવ સુકાયેલું હતું:—સંવત ૧૯૩૩, ૧૯૪૭, ૧૯૫૫, ૧૯૬૭, ૧૯૭૧, ૧૯૮૦ અને ૧૯૮૧–૮૨, ૧૯૮૬–૮૭.

બાકીનાં વર્ષોમાં વત્તાઓછા પ્રમાણમાં તળાવમાં પાણી રહેલું છે. પાછલાં વર્ષોના અનુભવ ઉપરથી જણાય છે કે તળાવ તદ્દન ખાલી થયા પછી ઘણા ભાગે બીજા વરસે પૂરેપૂરૂં ભરાય છે. તેવો બનાવ સંવત ૧૯૮૦ ની સાલમાં બનવો જોઇતો હતો પણ બનેલો નથી. કુદરતના ક્રમની કોઇને ખબર નથી.

**પીંડારીઉં તળાવ—**"પીડારીઉ" શબ્દ "પિંડતારીઉ" શબ્દનો અપભ્રંશ છે. આ તળાવ વડનગરી દરવાજા બહાર પૂર્વ દિશામાં થોડે દૂર ગુંજાના રસ્તાની જમણી બાજુએ આવેલું છે. હિન્દુ લોકો તેને તીર્થનું સ્થાન માને છે. સિદ્ધપુરની સરસ્વતીમાં, કાશીની ગંગા નદીમાં, મથુરાની જમનાનદીમાં, ચાણોદ કરનાળીની નર્મદામાં સ્નાન કરવામાં જે મહાત્મ્ય, પુણ્ય અને પવિત્રતા રહેલાં છે તે આ તળાવમાં સ્નાન કરવામાં રહેલાં છે એમ હિન્દુઓની

માન્યતા છે. આ તળાવ ઘણુંજ પ્રાચીન માનવામાં આવે છે. પુરાણુમાં નગરખંડ ઉપરથી જણાય છે કે આ તળાવ **વડનગરનાં** ૩૬૦ જળાશયો પૈકી એક ધાર્મિક અને તીર્થરૂપ ગણાતું જળાશય હતું. ત્યાં પાંડવોએ તેમના પિતા **પાંડુરાજાનું પિંડશ્રાદ્ધ** સરાવેલું છે, તેથી તેનું નામ **પિંડતારીઉં** પડેલું છે અને તે ઉપરથી લોકો કાળક્રમે **પીંઢારીઉં** કહેવા લાગ્યા. વડનગર કે જેનું મૂળનામ વૃદ્ધનગર છે તે પ્રાચીન અને ઘણું મોટું હતું એમ ઇતિહાસોની જુદી જુદી હકીકતો ઉપરથી જણાય છે; તેની સરહદ પાંચ છ ગાઉ દૂર વિસનગર સુધી હોય તેમાં નવાઇ પામવા જેવું નથી. વિસનગર તો માત્ર આશરે સાડાનવસો વરસથી વસેલું છે એટલે વિસનગરની ભૂમિ વડનગરના તાબે હોઈ શકે. વિશળદેવ રાજાએ વિસનગર વસાવ્યું તે વખતે વાસ્તુ વીગેરેની ક્રિયા કરવા વડનગરના નાગરોનેજ બોલાવેલા છે.

સંવત ૧૯૫૬ પહેલાં આ તળાવ તરફ કોઇએ ધ્યાન આપેલું જણાતું નથી કારણ કે તે વખતનો દેખાવ પૂરાઇ ગયેલા એક મોટા ખાડા જેવો દેખાતો હતો, જાણે કે તેના ઉપર કાંઇપણ આરા વીગેરે બાંધ કામ થયેલુંજ નથી. પરંતુ સંવત ૧૯૫૬ ના દુષ્કાળમાં સ્વ૦ શીવશંકર શોભારામના ટ્રસ્ટના સેક્રેટરી **વકીલ ગોકળદાસ રાઇટરે** ટ્રસ્ટના પૈસામાંથી કેટલુંક ખોદાણ કામ કરી, બાજુમાં દિવાલો ચણી ઓવારા બનાવી, તથા કેટલાક ટેકરાઓ વીગેરે ખોદી નાખી સુંદર આરાઓ જેવો દેખાવ કરી, સપ્તઋષી જેવા ઘાટની દુરસ્તી કરી તળાવ જેવો દેખાવ બનાવ્યો. કિનારે આવેલાં નાનાં કેટલાંક શિવાલયો સપ્તઋષીના આરે શોભા આપી રહ્યાં છે, તેના સામા કિનારે પારીખ મથુરભાઇ મુળચંદનો ભવ્ય બંગલો છે જેના ઉંચા બે ગોળ ઘુંમટ વિસનગરથી ગુંજે જતાં ટ્રેનમાંથી દેખાય છે. હાલમાં તે મકાનની દુરસ્તી કરી કોઇ મુક્તિ ફોજના યુરોપીયનને ભાડે આપવામાં આવેલું છે. બાજુના કિનારે કણબીઓની નાની ધર્મશાળા તથા મંદિર છે. જ્યારે આ તળાવમાં પાણી હોય છે ત્યારે તે રમણીય અને મનોહર લાગે છે.

આ તળાવ પ્રાચીન વખતનું હોય તેવાં ઘણાં નિશાનો મળી આવે છે. તળાવમાં પાણી આવવા માટે દેળીઆ તળાવના ગરનાળાં જેવાં મોટાં ત્રણ ગરનાળાં પથરબંધી બાંધેલાં છે. પણ પાછળની પાણી આવવાની અને આજુબાજુની તમામ જમીન ઘણી પૂરાઈ ગઇ છે અને તેના ઉપર મકાનો થયેલાં છે. તે ગરનાળાંમાંથી પાણી આવવાનો રસ્તો એ રીતે હાલ બીલકુલ જણાતો નથી. એક બાજુએ કેટલાક પથરના અરધા આરા પૂરાયેલા જણાય છે.

**પ્રાચીન પથરબંધી ઓવારાનાં નિશાન**—નગરખંડની હકીકત ઉપરથી અને "આ તળાવ તો પથ્થરબંધી પગથીઆંથી બાંધેલું છે" એવી વૃદ્ધ પુરૂષોની વાતો ઉપરથી સંવત ૧૯૫૬ ની સાલમાં તળાવની પૂર્વદિશા તરફ પાંચ ફુટની ઉંડાઇનો મોટો પહોળો ખાડો ખોદતાં અંદર પથરનાં પગથીઆં નીકળ્યાં હતાં અને તે જાણે કે આરાનો ઉપરનો પરથાર હોય એવું સ્પષ્ટ જણાતું હતું. નીચે વધારે ખોદતાં પગથીઆં નીકળતાં હતાં. આ હકીકત મારી જાત માહીતીની છે. રા૦ વકીલ ગોકળદાસ રાઇટર તથા મેં પાસે રહી ખોદાણ કરાવી તપાસ કર્યો હતો. આ ઉપરથી ખ્યાલ આવશે કે મૂળ તળાવ પથરબંધી બાંધેલું હોવું જોઇએ; ઘણો કાળ વીતી જવાથી માટીથી પુરાઈ ગયેલું છે. પાટણમાં જેમ હાલમાં ત્રણ વરસથી સહસ્ત્રલિંગ તળાવનું ખોદાણ કરવાથી અંદરના પથરબંધી આરાઓ નીકળે છે તેમ આ તળાવનું ખોદાણ કામ કરવાથી જરૂર પથરબંધી આરાનું બાંધકામ નીકળી આવે.

આ તળાવ પવિત્ર ગણાતું હોવાથી ત્યાં સ્વામીઓને સમાધિસ્થ કરી તેના ઉપર દેરીઓ બનાવવામાં આવી છે. આવી ઘણી દેરીઓ ત્યાં છે. **દેસાઇ કેશવલાલ લક્ષ્મીદાસને** ત્યાં સમાધિસ્થ કરેલા તેના ઉપર તથા રા. બા. **વ્રજરાયના પિતાશ્રી પુરૂષોત્તમરાયને** ત્યાં સમાધિસ્થ કરેલા તેના ઉપર શિવાલયો બનાવેલાં છે. પુજા વીગેરે તેમના વારસો અને વહીવટ કરનાર તરફથી થાય છે.

આ તળાવ નાનું હોવાથી ચોમાસામાં ભરાય છે છતાં પૂરા બાર માસ સુધી પાણી ચાલતું નથી તો પણ પાણી હોય છે ત્યાં સુધી તે તરફનાં ઢોરોને પાણી પીવાનું સારૂં સાધન છે. કેટલાંક સ્ત્રી પુરૂષો અગીઆરશ તથા પુનમના પવિત્ર દિવસોમાં અને ખાસ કરી શ્રાવણ માસમાં હમેશાં ત્યાં સ્નાન કરવા જાય છે, વળી ચોમાસા પછી દેવ ઉઠી અગીઆરશ ( કારતક સુદી ૧૧ )ના દિવસે સ્ત્રી પુરૂષો મોટા પરોઢીએ ત્યાં જઈ સ્નાન કરી પડીઆમાં ઘીનો દીવો પ્રકટી તે પડીઓ તળાવમાં તરતો મુકી દે છે; આવા સેંકડો દીવાઓ તરતા મુકવાથી તળાવની સપાટીનો દેખાવ ઘણોજ સુંદર, આનંદદાયક અને આકર્ષક લાગે છે. જાણે કે તારાઓથી ચક ચક થતું આકાશ નીચે ઉતર્યું હોય એવો ઘડીભર દેખાવ દૃષ્ટિગોચર થાય છે. સ્વામીઓની પૂનમ ( અષાઢી પૂનમ )ના દીવસે સમાધિસ્થ સંન્યાસીઓની પૂજા માટે ઘણા લોકો ત્યાં જાય છે; તે વખતનો દેખાવ તીર્થરૂપ બનાતા તળાવની પવિત્રતાનું ખરેખરૂં ભાન કરાવે છે.

પહેલાં કરતાં હમણાં વસ્તીની ઓછાશના લીધે આ તળાવ તરફ લોકોનો મોહ થોડો થોડો કમી થતો જણાય છે. આ તળાવમાં પાણી આવવાનો માર્ગ તળાવની પૂર્વ દિશા તરફ છે. એ તરફના પ્રદેશનું પાણી તળાવમાં આવે છે. પાણી લાવવાની અને બંધ કરવાની ગરનાળાં જેવી ગોઠવણ કરેલી નથી. વધારે પાણી આવે છે તો તે બહારો બહાર વહીને ચાલ્યું જાય છે.

**મઘેક તળાવ**—આ તળાવ દક્ષિણે સવાળા દરવાજા બહાર ૦॥ માઈલ દૂર સીધા સવાળા ગામના માર્ગે ડાબા હાથે આવેલું છે. **હાથીવડના** જોડેના નીળાઆમાં થઈ ને જવાય છે. આ તળાવમાં બાર માસ ચાલે તેટલું પાણી સારી રીતે સમાય છે. તળાવમાં પાણીની આવક ઘણી સારી છે. લગભગ શહેરના પોણા ભાગનું પાણી, દેણપના રસ્તાનું તથા કાંસાના રસ્તાનું પાણી બધું તે તરફ જાય છે તેથી થોડા વરસાદે પણ આ તળાવમાં સારૂં પાણી આવે છે. દેળીઉ તળાવ

જ્યારે ભરાઈ રહે છે અને તેનાં ગરનાળાં બંધ કરવામાં આવે છે ત્યારે તે પાણી વેસ્ટવેર ઉપર થઈ પટણી દરવાજા આગળ થઈ સવાળા દરવાજાના રસ્તે વહી આ મધેક તળાવમાં આવે છે. આ તળાવનો એકે આરો પાકો બાંધેલો નથી, કુદરતી રીતે નીચાણમાં આવેલી જગોમાં આ તળાવ ખોદેલું જણાય છે, તેથી પાણી આવવાના માર્ગો કુદરતથીજ મળેલા છે. હાથીવડ આગળ સવાળાના રસ્તા વચ્ચે આડો આશરે પોણોસો ફુટ લાંબો માટીનો ધોરો બાંધી આ તળાવમાં નીળીઆના રસ્તે પાણી લેવામાં આવે છે. જ્યારે નીળીઆમાં કમર સુધી એટલે કે ત્રણ ફુટ પાણી ચડે છે ત્યારે આ તળાવ ભરાયેલું ગણાય છે. આ પ્રમાણે પૂરૂં ભરાઈ રહ્યા પછી આ નીળીઆના નાકે માટીના કોથળા નાખી ધોરો બાંધવામાં આવે છે અને સવાળાના રસ્તા વચ્ચેનો લાંબો ધોરો વચ્ચેથી ફાડી નાખવામાં આવે છે એટલે પાણી સીધુ સવાળાના રસ્તે વહી મેસાણા તરફ જાય છે.

દરસાલ સુધરાઈને ઉપર પ્રમાણે ધોરા બાંધવા પડે છે અને તોડવા પડે છે માટે ચણતર કામનો લાંબો ધોરો બાંધી નીળીઆના નાકે પાણી લાવવાની અને બંધ કરવાની ગોઠવણ કરવામાં આવે તો હમેશની પીડા દૂર થાય અને કાયમની સુગમતા થઈ રહે. આ તળાવ ઘણુ ઉપયોગમાં આવે છે, તે ભાગનાં ઢોરો ત્યાં પાણી પીએ છે અને લોકો પણ તેનો ઉપયોગ કરે છે.

**દેપલ તળાવ**—કડા દરવાજાથી અગ્નિ ખુણામાં જરા થોડે દૂર **જાળેશ્વર** જતાં ડાબા હાથે આવેલું છે. તેમાં વડનગરી અને ફત્તેહ દરવાજા તરફનું પાણી આવે છે. બંનેના પાણી આવવાના રસ્તા જુદા છે, એક પશ્ચિમ તરફથી અને બીજો ઉત્તર તરફથી છે. આ તળાવ જો કે વિસ્તારમાં દેખાય છે પરંતુ છીછરૂં થાળી જેવું બનેલું હોવાથી પાણી વધારે સમાતું નથી, પૂરૂં ભરાય છે છતાં બાર માસ સુધી પાણી ચાલતું નથી. જ્યારે પુરેપુરૂં ભરાય છે ત્યારે ગામ ભણીના ધોરા તરફ પાણીનું વધારે દબાણ થાય છે અને કેટલીક વખત તે માટીનો ધોરો

એકદમ તુટી જાય છે અને જવા આવવાનો વ્યવહાર તદન બંધ થઈ જાય છે માટે તે જગોએ પાકો ઘોરો બાંધી આરા જેવું કરવાની ખાસ જરૂર છે. આ બાબત સુધરાઇમાં પ્લેન અને એસ્ટીમેટ કરવામાં આવ્યાં હતાં પણ તે કામ હજુ થયેલું નથી. આ તળાવનો કોઇ પણ આરો પાકો બાંધેલો નથી. ઉત્તર તરફના આરા ઉપર **બકુશહીદ પીરની દરગાહનું** સ્થાનક આવેલું છે. આ તળાવ ઉપર થઈ **જાળેશ્વર મહાદેવ** જવાય છે. શ્રાવણ માસમાં આ તળાવના આરા ઉપર દર્શન કરવા જતા આવતા લોકોની મોટી મેદની ભરાય છે. તળાવ ભરાય છે ત્યારે તે ભાગના ખેડુત વર્ગનાં ઢોરોને પાણી પીવાનું સારૂં સાધન છે. ન્હાવા ધોવા માટે લોકો પણ સારો ઉપયોગ કરે છે.

**માલપ**—દક્ષિણે કડાના રસ્તા ઉપર માલપ તળાવ છે, જો કે આ તળાવ શહેરથી એક ગાઉ દૂર છે તેથી લોકો તેનો ઉપયોગ કરી શકતા નથી તો પણ દક્ષિણ તરફની સીમના ખેડુત લોકોનાં ઢોરોને પાણી પીવા માટે ઘણું ઉપયોગી થઇ પડે છે. પુરૂં ભરાય છે ત્યારે બાર માસ પાણી ચાલે છે.

**વહોરો કુવો**—આ કુવો ગામમાં મોટામાં મોટો કુવો ગણાય છે. નળ થવાથી જો કે હાલમાં તેનો ભાવ પુછાતો નથી તો પણ તેની હકીકત જાણવા જેવી છે અને ખરા સંકટના વખતે તેનોજ ભાવ પુછાય છે. લાલ દરવાજા બહાર નીકળતાં સીધા તળાવના ઉંચા આરે જતાં ડાબા હાથે ( શેઠ ગોકળભાઈ મૂળચંદની વાડી પાછળ ) તે આવેલો છે. તેની કુલ ઉંડાઇ બરાબર ૧૦૦ ફુટ છે. તેમાં ૫૦ ફુટ પાણી રહે છે અને ૫૦ ફુટ ઉપર ખાલી હોય છે. તેનો વ્યાસ ૧૬ ફુટનો છે, વચ્ચે કમાન ( arch ) મારી તેના બે ભાગ કરેલા છે; તે બંને ભાગ ઉપર મોટી લોઢાની જાળીઓ સુધરાઈએ કરાવેલી છે. બાજુમાં બે કોસ માટે બે પથરબંધી થાળાં અને ઢોરોને પાણી પીવા માટે મોટો તથા નાનો હવાડો છે. પ્રથમ આ કુવાનું પાણી

મીઠું હોવાથી લોકો તેનો ઘણો ઉપયોગ કરતા હતા. પરંતુ હમણાં કેટલાંક વરસથી પાણી ભાંભળું થયેલું હોવાથી લોકો વાપરતા નહોતા. દુષ્કાળ જેવા વખતે જ્યારે કોસથી પાણી ખેંચી ઢોરોને પાણી પીવા માટે હવાડા ભરવામાં આવતા ત્યારે પાણી સુધરતું અને લોકો વાપરતા. બાજુનાં કેટલાંક ઝરણોનું પાણી ખારૂં આવે છે. બાકી અંદરના પાતાળના આવરા તો મીઠા છે. જ્યારે પાણી વધારે ખેંચાય છે ત્યારે ઝરણોના પાણીની એટલી બધી અસર થતી નથી. આ કુવાનું પાણી જો કે દુષ્કાળમાં જરા ઉંડું જાય છે તો પણ પાણી ખુટતું નથી.

આ કુવાની ઉત્પત્તિ સંબંધી એમ કહેવાય છે કે પ્રાંતીજ પાસે સોનારણ ગામના રહીશ **વોરા અટકના નાગરે** આ કુવો બંધાવેલો છે. તેના હિસાબના ચોપડા પણ તે નાગરને ત્યાં હતા. આ કુવાને વાવની માફક ખોદી ગઘેડાં ઉપર માટી કાઢવામાં આવી હતી એમ વૃદ્ધ પુરૂષો પોતાની સાંભળેલી વાતો કરે છે. કુવો ઘણો ઉંડો ખોદેલો હોવો જોઇએ. હાલ ૧૦૦ ફુટ છે અને તેનો કોઇ વખતે ગાળ કાઢવામાં આવેલો હોય એવું કોઇ વૃદ્ધને યાદ પણ નથી, તેથી ૨૫–૩૦ ફુટ ગાળ પણ ચડી ગયો હોય એમ લાગે છે. તેના પુરાવામાં જો કે ઈજનેર ખાતા તરફથી બે બોરીંગ ૭ ઇંચ વ્યાસનાં આશરે ૧૭૦ ફુટ ઉંડાઈનાં કરેલાં છે, તેના પાણીના આવરાનું મૂળ અને વોરા કુવાના આવરાનું મૂળ એકજ સ્થાને જણાય છે. કારણ કે જ્યારે એ બે કાણામાંથી-બોરમાંથી એન્જીનથી પાણી ખેંચવામાં આવતું ત્યારે વોરા કુવાનું પાણી નીચે ઉતરતું હતું. આ બંને બોરીંગ વિસનગરના નળ માટે બનાવવામાં આવેલાં હોવાથી તેનું પાણી વિસનગરની પ્રજાને પહોંચી શકશે કે કેમ તે માટે એન્જીનથી પાણી ખેંચી પ્રયોગ અને અજમાયશથી ખાત્રી કરવામાં આવતી તે વખતે વોરા કુવાના પાણી ઉપર કેવી અસર થાય છે તે પણ જોવામાં આવતું હતું. (નળ થયા પછી એન્જીન બોરીંગમાંથી પાણી ખેંચે છે ત્યારે કુવાનું પાણી ૧૦ ફુટ

આશરે નીચે ઉતરે છે.) આ ઉપરથી સાબીત થાય છે કે વોરા કુવાની ઉંડાઇ બોરીંગની ઉંડાઇ જેટલી હોવી જોઈએ.

આ સ્થળે સેજ બોરીંગ સંબંધી હકીકત જણાવવાની જરૂર છે. ઈજનેર ખાતાના રીપોર્ટ ઉપરથી જણાય છે કે આ બંને બોરીંગની પાણીની આવક હરરોજની બે લાખ ગૅલન ઉપરાંતની અટકળી શકાઇ છે. વિસનગરની તે વખતની ઘટેલી ૧૩૮૫૫ માણસની વસ્તીની હોઢી વસ્તી આશરે ૨૦ હજારની મુકતાં અને દર માણસે ૧૦ ગૅલન પાણીની વપરાશ ગણતાં દરરોજ બે લાખ ગૅલન પાણી જોઇએ. એટલે તે હીસાબે તે બે બોરીંગ ફતેહમંદ નીવડયાં છે હાલ સંવત ૧૯૮૭ થી તે બોરીંગનું પાણી નળ વડે વિસનગરની પ્રજાને સંતોષકારક રીતે મળે છે.

આ કુવાનો ગાળ કાઢવા સુધરાઇએ કુવામાંથી ગાળ કાઢી તેમાંથી નળ માટે પાણી લેવામાં આવે તો પાણી પૂરૂં પાડી શકે તેવો કુવો છે એવી માન્યતાથી સંવત ૧૯૭૦માં ઈજનેર ખાતાને રૂ. ૧૧૦૦ આશરે આપેલા. ઈજનેરખાતાએ તે કામ હાથમાં લીધું. પર્લ્સામીટર મુકી પાણી ખેંચ્યું પણ છેવટના પાંચ ફુટનું પાણી ખાલી થયું નહીં. વચ્ચે વચ્ચે સંચાનું કામ બંધ રહે કે પાણી ચડી જાય. આથી ગાળ કાઢવાનું કામ મુશ્કેલ થઇ પડયું અને ગાળ કાઢયા વગર કામ બંધ કર્યું. આ બાબત સુધરાઇએ પોતાના પૈસા પાછા મેળવવા સુબા તરફ પોતાનો વાંધો જાહેર કર્યો. છેવટે આશરે રૂ. ૪૦૦ ખરચ થયેલા તે કાપી લઇ બાકીના રૂ. ૭૦૦ મહા મુશ્કેલીએ સુધરાઇને પાછા આપ્યા એ રીતે ફોકટ સુધરાઇના ચારસો રૂપીઆ કુવા ખાતે ગયા. જો આ કુવાનો ગાળ કાઢવામાં આવ્યો હોત. (જેમ મુંબાઇની ગોદીઓમાંથી કાદવ કાઢવામાં આવે છે તેમ) તો મારી માન્યતા પ્રમાણે આ કુવો વિસનગરના નળ માટે પૂરો પડી શકયો હોત.

કાનકુવો—કડા દરવાજા બહાર નજીકમાં જમણા હાથે આ કુવો આવેલો છે, ત્યાં જવા માટે ખાસ સડક બનાવવામાં આવી છે.

અને વચ્ચે નાનું નાળું બનાવવામાં આવ્યું હતું તે ગઇ સાલ ચોમાસામાં વધુ વરસાદ આવવાથી તુટી ગયું છે, તેથી પાણી ભરવા જવા આવવાને સ્ત્રીઓને અડચણ પડવા માંડી છે. આ કુવાની ઉંડાઈ આશરે ૮૦ ફુટ છે અને પહોળાઇ ૧૭ ફુટ છે. ઘેરાવો મોટો હોવાથી તેના ઉપર બે મોટા લોઢાના ગરડર નાખી આડાં મજબુત પાટીઆં સજ્જડ ગોઠવી દઇ બરાબર પૂલ જેવું બનાવેલું છે અને બાજુના બંને ગાળામાં લોઢાની મજબુત જાળીઓ નાખી પાણી ભરવાની ગોઠવણ કરેલી છે તેથી ઘણી સ્ત્રીઓ સાથે રહી પાણી ભરી શકે છે. કોસ માટે બે થાળાં અને ઢોરોને પાણી પીવા માટે કુંડીઓની ગોઠવણ કરેલી છે. હવાડાની ગોઠવણ કરેલી નથી.

આ કુવાનું પાણી બધા કુવાઓ કરતાં મીઠું, હલકું અને પાચનકરતા છે અને વૈદકીય ધોરણે ઘણું સારૂં ગણાય છે. તેથી ગામનો મોટો ભાગ તે કુવાનું પાણી વાપરે છે. આ કુવો અંદરથી જીર્ણ થઇ જવાથી બે વખત સુધરાઇએ દુરસ્ત કરાવી ઉપર પ્રમાણે નવીન જાળી બનાવી હતી. જાળી પાછી જીર્ણ થયેલી જણાય છે માટે દુરસ્તીની ખાસ જરૂર છે. આવા કામમાં સુધરાઇએ જરાપણ આળસ કરવી નહી, કારણ કે અકસ્માત થતાં વાર લાગે નહી. સુધરાઇએ લોખંડના કે લાકડાના કામને દરસાલ ડામરથી રંગવું જોઇએ. તેમ નહી કરવાથી લોખંડ, માટી પાણી અને પવનથી કાટ વળી ખવાઇ જાય છે અને લાકડું ખોદાઇ જાય છે, માટે તે બાબત સુધરાઇએ ધ્યાન આપવું જોઇએ.

**હીરાવાવ**—આ વાવ દીપરા દરવાજા બહાર જતાં પાસે સીધા રસ્તે જમણા હાથે આવેલી છે. તદન પથરથી બાંધેલી છે. કોસ માટે આઠ થાળાં છે એટલે આઠ કોસથી સાથે પાણી કાઢવું હોય તો કાઢી શકાય તેવી ગોઠવણ કરેલી છે. ઢોરોને પાણી પીવા માટે પાસે મોટો પથરનો હવાડો બનાવેલો છે. દુષ્કાળ અને નપાણીઆમાં આ વાવનો ખરેખરો ભાવ પુછાય છે અને તે વખતે મહત્વનું પાણીનું

સાધન થઇ પડે છે. તેનું પાણી મીઠું છે. આ વાવ એક પ્રજાને આશીર્વાદ રૂપ છે, સંવત ૧૯૮૦ માં પારીખ ડોસાભાઈ ભગનલાલે આશરે રૂપીઆ બે હજાર ખરચી આ વાવની ઘણી સારી દુરસ્તી કરાવી છે. તમામ જીર્ણ થયેલું કામ સુધારી નવી બનાવ્યા જેવી દુરસ્ત કરાવી છે. નપાણીઆ વખતે લોકો તેનો ઉપયોગ કરે છે. સંવત ૧૯૫૬ના દુષ્કાળમાં આ વાવને ગળાવવામાં આવી હતી. આ વાવ ગળાતી હતી તે વખતે હું ઠેઠ છેલ્લા કોઠાની બારી સુધી ઉતરીને અંદર ગયો હતો. તે વખતે પાણી આશરે ૪–૫ ફુટ હતું પરંતુ અંદરના નીચેના પાણીના આવરાનું એટલું બધું જોર હતું કે ઉપર ૩–૪ કોસથી પાણી ખેંચવામાં આવતું હતું છતાં તેટલું પાણી ખુટતું નહોતું. "હીરા વાવ" નામ શાથી પડયું તેની તથા તેની ઉત્પત્તિ સંબંધી દંતકથા સાંભળવામાં આવી નથી. ઘણા જુના વખતમાં બંધાયેલી જણાય છે. હાલમાં તેની પાસે ગટરનું પાણી એકઠું કરવાનો મોટો કુવો બનાવ્યો છે. તેની હકીકત આગળ નળ અને ડ્રેનેજનું પ્રકરણ વાંચવાથી સમજાશે.

**ખારીવાવ**—આ વાવ સવાળા દરવાજા બહાર સીધા રસ્તે જતાં પાસે જમણા હાથે આવેલી છે. વાવમાં ઉતરતાં પ્રથમ ડાબા હાથે કાળકા માતાનું મંદિર આવેલું છે. વાવનું કામ બધું પથ્થર-બંધી છે. કેટલુંક કામ ઘણુંજ જીર્ણ થયેલું હોવાથી અને પારીખ ડોસાભાઈ ભગનલાલની તે તરફ દૃષ્ટિ પડવાથી તેમણે હીરાવાવની દુરસ્તી પછી તેની દુરસ્તી પણ શરૂ કરી અને આશરે ચાર હજાર રૂપીઆના ખરચે ઘણો સુધારો કરી, અંદરના ભાગમાં અંધારૂં પડતું હતું અને તેથી ભયંકર લાગતી હતી તે તથા કેટલાક પથરના પાટ ભાગી ગયા હતા, કેટલાક ખસી ગયા હતા, પગથીઆં પડી જવાય તેવાં ઘસાઈ ગયાં હતાં તે તથા એવાં તમામ કામની દુરસ્તી કરી આ વાવ પણ નવા જેવી બનાવી દીધી છે. તેના ઉપર કોસ ખેંચવાને માટે બે મોટાં થાળાં બનાવેલાં છે. તેનું પાણી ખારૂં હોવાથી **ખારીવાવ** નામ

પડેલું છે. વાવના પથરબંધી બાંધકામ ઉપરથી અનુમાન થાય છે કે આ વાવ જ્યારે બંધાયેલી ત્યારે તેનું પાણી ખારૂં હોવું જોઇએ નહીં. નહીં તો ખારા પાણી પાછળ કોઇ આટલું બધું ખરચ કરે નહીં. વળી નપાણીઆ વખતમાં જ્યારે કોસથી આ વાવનું પાણી રોજ ખેંચવામાં આવે છે ત્યારે પાણીની ખારાશ તદ્દન કમી થઇ જાય છે, વાવનું અંદરનું પાણી મીઠું છે અને ઉપરની જમીનના ઝરાનું આવતું પાણી તદ્દન ખારૂં છે. આ ઝરાઓ પગથીઆમાંથી વહેતા સ્પષ્ટ દેખાઈ આવે છે. આ ઝરાઓ પ્રથમ મીઠા હશે પણ કાળક્રમે તેનું વણું ખદબાઈ જઈ ખારા બની ગયા હશે. જ્યારથી તે ખારી બની હશે ત્યારથી લોકો તેને ખારી વાવ કહેતા હશે. ગામમાં બે વાવો રહી એટલે ભેદ રાખવાની ખાતર લોકો ગુણને અનુસરી નામ કલ્પી લે એ સ્વાભાવિક છે. આ વાવ કોના વખતમાં થઇ તે જણાઇ આવતું નથી. પારીખ ડોસાભાઈ મગનલાલે સંવત ૧૯૮૦માં દેળીઆ તળાવનાં ગરનાળાંના તુટેલા અને ઢળી ગયેલા હાળનો અને આ બે વાવોનો જીર્ણોદ્ધાર કરાવી જે ખરેખરૂં પરમાર્થનું કામ કર્યું છે તે માટે આ સ્થળે હું તેમનો ઉપકાર માનું છું. આ પ્રમાણે મુખ્ય તળાવ, કુવા અને વાવોની હકીકત જણાવી.

જ્યારે તળાવ સુકાય છે ત્યારે દુકાળ અને નપાણીઆ [illegible] ઉપરના બે કુવા અને બે વાવો પ્રજાને ઉપયોગી થઈ પડે છે. નહીં તો ગામ મુકીને જવાનો વખત પણ આવે. આ કુવાઓ ઉપરાંત બીજા કેટલાક મીઠા પાણીના નાના મોટા કુવાઓ છે જે [illegible] વર્ષમાં અમને પાણી પુરૂં પાડે છે. [illegible] કુવા મીઠા અને મોટા છે તેના [illegible] પાણી [illegible] સારી ઓળખણ સંવત ૧૯૮૦ની સાલમાં [illegible] કરાવી છે. સંવત ૧૯[illegible] [illegible] મદદથી કરાવેલો છે; [illegible] તે કુવો પાણી પુરૂં પાડે છે. રેલવની નજીક [illegible]

મોટો કુવો બનાવેલો છે પણ તેમાં બોરીંગ બરાબર ઉંડું નહી ગયેલું હોવાથી જેટલું જોઇએ તેટલું પાણી મળી શકતું નથી તો પણ સાધારણ વર્ષમાં પાણીની તંગી પડતી નથી. તેનું પાણી મીઠું અને સારૂં છે. સંવત ૧૯૭૯માં સવાળા દરવાજે જતાં જમણા હાથે રામદ્વારા પાસે રામકુવો બનાવવામાં આવ્યો છે, તેનું પાણી મીઠું અને સારૂં છે, પુરા જથામાં પાણી મળી શકે છે તેમાંથી પાણી કાઢવા માટે હાથનો પંપ મુકવામાં આવ્યો છે, જે હલાવવાથી પાણી મળી શકે છે મોટી વોરવાડમાં એક મોટો કુવો આશરે ૧૦૦ ફુટ ઉંડો અને આશરે ૧૬ ફુટ પહોળો આવેલો છે. તેનું મોંઢું ઢાંકી નાખી એક નાનું દ્વાર રાખી તેના ઉપર કોટડી બાંધવામાં આવી છે. તેથી ઉપરથી જોતાં તે જાણે નાની કુઇ અગર ટાંકું હોય તેવો દેખાવ લાગે છે. આનું પાણી વોરવાડમાં છુટથી વપરાય છે. આ શીવાય તળાવ ઉપર આવેલી ખાનગી વાડીઓ અને ધર્મશાળાઓમાં નાના નાના કુવાઓ આવેલા છે. તે કુવાઓનું પાણી મીઠું અને સારૂં છે તેથી શહેરના ઘણા લોકો વાપરે છે. તે ચાલુ વરસોમાં સારી રીતે પાણી પૂરૂં પાડે છે. જ્યારે તળાવમાં પાણી સુકાય છે ત્યારે તે કુવાઓનું પાણી ઘણું ઉંડું ઉતરી જાય છે અને છેવટે ઉનાળામાં ખુટી જાય છે. આ શીવાય બીજા કેટલાક નાના મોટા કુવાઓ મીઠા અને ખારા કેટલાક મહોલ્લામાં છે. ભંગી લોકોને માટે શેઠ ગોકળભાઈ મુળચંદે દસ્તેદ દરવાજે કુવો બનાવી આપેલો છે, ઢેડના માટે તેમની અને સુધરાઈની મદદથી દીપરા દરવાજા બહાર કુવો બનાવવામાં આવ્યો છે.

કુલ વિસનગર કસ્બામાં ગામઠાણ અને સીમના મળીને સરકારી ગણત્રી પ્રમાણે કાચાકુવા ૭૦, પાકાકુવા, ૩૨૫, નાનાં મોટાં તળાવ ૧૬ અને કાંસ ૧ છે જેને કડાનો વોહ કહેવામાં આવે છે. ઉપર જણાવેલા પાકા કુવા પૈકી ૧૬ કુવા લોકોને ખાસ પાણી પીવાના ઉપયોગ માટે છે અને બાકીના ખેતીવાડીના કામે પાણી લેવાના ઉપયોગ માટે છે.

જ્યારે તળાવમાં પાણી ખુટતું હતું અને પાણી વીના નહાવાની ધોવાની અને પીવાની આપદા ઉભી થતી ત્યારે કેટલાક લોકો ઘેરઘેર નળ લાવવા માટે, કેટલાક ફક્ત થોડી ટાંકીઓથી પાણી પૂરૂં પાડવા માટે; કેટલાક વીરમગામ જેવું બોરીંગ કરવા માટે, કેટલાક નપાણીઆ વખતમાં કુવા ઉપર પંપ મુકી ચકલીઓ દ્વારા પાણી મેળવવા માટે, એમ જુદા જુદા પ્રકારના ઉદ્‌ગાર કાઢતા હતા.

જ્યારે તળાવ સુકાઇ જતું ત્યારે પાણી મેળવવા માટે તેમાં વેયડા (વેંડા) ખોદવામાં આવતા હતા તે વખતે પાણી ભરવા આવનાર સ્ત્રીઓની ખરેખર દયાજનક દશા બની રહેતી હતી. અંધારામાં ઉઠીને પાણી ભરવા જાય તો એક બે બેડાં પાણી મહા મહેનતે મેળવી શકે, પાણી માટે ગાળા ગાળી અને મારા મારીના પ્રસંગો ઉભા થતા, કવખતે સ્ત્રીઓની આબરૂ ઉપર હાથ નંખાય, કોઇ કોઇ પ્રસંગો ધણીઆતા વેયડા ખોદી પાણી માટે પૈસા માગી સતાવતા, હું ધારતો નથી કે આ હકીકત કોઇની જાણ બહાર હોય. તે વખતે લોકો ચારે બાજુથી પાણીનો પોકાર કરવા મંડી પડતા પરંતુ જ્યારે તળાવમાં પાણી ભરાય, ત્યારે તે વાત વિસારે મુકી કુંભકર્ણની નિદ્રામાં પડી જતા. સુધરાઇના સભાસદો પાણીની વાત ઉપાડવાની હીલચાલ કરતા તો ટેકાના અભાવે દરખાસ્ત મારી જતી એટલુંજ નહીં પરંતુ વિરૂદ્ધની દલીલો રજુ થતી. આગ લાગે ત્યારે કુવો ખોદી પાણી કાઢી તે પાણીથી આગ બુઝાવાય નહીં. તે માટે આગળથીજ તૈયારી હોવી જોઇએ અને તમામ સાધનો તૈયાર રાખવાં જોઇએ. સંવત ૧૯૮૭ થી નળદ્વારાએ વિસનગરની પ્રજાને પાણી મળતું થયું છે ત્યારથી ઉપરની વાતો ઉપર પડદો પડેલો છે.

આવી પરિસ્થિતિમાં સંવત ૧૯૮૯ (સન ૧૯૩૨-૩૩) માં વરસાદ પુરતો નહીં આવવાથી ભીડ ખાસ તળાવ નકામું નીવડે [illegible] [illegible] લોકમાગણીઓનું [illegible] મારું [illegible]. તે [illegible] તારીખ [illegible] સભામાં [illegible]. તે વાત

તેમના લક્ષમાં ઉતરવાથી નળ જેવી નાની યોજના તૈયાર કરાવી તળાવના ઉચા આરાના લાંબા ઓટલા ઉપરં મોટી લોખંડની ટાંકી મુકી, અને વોરા કુવા ઉપર એન્જીન મુકી કુવામાંથી પંપદ્વારાએ પાણી ખેંચી તળાવ ઉપરની ટાંકીમાં પાણી ભરી તે ટાંકીની નીચે આરા ઉપર લાંબી ટાઈપ ગોઠવી ૪૦ ચકલીઓ મુકી દીધી અને તા. ૧-૨-૨૬ થી લોકો ત્યાંથી પાણી ભરવા લાગ્યાં. આથી લોકોને ઘણી જ રાહત મળી અને પ્રજા આશીર્વાદ દેવા લાગી. તે સાલ પણ પૂરતો વરસાદ નહીં થવાથી પારીખ ડોસાભાઇએ તે યોજના પ્રમાણે કામ ચાલુ રાખવા ઉદારતા બતાવી. કારણકે તેનું બધું ખરચ પોતે આપતા હતા. બીજી સાલ વરસાદ થવાથી તે કામ બંધ થયું અને સુધરાઇએ વિસનગરને કાયમનું પાણી પુરૂ પાડવા નળની યોજના ઉપાડી (જેની હકીકત આ પછીનું પ્રકરણ વાંચવાથી સમજાશે.) શેઠ ડોસાભાઇએ કરેલા પરોપકારના કામની કદર તરીકે તા. ૨૫-૬-૨૮ ના રોજ જાહેર મેળાવડા સમક્ષ તેમનું તૈલ ચિત્ર સુધરાઇમાં ખુલ્લું મુક્યું હતું.

**વિસનગર સુધરાઇને મારી નમ્ર વિનંતી**—પ્રાચીનકાળમાં વિસનગરની પ્રજાના કલ્યાણાર્થે તળાવ, કુવા અને વાવો બંધાયેલી છે, અને હાલના અર્વાચીન સમયમાં તેનો થોડો ઘણો જીર્ણોદ્ધાર કરી વિસનગરના ઉદાર શ્રીમંત ગૃહસ્થોએ તળાવના કિનારા ઉપર હજારો રૂપીઆના ખરચે નવીન ઓવારા બંધાવ્યા છે તેનો ટુંક હેવાલ મેં ઉપર પ્રમાણે રજુ કર્યો છે. આ થયેલા જીર્ણોદ્ધારનું કામ **કૈ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબે** પણ જાતે જોઈ પ્રસન્નતા બતાવી હતી. (વાંચો પૃષ્ટ ૧૫૨ ઉપરની હકીકત)

આ બધાં લોકોપયોગી સાર્વજનિક બાંધકામો ઉપર વિસનગર સુધરાઇની દેખરેખ હોવાથી તેની સંભાળ રાખવાની સુધરાઇની ખાસ ફરજ છે. તે કામો પૈકી કોઇપણ કામની સ્હેજ દુરસ્તી કરવાની જરૂર હોય તો તેના તરફ દુર્લક્ષ નહીં રાખતાં તે કામ તાત્કાળિક

સુધારી લેવું જોઈએ. અંગ્રેજીમાં કહેવત છે કે A stitch in time saves nine–વખતસરનો એક ટાંકો નવ ટાંકાનો બચાવ કરે છે. એ કહાણી અનુસાર કપડાને એક સ્હેજ નાનું કાણું પડ્યું અગર સ્હેજ ફાટયું તો તેજ વખતે તેને એક ટાંકો મારી સાંધી લેવામાં આવે તો કપડું વધારે ફાટતું અટકી જાય છે અને વધારે થતા નુકસાનમાંથી બચી જવાય છે.

પરોપકારી ઉદાર ધનવાન પુરૂષોએ હજારોના ખરચે બંધાવેલા ઘાટોની અને ઓવારાની બાજુની માટી ઢોરોની આવજાથી અને વરસાદના પાણીથી ધોવાઇ જવાથી પગથીઆં, દિવાલો વીગેરે એવું બાંધકામ ઉઘાડું થાય છે અને જો તે તાત્કાળિક માટી પૂરી દુરસ્ત કરવામાં ન આવે તો આગળ ઉપર તે બાંધકામ પડી જવાનો સંભવ ઉભો થાય છે. આમાં માત્ર રૂ. ૨૫–૫૦ નું ખરચ હોય છે, હજારો-ના બજેટમાં આટલી રકમ નજીવી છે. માટે તેટલું ખરચ કરી વખતસર દુરસ્તી કરવામાં આવે તો ઓવારાનું મોટું નુકસાન બચી જાય છે. આ કામમાં કાંઇ મહેનત કે ખરચ નથી પરંતુ કાળજીનો પ્રશ્ન છે.

તમામ સાર્વજનિક કામોની સુધરાઇએ અવશ્ય સંભાળ રાખવી જોઇએ, અને દર વર્ષે બજેટમાં આવી દુરસ્તી માટે થોડી રકમ રાખવી જોઈએ. સુધરાઈ તો **સ્થાનિક સ્વરાજ્યની** સંસ્થા છે. તેના સભાસદો પ્રજાના પ્રતિનિધિઓ છે. તેના પ્રમુખ **મેયર–નગરશેઠ** ગણાય છે. તેમણે આવાં સાર્વજનિક કામોની સંભાળ રાખવા માટે જાતે પોતે મહિનામાં એક બે વખત તે તે સ્થળોએ ફરવાની ખાતર આંટો મારી જોઈ આવી બગડતું કામ સુધારી લેવા તજવીજ કરવી જોઇએ. આ પ્રમાણે કાળજી રાખવામાં આવે તો શ્રીમંતોએ કરેલાં બાંધકામો લાંબા વખત સુધી ટકી શકે. આશા છે કે સુધરાઈ આ મારી વિનંતી ધ્યાનમા લેશે.

# પ્રકરણ ૧૪ મું

## વૉટર વર્ક્સ (નળ) અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજ (ગટર) અને વીજળી.

**પંચાલ હરિચંદ મંછારામ તીજોરીવાળા વોટરવર્ક્સ**—વિસનગરના વતની અને મુબઈમાં સારા પાયા ઉપર તીજોરીઓનો ધંધો કરનાર દેશ પરદેશમાં સારી ખ્યાતિ અને સારી સંપત્તિ પામેલા સ્વ૦ પંચાલ શ્રી **હરિચંદ મંછારામ તીજોરીવાળા**ને હમેશને માટે વિસનગરમાંથી પાણીનું દુઃખ ટાળવા માટે પોતાની હયાતીમાં લાંબા વખતથી હૃદયની ઈચ્છા હતી. આ ઇચ્છા તેમણે મારા આગળ વ્યક્ત કરેલી પરંતુ કેવા પ્રકારની યોજના કરવી કે જેથી પ્રજાને મફત પાણી મળી શકે. મુબઈમાં સાંજે દરિયા કિનારે ફરવા જતાં મને સાથે લઈ જાય અને આ સંબંધી વાત કરે. આ રીતે તે હમેશા વિચાર કરતા પણ તેનો અમલ કરી શકયા નહી. વૃદ્ધાવસ્થાને લઇને શરીર શિથિલ થઇ ગયુ હતુ, તેવામાં વધુ માંદગી થવા લાગી તેથી તેમણે સંવત ૧૯૭૯ ના કારતક સુદ ૧૩ તા. ૨-૧૧-૧૯૨૨ ને ગુરૂવારે મુબઈમાં પોતાની મીલકતની વ્યવસ્થા કરવા વીલ કર્યું. તે પછી તા. ૨૭-૧૧-૧૯૨૨ નારોજ તે મુબઇમાં દેવગત થયા.

સદર વીલમાં સ્વ૦ શ્રી હરિચંદે પોતાની તમામ મીલકતનો વહીવટ કરવા મુખ્ય આઠ ટ્રસ્ટીઓ અને પાણીના નળ માટે ખાસ બે ટ્રસ્ટીઓ નીમેલા. તે બંનેમાં ટ્રસ્ટી તરીકે મારૂં નામ મુકેલું હતું. શ્રી હરિચંદના દેવગત થયાના સમાચાર તેમના સોલીસીટર તરફથી મને મળતાં તરતજ શરૂઆતથી જ તા. ૮-૨-૧૯૨૩ ના રોજ મે મારી નાખુશી બતાવી તેમાં જોડાયો નહી, અને પાણીના નળ માટે

**પંચાલ હરિચંદ મંચ્છારામ તીજોરીવાળા**

**વૉટર વર્ક્સ.**

વાંચો પૃષ્ઠ ૩૫૨



**પાણીની ટાંકી.**



**એન્જીન શેડ.**

[?]ાર પ્રિન્ટરી · અમદાવાદ

સ્વ. પંચાલ હરીચંદ સંચ્છારામ તીજોરીવાળા.

જન્મ - ૧૯૦૪ અવસાન - ૧૯૭૯



વાંચો પૃષ્ઠ ૧૯૦, ૨૮૩, ૩૫૨, ૪૨૬

સ્વ. પંચાલ હરિચંદ સંચ્છારામનાં ધર્મપત્ની
ગં. સ્વ. દાતાર મોતીબાઈ.



જન્મ - સંવત ૧૯૩૩
વાંચો પૃષ્ઠ ૧૯૦, ૪૨૩

ખાસ ટ્રસ્ટીઓમાંથી પણ છુટા થવા તા. ૨૦-૩-૧૯૨૩ ના રોજ પત્રથી સોલીસીટરને જણાવ્યું. પરંતુ પાણીના ટ્રસ્ટીઓમાંથી છુટા નહી થવા મુખ્ય ટ્રસ્ટીઓ, બીજા ગૃહસ્થો અને વિસનગરના નાગરિકોનો આગ્રહ હોવાથી કેટલોક વખત વીત્યા બાદ મુખ્ય ટ્રસ્ટીઓનો પત્ર આવવાથી તા. ૬-૯-૨૫ નારોજ પત્રથી નળ માટેના ટ્રસ્ટી તરીકે રહેવાની સંમતિ આપી, તેથી નળનું કામ હાથમાં લેવા મને ફરજ પડી. સદર વીલની ૧૭ મી કલમમાં વિસનગરની પ્રજાને નળ મારફત પાણી પૂરૂં પાડવા માટે સ્વ. શ્રી હરિચંદે નીચે પ્રમાણે જણાવ્યું છે—

" ગામ વીશનગરમાં પ્રજાને નળ મારફતે પાણી પુરૂ પાડવું એવી મારી ઈચ્છા છે અને સદહું કાર્ય માટે વડોદરા રાજ્ય અને વીશનગરની મ્યુનીસીપાલીટી અથવા યોગ્ય અધિકારી સાથે તે બાબત સર એવો ઠરાવ થઈ શકતો હોય કે વીશનગરની તમામ પ્રજાને નળ મારફત પાણી પુરૂં પાડવાનું કામ કાયમને માટે વડોદરા રાજ્ય વીશનગર મ્યુનીસીપાલીટી અથવા જે યોગ્ય અધીકારી હોય તે તેમને માથે લે અને તે માટેના પાણીના બાંધકામો વિગેરે પર **મારૂ નામ** મુકવાનું કબૂલ કરે એટલે કે **મારા નામથી ઓળખાય** તો મારા ટ્રસ્ટીઓએ તે કામ સારૂ રૂ. ૨૦૦૦૦૦ ) અંકે બે લાખ આપવા. તે ગ્રાન્ટરોડની પ્લેહાઉસવાળી મારી મીલકતના સંબંધમાં હાલમાં પ્રીવીકાઉન્સીલમાં જે કેસ ચાલે છે તેનો છેવટનો નીકાલ થએથી અને તેની વેચાણની કીમતના રૂપીઆ આવેથી રૂપીઆ બે લાખ મારા ટ્રસ્ટીઓએ આપવા. શેઠ **મણીભાઈ** ગોકળભાઈ અને **શેઠ મહાસુખભાઇ ચુનીલાલને** આ મારી ઈચ્છા પાર પાડવાને આ કામના ખાસ એકઝીક્યુટરો યાને ટ્રસ્ટીઓ નીમુ છું. સદહું કેસમાં હું જીતું અને સદહું ગ્રાન્ટરોડવાળા મકાનની કીમતના નાણાં વધારે આવે તો સદરહુ નળના કામ માટે રૂપીઆ બે લાખથી જેટલા વધારે જોઈએ તેટલા તેમાંથી પહોંચી શકતા હોય તેટલા આપવા. "

આ સંબંધી સોલીસીટર્સ **હીરાલાલ ઍન્ડ કંપની** સાથે ઘણા ઘણા પ્રકારના પત્ર વ્યવહાર ચાલતાં હું તેમાં ફલિભૂત થયો નહીં તેથી તે કામ મેં તે વખતના **દિવાન સર મનુભાઇને** તા. ૧૩–૧૦–૧૯૨૫ ના રોજ પત્ર લખી તમામ હકીકત સાદર કરી તે સંબંધી તજવીજ કરવા તેમને વિનંતી કરવામાં આવી. તે પછી પાછો ટ્રસ્ટીઓ સાથે ઘણા પ્રકારનો પત્રવ્યવહાર ચાલ્યો પરંતુ મારા બધા પ્રયત્નો નિષ્ફળ જવાથી મને ઘણો કંટાળો આવ્યો તેથી છેવટે તા. ૮–૯–૨૭ ના રોજ નાયબ દિવાન **રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈને** એક મોટો પત્ર લખી, અમારા અને સોલીસીટર વચ્ચે ચાલેલા પત્રવ્યવહારની નકલો રજુ કરી તમામ હકીકતથી તેમને વાકેફગાર કરી મેં મારા ખાસ નળ માટે ટ્રસ્ટી તરીકેના તમામ અધિકારો તેમને સોંપી વીલ પ્રમાણે વિસનગરની પ્રજાને નળવાટે પાણી પૂરૂં પાડવાની તજવીજ થવા માગણી કરી.

ત્યાર બાદ તેમના સોલીસીટર, મુખ્ય ટ્રસ્ટીઓ અને સરકાર વચ્ચે પત્રવ્યવહાર શરૂ થયો. છેવટે તે ટ્રસ્ટીઓને વડોદરે બોલાવવામાં આવ્યા અને તેમની પાસેથી બે લાખ રૂપીઆ નળ માટે લેવામાં આવ્યા. (પ્રજા નળ માટે ઘણી ઈન્તેજાર હોવાથી શા કારણથી આટલો બધો વિલંબ થાય છે તેનો ખુલાસો માગતી હોવાથી આ સંબંધી ચાલેલો તમામ પત્રવ્યવહાર મેં પ્રજાની જાણ માટે છાપીને પુસ્તિકારૂપે સન ૧૯૨૭ માં પ્રકટ કર્યો છે તેમાં વાગતવાર બધી હકીકત જણાવી છે. આખું વીલ પણ પ્રસિદ્ધ કર્યું છે તે વાંચી જવાથી સમજાશે.)

એ પ્રમાણે સ્વ૦ શ્રી હરિચંદે કરેલા વીલની ૧૭ મી કલમ પ્રમાણે સરકારને બે લાખ રૂપીયા મળવાથી સરકારે વિસનગરના વૉટર વર્ક્સનું એસ્ટીમેટ અને પ્લૅન તૈયાર કરાવ્યાં અને વિસનગર સુધરાઇ ઉપર અમલ થવા મોકલી આપ્યાં. તે ઉપરથી સુધરાઇએ

સમગ્ર સભા મેળવી તે નળની **યોજનાના*** સ્વીકાર કરી તે પ્રમાણે કામ કરવા ઠરાવ્યું અને તેનું ખાતમુહૂર્ત હિ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજાના શુભ હસ્તે કરાવવા ઠરાવ કર્યો. તે પ્રમાણે હિ૦ શ્રીમંત સયાજીરાવ મહારાજા સાહેબ તા. ૨૭-૨-૨૮ ના રોજ વિસનગર પધારતાં તેમના મુબારક હસ્તે લાલ દરવાજા બહાર તળાવના ઉંચા આરે વહોરા કુવાની પાસે મેદાનમાં ઇજનેર ખાતાએ નક્કી કરેલી જગોએ ખાત્ મુહૂર્ત કરવામાં આવ્યું. અને સુધરાઇએ રીતસર શ્રીમંત મહારાજાને માનપત્ર વાંચી સંભળાવી રૂપાના કાસ્કેટમાં અર્પણ કર્યું. આ પ્રસંગે શ્રીમંતને વિનંતી સાદર કરતાં મેં જણાવ્યું કે "વિસનગરની વસ્તી જે ૨૧ હજારની હતી તે ઘટીને હાલમાત્ર ૧૪ હજારની છે અને રાજ્યમાં વસ્તીની બાબતમાં ત્રીજા નંબરે હતું

* વિસનગરની પ્રજાને નળ વાટે પાણી પૂરૂં પાડવાના કામમાં મને ટ્રસ્ટી તરીકે નીમેલો હોવાથી સ્વ૦ શ્રી હરિચંદની ઈચ્છાનુસાર પ્રજા પાસેથી કાંઈ પણ ટેક્સ લીધા શીવાય પ્રજાને મફત પાણી આપી શકાય એવી સાદી યોજના માટે ઇજનેરોની સલાહ લઈ કરવી પડશે, એવી ધારણાથી મેં એક યોજના તૈયાર કરી રાખેલી હતી. તેના એસ્ટીમેટ અને પ્લૅનમાં એમ જણાવ્યું હતું કે વ્હોરા કુવા ઉપર પચાસ ફુટની ઉંચાઈએ પચાસ હજાર ગૅલન પાણી સમાઇ શકે એવી એક લોખંડની ટાંકી મુકી તેમાંથી સાત ઇંચના વ્યાસની પાઇપ મુકી ઘેર ઘેર નળ નહી આપતાં શહેરના મુખ્ય દસ સ્થળોએ જમીનથી ૧ થી ૧॥ ફુટ ઉંચા ચોક બનાવી વચ્ચે ૧૨ થી ૧૬ ચકલીવાળા સ્ટૅંડ પોસ્ટ મુકવા. એટલે દસ સ્થળેથી લોકો પાણી ભરી શકે. ચોકની બાજુમાં એક મોટી કુંડી અનુકૂળતા પ્રમાણે બનાવવી, તેમાં સ્ટૅંડ પોસ્ટમાંથી ઢળતું પાણી એકઠું થાય. જે ઢોરોના પીવાના કામે તથા અગ્નિ વખતે ઉપયોગમાં આવે. વધે તે પાણી ખુલ્લી ગટર અગર પાઈપ દ્વારાએ બાજુના નજીક ભાગમાંથી ગામ બહાર કાઢવામાં આવે. આ યોજનાનું ટાંકી, એન્જીન, પાઇપ, તથા બાંધકામના ૮૦ હજાર તથા બોરીંગ ખરચના ૧૨ હજાર તથા બીજા ૮ હજાર મળી કુલ એક લાખ રૂપીઆનું એસ્ટીમેટ હતું. તેની અરધી રકમ એટલે કે ૫૦ હજાર સરકાર ઠરેલા ધોરણ પ્રમાણે આપે અને બાકીના ૫૦ હજાર સ્વ૦ હરિચં-

તે ઘસડાઇને અત્યારે આઠમા નંબરે આવીને ઉભું રહ્યું છે; આવી રીતે તાવ, કોલેરા, પ્લેગ, અને ઇન્ફલ્યુએન્ઝાની બીમારીથી સાત હજાર માણસોને ગુમાવી બેઠેલું કમનસીબ વિસનગર આપ શ્રીમંતની પાસે આરોગ્ય સંબંધી અસાધારણ મદદ માગે તો તે અસ્થાને નહીં ગણાય." વીગેરે હકીકત જણાવી વિસનગરની પડતીનો ખ્યાલ આપી સુધરાઇએ માગેલી મદદનો સ્વીકાર કરવા વિનંતી કરી હતી. શ્રીમંત મહારાજા સાહેબે સહાનુભૂતિ દર્શાવી બનતું કરવા આશ્વાસન આપ્યું હતું.

આ વૉટર વર્ક્સના બાંધકામ માટે રૂ. ૩૧૬૦૦૦) ના એસ્ટીમેટની યોજના મંત્રીમંડળ હુકમ નંબર ૧૪૮-૪૦ તા. ૧-૨-૨૬ થી મંજુર થઇ તે પૈકી રૂ ૧૩૭૫૦૦) બક્ષીસ તરીકે સુધરાઇને આપવા મંજુર થયેલું હોવાથી અને શ્રી હરિચંદ મંચ્છારામ તરફથી પણ રૂ ૨) લાખ સરકારમાં ભરાઈ ગયેલા હોવાથી સરકારે વૉટર વર્ક્સ માટે ખાસ ઇજનેરની નીમણુક કરી બાંધકામ કરવાની શરૂઆત કરી. પાણી ભરવા માટે રીઇન્ફોર્સ્ડ સીમેન્ટ કાંક્રીટ (R. C. C.) ની ટાંકી બાંધવાનું, એન્જીનશેડનું, શહેરમાં પાઇપો-નળ નાખવાનું

દની બે લાખની દેણગીમાંથી વાપરવા. એ પ્રમાણે જતાં દેણગીની રકમ દોઢ લાખની વધે તે બ્રીટીશ સરકારની પાંચ ટકાની ઇન્કમટેક્સથી મોકળી સન ૧૯૪૫-૫૫ ની લોનમાં રોકવા. તે વખતે તેનો ભાવ ૧૦૦ ની આસપાસ હતો. એ રીતે તેના વ્યાજના ૭ાા હજાર રૂપીઆ આવે તેમાથી નળના નીભાવનું ખરચ તથા ઘસારા ફંડનું ખરચ સારી રીતે ચાલી શકે. આવી મારી સાદી યોજના ખાનગી રીતે સુધરાઇના સભાસદોને સભા મળતા પહેલાં વંચાવી હતી, પરંતુ તેમનું કહેવું એવું થયું કે જ્યારે સરકાર તરફથી બે લાખની ગ્રૅંટ મફત મળે છે તો તે જતી કરી શા માટે ૫૦ હજાર લેવા? તેના જવાબમાં મેં જણાવ્યું કે first drainage and then water works **પહેલાં ગટર અને પછી નળ** એ રાજ્યના ધોરણ અનુસાર મોટા નળની યોજના સાથે ડ્રેનેજનું ભારે ખરચ તમારે કરવુંજ પડશે (જે હાલ કરવામાં આવે છે) આ પ્રમાણે ખાનગી વાત કરતાં કોઇની સંમતિ નહિ જણાયાથી તે યોજના સભામાં મેં રીતસર રજૂ કરી નહીં.

કામ ચાલી રહ્યું. એમ કામ ચાલતાં ચાલતાં ત્રણ વરસે સન ૧૯૩૧ના એપ્રીલ માસમાં પૂરૂં થવાથી તે ખુલ્લું મુકવાની ક્રિયા પણ કૈ૦ શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવના હાથે કરાવવા સુધરાઈએ ઠરાવ્યું. અને તે માટે ખાસ ફુવારો લાલ દરવાજા સામે જનરલ લાયબ્રેરી આગળ તૈયાર કરાવવામાં આવ્યો.

આ પ્રમાણે બધી તૈયારીઓ થયેલી હતી, અને આ વર્ષ નપાણીયું હોવાથી નળ ક્યારે ખુલ્લો મુકાય અને ક્યારે પાણી મળે એવી લોકોની તીવ્ર ઇચ્છા હતી. આ વખતે કૈ૦ શ્રીમંત મહારાજાએ Women's right Committee સ્ત્રીઓના હક્ક સંબંધી કમીટીના સભ્યોને તારથી વડોદરે બોલાવેલા હોવાથી અને હું તે કમીટીનો સભાસદ હોવાથી વડોદરે ગયો હતો. શ્રીમંત મહારાજાની રૂબરૂ કમીટીમાં કામકાજ ચાલ્યા બાદ અને શ્રીમંતનો પ્રવાસ મેસાણા પ્રાંતનો બંધ રહેલો હોવાની વાત કમીટીમાં નીકળતાં મેં શ્રીમંત મહારાજાને વિનંતી કરી કે "મેસાણા પ્રાંતમાં આપનો પ્રવાસ બંધ રહ્યો છે એ જાણી હું ઘણો દીલગીર થયો છું, અમે સુધરાઈના સભાસદોએ નળ ખુલ્લો મુકવાની ક્રિયા આપના શુભ હસ્તે કરાવવા ઠરાવેલું છે. પ્રજા તે માટે આવા નપાણીઆ વરસના વખતમાં આપ શ્રીમંતની રાહ જોઇ રહી છે, આવા પ્રસંગે આપનુ પધારવું બંધ રહે તેથી પ્રજાને બહુ નિરાશા થશે." આ મારી હકીકત સાંભળતાંજ એઓશ્રીએ કહ્યું "મારી રાહ જોવાની જરૂર નથી, માટે નળ તરતજ ખુલ્લો મુકી લોકોને પાણી આપો, આવા વખતમાં રાહ ન જોવાય."

આ પ્રમાણે એઓશ્રીએ પોતાની ઇચ્છા વ્યક્ત કરવાથી તે સમાચાર મેં ઇજનેર ખાતાને જણાવ્યા, ને ઉપરથી વિસનગર સુધરાઈ અને નળના બાંધકામ માટે નીમાયેલા એન્જીનીયરના તરફથી તે પ્રમાણે તજવીજ કરવાની વ્યવસ્થા થતાં તા. ૨૦-૪-૩૧ સંવત ૧૯૮૭ ના વૈશાખ સુદ ૩ ( અક્ષય તૃતીયા—અખાત્રીજ ) ના મંગળ-

મય દિવસે સવારે કુમારિકાઓના હસ્તે સાધારણ વિધિ કરી નળની ટાંકીની બાજુમાં આવેલો સ્ટૅંડ પોસ્ટનો નળ ખુલ્લો મુકવામાં આવ્યો, અને સ્ટૅંડ પોસ્ટથી પ્રજાજનોને પાણી આપવું શરૂ કર્યું અને ત્યાર પછી કાયદા કાનુનો તૈયાર થયા બાદ તા. ૧-૫-૩૨ થી ઘર આગળ કનેકશન આપવા શરૂ કર્યાં. અત્યાર સુધી જાહેર સ્ટૅંડ પોસ્ટ આશરે ૭૫ છે અને આશરે ૩૨૭ કનેકશન જોડવામાં આવેલાં છે. કનેકશન ફીના બારમાસના બાર રૂપીઆ બે હપ્તે લેવામાં આવે છે. સ્ટૅંડ પોસ્ટથી પાણી લેનાર પાસેથી હરિચંદની શરત પ્રમાણે કોઇ પણ જાતનો ટૅક્સ લેવામાં આવતો નથી.

વ્હોરા કુવા પાસે સન ૧૯૧૪ના અરસામાં તૈયાર કરેલાં બે બોરીગમાંથી ( આ બોરીગ સંબંધી જળાશયના પ્રકરણમાં વ્હોરા કુવાનો હેવાલ વાંચવાથી સમજાશે ) પાણી લેવા માટે ૫૦ ફુટ ઉંચાઇની રીઇન્ફોર્સ્ડ સીમેન્ટ કોંક્રીટ ( R. C. C. )ની, સાઠ હજાર ગૅલન પાણી સમાઇ શકે એવડી, દસ ફુટ ઉંડી અને સાડત્રીસ ફુટ ડાયામીટરની ટાંકી બનાવી, તેમાંથી શહેરને પાણી આપવામાં મુખ્ય બાર ઇંચ ડાયામીટરની પાઇપ મુકવામાં આવી છે. બાજુમાં ઍન્જીન શેડ બનાવેલો છે. જેમાં પચાસ હૉર્સ પાવરનાં બે ક્રુડ ઑઇલ ઍન્જીન મુકેલાં છે, તેને જોડીને ત્રણ ઇંચ ડાયામીટરનાં સેન્ટ્રીફ્યુગલ પંપ, ૧૦"×૮"નાં બે એર કૉમ્પ્રેસર, તથા એક સ્ટાર્ટીન્ગ યુનીક ૩॥ હૉર્સ પાવરનું પેટ્રોલ ઍન્જીન એક કૉમ્પ્રેસર સાથેનું, એ રીતે યંત્રો જોડેલાં છે.

એ યંત્રો દ્વારાએ બોરીગમાંથી પાણી પમ્પ કરી નીચે બોરીગ પાસે જમીનમાં બનાવેલી ટાંકી-સમ્પ Sump માં લાવવામાં આવે છે અને તે ટાંકીમાંથી પાણી ઉપરની ઉંચી ટાંકીમાં છ ઇંચ ડાયામીટરની પાઇપ દ્વારાએ ઉપર ચડે છે.

બંને બોરીગ આશરે ૧૮૦ ફૂટ ઉંડાઇનાં બનાવેલાં છે અને પાઇપની પહોળાઇ અંદરથી સાત ઇંચ ડાયામીટરની છે. વારાફરતી

એક એન્જીન ઉનાળામાં ૧૪ કલાક અને બાકીના દિવસોમાં ૧૦ કલાક કામ કરે છે. પાણીનો વરો આખા દિવસમાં દોઢથી બે લાખ ગેલન થાય છે એટલે હાલની સત્તર હજાર આણસની વસ્તી ધ્યાનમાં લેતાં માથા દીઠ આશરે દસ ગેલન પાણી વપરાય છે. નળ સવારે ૨–૩ કલાક અને સાંજે ૨–૩ કલાક ખુલ્લા મુકવામાં આવે છે.

સુધરાઈએ અંડરગ્રાઉન્ડડ્રેનેજનું કામ ૨–૩ વરસથી ખાસ ઇજનેર દ્વારાએ શરૂ કરેલું છે તે પૂરું થયેથી ઘરો સાથે ગટરના કનેકશન જોડાયા પછી નળના કનેકશન લોકો વધારે પ્રમાણમાં લેવાના અને તેની સાથે ગટર ધોવા માટે પણ પાણી વધારે પ્રમાણમાં વપરાશે, તેથી હાલમાં જેટલું પાણી પીવા માટે મળે છે તેટલું મળશે કે કેમ એ શંકાસ્પદ છે. ખાળકુંડીઓનું પાણી ગટરમાં કાઢવાનું શરૂ થયા પછી પાણીની તંગી પડવાથી કદાચ બીજાં બોરીંગો કરવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય. સુધરાઇએ દીર્ઘદષ્ટિથી કામ કરવું જોઇએ.

આ વૉટર વર્કસના નિભાવ માટે દર વર્ષે રૂ. ૭૦૦૦ ખરચના થાય છે. તે ઉપરાંત ઘસારા ફંડ ખાતે આશરે રૂ. ૩૪૦૦ જુદા કાઢવા પડે છે. એન્જીન ચલાવવા વીગેરેનું કામ કરવા ૧ એન્જીનીયર અને તેના હાથ નીચે ૧ ડ્રાઇવર, ૧ ફીટર, ૧ ઑઇલમેન, ૧ ફ્રીમેન, ૧ પગી વીગેરે નોકરો રાખેલા છે. નિભાવ ફંડ ખાતે વૉટર વર્કસના કામે સ્વ. શેઠ હરીચંદ મંછારામે આપેલી રૂપીઆ બે લાખમાંથી બચત રહેલી રકમ નિભાવણી ખરચ માટે આપવા ઠર્યાં મુજબ બચતની રકમ રૂ. ૮૨૦૧૯ની બાંધી મુદતથી વડોદરા બૅન્કમાં વ્યાજે મુકવામાં આવી છે તેમજ સદર કામે સરકારી મદદની રકમ બક્ષીસ આપવા ઠરેલું તે પ્રમાણે રૂ. ૧૩૭૫૦૦) આવી ગયા છે તે પણ વૉટર વર્કસના નિભાવણી ખરચ માટે વડોદરા બૅન્કમાં બાંધી મુદતના વ્યાજે મુકવામાં આવ્યા છે. એ રીતે શ્રી હરિચંદ મંછારામ વૉટર વર્કસનું કામ ચાલી રહ્યું છે.

સ્વ૦ પંચાલ હરિચંદની આવી રૂપીઆ બે લાખની સખાવત બદલ શ્રીમંત સરકાર તરફથી તેમનાં વિધવા પત્ની શ્રી મોતીબાઈને તા. ૭-૩-૨૮ નારોજ દાતાર મંડળનો સુવર્ણ ચંદ્રક એનાયત કરવામાં આવ્યો છે, તથા તેમના સ્મારક તરીકે વિસનગર સુધરાઈ તરફથી **સ્વ. પંચાલ હરિચંદનું બાવલું** સ્ટેશન રોડ ઉપર રામચોકવાળા ફુવારાની જોડે મુકવામાં આવ્યું છે અને તેની અનાવરણ વિધિ મે. રા. રા. **દાસાજીરાવ વિઠલરાવ ગાયકવાડના** શુભ હસ્તે તા. ૩૧-૩-૪૦ ના દિવસે કરવામાં આવી હતી. આ નળ **"પંચાલ હરિચંદ સંચ્છારામ તીજોરીવાળા વોટર વર્ક્સ"** એ નામથી ઓળખાય છે અને તે નામ એન્જીન શેડના મકાન ઉપર આરસના પાટીઆમાં કોતરીને લગાડેલું છે.

**અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજ** ( ભૂગર્ભ મલિનવારી વાહિની નલિકા )- ઉપર દર્શાવ્યા પ્રમાણે **પંચાલ હરિચંદ સંછારામ તીજોરીવાળા વૉટર વર્ક્સ** થવાથી શહેરમાં પાણી વધારે પ્રમાણમાં વપરાયાથી ગંદકીનો પ્રશ્ન સુધરાઇમાં ઉપસ્થિત થયો, તે માટે ગટરની યોજના હાથમાં લેવામાં આવી. ખુલ્લી ગટર કરવી કે અન્ડર ગ્રાઉન્ડ ડ્રેનેજ કરવી કે કોઇ બીજી વ્યવહારૂ યોજના કરવી, એ વિષય ઘણા વખત સુધી બહુજ ચર્ચાયો. એ માટે સુધરાઇમાં જુદા જુદા ઠરાવો થવા માંડયા. છેવટે સરકારનો વિશેષ આગ્રહ હોવાથી અને સુધરાઇની બહુમતીની સંમતિ હોવાથી અને તે સામે પ્રજા તરફથી વિરોધનો પોકાર નહી થવાથી તે યોજનાના અમલની તૈયારી થવા માંડી. આવીજ યોજના પાટણની સુધરાઇમાં આવેલી અને તેમાં પણ સરકારનો આગ્રહ હોવાથી અને સુધરાઇની બહુમતીની સંમતિ હોવા છતાં તે સામે પાટણની પ્રજાએ સખ્ત વિરોધ ઉઠાવ્યો એટલે સુધરાઇએ પરિસ્થિતિ અને પ્રજાનો પોકાર ધ્યાનમાં લઇ તે મતલબનો ઠરાવ કરી સુધરાઇ અને પ્રજાજનોનું ડેપ્યુટેશન તૈયાર કરી તેઓ **નામદાર દિવાન સાહેબને મળ્યા** અને દાખલા દલીલો સાથે

**લાખ રૂપીયાની સખાવતથી વિસનગરની પ્રજાને કયા પ્રકારની રાહતનો બદલો ?** આ વાત અત્રે હવે ચર્ચવી એ વાસ્તવિક નથી પરંતુ મૂળથી બધી હકીકતથી હું વાકેફગાર હોવાથી સત્ય વસ્તુ જાહેર જનતા આગળ મુકવી એ મારી પવિત્ર ફરજ હોવાથી તે અત્રે આ સ્થળે જણાવવામાં આવી છે.

આ ડ્રેનેજનું કામ સુધરાઇના ખરચે સરકાર તરફથી નીમાયેલા ખાસ ડ્રેનેજ એન્જીનીઅર મારફત ચાલી હાલ લગભગ પૂરૂં થવા આવ્યું છે. દિપરાના દરવાજા બહાર હીરાવાવની પાસે મોટો પાકો કુવો બનાવવામાં આવ્યો છે, જેમાં આખા શહેરની ગટરનું પાણી એકઠું થશે અને તેમાંથી ગટરનું પાણી પમ્પીંગ કરી ખાતર માટે જેમને જોઇશે તેમને આપવામાં આવશે. શહેરની નાની ગલીઓમાં હજુ કેટલેક સ્થળે પાઇપો નાખવામાં આવે છે. શહેરના બધા મોટા રસ્તામાં ગટરની પાઇપો આશરે ૮ થી ૫ ઈંચ ડાયામીટરની નંખાઇ છે. હમણાં થોડા વખતથી ઘરોના ખાળની સાથે ગટર કનેકશનની કુંડીઓનું કામ ચાલી રહ્યું છે. જ્યાં જ્યાં કનેકશન જોડાયાં છે ત્યાં ત્યાં પાણી ગટરમાં કાઢવામાં પણ આવે છે.

આ ભૂગર્ભ ગટરના કામની યોજનાનું એસ્ટીમેટ આશરે રૂ ૨૮૮૦૦૦) નું મંજુર થયેલું છે, તે પૈકી ⅓ સુધરાઇએ આપવાના છે અને બાકીના ⅔ **સરકારે બક્ષીસ તરીકે** આપવા કૃપા બતાવી છે.

વળી સુધરાઇએ શહેરમાં વીજળીની બત્તી આપવાનું કામ કોઇ કંપનીને કૉન્ટ્રેક્ટ નહીં આપતાં પોતે માથે ઉપાડી (પાટણ સુધરાઇની માફક) કરવા સરકાર પાસે તેની પરવાનગી પણ મંત્રી મંડળ હુકમ નંબર ૯૮-૯૭ તા. ૧૦-૫-૩૯ થી મેળવી છે. તે કામની યોજનાનું એસ્ટીમેટ પણ રૂ. ૧૯૦૦૦૦) નું છે. તેનાં નાણાં એકઠાં કરવા માટે સુધરાઇએ સન ૧૯૩૯ માં ૪ ટકાનાં ડીબેન્ચર પણ કાઢેલાં. તે પૈકી રૂ. ૧૧૮૦૦૦) નાં સુધરાઇની વૉટર વર્કસ નિભાવ

ફંડની રકમમાંથી તથા ઘસારા ફંડની રકમમાંથી લેવાના ઠરાવી બાકી રૂ. ૭૨૦૦૦) નાં ડીબેન્ચરો પ્રજાને આપવામાં આવ્યાં અને તે તમામ ખપી પણ ગયાં હતાં. પરંતુ યુરોપનું યુદ્ધ જાગવાથી યંત્રોના ભાવ ઘણા વધી જવાથી અને સંયોગો પ્રતિકૂળ હોવાથી તે ડીબેન્ચરોના પૈસા સન ૧૯૪૦-૪૧ માં પાછા આપવામાં આવ્યા છે. આ વિજળીમાંથી ગટરના પંપો પણ ચલાવવાના હોવાથી તેટલાં વિજળીનાં યંત્રો મોંઘા ભાવથી પણ લાવવાની ફરજ પડી છે. ગટરના પંપો ચાલી શકે તેટલી વિજળી શક્તિ ઉત્પન્ન કરનારૂં યંત્ર-ડાયનેમો (Dynamo) પણ ગોઠવ્યો છે. વૉટર વર્કસના ઍન્જીનશેડ પાસે પાવર હાઉસ બાંધવામાં આવ્યું છે, તે સાથે બીજાં સાધનીક યંત્રોની પણ એન્જીનશેડની બીજી બાજુએ થોડી દીવાલ તોડી ત્યાં ગોઠવણ કરી છે. ત્યાંથી દિપરાના દરવાજે ગટરનું ગંદકી ભરેલું પાણી કાઢવા બનાવેલા કુવા સુધી વિજળીના તાર નાખવામાં આવ્યા છે. અત્યારે તો ફકત ગટર પૂરતુંજ વિજળીનું કામ ચાલી શકે એમ જણાય છે. વિજળીની લાઇટ, ઉનાળા માટે પંખા, દેશપરદેશના સમાચાર જાણવા માટે રેડીયો સાંભળવાની સગવડ, દળવાની ફ્લોર મીલ્સ, તેલના ઘાણા, છાપવાનાં પ્રીન્ટીંગ પ્રેસો ચલાવવાની સગવડ વીગેરે વિજળીથી મળતું સુખ ભોગવવાની વિસનગરના નાગરિકો ત્રણ ચાર વરસથી જે આશા સેવતા હતા તે આશા ફળીભૂત થવાનું કામ હાલમાં યુદ્ધના કારણે અનિશ્ચિત લાંબા વિલંબમાં પડયું છે.



# પ્રકરણ ૧૫ મું

## વેપાર અને ખેતીવાડી.

**વેપાર**—એ તો સત્ય વાત છે અને સૌ કોઇ જાણે છે કે ચાલુ સૈકાની પહેલી પચીસીમાં **વિસનગર** વેપારમાં **અમદાવાદ શહેરનું** અરધું ગણાતું હતું. આખા વડોદરા રાજ્યમાં વેપારની બાબતમાં વિસનગર આગળ પડતું હતું એમ કહું તો તે અતિશયોક્તિ નથી. અફીણનો ધમધોકાર વેપાર ચાલતો હતો, **કંસારા** લોકોનો પણ તેવોજ વેપાર ચાલતો, તે વખતે તાંબા પીતળનાં પત્રાં આવતાં નહોતાં પરંતુ ચાકળા (પાટલા) આવતા હતા તેને વધારીને ઘાટ કરતા હતા અને તે ઘાટ પરદેશ જતો હતો. રંગાટીનો વેપાર પણ પુષ્કળ ચાલતો હતો. **ભાવસાર** લોકો **સોરંગી** વીગેરેમાંથી **લાલ રંગ** બનાવી કપડાં ઉપર લાલ રંગ ચડાવતા હતા. તેથી સોરંગી બેડાં વીગેરેની મોટી આયાત થતી હતી. રંગેલું કાપડ ઘણું દેશાવર જતું હતું. વિસનગરના **શરાફોની** આંટ એટલી બધી સારી હતી કે મોટા પ્રમાણમાં અત્રે હુંડીઓનાં લેવાણ વેચાણ થતાં હતાં. અર્થાત્ વિસનગર મેસાણા પ્રાંતનું બેંકીંગ સ્થળ હતું. હુંડીના વેપારના સવાસો તો દલાલ હતા. લાખ રૂપીઆની હુંડીઓના સોદા થાય છતાં ભાવની વધઘટ ઉપર અસર થતી નહોતી. નાણાં સંબંધી અમદાવાદ સાથે સંબંધ રહેતો. અંગ્રેજી રાજ્ય સાથે વેપાર સંબંધ બંધાયેલો હોવાથી અને મેસાણા પ્રાંતમાં **શીક્કાઈ** નાણાનું ચલણ હોવાથી અને અંગ્રેજી રાજ્યમાં **કલદારનું** ચલણ હોવાથી બંનેના વચ્ચે વટાવની વધઘટ વધારે પ્રમાણમાં થતી હતી અને તેનો સટ્ટો પણ ચાલતો હતો. પ્રથમ કલદાર કરતાં શીક્કાઇ રૂપીઓ વધારે કીમતી ગણાતો અને તેનો સેંકડે ૩-૪ ટકા વટાવ રહેતો હતો.

આવી જાહોઝલાલી ભરેલી સ્થિતિ વિસનગરની ચાલતી હતી તેવામાં એટલે સંવત ૧૯૩૫ની સાલ (તા. ૧૫-૧૧-૧૮૭૯) માં **અમદાવાદથી પાલણપુર સુધી રેલ્વે શરૂ થઇ અને વિસનગરની પડતીના આરંભ થયો.** આજુબાજુનાં મોટાં શહેરો સાથે ચાલતા વેપારમાં થોડો ઘણો ઘટાડો થયો અને પાટણ ટપ્પાનો સંબંધ ઉંઝા સ્ટેશન સાથે બંધાયો અને ઉંઝાનો વેપાર ઘણો વધી પડયો. તે પછી સંવત ૧૯૪૩ માં મેસાણાથી રંડાલા, વિસનગર વડનગર સુધી અને સંવત ૧૯૪૪ માં ખેરાળુ સુધી રેલ્વે શરૂ થઇ; પછી સંવત ૧૯૬૫ માં ઠેઠ તારંગાહીલ સુધી લંબાવવામાં આવી. આમ થવાથી જો કે પરદેશ જવા આવવાની સારી સવડ થઇ પણ વિસનગરમાં જામી ગયેલો વેપાર છીન્નભીન્ન થઇ ગયો. કોઇ કોઇની દરકાર રહી નહીં. વડનગરવાળા કે રંડાલાવાળા શા માટે વિસનગર ઉપર આધાર રાખે? શરાફી કામકાજ પણ વહેંચાઇ ગયું.

આ સંબંધમાં **બરોડા સ્ટેટ ગૅઝેટીઅરના** બીજા ભાગમાં પૃષ્ટ ૬૪૭ ઉપર નીચે પ્રમાણે ઉલ્લેખ કરવામાં આવ્યો છે—

"Visnagar had in pre-railway days great influence as a **centre of trade**, and it was also of importance, before 1902, as the Judicial headquarters of the Kadi district. It has now sunk into comparative **insignificance.** + + + The pilgrims, who passed by the place on their way to Ambaji in Danta in pre-railway days, held a fair at Visnagar. The town was then much frequented by merchants from Ahmedabad and other places and merchandise of different kinds was sold to the value of a lakh or a lakh and a half. Brass and copper pots are to this

day manufactured and sold in large quantities in Visnagar." સારાંશ કે "રેલ્વે થયા પહેલાં વિસનગર વેપારનું મોટું મથક હતું અને ૧૯૦૨ પહેલાં તેમાં પ્રાંત ન્યાયાધિશીની કચેરીઓ હોવાથી તે મહત્વનું ગણાતું હતું. હવે તે બીજાની સરખામણીમાં તદન પડતીમાં આવેલું અને નજીવું થઇ પડેલું છે. * * * * * * રેલ્વે થયા પહેલાં દાંતાનાં **અંબાજી માતાના** જાત્રાળુઓનો અંબાજી જતાં વિસનગરમાં મોટો મેળો ભરાતો, તે વખતે અમદાવાદ અને બીજાં સ્થળોથી વેપારીઓ માલ લઇને આવતા અને લાખ દોઢલાખ રૂપીઆનો માલ ખપતો હતો. હાલ પણ વિસનગરમાં તાંબા પીતળનાં વાસણો જથાબંધ બને છે અને વેચાણ થાય છે" આ પ્રમાણે વેપારની પડતીનો હેવાલ સરકારી દફતરે પણ ચડેલો છે.

ઘણા અંશે વિસનગરને ચડતીમાં લાવનાર અફીણનો વેપાર જે ધમધોકાર ચાલતો હતો તે સરકારથીજ બંધ કરવામાં આવ્યો. મારા પિતામહ અફીણનો વેપાર કરતા હતા. સંવત ૧૯૪૭માં મેસાણાથી પાટણ સુધી રેલગાડી થઈ એટલે ઉંઝા જે વેપારમાં વધ્યું હતું તે પાછું પડતીમાં આવ્યું અને પાટણનો વેપાર ખીલ્યો અને આખા **રાધનપુર** ટપ્પાના વેપારનું મથક **પાટણ** થઈ પડયું. પછી સંવત ૧૯૬૪ માં ચાણસ્મા અને હારીજ રેલગાડી થવાથી રાધનપુર ટપ્પો **હારીજ** તરફ વળ્યો, તેથી પાટણના વેપારમાં મંદી આવી. એ પ્રમાણે દરેક સ્થળે રેલગાડી થવાથી વિસનગરનો કોણ ભાવ પુછે? રેલગાડી નહોતી ત્યારે મેસાણા પ્રાંતમાં વેપારમાં "**વિસનગર વિસનગર**" એમ સર્વત્ર ગવાતું હતું.

અલબત રેલગાડી જંગલને શહેર બનાવી દે છે પરંતુ તે સાથે રેલના અભાવે વેપારનું થઇ પડેલું મથક રેલ થવાથી પડતીમાં આવી પડે છે. તેનો પૂરાવો વિસનગર પૂરો પાડે છે.

સંવત ૧૯૫૬ ના દુષ્કાળ પછી વિસનગરની જમીનમાં પાણી નીચે ઘણાંજ ઉતરી ગયાં છે તેથી કેટલાક ગૃહસ્થો છીન ઉઘાડવાના

હતા તેમણે આવા પાણીના અભાવે કારખાનાં ઉઠાડવાનો વિચાર માંડી વાળ્યો હતો. મીલ પણ થવાની હતી તે વાત પણ સંયોગો પલટાયાથી ઉડી ગઇ. **વિલાયતી રંગ** આવતો થયો ત્યારથી ભાવસાર લોકો સોરંગીમાંથી રંગ બનાવવો બંધ કરી વીલાયતી રંગથી કામ લેવા લાગ્યા; વીલાયતી રંગથી કામ સહેલું અને સરળતા ભરેલું થઇ પડવાથી વિસનગરની માફક અમૂક ગામોમાં એક હથ્થુ રંગાટીનો ધંધો હતો તે વહેંચાઇ ગયો. સોરંગીમાંથી રંગ બનાવવાનું કામ મહેનતનું અને વીલાયતી રંગની સાથે સરખામણીમાં મોંઘું પડવાથી તે કામ તદ્દન બંધ પડી ગયું અને રંગાટીનો ધંધો પણ પડી ભાગ્યો. ધંધાની સાથે કામની આવડ પણ નષ્ટ થવા બેઠી. રંગાટીનું કામ કરનાર ભાવસાર લોકોની વસ્તી છીંપાવાડમાં જે ઉભરાઈ જતી હતી અને સ્થળ સંકોચના લીધે બીજા લત્તાઓમાં તેઓ રહેવા જતા હતા તેના બદલે હાલ છીંપાવાડ ખાલી જેવી જણાય છે.

વિસનગરમાં જુના વખતથી કંસારા લોકોએ બનાવેલાં વાસણનો ઘાટ દેશપરદેશમાં અને ખાસ કરી ગુજરાતમાં ઘણો વખણાતો હતો. **દલપતરામ કવિએ** ગુજરાતમાં વખણાતી ચીજોના કાવ્યમાં લખ્યું છે કે " **વિશલનગર** વિશ્રામ કરજો પાત્ર ત્યાં પિતળ તણાં " મુખ્ય ઘાટમાં તાંબા પીતળની ચરૂડીઓ, ઘડા, વાંઢા, ગોળીઓ, તપેલીઓ, થાળા, થાળીઓ, લોટા, ગંગા કુંડીઓ વીગેરે એવો ઘણો ઘાટ દેશ પરદેશ જથાબંધ જતો હતો. કેટલીક ન્યાતોમાં તો લ્હાણી કરવાનો રીવાજ હોવાથી લ્હાણી માટે ખાસ વિસનગરનો જ ઘાટ મંગાવતા હતા. આ પ્રમાણે ખીલી રહેલા કંસારાના વેપારની પડતી સંવત ૧૯૫૬ની સાલથી શરૂ થઇ. દુષ્કાળ અને ગ્રાહકોની મંદ અવસ્થા હોવાથી કેટલાક તો ધંધા માટે પરગામ ચાલ્યા ગયા. તે પછી જરા જરા ઠીક વરસો આવવાથી તેમનો વેપાર કાંઇક તેજી ઉપર આવ્યો પરંતુ એટલામાં તો પૂનામાં સંચામાં ડાઈથી બનતો માલ થાળીઓ, તપેલીઓ, વાટકાઓ વીગેરે એવો માલ પરદેશથી આયાત

થવા લાગ્યો એટલે અત્રે બનતા તેવા માલને મોટો ફટકો પડયો; કારણ કે તે પરદેશનો માલ સસ્તો પડતો હતો. માત્ર **વિસનગરની** ખાસ કારીગરીનો વખણાતો ઘાટ એટલે કે ચરૂડીઓ, ઘડા, ગોળાઓ એવા ઘાટ ઉપર કંસારાનો ધંધો અવલંબીને રહ્યો છે. પીતળનાં તથા તાંબાનાં પત્રાં તૈયાર આવતાં હોવાથી તમામ ઘાટ તેમાંથી બનાવવામાં આવે છે. પ્રથમના વખતમાં તાંબાના લાઠા અને પાટલાને ગાળી ઢાળકીઓ બનાવી તેમાંથી ઘાટ બનાવવામાં આવતો હતો પણ તે કારીગરી હવે નામની જ રહી છે.

હમણાં સુધી કોઈ કોઇ કંસારા **કાંસાનો ઘાટ** પણ બનાવતા હતા.તે તાંબાની ધાતુ અને કલાઈ અમુક પ્રમાણમાં ગાળી ગોળ ઢાળકીઓ બનાવી, પછી તેને તપાવી પાંચ છ મજુરો પાસે પદ્ધતિસર મોટા હથોડાથી ઘા મરાવી ગોળાકારનાં પત્રાં બનાવી મોટા થાળા, થાળીઓ, તાંસળાં, વાડકા વીગેરે ઘાટ બનાવતા હતા. આવા એક કારીગરનું કુટુંબ મારા ઘરની સામેજ રહેતું હતું તેથી તેમની કારીગરીનો મને સ્વાનુભવ છે. કાંસાનો ઘાટ અત્રેનો વખણાય છે. બીજા કરતાં **જૈનો** અને **કણબી** લોકો કાંસાનો ઘાટ વધારે વાપરતા હતા. અત્રે દીલગીરી સાથે જણાવવું પડે છે કે તે કાંસાનો ઘાટ બનાવનાર જ હવે કોઈ રહ્યું નથી; એટલે તે ધંધો પણ પડી ભાગ્યો છે. ખાસ **મોટા થાળા** વખણાતા હતા તે હવે નવીન નહીં મળવાથી જુના કોઈના ઘરમાં હોય તો મળી આવે છે. મહેનતના પ્રમાણમાં પૈસાનો બદલો નહીં મળવાથી કોણ તે ધંધો કરે?

આવી તેમની પડતી દિનપ્રતિદિન વધતી ચાલી. એકાર જેવી અવસ્થા થવાથી કેટલાકો તો પરગામમાં ધંધા અર્થે ચાલ્યા ગયા, અને પરદેશી વાસણોની દુકાનો શહેરમાં વધતી ગઇ. કેટલાક કંસારા કારીગરોએ જમાનાની રૂચી પ્રમાણે પીતળની **બરણીઓ**, **ડાભડા**, **બાલ્દીઓ** વીગેરે એવાં વાસણો કરવા લાગ્યા. તે માટે બે ત્રણ જણાએ નાનું ઓઈલ એન્જીન લાવી, પેચ પાડવાનું, પોલીસ કર-

વાનું વીગેરે એવું યંત્રબળથી કામ કરે છે. થોડાં વર્ષો ઉપર પૂનાથી આવતા માલ જેવો ઘાટ એટલે કે થાળીઓ, તપેલીઓ અને વાડકીઓ કરવા મોટું એન્જીન અને ડાઇઓ લાવી કામ શરૂ કરેલું પણ બીન અનુભવી અને નાના પાયા ઉપર હોવાથી નુકસાન ગયું તેથી તે સામાન વેચી મારવો પડયો. આ પ્રમાણે નિષ્ફળતા મળવાથી તે દિશામાં કોઇએ પ્રયત્ન કર્યો નહીં. આવી પડતી દશા સન ૧૯૪૦-૪૧ માં સરકારના ધ્યાન ઉપર આવવાથી કંસારા કારીગરોને ઉત્તેજન આપી બહારગામ જતા અટકાવવા વેપાર ખાતાના અમલદારો વિસનગરમાં આવ્યા. **નામદાર દિવાન સાહેબના** ફરમાન પ્રમાણે તેઓ મારે ત્યાં આવ્યા અને કંસારાની કોમના આગેવાનોને મારે ત્યાં બોલાવી વાટાઘાટ કરી બારીક તપાસ કરવા જણાવ્યું. વસ્તી ગણત્રી કરતા હોઈએ એ પ્રમાણે દરેક કંસારાના ઘેર જઈ ખાનગી રીતે કુટુંબી જનો અને તેમની આર્થિકસ્થિતિ અને આવક જાવકનું બારીક અવલોકન કરતાં ગ્લાનિ ઉત્પન્ન થઇ તાંબા પિતળનાં પત્રાંમાંથી વાસણ બનાવવામાં નજીવા મળતા વટાવમાંથી આખો દિવસ કામ કરતાં કારીગરને માસિક ૬-૭ રૂપીઆ મળે એટલી કમાણી ઉપર આખા કુટુંબના ૪-૫ માણસોનો નિર્વાહ શી રીતે ચાલે ? આ તપાસના અંતે કારીગરના છોકરાઓને સ્કૉલરશીપ આપી વડોદરે ભણવા મોકલવા ઠરાવ્યું. કેટલોક પત્રવ્યવહાર ચાલ્યો, પણ કાંઈ વ્યવહારૂ યોજના થઈ નહી. કારીગરોને ટકાવી રાખવા હોય તો નવીન પદ્ધતિ પ્રમાણે કામ કરવા તેમને શિક્ષણ આપી તેવા પ્રકારનું યાંત્રિક કારખાનું સરકારે ઉઘાડી તેમની પાસેથી કામ લઇ માલ ઉત્પન્ન કરી તેમને યોગ્ય મહેનતાણું આપવામાં આવે તોજ કંસારાની પડતીનો ઉદય થાય.

લાકડા કામની કારીગરી માટે બે સુથાર મીસ્રીઓ વખણાતા હતા. તેમાંના એક **મીસ્રી કાળીદાસ** અને તેમના પુત્રો લાકડાનાં **ઉંટ, હાથી, તેના ઉપર ટેબલ** વીગેરે, પડદા માટે **સ્ક્રીન, સોંગ**

વીગેરે એવા ઘાટ બનાવતા હતા. તે અને તેમના મોટા પુત્ર દેવગત થવાથી તેમના નાના પુત્ર નરોત્તમદાસ બનાવે છે. તેમની કારીગરીનું કામ નિયમિત, પ્રમાણસર, કુદરતી જેવું અને સુંદર હોવાથી **યુરોપીયન** લોકો ઓરડર આપી ખરીદ કરતા, ઘણા શ્રીમંતો પણ પોતાના દિવાનખાનામાં મુકવા માટે રાખતા. સારા પ્રમાણમાં ઓરડર મળવાથી પોતાના કામમાં મદદ લેવા માટે ૨-૩ બીજા કારીગરોને પણ રોકવામાં આવતા. પણ હાલમાં તદ્દન નજીવા ઓરડર મળવાથી ફક્ત તેમના પુત્રજ કામ કરે છે. તેમની **કારીગરીના નમુના** ઘણા **પ્રદર્શનોમાં** મુકવામાં આવેલા અને સારાં સરટીફીકેટો પણ મળેલાં છે.

બીજા **મીસ્ત્રી રઘુનાથ ત્રિભોવનદાસ** હતા. લાકડાના નકસી બાજઠો બનાવી તેના ઉપર તાંબાનાં, પીતળનાં અને રૂપાનાં પત્રાંથી મઢી એવી સુંદર કારીગરીનું કામ કરતા હતા કે **યુરોપીઅન** લોકો તે દેખીને આકર્ષાતા અને સારા પ્રમાણમાં ઓરડર આપતા. આવું નકસી કામવાળા બાજઠો **જૈનદેવાલયોમાં** જોવામાં આવે છે. આ કારીગરીનું કામ કરનાર મીસ્ત્રી રઘુનાથદાસ અને તેમના બે પુત્રો છગનલાલ અને મગનલાલ કરતા હતા. જણાવતાં ખેદ થાય છે કે એક પછી એક એમ ત્રણે જણ દેવગત થવાથી હાલ તે કામ કોઈ બનાવતું નથી. આ રોજગાર જુજ કારીગરોના નીભાવ પૂરતો જ ગણાય તેવો છે. મોટા જનસમૂહનો ઉદ્યોગ ચાલે તેવો નથી. તેમની વસ્તુઓ શ્રીમંતોના મોજશોખની છે. તોપણ સરકાર તેવા કારીગરોને ઉત્તેજન આપવા અને તેવી કારીગરી ટકાવી રાખવા તેમની પાસે કામ કરાવી માલ ખપાવવા પ્રયત્ન કરે તો રાજ્યની વખણાતી કારીગરી દેશપરદેશમાં સારી ખ્યાતિ મેળવી શકે અને કારીગરોનો નિભાવ થાય.

અત્રેના લુહાર કારીગરો સારી **તીજોરીઓ** બનાવતા હતા. અને હાલમાં પણ કોઇ કોઈ બનાવે છે. મુંબઈમાં ખ્યાતિ પામેલા **સ્વ૦ પંચાલ હરિચંદ્ર મંચ્છારામ તીજોરીવાળા** વિસનગરના જ હતા. તેમની તીજોરીઓ દેશ પરદેશમાં વખણાતી હતી.

વિસનગરમાં કોઈ પણ પ્રકારની સુતરની કે કાપડની મીલ, જીન, કે રૂની ગાંસડીઓ બાંધવાનો પાકો કે કાચો પ્રેસ નથી. કારખાનામાં ફક્ત એરંડા સરસવ વીગેરે તેલી બીઆં પીલવાના ઘાણા છે. અનાજ દળવાની ૩–૪ એન્જીનવાળી ઘંટીઓ છે અને એક તુવરની દાળની ખળી છે. છાપકામ કરવા માટે બે પ્રીન્ટીંગ પ્રેસ છે. એક કૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસ જે સંવત ૧૯૮૯ના પોસ સુદ ૨ના રોજ ઉઘાડવામાં આવ્યું છે, અને જેના માલીક શી. ડાહ્યાભાઈની કંપની છે. બીજું પટેલ પ્રીન્ટીંગ પ્રેસ જે સંવત ૧૯૯૫ના માગશર સુદ ૨ના દિવસે ઉઘાડવામાં આવ્યું છે અને જેના માલીક પટેલ અંબારામ સાંકળચંદ છે. ઉપરનાં બંને છાપખાનામાં છાપવા માટે હાફ્ફુલ્સકેપ ટ્રેડલ મશીન છે. બુક બાઇન્ડીંગ માટે કટીંગ મશીન છે.

મોટા શરાફોનો અત્રેનો ધંધો બંધ થવાથી ઘણા શરાફો મુંબઈ, કેટલાક અમદાવાદ, કેટલાક કરાંચી, પૂને વીગેરે સ્થળે રહે છે અને ત્યાંજ ધંધો કરે છે. કેટલાક નામનાજ અત્રે રહી વરસનો મોટો ભાગ મુંબઇ જઈ વેપાર રોજગાર કરે છે. આ સંબંધમાં બરોડા સ્ટેટ ગેઝેટીઅરમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો છે—

" Practically all the money-lending of the Kadi District is done by traders. Of such capitalists Visnagar formely possessed some twenty or twenty-five, of whom about one-half possessed over two lakhs of capital but during the last twenty years, both their number and capital have declined owing to the opening of the Rajputan-Malva Railway. " ( Baroda State Gazetteer Vol 1 page 329 ) સારાંશ કે " કડી પ્રાંતમાં ધીરધારનું કામ વેપારી અને શરાફો કરે છે. પહેલાં વિસનગરમાં આવા વીસ પચીસ શરાફો હતા જેમાંના અરધા શરાફો બે લાખ રૂપીઆ ઉપરાંતની મુડી

ધરાવતા હતા પરંતુ રજપૂતાના માળવા રેલ્વે શરૂ થવાથી પચીસ વર્ષ દરમીઆન તેવા વેપારીઓની સંખ્યા અને તેમની મુડી ઘટી ગઈ છે."

ઉપર પ્રમાણે વિસનગરના વેપારની પડતી જાહેર છે. અત્રે એરંડા, સરસવ, ઘઉ વીગેરેનો પાક થવાથી તૈયાર સાથે વાયદાનો શટ્ટો ઘણા વેપારીઓ કરે છે. તે માટે તેમણે ખાસ મંડળ સ્થાપેલું છે.

વિસનગર અને આસપાસનાં ગામોની વસ્તી માટે વિસનગરમાં હાલમાં નીચે પ્રમાણે આશરે દુકાનો છેઃ—કાપડીઆની દુકાનો ૨૮ છે તેમનું એસોસીએશન પણ છે; દાણાવાળાની દુકાનો ૧૫, ચોકસીની ૧૩, બુકસેલર તથા કાગદીની ૪, દવાવાળાની ૫, સોનીની ૨૫, નાની મોટી હૉટેલો ૧૫, પાનબીડીવાળાની ૨૫, હજામત માટે હેર-કટીંગ સલુન ૧૫, દરજીની ૧૫, મોચીની ૨૫, ચુડગરની ૬, કંસારાની ૨૦, ધોબીની વૉશીંગ કંપની ૫, કટલરીની ૧૦, ગાંધીની ૨૦, લોખંડવાળાની ૬, લાકડા તથા પથરની લાટીઓ ૧૦, ઘી વાળાની ૨૫, ઘાંચીની ૫, દહીંદૂધવાળાની ૬, ઘડીયાળીની ૫, કંદોઈની ૧૫, બૅન્ડવાળાની ૨, એ રીતે આશરે દુકાનો છે.

અત્રેના નજીવા સ્થાનિક ધંધામાં પણ વેપારીઓને ઘણા ઘણા પ્રકારની મુસ્કેલીઓ નડે છે, રોકડાથી ચોથા ભાગનો પણ માલ ખપતો નથી. ઘણા મોટા ભાગે ઉધારે માલ ખપે છે, આથી ઉઘરાણીમાં મોટી રકમ ખેંચાય છે, તેથી વેપારીને વ્યાજખાદ પડે છે. તે ઉપરાંત ઉઘરાણી વસુલ લેવા ગુમાસ્તા રાખવા પડે છે, પરિણામે વેપારીને સોસવું પડે છે. અલબત મારે કહેવું પડશે કે જો કોઈ પણ ધંધાની દુકાનો વૃદ્ધિ પામી હોય તો તે બીડીઓની દુકાનો અને ચાની હૉટેલો નજરે પડે છે; વેપારના અભાવે લોકોની આર્થિક સ્થિતિ નબળી પડતી ગઈ છે અને નિરર્થક ખરચોનો વધારો થયો છે.

વિસનગરમાં રેલ રસ્તે પરદેશથી દર વર્ષે કેટલો માલ આવે છે તે નીચેના ત્રણ સાલી આંકડા ઉપરથી સમજાશે—

## વિસનગરમાં આયાત થતા માલનું કોષ્ટક (દેશી મણ.)

| માલની વીગત. | સન ૧૯૪૦–૪૧ | સન ૩૯–૪૦ | સન ૩૭–૩૮ |
|---|---|---|---|
| ફર્નીચર, કાચ, રમકડાં, હાથીદાંત. | ૮૩૭ | ૮૭૭ | ૫૮૮ |
| સીગારેટ, ચા, આતસબાજી. | ૧૩૩૦ | ૧૦૬૫ | ૧૧૫૨ |
| વિલાયતી દવા, સાબુ, તેલ, દારૂ. | ૮૭ | ૫૮ | ૩૯ |
| ચામડાં. | ૭૯ | ૮૪ | ૪૦ |
| દરેક જાતનું કાપડ. | ૪૩૧૭ | ૪૦૨૪ | ૩૬૯૯ |
| કટલરી, સ્ટેશનરી, કાગળ. | ૧૦૫૫ | ૯૫૪ | ૮૫૮ |
| તાંબાપિત્તળનો નવો ઘાટ. | ૧૪૫૧ | ૧૩૩૫ | ૧૯૨૦ |
| છત્રી, રંગ, રોગાન, છીંકણી. | ૧૨૩૩ | ૯૦૪ | ૧૧૦૮ |
| ગાંધીઆણું, કરીઆણું. | ૬૮૯૨ | ૭૬૨૧ | ૬૦૫૯ |
| ખાંડ, સાકર, મીઠાઈ. | ૧૬૫૧૨ | ૧૪૦૬૧ | ૧૬૨૭૩ |
| ગોળ, ઘી. | ૩૦૨૦૫ | ૩૪૯૭૦ | ૨૧૪૨૧ |
| શીંગતેલ. | ૧૦૫૪૯ | ૮૩૫૬ | ૮૦૮૯ |
| લોખંડ, લોખંડનો ઘાટ. | ૫૧૨૮ | ૮૧૩૪ | ૧૫૪૫૫ |
| લાદા, પાટા, ભંગાર. | ૧૨૨૦ | ૧૧૪૯ | ૫૮૬ |
| ખજુર, ખારેક, ટોપરું, મેવો. | ૫૬૦૨ | ૫૨૭૦ | ૫૮૦૦ |

| | | | |
|---|---|---|---|
| તેલ, દીવેલ, ખોપરેલ. | ૫૯૧ | ૫૫૬ | ૬૮૧૬ |
| પારસલ. | ૫૬૭૧ | ૫૩૨૦ | ૬૦૩૧ |
| સુતર, સુજ, કોથળા, કાથી. | ૫૮૬૧ | ૬૮૮૭ | ૬૮૦૩ |
| તેલી બીઆં, મગફળી. | ૨૭૨૨ | ૬૮૧ | ૬૩૦ |
| કાચની ખાલી બાટલીઓ. | ૧૫૯ | ૨૯૯ | ૨૦૫ |
| લાદી, આરસપાણ, ટાઈલ્સ. | ૧૭૫૮ | ૫૭૭ | ૨૭૧ |
| ગોળની રસી. | ૧૫૩૮ | ૨૭૭૫ | ૨૨૫૯ |
| અનાજ, કઠોળ. | ૬૪૩૮૯ | ૫૧૩૮૬ | ૬૭૯૭૫ |
| રૂ, લાકડાં, ખાલી પીપ. | ૨૭૨ | ૭૧ | ૧૦૯ |
| ઈમારતી લાકડું. | ૬૬૯૩૨ | ૭૧૭૯૭ | ૬૪૮૧૧ |
| કોલસા, પથર, લાદી. | ૩૮૩૮૦ | ૪૬૫૪૮ | ૨૮૪૪૯ |
| કળીચુનો, ચુનો, સીમેન્ટ. | ૨૧૪૧૯ | ૨૮૬૯૫ | ૨૭૭૫૩ |
| મીઠું. | ૧૧૭૪૪ | ૯૩૪૫ | ૧૦૧૧૬ |
| કપાસ, ગવાર. | ૪૩૩૦૦ | ૪૧૦૫૩ | ૩૦૭૬૫ |
| રંગીન માટી, ચાક, અબરખ. | ૧૧૭૩ | ૨૧૯૭ | ૧૧૪૫ |
| પરચુરણ. | ૧૩૨૨૫ | ૧૨૬૪૬ | ૨૯૨૮૦ |
| કેરોસીન, વીગેરે તેલ. | ૧૧૦૦૧ | ૧૧૭૬૩ | ૧૦૫૮૯ |
| | ૩૬૫૨૭૭ | ૩૬૯૭૧૧ | ૩૮૯૨૯૦ |

એ પ્રમાણે ત્રણ સાલના આંકડા જોતાં ખ્યાલ આવશે કે દર વરસે વિસનગરમાં ૩॥ થી ૪ લાખ મણ (ચાળીસ રતલના એક દેશી મણના હિસાબે) માલ પરદેશથી રેલ્વેથી ગુડઝ અને પારસલ દ્વારાએ આવે છે. આ ઉપરથી સમજી શકાય છે કે પરદેશના કયા માલને અવલંબીને વિસનગરને રહેવું પડે છે.

**નિકાસ થતા માલની વીગત**—હવે વિસનગરથી કયો અને કેટલો માલ પરદેશ ચડે છે તેના આંકડા તપાસીએ—

હાડકાં મણ ૨૦૦૦, તાંબાપીતળનાં વાસણો મણ ૧૮૦૦, એરંડા મણ ૩૦૦૦, ઘી મણ ૯૨૦૦, જુવાર બાજરી મણ ૮૦૦, રૂ મણ ૫૦૦૦, વરીઆળી ૩૪૦૦, ખોળ ૭૨૦૦, પરચુરણ ૧૦૦૦૦ તથા બીજો માલ મળી કુલ ૪૬૦૦૦ મણ માલ જાય છે તે આગળ વિસનગર સ્ટેશનનો હેવાલ વાંચવાથી સમજાશે. આ ઉપરથી સમજાય છે કે એરંડા, ઘી, વાસણો વીગેરે જાય છે. એરંડા આ સાલ ઘણાજ ઓછા ચડેલા છે. પ્રથમ વાસણોનો મોટો ધંધો હતો તેથી બહુ ચડતાં, પણ હવે તો સંચાથી બનેલો ઘાટ પરદેશથી આવે છે એટલે અત્રેનો માલ ખપતો નથી. કંસારાઓની સ્થિતિ દયાજનક છે. ઘી અત્રેથી પરદેશ ખેંચાય છે તેથી મોંઘું મળે છે.

દર વરસે આશરે સવાબે લાખ મુસાફરો આવજા કરે છે. શિયાળા અને ઉનાળા કરતાં ચોમાસામાં સંખ્યા ઓછી હોય છે.

ઉપર જણાવ્યા પ્રમાણે આયાત તથા નિકાસ થતા માલના નુરના અને મુસાફરોની ટીકીટના મળી રેલ્વે ખાતાને સન ૧૯૪૦-૪૧માં રૂ. ૮૯) હજાર ઉત્પન્ન થયેલા છે. તેની પાછલી સાલમાં પણ લગભગ તેટલા ઉત્પન્ન થયા હતા. (વાંચો આગળ વિસનગર રેલ્વે સ્ટેશનની હકીકત.)

આ ઉપરથી એમ નથી માનવાનું કે વિસનગરની પ્રજા પાસેથી મુસાફરીના અને રેલ્વે નૂરના માત્ર રૂ ૮૯) હજારજ રેલ્વે કમાય છે. આ આંકડો તો માત્ર આપણી બી. બી. એસ. રેલ્વેનીજ કમાણીનો

છે. દાખલા તરીકે એક મુસાફર અત્રેથી ૩ ૭ા આપી મુંબઈની ટીકેટ લે છે. આમાં આપણી રેલ્વેના મેસાણા સુધીના માત્ર ચાર આનાજ કમાણીનો આંકડો ગણાશે અને બાકીના ૩ ૭ા બી. બી. એન્ડ સી. આઇની કમાણી ગણાશે. તે હિસાબે આપણી રેલ્વે ઉપરાંત મેસાણાથી ઉપડતી બીજી રેલ્વેઓની મોટી રકમ વિસનગરની પ્રજા પાસેથી રેલ્વે ખાતે જાય છે. આ પુસ્તકની સન ૧૯૨૫માં પ્રસિદ્ધ કરેલી પહેલી આવૃત્તિમાં અત્રેના સ્ટેશનની કમાણી અઢી લાખ રૂપીઆની બતાવેલી છે. તે વખતના અને આ વખતના માલના અને મુસાફરોના આંકડા લગભગ સરખા જેવા છે. એટલે વાસ્તવિક રીતે વિસનગરની પ્રજા પાસેથી દર વરસે અઢી લાખ રૂપીઆ રેલ્વે કંપનીઓ કમાય છે. તે વખતે અત્રેના સ્ટેશનનો વહીવટ બી. બી. એન્ડ સી. આઈ. રેલ્વે કંપની કરતી હતી તેથી અત્રેના સ્ટેશને જુદો આંકડો કાઢવામાં આવતો નહોતો.

અનાજ વીગેરેના ભાવો રેલ્વેના લીધે દેશ પરદેશમાં થોડા ફેરફાર સાથે સરખા જેવા રહે છે. અત્રેના પ્રદેશમાં સારો વરસાદ થવાથી અનાજ વધારે પાકે તો પણ ઝાઝા ભાવ તુટી જતા નથી કારણ કે રેલ્વેથી બહાર ગામ માલ તણાઇ જાય છે. ઘી પણ તેવીજ રીતે બહાર ગામ ચડે છે. આથી જ્યાં સુધી પરદેશમાં મોંઘવારી હોય ત્યાં સુધી આ તરફ સસ્તા ભાવની આશા રાખી શકાય નહીં. તે સાથે જ્યારે અત્રે વરસાદ નહીં થવાથી પાક પાકતો નથી ત્યારે બહાર ગામથી રેલ્વે મારફત પરદેશથી અનાજ આવે છે, તેથી તદન વિકાળ દુષ્કાળ જેવો પણ વખત આવતો નથી. મોંઘવારી અને સોંઘવારીનું પ્રમાણ કમી કરવામાં રેલ્વે મુખ્ય સાધનરૂપ છે.

આ સ્થળે જણાવવાની જરૂર છે કે વડોદરા રાજ્યમાં સરકારની વેપારની છુટની રાજનીતિ ( free trade policy ) હોવાથી પ્રજાને બમણી રીતે નુકસાન થાય છે. એક તો એ કે જ્યારે દેશમાં પાક ... પાકે અને પરદેશમાં માલની અછત હોય ત્યારે અત્રેથી માલ

પરદેશ રવાના થાય છે. તેની કાંઈપણ રવાનગી જકાત (export duty) રાખેલી નથી. તેથી દેશમાં જેટલો જોઇએ તેટલો સસ્તો માલ થઈ શકતો નથી. બીજું એ કે જ્યારે આપણા રાજ્યમાં પાકની અછત હોય છે ત્યારે પરદેશમાંથી માલ લાવવામાં આવે છે તેની તે રાજ્યમાં રવાનગી જકાત ભરવી પડે છે, કારણ કે તે રાજ્યોએ વેપારની છુટની રાજનીતિ ગ્રહણ કરેલી નથી, અને તે રાજ્યમાં અનાજ ઉપર રવાનગી જકાત રાખેલી હોવાથી ત્યાં અનાજ ઘી વીગેરે ખાદ્ય ખોરાકીની ચીજો વડોદરા રાજ્ય કરતાં સસ્તી મળે છે. આ પ્રમાણે વડોદરા રાજ્યની પ્રજાને બમણું નુકસાન છે. માટે વડોદરા રાજ્યે બીજાં દેશી રાજ્યોની માફક ખાદ્ય ખોરાકી ઉપર રવાનગી જકાત નાખી જેમ બને તેમ તે ઓછા ભાવે મળી શકે તે પ્રમાણે તજવીજ કરવી જોઈએ.

**ખેતીવાડી**—વિસનગરની ખેતીવાડીની સ્થિતિ વિસનગર મહાલની ખેતીવાડીની સ્થિતિ કરતાં કાંઈ જુદા પ્રકારની નથી. ફેર એટલોજ કે અત્રેના ખેડુતોને શહેરના સંબંધના લીધે માલ ખરીદ કરવામાં અને વેચવામાં કાંઇક આજુબાજુના ગામડાંઓ કરતાં વધારે સરળતા છે, તથા ખેતીનાં સાધનો દુરસ્ત કરાવવાની સારી સવડ અત્રે મળી શકે છે, બાકી પાક અને પાણીની સ્થિતિ તો સરખા જેવી છે.

સંવત ૧૯૫૬ નો દુષ્કાળ પડયો તે પછી જમીનનાં પાણી ઉંડાં ઉતરતાં ગયાં અને તે પછી પણ કમી વરસાદના લીધે મોંઘવારી અને દુષ્કાળના જેવાંજ વરસો આવતાં ગયાં. તેનું પરિણામ એ આવ્યું કે જમીનના ભેજ ઘણા જ ઉંડા ઉતરી ગયા. કુવામાં શાયડો મુકી પાણી કાઢવાની વાતો જે થોડાજ લોકો જાણતા હતા તે વાત ઠામ ઠામ થવા લાગી. વિસનગરના અને ગામડાઓના કુવામાં પાણી બીલકુલ જતાં રહેવાથી લોકો શાયડા મુકાવવા લાગ્યા; ત્યારથી અત્યાર સુધી લોકો કુવા તરફ વધારે વળેલા છે, પરંતુ ભેજ એટલા બધા ઉંડા ગયા છે કે ઘણા સ્થળે શાયડા નિષ્ફળ નીવડયા છે, સો સો હાથ ઉંડા જાય છે પણ પાણી આવતું નથી. એક તો વરસાદ કમી અને

અનિયમિત, અને બીજું કુવાના શાયડાઓની અનિશ્ચિત સફળતા. એ બે કારણોથી વિસનગરની ખેતી દિનપ્રતિદિન સુધારા ઉપર આવતી નથી. જુના અનુભવી ખેડુતો કહે છે કે જમીનમાંથી કસ ઉડી ગયો છે. પ્રથમ જે જમીનમાંથી જેટલો પાક ઉતરતો હતો તે જમીનમાં તેનો આઠ આની પાક હાલ ઉતરતો નથી. વિસનગર એકલાનો વિચાર નહી કરતાં આખા વિસનગર મહાલના પાકની પેદાશનો વિચાર કરવાથી સાધારણ રીતે ઠીક ખ્યાલ આવશે એમ સમજી સન ૧૯૪૦-૪૧ ના વર્ષની હકીકત રજુ કરૂં છું. ખેતીવાડીના પેદાશના આંકડા રજુ કરતાં પહેલાં વિસનગર મહાલની કેટલી જમીન ખેડાય છે, કેટલા ખેડુતો છે વીગેરે હકીકત પ્રથમ જણાવવાની આવશ્યકતા છે.

મહાલનો કુલ રકબો ૧૮૭૫૩૦ વીઘાનો છે. તેમાંથી ખરાબાના ૨૦૯૬૯ તથા બારખળીના ૧૩૬૪૪ વીઘા બાદ જતાં બાકી ૧૫૨૯૧૬ વીઘા જમીન ખેડવા લાયક છે. તે પૈકી ૬૫૫૫ વીઘા પડતર રહે છે, બાકી ૧૪૬૩૬૦ વીઘામાં ખેતીનો પાક ઉતરે છે.

આ જમીન ૧૨૬૨૧ ખાતેદારો પાસે છે. તેમાં ૫૬૬૦ કણબી, ૧૬૦૫ આંજણા, ૧૧૩૬ ઠાકરડા, ૯૧૨ બ્રાહ્મણ અને ૩૩૦૮ પરચુરણ છે. તે મળી ૧૨૬૨૧ ખાતેદારો છે. આ ખાતેદારો પૈકી ૧૦૧૧૩ જાતે ખેડનાર અને ૨૫૦૮ બીજા પાસે ખેડાવનાર છે. તે હિસાબે એક ખાતેદારની પાસે લગભગ ૧૨ા વીઘા જમીન આવે છે.

ઉપરના રકબા પૈકી ૧૭૬૧૨ વીઘા પીત લીધેલી જમીન છે. બાકીની પીત વગરની જમીન છે. પીતવાળી જમીનમાં કુવાથી, તળાવના પાણીથી, અને એવા સાધનથી પાણી લેવામાં આવે છે.

તાલુકામાં કુલ ૧૩૩૬ કાચા કુવા છે અને ૩૮૮૧ પાકા કુવા છે. એમ ૫૨૧૭ કુવા છે. ૨૧૩ તળાવો છે અને ૮ ઇતર જળાશયો છે.

બળદની સંખ્યા ૧૨૬૪૩ છે અને જમીન ખેડવા માટે હળોની સંખ્યા ૭૨૮૪ની છે. ગાયોની સંખ્યા ૪૯૫૧ છે અને ભેંસોની સંખ્યા ૧૪૭૩૮ ની છે. ૨૪૫૬ ભારદારી ગાડાં છે.

એ બળદથી ૨૦ વીઘા જમીન ખેડી શકાય એ ગણત્રીના ધોરણે તાલુકાની કુલ લાવણી જમીન આશરે દોઢ લાખની છે તે માટે કુલ બળદો ૧૫૦૦૦ જોઇએ જ્યારે બળદોની સંખ્યા ૧૨૬૪૩ છે. સરેરાશ વરસાદ આશરે ૨૫ ઈંચ થાય છે.

ઉપર બતાવેલી વિસનગર મહાલની જમીનમાંથી કેટલો પાક ઉત્પન્ન થાય છે તે નીચેના આંકડાથી સમજાશેઃ—

જુવાર આશરે ૧૭૬ હજાર મણ, બાજરી ૫૦૪ હજાર મણ, ઘઉં ૧૨૮ હજાર મણ, ચણા ૨૩ હજાર મણ, કપાસ ૨૩ હજાર મણ, શેરડી ૩૫ હજાર મણ, તમાકુ ૪ હજાર મણ, એરંડા ૧૩ હજાર મણ, તલ ૧૧૩૪ મણ, લીમડા ૧૧ હજાર મણ, સરસવ ૪૫૨ મણ, ઘાસપુળા ૧૧૦ મણ, શાકભાજી ૧૬૪ હજાર મણ. તે પૈકી ખાદ્ય ખોરાકીનો પાક જુવાર, બાજરી, ઘઉં, ચણાનો મળી આશરે ૮। લાખ મણ ઉત્પન્ન થયેલો છે. મહાલની કુલ વસ્તી ૮૦૨૩૯ની ધ્યાનમાં લેતાં માથાદીઠ આશરે ૧૦ મણનું સરેરાશ પ્રમાણ આવે છે અને ખાતાદીઠ આશરે ૬૬ મણનું પ્રમાણ આવે છે. તેના પાછલા વર્ષે તેના કરતાં પોણા ભાગનો પાક પાકયો હતો. ૧૦ મણ કરતાં ઓછો પાક માથાદીઠ નજ આવવો જોઇએ. જો ઓછો પાક ઉતરે તો ખાવા માટે પરદેશથી ખાદ્યખોરાકીનો માલ મંગાવવો પડે. એવી રીતે બીજા ઉપર આધાર રાખી બેસી રહેવાની સ્થિતિ ઉપસ્થિત ન જ થવી જોઇએ. આ માટે સન ૧૯૨૧ની વસ્તી ગણત્રીના સંક્ષિપ્ત હેવાલના પૃષ્ટ ૨૬ ઉપર જણાવેલા નીચેના ઉલ્લેખથી સ્પષ્ટ સમજાશે—

"એક યાદ રાખવા જેવી વાત એ છે કે ૧૯૧૯–૨૦ માં ખાવાના દાણા જે રાજ્યમાં પાક્યા તે વસ્તીનાં માણસોના હીસાબે ગણતાં માથાદીઠ ૫ા મણ જેટલાજ થયા હતા. ૧૯૧૦–૧૧માં માણસ

દીઠ ૧૦ મણ દાણા પાક્યા હતા. એવું સામાન્ય ધોરણ છે કે દરેક માણસને વરસમાં ૧૦ા મણ અનાજ જોઇએ. આમ તપાસતાં હાલ ઉત્તરોઉત્તર એવી સ્થિતિ ઉભી થઈ છે કે જે રાજ્યની રૈયત એક વખત પોતાનું પેટ ભરવા પુરતું અનાજ પકવતી હતી તેજ રૈયત હવે તેથી અરધુંજ પકવે છે અને અનાજ માટે તેને પરદેશ ઉપર આધાર રાખવાનો વખત આવ્યો છે. આમ નઠારાં વર્ષો આવવાથી આ સ્થિતિ ઉત્પન્ન થઇ છે અને તે અટકાવવા સારૂ પીત કરવાની અને અનાજ કે પાણી આપવાની યોજનાઓ રાજ્યે કરવી જોઇએ."

આ પ્રમાણે જણાવી "તે ખામી દૂર કરવા સરકારે તળાવો વીગેરે એવાં ઇરીગેશનનાં કામો કરેલાં પણ તે કામો નિષ્ફળ નિવડેલાં છે" તે હકીકત જણાવી છે. આવો ખેદજનક ઉલ્લેખ સેન્સસના રીપોર્ટમાં ઉપર પ્રમાણે થયેલો છે.

વિસનગરની તથા વિસનગર મહાલની હવા સારી અને સુકી છે, ઉનાળામાં સાધારણ રીતે ગરમી ૧૦૫ ડીગ્રી અને કોઈ વખતે વધીને ૧૧૫ ઉપરાંત પહોંચે છે, અને શિયાળામાં ઓછામાં ઓછી ૪૦ ડીગ્રી સુધી ઘટીને થાય છે. વરસાદ સરેરાશ ૨૫ ઈંચ સુધી પડે છે. પણ પાછેતર વરસાદ નહીં થવાથી પાછળથી પાક સુકાય છે. સંવત ૧૯૮૦ માં પાછળથી વરસાદ થવાથી ચોમાસું પાક ઠીક થયો હતો. શીયાળામાં કોઇ કોઇ વખત હીમ પડે છે અને શીયાળુ પાક બળી જાય છે. વિસનગર સીમની જમીન ગોરાડુ છે.

સન ૧૯૪૦-૪૧ માં ખેડુતોએ જેમ પ્રથમ કરતા હતા તેમ એરંડા, સરસવ અને રૂ નું વાવેતર ઘણું ઓછું કરી ખાદ્યખોરાકીના પાક તરફ વધારે લક્ષ આપેલું છે. ખેડુતો જે જે વેપારી પાકના વધારે ભાવો આવતા હોય છે તે તે પાક પકવવા માટે લલચાય છે. જ્યારે રૂ ની પુષ્કળ માગણી બજારમાં હોય છે અને મીલોવાળા માગે છે ત્યારે તે રૂ વધારે પ્રમાણમાં ઉત્પન્ન કરે છે. આવી સ્થિતિ હોવાથી

અને એક સરખો વરસાદ નહીં હોવાથી ધાર્યા પ્રમાણે ખાદ્યખોરાકીનો પાક ઉત્પન્ન કરી શકાતો નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે ખેડવા લાયક જમીનમાંથી પણ કેટલાક વીઘા પડતર જમીન રહે છે. વળી ખેડ કરવા માટે બળદોની સંખ્યા પણ પૂરતી નથી. આ જોતાં સમજાય છે કે પૂરતા સાધનસંપન્ન ખાતેદારો જણાતા નથી. અમદાવાદ, કલોલ અને સિદ્ધપુરમાં મીલો ચાલતી હોવાથી ખેડુત વર્ગનો ઘણો ભાગ મીલોમાં મજુર તરીકે રોકાય છે. તેથી ખેતીકારોની તંગી પડે તે સ્વાભાવિક છે.

ખેતીવાડી ખાતું ખેતી સુધારવા માટે ઘણાં વર્ષોથી પ્રયોગ કરે છે, મેસાણા પ્રાંતમાં જગુદન સ્ટેશને મોડેલ ફાર્મ—નમુનાનું ખેતર—રાખેલું છે પણ તેથી પ્રાંતને શું ફાયદો થયો તે જણાતું નથી.

ખેડુતો જ્યારે જગુદન કે વડોદરે જોવા જાય છે ત્યારે તેમને નવી પદ્ધતિ પ્રમાણે ખેડેલી જમીન, કેટલાક છોડ વીગેરે બતાવવામાં આવે છે, પણ જ્યારે સરકારને એમ પુછવામાં આવે છે કે તે કેટલા ખરચના ભોગે છોડ થયા છે? ત્યારે જવાબમાં નિરાશા અને વ્યર્થ ખરચ શીવાય કાંઈ બીજું જણાતું નથી. જો ખાતાએ ખેતીવાડીમાં ખરેખરો સુધારો કરવો હોય, ખેડવાની નવી પદ્ધતિ દાખલ કરવી હોય, સુધારેલાં બી વાવવાં હોય અને ખાતાના કહેવા પ્રમાણે પાક વધારે ઉત્પન્ન કરવો હોય તો દરેક મહાલે થોડા વિઘા જમીન રાખવી અને તેમાં આજુબાજુના લોકો જે પાક ઉત્પન્ન કરતા હોય તે પાક તેમાં નવી ઢબ પ્રમાણે ઉત્પન્ન કરવો અને તેમ કરી આસપાસના લોકોને બતાવી આપવું કે તેમના કરતાં ઓછા ખરચે વધારે જમીન ખેડી શકયા અને વધારે પાક ઉત્પન્ન કરી શકયા. આ પ્રમાણે થાય તો જ બીજા લોકો અનુકરણ કરે અને આપોઆપ સુધારો થાય. બાકી ભાષણો અને મોડેલ ફાર્મથી તો કાંઈ સુધારો થવાનો નથી એમ અત્યાર સુધીના લાંબા અનુભવ ઉપરથી સિદ્ધ થઇ ચુક્યું છે. Example is better than precept—કહ્યા કરતાં કરી બતાવવું જોઇએ.

જાણીને ખુશી થવા જેવું છે કે મેસાણા પ્રાંત પંચાયતે નવીન કુવા કરાવવાની પ્રગતિ કાયમની રાખી છે અને દરસાલ સારી રકમ તે પાછળ ખરચ કરવા ઠરાવી છે. વળી વીરમગામમાં આરટીઝન વેલ (જમીન બહાર પાણી આવી શકે તેવું બોરીંગ) કરેલો છે તેવા જો અત્રે કરવામાં આવે તો ખેતીવાડીને ઘણો ફાયદો થાય. પાણી વહેતું રહેવાથી જમીનના મોટા પ્રદેશમાં ભેજ રહે અને ત્રણે રૂતુમાં સારો પાક થાય. મેસાણા પ્રાંત પંચાયતે તેવાં ત્રણ બોરીંગ ચાણસ્મા તાલુકાના કેટલાંક ગામે કર્યાં છે. તે પ્રમાણે દરેક તાલુકામાં થવાની જરૂર છે.

વિસનગર મહાલ અને વિસનગર કસ્બાનું જમીન મહેસુલ વીગેરે કેટલું આવે છે તેની હકીકત પાછળ વિસનગર મહાલના પ્રકરણમાં આપેલી છે તે વાંચવાથી સમજાશે. વિસનગરની પેદાશમાં એરંડા, સરસવ, ઘઉં અને રૂ થાય છે, તે માલ બહારગામ ચડે છે. કઠોળ કોઇ કોઇ વખત જાય છે.

વેપાર ઉદ્યોગ તથા ખેતીવાડી સંબંધી પ્રજાની સલાહ લેવા માટે સરકારે રાજ્યમાં સન ૧૯૧૪ થી " વેપાર ઉદ્યોગ અને ખેતીવાડીનું સલાહકાર મંડળ " એ નામના મંડળની સ્થાપના કરેલી, તેની પહેલી બેઠક સન ૧૯૧૪ માં, બીજી ૧૯૧૫ માં, ત્રીજી ૧૯૧૬ માં, ચોથી ૧૯૨૦માં અને પાંચમી તા. ૨-૨-૧૯૨૫ ના રોજ વડોદરામાં મળી હતી. આ મંડળમાં દરેક પ્રાંતમાંથી ખેડુત તથા વેપારી વર્ગમાંથી ચાર સભાસદો તથા કેટલાક અમલદારો મળી કુલ ૨૫-૩૦ સભાસદો બોલાવવામાં આવતા હતા. હું તે સભામાં જતો હતો અને સક્રિય ભાગ લેતો હતો. ઉપર જણાવેલી યોજનાઓ અને દરખાસ્તો રજુ કરતો. ઘણી ઘણી સૂચનાઓ ખેડુતો અને વેપારીઓ તરફથી આવતી હતી, તેના ઉપર વાટાઘાટ અને ચર્ચા થઇ ઠરાવો થતા હતા. પરંતુ કાંઇ સફળ પરીણામ આવેલું જણાતું નથી. વ્યવહારૂ પગલાં ભરવામાં આવે તોજ પરીશ્રમ સફળ થાય.

# પ્રકરણ ૧૬ મું.

## દેવસ્થાનો, ખાસ ધર્માદા સંસ્થાઓ અને સ્મશાનો.

વિસનગરમાં પાછળ વસ્તીના પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે બ્રાહ્મણ વૈષ્ણવ, શ્રાવક, કંસારા, કણબી, ભાવસાર, મુસલમાન વીગેરે રહે છે, તેથી સ્માર્ત, વૈષ્ણવ સંપ્રદાય, જૈન, સ્વામીનારાયણ, ઇસ્લામ વીગેરે ધર્મનાં દેવાલયો અને સ્થાનકો હોય એ સ્વાભાવિક છે. વળી વિસનગર વસાવનાર વિશલદેવરાજા તથા રાજ્યનો ધર્મપંથ પણ શિવમાર્ગી હોવાથી તે ધર્મનાં મંદિરો પણ વધારે દૃષ્ટિગોચર થાય છે. જૈનોએ પણ પોતાના દેવાલયોની જાહોઝલાલી સમયાનુસાર સુધારા વધારા કરી ટકાવી રાખેલી જણાય છે. વૈષ્ણવોએ પણ પોતાના મંદિરોમાં થોડા વખતમાં ઘણો સારો સુધારો કરેલો છે. ધર્મની દૃષ્ટિએ જોતાં એક રીતે વિસનગર સામાન્ય રીતે યાત્રાના સ્થાન જેવું પણ ગણી શકાય તેમ છે. તારંગાજી યાત્રા કરી વળતાં ઘણાં જૈનો અત્રે દર્શન અર્થે ઉતરે છે. દેળીઆ તળાવની ચારે બાજુએ નાનાં મોટાં મંદિરો આવેલાં છે. પિંડારીઉ તળાવ તો પાંડવોના વખતનું તીર્થનું સ્થાન ગણાય છે. તેનું ખરૂં નામ પિંડતારીઉં છે. તે સંબંધી વધુ હકીકત જળાશયના પ્રકરણમાં પૃષ્ટ ૩૩૭ ઉપર આપેલી છે.

વિસનગરમાં દરેક ધર્મનાં કેટલાં કેટલાં મુખ્ય દેવાલયો, અને સ્થાનકો છે અને કેટલી ખાસ ધર્માદા સંસ્થાઓ વીગેરે છે તેની વીગતવાર હકીકત નીચે પ્રમાણે છે—

### શિવાલયો.

**નીલકંઠ મહાદેવ**— આ મહાદેવનું દેવાલય મોડાશી ચોપટે આવેલું છે. વૃદ્ધ અને અનુભવી નાગરોની માહીતી ઉપરથી જણાય

છે કે આ દેવાલય વિસનગરમાં જુનામાં જુનું છે. સન ૧૦૨૪ના અરસામાં જ્યારે વિશલદેવે વિસનગર વસાવ્યું ત્યારે ગામ દેવતા તરીકે આ મહાદેવની પ્રતિષ્ટા થયેલી છે, એટલે આ દેવાલયને આશરે ૯૦૦ વરસ થઇ ગયાં છે; તેના જીર્ણોદ્ધારનું તથા કેટલુંક નવીન કામ સંવત ૧૯૧૨ના અરસામાં સ્વ૦ શિવશંકર શોભારામ તરફથી થયું હતું અને હાલ પૂજા સેવાનું ખરચ પણ તેમના તરફથી થાય છે. આ મહાદેવનો વરઘોડો દર સાલ શિવરાત્રીના દિવસે ચડે છે. દેવાલયની જોડે નાની ધર્મશાળા છે. દેવાલયનો વહીવટ વિસનગરા નાગર ગૃહસ્થો કરે છે.

**હાટકેશ્વર**—હાટકેશ્વર મહાદેવનું દેવાલય મહાઇવાડાના મધ્ય ભાગમાં આવેલું છે. વિસનગરમાં નાગરોના વસવાટની સાથે આ દેરાની સ્થાપના અને પ્રતિષ્ટા થયેલી હોય એમ જણાય છે. હાટકેશ્વર નાગરોના કુળદેવતા ગણાય છે, તેઓ તે પ્રત્યે ઘણો જ ભક્તિભાવ રાખે છે. પ્રતિષ્ટા વખતે આ દેવાલય નાનું હોવું જોઇએ. પાછળથી હાલનું પથ્થરબંધી દેવાલય બાંધવામાં આવેલું છે. દેવાલયની સાથે પથ્થરબંધી ધર્મશાળા બાંધેલી છે. ધર્મશાળાની બાજુમાં મેડા ઉપર ઉપર વિસનગરા નાગરોનું કીર્તિમંદિર છે, જેમાં તેમની જ્ઞાતિના નામાંકિત સદ્‌ગત ગૃહસ્થોના ફોટા મુકેલા છે (વધુ માહિતી માટે વાંચો પાછળ પૃષ્ટ ૨૯૭) આ મહાદેવના પાટોત્સવનો વરઘોડો દરસાલ ચૈત્ર સુદ ૧૪ના રોજ ચડે છે. દેવાલયની વ્યવસ્થા વિસનગરા નાગરો કરે છે. તેમાં હમેશાં થાળ પૂજા વીગેરે સ્વ૦ રા. બા. વ્રજરાય પુરૂષોતમરાયના વહીવટ કરનાર તરફથી થાય છે.

**સિદ્ધનાથ મહાદેવ**—આ દેવાલય ગોવિંદ ચકલાના નાકે આવેલું છે, તે સંવત ૧૮૭૦માં દેસાઈ કેશવદાસ લક્ષ્મીદાસે બંધાવેલું છે. એમ કહેવાય છે કે તેમાં પ્રતિષ્ટિત કરેલું શિવલિંગ નાગરો જ્યારે વડનગરથી વિસનગરમાં આવેલા ત્યારે તેમની સાથે લાવેલા, તે ઘણાં વર્ષો સુધી ધંતુરીઆ પોળમાં એક ઘરના ભોંયરામાં પધરાવેલું તે

ત્યાંથી ઉત્થાપન કરી આ દેવાલયમાં પધરાવી પ્રતિષ્ઠા કરેલી છે. હાલ દેવાલયનો વહીવટ દેસાઈનો વારસો તથા મહોલ્લાના નાગર ગૃહસ્થો કરે છે.

**હરેશ્વર મહાદેવ**—આ દેવાલય મોડાશી ચોપટે હરેશ્વર મહાદેવની પોળમાં આવેલું છે. લગભગ સવાસો વર્ષ ઉપર જાની નાયકજી નામના નાગરે પ્રતિષ્ઠા કરેલી છે. હાલ તેનો વહીવટ તે મહોલ્લાના નાગર ગૃહસ્થો કરે છે.

**કૃપાનિધીશ્વર અથવા હાટકેશ્વર**—આ દેવાલય જાનીવાડામાં છે, તેનો વહીવટ નાગર લોકો કરે છે.

**મંકાળેશ્વર મહાદેવ** (મહાકાળેશ્વર ઉપરથી અપભ્રંશ)—આ દેવાલય પટણી દરવાજે તળાવની પાળ ઉપર સ્મશાનની પાસે આવેલું છે. શ્રાવણ વદ ૧ ના રોજ આ સ્થળે મોટો મેળો ભરાય છે, તેનો વહીવટ ગોસાંઈ કરે છે. સાધારણ રીતે એવો નિયમ છે કે સ્મશાન ભૂમિ ઉપર આવેલા મહાદેવને મહાકાળેશ્વર કહેવામાં આવે છે (કાળ ઉપરથી તેના અર્થનું સૂચન થાય છે.) આવું મંકાળેશ્વર મહાદેવનું બીજું દેવાલય ફત્તેહ દરવાજા બહાર ઝાડીમાં નાગરોની તથા વૈષ્ણવોની સ્મશાન ભૂમિમાં પણ આવેલું છે. તેની દેખરેખ અને પૂજા નાગરો તરફથી થાય છે.

**સોમનાથ મહાદેવ**—આ દેવાલય વડનગરી દરવાજા બહાર નીકળતાં સામી બાજુએ મોતીશેરી તળાવના કિનારા ઉપર આવેલું છે. આ દેવાલય સોમપુરા સલાટ કરસનલાલ ઉમેદરામે આશરે સવાસો વર્ષ ઉપર બંધાવી સોમપુરા સલાટની ન્યાતને સોંપી દીધેલું છે. સોમપુરા સલાટ ઉપરથી સોમનાથ મહાદેવ નામ રાખેલું છે. આનો વહીવટ સલાટ લોકો કરે છે. સોમપુરા સલાટો મૂળ પ્રભાસપાટણથી આવેલા છે. આ દેવાલયની પથ્થરબંધી બાંધણી સુંદર નાજુક અને મનોહર છે. તેની બંને બાજુએ બીજા નાનાં પાંચ દેવાલયો આવેલાં છે. પાસે એક ધર્મશાળા છે. પાછળના ભાગમાં ઝાડોની સુંદર અને રમણીય ઘટા છે.

છે કે આ દેવાલય વિસનગરમાં જુનામાં જુનું છે. સન ૧૦૨૪ ના અરસામાં જ્યારે વિશલદેવે વિસનગર વસાવ્યું ત્યારે ગામ દેવતા તરીકે આ મહાદેવની પ્રતિષ્ટા થયેલી છે, એટલે આ દેવાલયને આશરે ૯૦૦ વરસ થઇ ગયાં છે; તેના જીર્ણોદ્ધારનું તથા કેટલુંક નવીન કામ સંવત ૧૯૧૨ના અરસામાં સ્વ૦ શિવશંકર શોભારામ તરફથી થયું હતું અને હાલ પૂજા સેવાનું ખરચ પણ તેમના તરફથી થાય છે. આ મહાદેવનો વરઘોડો દર સાલ શિવરાત્રીના દિવસે ચડે છે. દેવાલયની જોડે નાની ધર્મશાળા છે. દેવાલયનો વહીવટ વિસનગરા નાગર ગૃહસ્થો કરે છે.

**હાટકેશ્વર**—હાટકેશ્વર મહાદેવનું દેવાલય મહાઇવાડાના મધ્ય ભાગમાં આવેલું છે. વિસનગરમાં નાગરોના વસવાટની સાથે આ દેરાની સ્થાપના અને પ્રતિષ્ટા થયેલી હોય એમ જણાય છે. હાટકેશ્વર નાગરોના કુળદેવતા ગણાય છે, તેઓ તે પ્રત્યે ઘણો જ ભક્તિભાવ રાખે છે. પ્રતિષ્ટા વખતે આ દેવાલય નાનું હોવું જોઇએ. પાછળથી હાલનું પથ્થરબંધી દેવાલય બાંધવામાં આવેલું છે. દેવાલયની સાથે પથ્થરબંધી ધર્મશાળા બાંધેલી છે. ધર્મશાળાની બાજુમાં મેઢા ઉપર ઉપર વિસનગરા નાગરોનું કીર્તિમંદિર છે, જેમાં તેમની જ્ઞાતિના નામાંકિત સદ્દગત ગૃહસ્થોના ફોટા મુકેલા છે (વધુ માહિતી માટે વાંચો પાછળ પૃષ્ટ ૨૯૭) આ મહાદેવના પાટોત્સવનો વરઘોડો દરસાલ ચૈત્ર સુદ ૧૪ના રોજ ચડે છે. દેવાલયની વ્યવસ્થા વિસનગરા નાગરો કરે છે. તેમાં હમેશાં થાળ પૂજા વીગેરે સ્વ૦ રા. બા. વ્રજરાય પુરૂષોતમરાયના વહીવટ કરનાર તરફથી થાય છે.

**સિદ્ધનાથ મહાદેવ**—આ દેવાલય ગોવિંદ ચકલાના નાકે આવેલું છે, તે સંવત ૧૮૭૦માં દેસાઇ કેશવદાસ લક્ષ્મીદાસે બંધાવેલું છે. એમ કહેવાય છે કે તેમાં પ્રતિષ્ટિત કરેલું શિવલિંગ નાગરો જ્યારે વડનગરથી વિસનગરમાં આવેલા ત્યારે તેમની સાથે લાવેલા, તે ઘણાં વર્ષો સુધી ધંતુરીઆ પોળમાં એક ઘરના ભોંયરામાં પધરાવેલું તે

ત્યાં આંબલીના ઝાડ નીચે જાળામાં ઉભી રહી દુધની ધારા વહેવડાવતી હતી. આવી રીતે કેટલાક દિવસ ચાલતું હોવાથી તેના રખેવાળ ગોવાળને શંકા પડી કે ગાય હમેશાં તે સ્થળે જાળામાં ઉભી રહી શા માટે દુધ વહેવડાવે છે, તેથી તે જાળાની જગો ખોદવા લાગ્યો તો અંદરથી ગાયની ખરીના ચિહ્નવાળી જળાધારી નજરે પડી. તે વાત પ્રસિદ્ધિમાં આવવાથી લોકો ભેગા થયા અને તે જળાધારીને **સ્વયંભૂ** માની અને જાળામાંથી નીકળેલી હોવાથી **"જાળેશ્વર મહાદેવ"** એ નામ આપી લોકો તેને પૂજવા લાગ્યા. રખેવાળે તે બધી ખરાબાની જમીન મહાદેવમાં અર્પણ કરી. ધીમે ધીમે તેનો મહીમા વધતો ગયો. અને તેના ઉપર સંવત ૧૯૨૦માં સ્વ૦ કેશવરામ ભગવતીએ નાનું મંદિર બંધાવ્યું અને બાજુમાં કેટલાક ઉદાર ગૃહસ્થો તરફથી ધર્મશાળાઓ બાંધવામાં આવી. પાસે એક સુંદર કુંડ સંવત ૧૮૯૦માં પારીખ દુલ્લભદાસ વેણીચંદ રામચંદ તરફથી બાંધવામાં આવ્યો છે, તેની દુરસ્તી પારીખ દુલ્લભદાસ પીતાંબરદાસે કરાવી હતી. દેવાલયની આસપાસ ફરતો કોટ તથા આગળ મોટો દરવાજો છે તે વકીલ ગીરધરલાલ ડોસાભાઇના વડીલો પારીખ રામચંદ ગુમખરામે બંધાવેલો છે. કેટલીક દુરસ્તી પાછળથી બીજા ગૃહસ્થો તરફથી થયેલી છે. શ્રાવણ માસના દર સોમવારે તથા તે માસનાં તમામ પર્વોના દિવસે આ સ્થળે મોટા મેળા ભરાય છે. ઘણા બ્રાહ્મણો દરરોજ ત્યાં પૂજા કરવા જાય છે. કેટલાક શોખીન અને ભાવિક ગૃહસ્થો આનંદની ખાતર આ સ્થળે ઉજાણીઓ અને માનતાની મીજબાનીઓ જમે છે. એકાંત અને રમણીય સ્થાન છે. તેનો વહીવટ ત્યાં રહેતા ગોસાઈ ચલાવે છે.

**વૈજનાથ**—આ મહાદેવનું દેવાલય દીપરાના દરવાજા બહાર ડાબા હાથે આવેલું છે. તે પારેખ દુલ્લભરામ વેણીચંદે બંધાવેલું છે. સાથે મોટી ધર્મશાળા પણ હતી તે હાલ ખંડેર અવસ્થામાં છે.

**ભીમનાથનું નાનું દેવાલય**—આ દેવાલય પટણી દરવાજે

**ભીમનાથ મહાદેવ**—આ દેવાલય વડનગરી દરવાજા બહાર વિસનગરના ઇશાન કોણમાં તળાવની પાસે આવેલું છે. તેની પાસે એક ધર્મશાળા હતી પરંતુ હાલ તે પડી ગયેલી છે. દેવાલયની બાંધણી જુના વખતની સારી અને ટકાઉ છે, દેવાલયની સામે એક મોટો ઇંટ ચુનાનો હાથી બનાવેલો છે. દેવાલયના આગલા મંડપમાં પેસતાં જમણા હાથે એક આરસની તકતીમાં લાંબો બાળબોધ લીપીમાં લેખ લખેલો છે તે વાંચતાં એવો બોધ થાય છે કે "ગુર્જરે રાજાધિરાજ મહારાજ ફત્તેહસિંહરાવ ગાયકવાડના રાજ્યમાં વિસનગરમાં કુમાસદાર કેશવરાવ દેશમુખ અધિકારીના વખતમાં સંવત ૧૮૩૮ વૈશાખ સુદ ૫ ને ગુરૂવારે ધનાઢ્ય પારેખ સેવકરામ કુબેરદાસ ભાઈ દુલ્લભરામ તથા ચીરંજીવ ભાઇચંદે દેવાલય બંધાવ્યું." આ પ્રમાણે દેવાલયની ઉત્પત્તિ સંબંધી લેખ છે. પ્રથમ જૈનોની કેટલીક ધાર્મિક ક્રિયાના વરઘોડા ત્યાંથી ચડતા હતા. જુના વખતમાં કેટલાક લોકો પરદેશ જતાં ત્યાં પ્રથમ મુકામ કરતા. ઇશાન કોણમાં પ્રયાણ કરતાં કોઇપણ વારે સામો કાળ આવતો નથી તેથી તે સ્થળ શુકનનું સ્થળ ગણાય છે. આ મહિમા હાલ ધીમે ધીમે કમી થતો ગયો છે. (જ્યોતિષ પ્રમાણે રવિવારે ઉત્તરમાં જતાં સામોકાળ, સોમવારે વાયવ્ય કોણમાં, મંગળવારે પશ્ચિમમાં, બુધવારે નૈરૃત્યમાં, ગુરૂવારે દક્ષિણમાં, શુક્રવારે અગ્નિ કોણમાં અને શનિવારે પૂર્વમાં સામોકાળ આવે છે; બાકી ઇશાન કોણ રહ્યો ત્યાં સામોકાળ આવતો નથી) આ દેવાલયનો વહીવટ ત્યાં રહેતા માણસો સંભાળે છે. આગળ જીર્ણ થયેલો મોટો દરવાજો છે.

**જાળેશ્વર મહાદેવ**—આ દેવાલય કડા દરવાજા બહાર વિસનગરથી અગ્નિ કોણમાં આશરે પોણો માઇલ દૂર આવેલું છે. વચ્ચે દેપલ તળાવ આવે છે. જાળેશ્વરની ઉત્પત્તિ સંબંધી એવી **દંતકથા** કહેવાય છે કે જુના વખતમાં એ સ્થળે પ્રથમ ખરાબો હતો અને ઢોરો ચરતાં હતાં, તેમાં હમેશાં એક ગાય ચરવા આવતી હતી અને

**રામજી મંદિર (ગોવિંદ ચકલાવાળું)**—આ મંદિર ગોવિંદ ચકલે આવેલું છે. આશરે સો સવાસો વર્ષ ઉપર ગોવિંદ ચકલાના કણબીઓએ આ મંદિર બંધાવી રામજીની સ્થાપના કરેલી છે, તેમાં વીરાસને રામજીની ભવ્ય મૂર્તિ છે. તેનો વહીવટ કણબી લોકો કરે છે.

**રામદેવજીનું મંદિર**—આ મંદિર બહુચરાજી માતાની ખડકીમાં માતાના મંદિરની જોડે આવેલું છે. તેમાં મૂર્તિ તરીકે રૂપાનો ઘોડો છે. બાજુમાં બીજા પીતળના ઘોડા છે. તે મૂર્તિને નકલંક દેવ પણ કહેવામાં આવે છે. આ મંદિરની સ્થાપના ખંભારની ન્યાત તરફથી સંવત ૧૯૫૧માં કરવામાં આવી હતી. તે ન્યાતના લોકો આ મંદિર પ્રત્યે ઘણો ભક્તિભાવ રાખે છે અને તેનો વહીવટ તે લોકો કરે છે.

**સત્યનારાયણનું મંદિર**—આ મંદિર દેળીઆ તળાવના ગરનાળાં ઉપર આવેલું છે. તેમાં વિશ્નુ અને લક્ષ્મીની મૂર્તિઓ છે. હાલ તેમાં બાવાઓ રહે છે અને તેની દેખરેખ રાખે છે.

આ શીવાય મહાદેવિવાડામાં રણછોડલાલજીનું, રામજીનું, રાધાકૃષ્ણનું, ગોરધનનાથજીનું, લક્ષ્મી નારાયણનું, રણછોડજીનું, વીગેરે એવાં ધરમંદિરો આવેલાં છે. આ કારણથી વિસનગરમાં મહાદેવવાડો એ એક **દેવપૂરી** એ નામથી ઓળખાય છે. આ શીવાય બીજાં ઘણાં નાનાં મંદિરો બીજા મહોલ્લામાં આવેલાં છે.

## માતાનાં મંદિરો

**અંબાજી માતા**—આ મંદિર સાંકડી શેરીમાં મધ્ય ભાગમાં આશરે સો સવાસો વર્ષથી છે. તેમાં અંબાજી માતાની મૂર્તિ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર શેઠ મણીલાલ ગોકળભાઈ મૂળચંદ તરફથી કરવામાં આવ્યો હતો. મંદિર સારૂં છે. હજુ થોડા સુધારાની જરૂર છે. સવાર સાંજ ઘણા લોકો દર્શન કરવા આવે છે. અંબાજી માતા જૈનોના નેમનાથ તિર્થંકરની કુળદેવી હોવાથી જૈનો પણ દર્શન કરવા આવે છે (એવો નિયમ છે કે જૈનોના નેમનાથ તિર્થંકરના દેવાલયમાં અગર જુદું દેવાલય બાંધી તેમાં અંબાજીની—અંબિકાની—મૂર્તિ સ્થાપન

નીકળતાં ડાબા હાથે કેશવરામ ભગવતીની ધર્મશાળામાં આવેલું છે. આ દેવાલય કેશવરામે બંધાવી પ્રતિષ્ઠા કરાવેલી છે.

**જમનેશ્વર**—આ મહાદેવનું દેવાલય તળાવ ઉપર હાથણીઆ આરે પથ્થરની વાડીમાં જમનાદાસ રાવળે બંધાવેલું છે. તે ઉપરથી તે નામ પડેલું જણાય છે. દેવાલય અને વાડી પથ્થરબંધ છે. તેનો વહીવટ સરકાર તરફથી નીમાયેલી કમીટી કરે છે.

**પીંપળેશ્વર**—આ મહાદેવનું દેવાલય ધંતુરીઆ પોળમાં છે.

એ રીતે મુખ્ય નાનાં મોટાં શિવાલયો છે. આ સિવાય શહેર બહારનાં સ્થળોએ, પીડારીઆ ઉપર, વીગેરે કેટલાક ઠેકાણે નાનાં શિવાલયો આવેલાં છે, તેની સંભાળ તેમાં રહેતા બાવા વીગેરે કરે છે.

## વૈષ્ણવ સંપ્રદાયનાં મંદિરો

**હરિહરજીનું મંદિર**—આ મંદિર મહાઈવાડામાં આવેલું છે. તેમાં દેવની મૂર્તિનો અરધો ભાગ **હરિ** કહેતાં વિશ્નુનો અને અરધો ભાગ **હર** કહેતાં મહાદેવનો છે, તે ઉપરથી તે મૂર્તિનું નામ **હરિહર** રાખવામાં આવેલું છે. આ મંદિર આશરે ૧૫૦ વર્ષથી હયાતીમાં હોય એમ લોકોના કહેવાથી જણાય છે. તેનો વહીવટ વારાના અનુક્રમે ગોપીનાથ આચાર્યના વારસો કરે છે. આ મંદિર પ્રત્યે ઘણા લોકોનો ભાવ હોવાથી હમેશાં સવારે સાંજે લોકો દર્શન માટે આવે છે. અને ખાસ રાત્રે ભજન મંડળી હમેશાં બેસે છે. શહેરમાં કોઈ હિન્દુઓની સાર્વજનિક પ્રાર્થના કરવાનો પ્રસંગ આવે છે તો આ મંદિરમાં કરવામાં આવે છે. વળી સરકાર તરફથી યુદ્ધના અગર એવા પ્રસંગે પ્રાર્થના કરવાના હુકમ આવતા ત્યારે આ મંદિરમાંજ પ્રાર્થના કરવા આવે છે.

**રામજી મંદિર**—આ મંદિર મોડાશી ચોપટાના નાકે આવેલું છે. સંવત ૧૯૩૩ માં સ્વ૦ પુરૂષોત્તમ હીમતરામે બંધાવી પ્રતિષ્ઠા કરેલી છે, તેમાં રામ લક્ષ્મણ અને સીતાની મૂર્તિઓ છે. તેનો વહીવટ સ્વ૦ રા. બા. વ્રજરાય પુરૂષોત્તમના ટ્રસ્ટીઓ કરે છે. તેનો વરઘોડો દરસાલ ચૈત્ર સુદ ૯ ( રામનવમી ) ના રોજ ચડે છે.

**રામજી મંદિર (ગોવિંદ ચકલાવાળું)**—આ મંદિર ગોવિંદ ચકલે આવેલું છે. આશરે સો સવાસો વર્ષ ઉપર ગોવિંદ ચકલાના કણબીઓએ આ મંદિર બંધાવી રામજીની સ્થાપના કરેલી છે, તેમાં વીરાસને રામજીની ભવ્ય મૂર્તિ છે. તેનો વહીવટ કણબી લોકો કરે છે.

**રામદેવજીનું મંદિર**—આ મંદિર બહુચરાજી માતાની ખડકીમાં માતાના મંદિરની જોડે આવેલું છે. તેમાં મૂર્તિ તરીકે રૂપાનો ઘોડો છે. બાજુમાં બીજા પીતળના ઘોડા છે. તે મૂર્તિને નકલંક દેવ પણ કહેવામાં આવે છે. આ મંદિરની સ્થાપના ખંભારની ન્યાત તરફથી સંવત ૧૯૫૧માં કરવામાં આવી હતી. તે ન્યાતના લોકો આ મંદિર પ્રત્યે ઘણો ભક્તિભાવ રાખે છે અને તેનો વહીવટ તે લોકો કરે છે.

**સત્યનારાયણનું મંદિર**—આ મંદિર દેળીઆ તળાવના ગરનાળાં ઉપર આવેલું છે. તેમાં વિશ્નુ અને લક્ષ્મીની મૂર્તિઓ છે. હાલ તેમાં બાવાઓ રહે છે અને તેની દેખરેખ રાખે છે.

આ શીવાય મહાઈવાડામાં રણછોડલાલજીનું, રામજીનું, રાધાકૃષ્ણનું, ગોરધનનાથજીનું, લક્ષ્મી નારાયણનું, રણછોડજીનું, વીગેરે એવાં ઘરમંદિરો આવેલાં છે. આ કારણથી વિસનગરમાં મહાઈવાડો એ એક **દેવપૂરી** એ નામથી ઓળખાય છે. આ શીવાય બીજાં ઘણાં નાનાં મંદિરો બીજા મહોલ્લામાં આવેલાં છે.

## માતાનાં મંદિરો

**અંબાજી માતા**—આ મંદિર સાંકડી શેરીમાં મધ્ય ભાગમાં આશરે સો સવાસો વર્ષથી છે. તેમાં અંબાજી માતાની મૂર્તિ છે. આ મંદિરનો જીર્ણોદ્ધાર શેઠ મણીલાલ ગોકળભાઈ મૂળચંદ તરફથી કરવામાં આવ્યો હતો. મંદિર સારૂં છે હજુ થોડા સુધારાની જરૂર છે. સવાર સાંજ ઘણા લોકો દર્શન કરવા આવે છે. અંબાજી માતા જૈનોના નેમનાથ તિર્થંકરની કુળદેવી હોવાથી જૈનો પણ દર્શન કરવા આવે છે (એવો નિયમ છે કે જૈનોના નેમનાથ તિર્થંકરના દેવાલયમાં અગર જુદું દેવાલય બાંધી તેમાં અંબાજીની—અંબિકાની—મૂર્તિ સ્થાપ

કરવામાં આવે છે.) આ મંદિરનો વહીવટ સાંકડી શેરીના વિસનગરા નાગરો કરે છે. માતાજી આગળ નવરાત્રીમાં માંડવી કાઢવામાં આવે છે. સ્ત્રીઓના બદલામાં પુરૂષો—ખાસ કરી વિસનગરા નાગરો—માંડવીની આસપાસ ફરી રીતસર તાળી પાડી ગાય છે. ઘણા લોકો જોવા માટે આવે છે.

**બહુચરાજી માતા**—આ માતાનું મંદિર ભાંડીઆ પોળની પાસે ખડકીમાં આવેલું છે. મંદિર જુનું અને નાનું છે. ૨૦૦ વર્ષ ઉપરાંતનું હશે એમ વૃદ્ધ લોકો કહે છે. માતાની મૂર્તિ નથી પરંતુ તેનો શ્રીયંત્ર સ્થાપિત કરેલો છે. તેના ઉપર આંગી ચડાવવામાં આવેલી છે. તેનો વહીવટ ભાંડીઆ પોળના વિસનગરા નાગરો કરે છે. નવરાત્રી (આસો સુદ ૧ થી ૯ સુધી) માં આ માતાની, ભાંડીઆ પોળ આગળ, માંડવી કાઢવામાં આવે છે અને સ્ત્રીઓના બદલે પુરૂષો—ઘણા મોટા ભાગે ખંભાર—રીતસર તાળી પાડી ફરતા ફરતા ગાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો જોવા આવે છે.

**કાળકા માતા**—આ માતાનું મંદિર કંસારા પોળમાં પેસતાં જમણા હાથે આવેલું છે. મંદિર ઉંચું અને ભવ્ય છે. તેમાં મહાકાળી, મહાલક્ષ્મી અને સરસ્વતી એમ ત્રણ મૂર્તિઓ છે. આ મંદિર અઢીસો વર્ષ ઉપરનું છે એમ ઘણા વૃદ્ધ પુરૂષો કહે છે. કંસારા લોકોની કુળદેવી હોવાથી તેનો વહીવટ તે લોકો કરે છે અને તે તરફ તેઓ વધારે ભક્તિભાવ રાખે છે. કેટલાંક વરસોથી માતાના મંદિર આગળ જગો નહી હોવાથી પાસે ચોપટે આસો માસમાં નવરાત્રીના દિવસોમાં માંડવી કાઢવામાં આવે છે અને સુશોભિત માંડવો બનાવવામાં આવે છે. સ્ત્રીઓના બદલે પુરૂષો (કંસારા) રીતસર તાળી પાડી માંડવીની આસપાસ ગોળાકારમાં ફરતા ફરતા ગાય છે. કોઈ કોઈ સાલમાં માતા આગળ ભવાઈ પણ કરવામાં આવે છે. ઘણા લોકો જોવા માટે જાય છે.

**કાળકા માતા**—આ કાળકા માતાનું નાનું મંદિર સવાળ

દરવાજા બહાર ખારી વાવમાં ઉતરતાં તરતજ ડાબા હાથે આવેલું છે. તેમાં કાળકા માતાની મૂર્તિ છે. વાવ જ્યારે થઈ હશે ત્યારે તે મંદિર થયેલું જણાય છે. વાવ પ્રાચીન પથ્થરબંધી છે. વાવ સંબંધી વધુ માહિતી જળાશયના પ્રકરણમાં પૃષ્ટ ૩૪૫ ઉપર વાંચવાથી સમજાશે.

**આશાપુરી માતા**—સવાળા દરવાજા બહાર જમણા હાથે આ માતાનું મંદિર આવેલું છે. તરગાળા લોકો તે પ્રત્યે ઘણો ભક્તિભાવ રાખે છે. તેનો વહીવટ તે લોકો કરે છે. પાસે નાની ધર્મશાળા બાંધેલી છે.

**શીતળા માતા**—આ માતાનું મંદિર સલાટવાડે શીતળા માતાના ખાંચામાં નાનું છે. તેમાં ખંડીત થયેલી મૂર્તિઓના છુટા પડેલા અવયવો છે. જ્યારે છોકરાંઓને માતા, ઓરી, અછબડા નીકળે છે ત્યારે લોકો તેમને લઈ માનતા ચડાવી દર્શન કરાવે છે. જુના વખતનું મંદિર હોય એમ લાગે છે. તેની સેવા તપોધન લોકો વારા પ્રમાણે કરે છે.

આ શીવાય વેરાઈ માતાનું મંદિર સલાટવાડે ભાટવાડે છે. અને અમથેર માતાનું મંદિર કડા દરવાજા બહાર છે. આ બે માતાએ નવરાત્રીના અને દીવાળીના ગરબાઓ લોકો ચડાવે છે. આ શીવાય ગામમાં બીજાં નાનાં માતાનાં અને દેવીઓનાં મંદિરો છે.

## હનુમાનનાં મંદિરો.

**છબીલા હનુમાન**—આ હનુમાનનું મંદિર દેળીઆ તળાવ ઉપર ઇશાન કોણમાં પાળ ઉપર આવેલું છે, તેમાં હનુમાનની મોટી મૂર્તિ છે. હિંદુ લોકો દર શનિવારે સાંજે ત્યાં દર્શન માટે જાય છે. આ મંદિર આશરે દોઢસો વર્ષ ઉપર **સારથરામ ઉત્તમજી** નામના વિસનગરના નાગરે બંધાવેલું છે. બાજુમાં ઉચી જગોએ એક શિવાલય, એક ગણપતિનું મંદિર, એક વિશ્નુ ભગવાનનું મંદિર તથા ધર્મશાળા અને સારા મીઠા પાણીના બે કુવા છે. ફરવા આવવા માટે આ સ્થાન ઘણું રમણીય છે. તળાવની પાળ ઉપર આવેલું હોવાથી દેખાવ

કરવામાં આવે છે.) આ મંદિરનો વહીવટ સાંકડી શેરીના વિસનગરા નાગરો કરે છે. માતાજી આગળ નવરાત્રીમાં માંડવી કાઢવામાં આવે છે. સ્ત્રીઓના બદલામાં પુરૂષો—ખાસ કરી વિસનગરા નાગરો—માંડવીની આસપાસ ફરી રીતસર તાળી પાડી ગાય છે. ઘણા લોકો જોવા માટે આવે છે.

**બહુચરાજી માતા**—આ માતાનું મંદિર ભાંડીઆ પોળની પાસે ખડકીમાં આવેલું છે. મંદિર જુનું અને નાનું છે. ૨૦૦ વર્ષ ઉપરાંતનું હશે એમ વૃદ્ધ લોકો કહે છે. માતાની મૂર્તિ નથી પરંતુ તેનો શ્રીયંત્ર સ્થાપિત કરેલો છે. તેના ઉપર આંગી ચડાવવામાં આવેલી છે. તેનો વહીવટ ભાંડીઆ પોળના વિસનગરા નાગરો કરે છે. નવરાત્રી (આસો સુદ ૧ થી ૯ સુધી) માં આ માતાની, ભાંડીઆ પોળ આગળ, માંડવી કાઢવામાં આવે છે અને સ્ત્રીઓના બદલે પુરૂષો—ઘણા મોટા ભાગે ખંભાર—રીતસર તાળી પાડી ફરતા ફરતા ગાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો જોવા આવે છે.

**કાળકા માતા**—આ માતાનું મંદિર કંસારા પોળમાં પેસતાં જમણા હાથે આવેલું છે. મંદિર ઉંચું અને ભવ્ય છે. તેમાં મહાકાળી, મહાલક્ષ્મી અને સરસ્વતી એમ ત્રણ મૂર્તિઓ છે. આ મંદિર અઢીસો વર્ષ ઉપરનું છે એમ ઘણા વૃદ્ધ પુરૂષો કહે છે. કંસારા લોકોની કુળદેવી હોવાથી તેનો વહીવટ તે લોકો કરે છે અને તે તરફ તેઓ વધારે ભક્તિભાવ રાખે છે. કેટલાંક વરસોથી માતાના મંદિર આગળ જગો નહી હોવાથી પાસે ચોપટે આસો માસમાં નવરાત્રીના દિવસોમાં માંડવી કાટવામાં આવે છે અને સુશોભિત માંડવો બનાવવામાં આવે છે. સ્ત્રીઓના બદલે પુરૂષો (કંસારા) રીતસર તાળી પાડી માંડવીની આસપાસ ગોળાકારમાં ફરતા ફરતા ગાય છે. કોઈ કોઈ સાલમાં માતા આગળ ભવાઈ પણ કરવામાં આવે છે. ઘણા લોકો જોવા માટે જાય છે.

**કાળકા માતા**—આ કાળકા માતાનું નાનું મંદિર સવાળા

દરવાજા બહાર ખારી વાવમાં ઉતરતાં તરતજ ડાબા હાથે આવેલું છે. તેમાં કાળકા માતાની મૂર્તિ છે. વાવ જ્યારે થઈ હશે ત્યારે તે મંદિર થયેલું જણાય છે. વાવ પ્રાચીન પથ્થરબંધી છે. વાવ સંબંધી વધુ માહિતી જળાશયના પ્રકરણમાં પૃષ્ટ ૩૪૫ ઉપર વાંચવાથી સમજાશે.

**આશાપુરી માતા**—સવાળા દરવાજા બહાર જમણા હાથે આ માતાનું મંદિર આવેલું છે. તરગાળા લોકો તે પ્રત્યે ઘણો ભક્તિભાવ રાખે છે. તેનો વહીવટ તે લોકો કરે છે. પાસે નાની ધર્મશાળા બાંધેલી છે.

**શીતળા માતા**—આ માતાનું મંદિર સલાટવાડે શીતળા માતાના ખાંચામાં નાનું છે. તેમાં ખંડીત થયેલી મૂર્તિઓના છુટા પડેલા અવયવો છે. જ્યારે છોકરાંઓને માતા, ઓરી, અછબડા નીકળે છે ત્યારે લોકો તેમને લઈ માનતા ચડાવી દર્શન કરાવે છે. જુના વખતનું મંદિર હોય એમ લાગે છે. તેની સેવા તપોધન લોકો વારા પ્રમાણે કરે છે.

આ શીવાય વેરાઈ માતાનું મંદિર સલાટવાડે ભાટવાડે છે. અને અમથેર માતાનું મંદિર કઠા દરવાજા બહાર છે. આ બે માતાએ નવરાત્રીના અને દીવાળીના ગરબાઓ લોકો ચડાવે છે. આ શીવાય ગામમાં બીજાં નાનાં માતાનાં અને દેવીઓનાં મંદિરો છે.

### હનુમાનનાં મંદિરો.

**છબીલા હનુમાન**—આ હનુમાનનું મંદિર દેળીઆ તળાવ ઉપર ઈશાન કોણમાં પાળ ઉપર આવેલું છે, તેમાં હનુમાનની મોટી મૂર્તિ છે. હિંદુ લોકો દર શનિવારે સાંજે ત્યાં દર્શન માટે જાય છે. આ મંદિર આશરે દોઢસો વર્ષ ઉપર **સારથરામ ઉત્તમજી** નામના વિસનગરના નાગરે બંધાવેલું છે. બાજુમાં ઉંચી જગોએ એક શિવાલય, એક ગણપતિનું મંદિર, એક વિશ્નુ ભગવાનનું મંદિર તથા ધર્મશાળા અને સારા મીઠા પાણીના બે કુવા છે. ફરવા આવવા માટે આ સ્થાન ઘણું રમણીય છે. તળાવની પાળ ઉપર આવેલું હોવાથી દેખાવ

ઘણો સુંદર લાગે છે. હનુમાન તથા બીજા દેવોની પુજા વૈરાગી સાધુઓ કરે છે. દેખરેખ પણ તે લોકો રાખે છે. આશરે ૨૫ વર્ષ ઉપર હનુમાનની જગોનું મુખ્ય દ્વાર બાજુના રસ્તામાં હતું તે બંધ કરી તળાવની પાળ ઉપર મુકવામાં આવવાથી તથા બીજો સુધારો વધારો થવાથી તેની શોભામાં અને લોકોને આવવા જવાની સવડમાં સારો વધારો થયેલો છે. તે કામ ગૃહસ્થોની ઉદારતાથી અને સ્વ૦ મીસ્ત્રી **રઘુનાથદાસ ત્રીભોવનદાસના** પ્રયાસથી થયેલું છે. તેજ અરસામાં સુધરાઇ તરફથી તળાવની તે પાળ પાકી બાંધવામાં આવી હતી તેથી ત્યાં ગાડીઓ લઈ જવા આવવાની જે બીલકુલ સગવડ નહોતી તે થઈ છે અને તે રસ્તે દર્શન કરવા જવાની મુશ્કેલી હતી તે દૂર થઈ હવે ફરવાનું ઉત્તમ પ્રકારનું સાધન થયું છે. દિવાળીમાં કાળી ચૌદશના દિવસે સાંજે દેવાલયમાં અને તેના શીખર અને કોટ ઉપર દીવાઓ મુકી રોશની કરવામાં આવે છે તે વખતે હજારો સ્ત્રીપુરૂષો દર્શન કરવા અને હનુમાનને શીંદુર અને તેલ ચડાવવા જાય છે. તે વખતનો દેખાવ તળાવના સામા કિનારાથી જોવાથી ઘણોજ સુંદર લાગે છે. તળાવના પાણીમાં રોશનીનું પ્રતિબિંબ ઘણુંજ આકર્ષક લાગે છે.

**પંચમુખી હનુમાન**—આ હનુમાનનું મંદિર વડનગરી દરવાજા બહાર તળાવ ઉપર જતાં જમણા હાથે આવેલું છે. તેમાં હનુમાનની મૂર્તિને પાંચ મુખ હોવાથી પંચમુખી હનુમાન કહેવામાં આવે છે. તે સાથે રામચંદ્રજીનું મંદિર પણ છે. બાવાઓ તેની દેખરેખ રાખે છે અને અંદર રહે છે, આ મંદિર પણ જુના વખતનું ગણાય છે.

**રામદ્વારો**—આ રામદ્વારનું મકાન સવાળા દરવાજે જતાં જમણા હાથે આવેલું છે, તેમાં **રામ સ્નેહી** સાધુઓ રહે છે અને કથા, ભજન, કીર્તન કરે છે. કથામાં સ્ત્રી પુરૂષો જાય છે. તેની વ્યવસ્થા તથા દેખરેખ વયોવૃદ્ધ વિરક્ત થયેલાં **સુરજબાઇ** રાખતાં હતાં. લોકો તેમને **રામજી મહારાજના** નામથી ઓળખતા હતા. રામદ્વારનું મકાન તેમના સેવકોના ઉદાર આશ્રયથી બાંધવામાં આવેલું

આવે છે, (૪) શ્રી અનંતનાથનું દેવાલય જેને દીપચંદનું દેરૂં પણ કહેવામાં આવે છે, (૫) ધામીનું દેરૂં અને (૬) માણેકચંદ ખુશાલચંદનું દેરૂં. આ ઉપરાંત બીજાં બે દેવાલયો હતાં; એક છોટાલાલ દલમજીનું અને બીજું શ્રી રીખવદેવ (ઋષભદેવ)નું દેવાલય. આ બંને દેરાંની પ્રતિમાઓ અસહ્ય આશાતનાના કારણે ઉત્થાપન કરી શ્રી કલ્યાણપાર્શ્વનાથના દેવાલયમાં પધરાવી રીતસર પ્રતિષ્ઠા કરેલી છે જેની હકીકત શ્રી કલ્યાણપાર્શ્વનાથના દેવાલયનો હેવાલ વાંચવાથી સમજાશે. આ કારણથી તે બંને દેરાં બંધ થયેલાં છે. સાધુ સાધ્વીઓ માટે સાત ઉપાશ્રયો છે. દેવાલયો અને ઉપાશ્રયોની હકીકત નીચે પ્રમાણે—

૧ **શ્રી કલ્યાણ પાર્શ્વનાથનું દેવાલય**—કડા દરવાજે જતાં જમણા હાથે ખજુરી મહોલ્લાની પાસે દેરાશેરીમાં આ દેવાલય આવેલું છે. પેસતાં પહેલો સુશોભિત દરવાજો આવે છે જેના ઉપર દેવાલયનું નામ લખેલું છે. આ ભાગને દેરાશેરી કહેવામાં આવે છે.

આ દેવાલય વિસનગરના રહીશ શ્રાવક **શેઠ ગલાચંદે** પરિશ્રમ ઉઠાવી પૈસા એકઠા કરી બંધાવેલું છે; તેની પ્રતિષ્ટા સંવત ૧૮૬૩ના ફાગણ સુદ ૩ ને બુધવારે થયેલી છે, આ પ્રતિષ્ટા કર્યાં પછી ગલાચંદ શેઠે પાલીતાણામાં મોતીશા શેઠની ટુંકમાં પ્રતિષ્ટાની ક્રિયા કરાવી હતી. આ વખતે તેમનું શરીર અશક્ત હોવાથી મોતીશા શેઠ તેમને મેનામાં બેસારી પાલીતાણે લઈ ગયા હતા. તે ન્યાતે દસા પોરવાડ શ્રાવક હતા. તે ઘણાજ ધર્મરાગી અને કાર્યપરાયણ હતા.

હાલના દેરાસરના મૂળ નાયક શ્રી કલ્યાણ પાર્શ્વનાથની પ્રતિમા મેસાણામાં **કોઢિફવામાંથી** નીકળી હતી, તે મૂર્તિ વિસનગરમાં લાવીને પધરાવવામાં આવી હતી. આ દેવાલય વિસનગરમાં મોટામાં મોટું ત્રણ માળનું છે, બીજા માળે સહસ્રફણા પાર્શ્વનાથ અને ત્રીજા માળે ગોડી પાર્શ્વનાથની મૂર્તિઓ છે. દેરાસરમાં ચોવીસ તિર્થંકારોની ભમતી છે. ભમતીમાં પેસતાં ડાબા હાથે ગભારા જેવા બનાવેલા

આવે છે, (૪) શ્રી અનંતનાથનું દેવાલય જેને દીપચંદનું દેરૂં પણ કહેવામાં આવે છે, (૫) ધામીનું દેરૂં અને (૬) માણેકચંદ ખુશાલચંદનું દેરૂં. આ ઉપરાંત બીજાં બે દેવાલયો હતાં; એક છોટાલાલ દલમજીનું અને બીજુ શ્રી રીખવદેવ (ઋષભદેવ)નું દેવાલય. આ બંને દેરાંની પ્રતિમાઓ અસહ્ય આશાતનાના કારણે ઉત્થાપન કરી શ્રી કલ્યાણપાર્શ્વનાથના દેવાલયમાં પધરાવી રીતસર પ્રતિષ્ઠા કરેલી છે જેની હકીકત શ્રી કલ્યાણપાર્શ્વનાથના દેવાલયનો હેવાલ વાંચવાથી સમજાશે. આ કારણથી તે બંને દેરાં બંધ થયેલાં છે. સાધુ સાધ્વીઓ માટે સાત ઉપાશ્રયો છે. દેવાલયો અને ઉપાશ્રયોની હકીકત નીચે પ્રમાણે—

૧ **શ્રી કલ્યાણ પાર્શ્વનાથનું દેવાલય**—કડા દરવાજે જતાં જમણા હાથે ખજુરી મહોલ્લાની પાસે દેરાશેરીમાં આ દેવાલય આવેલું છે. પેસતાં પહેલો સુશોભિત દરવાજો આવે છે જેના ઉપર દેવાલયનું નામ લખેલું છે. આ ભાગને દેરાશેરી કહેવામાં આવે છે.

આ દેવાલય વિસનગરના રહીશ શ્રાવક **શેઠ ગલાચંદે** પરિશ્રમ ઉઠાવી પૈસા એકઠા કરી બંધાવેલું છે; તેની પ્રતિષ્ઠા સંવત ૧૮૬૩ના ફાગણ સુદ ૩ ને બુધવારે થયેલી છે, આ પ્રતિષ્ઠા કર્યા પછી ગલાચંદ શેઠે પાલીતાણામાં મોતીશા શેઠની ટુંકમાં પ્રતિષ્ઠાની ક્રિયા કરાવી હતી. આ વખતે તેમનું શરીર અશક્ત હોવાથી મોતીશા શેઠ તેમને મેનામાં બેસારી પાલીતાણે લઈ ગયા હતા. તે ન્યાતે દસા પોરવાડ શ્રાવક હતા. તે ઘણાજ ધર્મરાગી અને કાર્યપરાયણ હતા.

હાલના દેરાસરના મૂળ નાયક શ્રી કલ્યાણ પાર્શ્વનાથની પ્રતિમા મેસાણામાં કોઢિકુવામાંથી નીકળી હતી, તે મૂર્તિ વિસનગરમાં લાવીને પધરાવવામાં આવી હતી. આ દેવાલય વિસનગરમાં મોટામાં મોટું ત્રણ માળનું છે, બીજા માળે સહસ્રફણા પાર્શ્વનાથ અને ત્રીજા માળે ગોડી પાર્શ્વનાથની મૂર્તિઓ છે. દેરાસરમાં ચોવીસ તિર્થંકારોની ભમતી છે. ભમતીમાં પેસતાં ડાબા હાથે ગભારા જેવા બનાવેલા

એ પ્રમાણે પેઢીનું મકાન થયા બાદ કુંભારવાળી બાકી રહેલી જમીનનો ભાગ શેઠ ચુનીલાલ છગનલાલ જૈન ધર્મશાળાને અડીને આવેલો હોવાથી તે સ્થળે **શેઠ રમણિકલાલ વ્રજલાલ** તથા **શેઠ મંગળદાસ વ્રજલાલે** તેમના પિતામહ શેઠ છોટાલાલ હીરાચંદના સ્મરણાર્થે **"શેઠ છોટાલાલ હીરાચંદ જૈન ધર્મશાળા"** એ નામથી સંવત ૧૯૯૬ માં બંધાવી છે. એ રીતે બંને મકાનો સંવત ૧૯૯૬ ના આસો વદ ૮ તા. ૨૪-૧૦-૧૯૪૦ ના રોજ સુરત નિવાસી બહાદુર સુરચંદભાઈ પુરૂષોત્તમદાસ બી. એ. એલ એલ બી. ના શુભ હસ્તે જાહેર મેળાવડા સમક્ષ ખુલ્લાં મુકી શ્રી જૈન સંઘને અર્પણ કરવામાં આવ્યાં છે.

આ શ્રી કલ્યાણ પાર્શ્વનાથજીના દેરાસરનો વહીવટ દેરૂં બંધાવ્યું ત્યારથી દસા પોરવાડ તથા વીસા પોરવાડ જ્ઞાતિના શ્રાવકો કરે છે. તે વખતે બીજી જ્ઞાતિના શ્રાવકો નહોતા. સન ૧૭૬૫-૬૬ ના અરસામાં આશરે પોણા બે વરસ સુધી વિસનગરમાં રાધનપુર સ્ટેટનું રાજ્ય થયું, તે અરસામાં રાધનપુરથી બીજા શ્રાવકો આવ્યા. અને તેમનો વસવાટ થવા લાગ્યો. (વધુ માહિતી માટે આગળ શ્રી શાન્તિનાથના દેવાલયની હકીકત વાંચો) વિસનગરમાં આ દેવાલય મોટામાં મોટું અને પ્રાચીન ગણાય છે. આ કારણથી મહાજનની તમામ ધર્મ ક્રિયાઓ આ દેરાસરના અંગે થાય છે. રીતસર તેનો શરાફી ધોરણે વહીવટ ચાલે છે. મુનીમ, પટાવાળો, પૂજારીઓ વીગેરે માણસો રાખેલા છે. આ દેરાસર મોટા દેરાસર તરીકે ઓળખાય છે. સ્ત્રી પુરૂષોને ન્હાવાની પૂરતી સગવડ રાખેલી છે

થવાથી ખંડેર અવસ્થા બની ઉકરડા જેવી સ્થિતિ થવાથી આશાતનાના કારણે તે દેરાસરની પ્રતિમાઓ પણ ઉત્થાપન કરવાનો પ્રશ્ન સાથે સાથે જોડાયો. એ ઉપરથી બંને દેરાંની પ્રતિમાઓ સંવત ૧૯૮૮ના જેઠ સુદ ૧૨ ને બુધવારે વિધિપૂર્વક ઉત્થાપન કરી શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરમાં પરોણા તરીકે પધરાવેલી હતી. તેની સંવત ૧૯૯૧ ના ફાગણ સુદ ૨ ને બુધવારે ઉપર જણાવેલા ભમતીના પશ્ચિમ તરફના ઓરડામાં પધરાવી રીતસર વિધિપૂર્વક પ્રતિષ્ઠા કરવામાં આવી. એ રીતે દેવાલયોની હકીકત છે. તે સાથે દેરાસરના અંગની પણ નીચેની કેટલીક હકીકત જાણવા જેવી છે—

આ દેરાસરના અંગે સ્વર્ગવાસી શેઠ **ચુનીલાલ છગનલાલે** બંધાવી સંઘને અર્પણ કરેલી જૈન ધર્મશાળા છે. આ ધર્મશાળા સંવત ૧૯૭૮ માં (૨૬–૬–૨૨) વડોદરા રાજ્યના દીવાન સર **મનુભાઈના** હાથે ખુલ્લી મુકવામાં આવી હતી. આગળના ભાગમાં **"શેઠ જેઠાલાલ દીપચંદ"** એ નામનું જૈન શાંતિભુવન છે જેમાં જૈનો માટે ભોજનશાળા છે. દેરાશેરીમાં આ સ્થળે ખંડેરો થઈ ગયાં હતાં તે લઈ શેઠ મણીભાઈ ગોકળભાઇએ સંવત ૧૯૭૭ માં ઉપરનું શાંતિભુવન જૈનોના ઉપયોગ માટે બનાવ્યું છે. તેની સામે ખાંચામાં યતિ–સાધુ–માટે સંઘનો ઉપાશ્રય છે.

ઉપર જણાવેલી શેઠ ચુનીલાલ છગનલાલ જૈન ધર્મશાળાની જોડે કુંભારનું ઘર તથા નિભાડો હતો, તેથી દેરાસરની આસપાસ ધુમાડો ઘણી વખત થતો હતો તેથી તે જગો દેરાસરના અંગે ખરીદ કરવામાં આવી અને દેરાસરની પેઢીના પાછલા ભાગને અડીને હોવાથી અને પેઢીનું મકાન તદ્દન જીર્ણ થયેલું હતું તે પાડી નાખી સંઘની સંમતિથી મારા તરફથી મારા પિતાશ્રીના નામથી પેઢીનું નવીન મકાન સંવત ૧૯૯૬ માં બાંધવામાં આવ્યું છે અને તેનું નામ મારા પિતાશ્રીના સ્મારક તરીકે "શેઠ **ચુનીલાલ દલછારામ જૈનધર્મ** કાર્યાલય" રાખવામાં આવ્યું છે.

**સરકારી વહીવટદાર કચેરી.**

વાંચો પૃષ્ઠ ૨૯૫





**શ્રી શાન્તિનાથનું જૈન દેવાલય.**

વાંચો પૃષ્ઠ ૩૯૮

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

ળાના અંગે મારા તરફથી સંવત ૧૯૯૩ માં પાંચ ઓરડીઓ બાંધવામાં આવી છે હાલમાં તેમાં ૨૦-૨૫ વિદ્યાર્થીઓ રહે છે.

૨ **શ્રી શાંતિનાથનું દેવાલય**—આ દેવાલય લાલ દરવાજા બહાર વિસનગર જનરલ લાયબ્રેરીના સામે આવેલું છે. સ્ટેશનથી પટણી દરવાજાના રસ્તે ગામમાં આવતાં આ દેરાસરનો દેખાવ ભવ્ય લાગે છે. તેને **નાનું દેરૂં** પણ કહેવામાં આવે છે. આ દેરાસરની જગોએ પ્રથમ નાનું લાકડાનું દેરૂં હતું જેને **ભંડારીનું દેરૂં** કહેવામાં આવતું હતું. આ ભંડારી રાધનપુરનો શ્રાવક હતો, તે રાધનપુરના બાબીઓના રાજ્ય વખતે વિસનગરમાં આવેલો હતો. લાલ દરવાજા બહાર બીજી કેટલીક નાની દુકાનો તથા ચબુતરો (જ્યાં હાલ લાયબ્રેરી છે ત્યાં) પણ તેને બંધાવ્યાં હતાં. તેથી લાલ દરવાજાના બહારના ઝાંપલી પોળ સુધીના ભાગને **ભંડારીપરૂં** કહેવામાં આવતું હતું. આ ભંડારીનું દેરૂં પછી પાડી નાખી તે જગોએ રાધનપુરના શ્રાવકો અને ઉદાર ગૃહસ્થોની મદદથી હાલનું નવું દેરૂં બંધાવવામાં આવ્યું. સંવત ૧૯૨૯ માં પાયાનું ખાત મુહુર્ત થયું અને સંવત ૧૯૪૦ ના ફાગણ સુદ ૩ ના રોજ પ્રતિષ્ટા કરવામાં આવી. પ્રતિષ્ટાની ક્રિયા કરાવવા વડોદરાવાળા શેઠ જેઠાભાઈ આવ્યા હતા. ભંડારીના દેરાની પ્રતિમા હાલના દેરાના બીજા માળે પધરાવવામાં આવી છે. અને હાલની મૂળનાયકની પ્રતિમા બીજા સ્થળેથી લાવીને પધરાવી પ્રતિષ્ટા કરી હતી. તેનો વહીવટ રાધનપુરના શ્રાવકો અત્રે આવીને રહેલા છે તે સંભાળે છે. દેરાસરની બાંધણી અને દેખાવ મનોહર લાગે છે. નહાવાની સગવડ પણ રાખેલી છે.

૩ **શ્રી અષ્ટાપદજીનું દેવાલય**—આ દેવાલય લાલ દરવાજાથી સુંદીપાડે જતાં જમણા હાથે આવેલું છે જેમાં ચોવીસ તીર્થંકરોની પ્રતિમાઓ પધરાવેલી છે. દેરાસરનો દેખાવ રમણીય લાગે છે. આ દેરૂં બાંધવાની **સાધ્વી ઉમેદશ્રીજી** ધનશ્રીની ઇચ્છા થઈ તેથી તેમણે ફંડ ઉઘરાવી પોતાને રહેવાની જગો અને તે સાથે

એક ઉપાશ્રય હતો તે તથા બીજાં ઘરો લઈ પાડી નાખી સંવત ૧૯૪૮ માં પાયાનું ખાતમુહુર્ત કર્યું અને બાંધકામ શરૂ કર્યું. સાજી-નો સ્વર્ગવાસ થવાથી કામ વિલંબમાં પડ્યું અને સ્વ૦ **શેઠ કાળીદાસ સાકરચંદે** તે કામ હાથમાં લીધું અને સંવત ૧૯૭૧ ના બીજા વૈશાખ વદ ૬ ના રોજ પ્રતિષ્ટા થઈ.

ત્યાર બાદ બાકીનું કામ વિલંબમાં પડ્યું. ઉત્તર દક્ષિણની બાજુનાં બે ચોકીયાળાં કરવાં રહી ગયાં તેમજ દેવાલયના કબજા માટે પણ દિવાલો વીગેરેની કોઈ જાતની ગોઠવણ કરેલી નહોતી તેથી કાગડાઓ અને કુતરાંઓ ઘણી આશાતના કરતાં હતાં. પાછલા ભાગમાં સરકારી ગલી હતી તેનો ઉપયોગ ઉકરડા તરીકે થતો હતો. આવી રીતની ગેરવ્યવસ્થા હોવાથી તેનો વહીવટ કરનાર સ્વ૦ શેઠ કાળીદાસ સાકરચંદના પુત્રો તરફથી તે બાબત ધ્યાન અપાતું નહોતું. તેથી દેરાસરની સ્થિતિ બગડતી ગઈ. આ કારણથી તે દેરાસરની સંભાળ રાખનાર **થરાદરાની ન્યાતના** શ્રાવકો સ્વ૦ શેઠ મણીભાઈ ગોકળભાઇ પાસે ગયા. દેરૂં બાંધવા માટે રૂ ૧૨૦૦૦) ની સીલક શેઠ મણીભાઈ પાસે હતી. તેમાંથી તે દેરાનું કામ પૂરૂં કરાવવા માટે વિનંતી કરી. આ હકીકત શેઠ મણીભાઈએ મને કહી અને કામ હાથમાં લઈ પૂરૂં કરવા માટે આગ્રહ કર્યો. તે ન્યાતના ગૃહસ્થો પણ મને મળ્યા. અને તે કામ મને સોંપવામાં આવ્યું.

પ્રથમ તો દેરાસર પાસે જે ગંદકી ભરેલી ગલી હતી તે સરકાર પાસેથી વેચાણ લઇ લીધી અને તેનું બાંધકામ કરવાનો નકશો બનાવ્યો. દેરાસરને ચારે બાજુએથી છુટું પાડી બે ચોકીયાળાંનું અધુરૂં રહેલું કામ પૂરૂં કરી દેરાસરની આસપાસ શેઠ મણીભાઈની રૂ ૫૦૦૦) ની મદદથી જાળીઓ અને દિવાલો કરી કાગડાઓથી અને કુતરાઓથી થતી આશાતના બંધ કરી, તથા અન્ય ગૃહસ્થોની સાધાર ખાતે મદદ મળવાથી ધર્મના ઉપયોગ માટે ઓરડાઓ અને બે બનાવી. પીછલા ભાગમાં ન્હાવાની અને કેસર ઘસવાની ગોઠ

સરકારી ગુજરાતી શાળા.

વાંચો પૃષ્ઠ ૨૬૭





**શેઠ ચુનીલાલ દલછારામ જૈનધર્મ કાર્યાલય.**

તેમાં શ્રી કલ્યાણપાર્શ્વનાથના દેરાસરની પેઢી રાખેલી છે.

વાંચો પૃષ્ઠ ૩૯૬

એક ઉપાશ્રય હતો તે તથા બીજાં ઘરો લઈ પાડી નાખી સંવત ૧૯૪૮ માં પાયાનું ખાતમુહૂર્ત કર્યું અને બાંધકામ શરૂ કર્યું. સાજી-નો સ્વર્ગવાસ થવાથી કામ વિલંબમાં પડયું અને સ્વ૦ **શેઠ કાળી-દાસ સાકરચંદે** તે કામ હાથમાં લીધું અને સંવત ૧૯૭૧ ના બીજા વૈશાખ વદ ૬ ના રોજ પ્રતિષ્ટા થઈ.

ત્યાર બાદ બાકીનું કામ વિલંબમાં પડયું. ઉત્તર દક્ષિણની બાજુનાં બે ચોકીયાળાં કરવાં રહી ગયાં તેમજ દેવાલયના કબજા માટે પણ દિવાલો વીગેરેની કોઈ જાતની ગોઠવણ કરેલી નહોતી તેથી કાગડાઓ અને કુતરાંઓ ઘણી આશાતના કરતાં હતાં. પાછલા ભાગમાં સર-કારી ગલી હતી તેનો ઉપયોગ ઉકરડા તરીકે થતો હતો. આવી રીતની ગેરવ્યવસ્થા હોવાથી તેનો વહીવટ કરનાર સ્વ૦ શેઠ કાળી-દાસ સાકરચંદના પુત્રો તરફથી તે બાબત ધ્યાન અપાતું નહોતું. તેથી દેરાસરની સ્થિતિ બગડતી ગઈ. આ કારણથી તે દેરાસરની સંભાળ રાખનાર **થરાદરાની ન્યાતના** શ્રાવકો સ્વ૦ શેઠ મણીભાઈ ગોકળભાઇ પાસે ગયા. દેરૂં બાંધવા માટે રૂ ૧૨૦૦૦) ની સીલક શેઠ મણીભાઈ પાસે હતી. તેમાંથી તે દેરાનું કામ પૂરૂં કરાવવા માટે વિનંતી કરી. આ હકીકત શેઠ મણીભાઈએ મને કહી અને કામ હાથમાં લઈ પૂરૂં કરવા માટે આગ્રહ કર્યો. તે ન્યાતના ગૃહસ્થો પણ મને મળ્યા. અને તે કામ મને સોંપવામાં આવ્યું.

પ્રથમ તો દેરાસર પાસે જે ગંદકી ભરેલી ગલી હતી તે સરકાર પાસેથી વેચાણ લઇ લીધી અને તેનું બાંધકામ કરવાનો નકશો બનાવ્યો. દેરાસરને ચારે બાજુએથી છુટું પાડી બે ચોકીયાળાંનું અધુરૂં રહેલું કામ પૂરૂં કરી દેરાસરની આસપાસ શેઠ મણીભાઈની રૂ ૫૦૦૦) ની મદદથી જાળીઓ અને દિવાલો કરી કાગડાઓથી અને કુતરા-ઓથી થતી આશાતના બંધ કરી, તથા અન્ય ગૃહસ્થોની સાધારણ ખાતે મદદ મળવાથી ધર્મના ઉપયોગ માટે ઓરડાઓ અને ઓસરી બનાવી. પાછલા ભાગમાં ન્હાવાની અને કેસર ઘસવાની ગોઠવણ

કરી. આગલા ભાગમાં સળંગ કોમ્પાઉન્ડ કરી તે કામ સંવત ૧૯૭૯માં પૂરૂં કરવામાં આવ્યું. એ રીતે દેરાસરની સીલક સાથે કુલ રૂ ૨૦) હજારના ખર્ચે તમામ કામ તૈયાર કરવામાં આવ્યું છે. તેનો હિસાબ અને તેની સીલક ચોપડામાં છાપી તે તેમને સોંપવામાં આવી છે.

દેરાસરના ગભારાની આગલી દિવાલમાં આરસનો ગોખલો બનાવી તેમાં **શેઠ જેઠાભાઈ લખમીચંદનું** ઘર દેરાસર તેમના વારસો તરફથી પધરાવવામાં આવ્યું છે. દેરાસરની ઉત્તર બાજુએ યાત્રાળુઓને ઉતરવા માટે તથા સ્ત્રીઓના ધાર્મિક કામના ઉપયોગ માટે ધર્મશાળાની સગવડ રાખેલી છે. તેનો વહીવટ ગુંદીખાડ તરફ રહેતા થરાદરા શ્રાવકો સંભાળે છે. ન્હાવાની પણ સગવડ રાખેલી છે.

**૪ અનંતનાથનું દેરાસર**—આ દેરૂં મંડીની સામે કાજીવાડામાં પેસતાં ડાબા હાથે ખાંચામાં છે. આ દેરૂં નાનું છે પણ સારૂં સવડવાળું છે. સ્વ૦ **શેઠ દીપચંદ રવચંદ** અમુલખના સ્મરણાર્થે તેમના પૈસાથી સ્વ. શેઠ ગોકળભાઇ મુળચંદે તે સ્થળે જગો લઈ સંવત ૧૯૪૦ ની સાલમાં ખાતમુહુર્ત કરી દેરૂં બંધાવ્યું અને સંવત ૧૯૪૩ના વૈશાખ સુદ ૧૧ના રોજ તેની પ્રતિષ્ઠા કરી. સ્વ૦ શેઠ દીપચંદ તરફથી બંધાયેલું હોવાથી તે દેરૂં "**દીપચંદનું દેરૂં**" એ નામથી પણ ઓળખાય છે.

આ દેરાસરનું મુખ્યદ્વાર અંદરના ભાગમાં સાંકડી ગલીમાં હોવાથી દર્શન કરવા આવનાર જનાર સ્ત્રી પુરૂષોને ઘણીજ તકલીફ પડતી હતી, તેથી શેઠ મણિભાઇ ગોકળભાઈએ તેનો યોગ્ય સુધારો કરવા મને વાત કરી. તેમણે મુંબઈથી વિસનગર આવી દેરાસરમાં જઈ બધી હકીકત સમજાવી. મેં પણ કેટલીક બાબતો તેમને કહી અને જોડેના બૈરાંના ઉપાશ્રયની તથા દેરાસરના આગલા ભાગનું બાંધકામ બાજુના ભાગમાં કરવાની કેટલીક યોગ્ય સૂચનાઓ કરી. તે ઉપરથી બાજુનાં ત્રણ ચાર ઘરો પાડી નાખી રીતસરનું દ્વાર બાજુમાં લાવી, પ્રવેશદ્વારમાં પેસતાં મોટો ચોક બનાવી પૂજા વીગેરે

ભણાવવાની ગોઠવણ કરવામાં આવી. આ પ્રમાણે આશરે બારહજાર રૂપીઆના ખરચે સંવત ૧૯૮૩ની સાલમાં યોગ્ય સુધારો કરવામાં આવ્યો છે. તેનો વહીવટ સ્વ૦ શેઠ મણીભાઈના વારસો તરફથી થાય છે.

**૫ ધામીનું દેરૂં**—આ દેરૂં દીપરાના દરવાજે જતાં જમણા હાથે નીચે જણાવેલા માણેકચંદના દેરાની પાસે આવેલું છે. **ધામી અટકવાળા શ્રાવકે** એ બંધાવ્યું હતું તેથી તેનું નામ ધામીનું દેરૂં પડેલું છે. તેની પ્રતિષ્ટા સંવત ૧૯૨૦ના વૈશાખ સુદ ૧૦ ના રોજ થઈ હતી. મૂળનાયક શાંતિનાથ છે. તેની પ્રતિષ્ટા કરવા વડોદરાવાળા સ્વ૦ શેઠ જેઠાભાઈ આવ્યા હતા. તેનો વહીવટ શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરના વહીવટ કરનાર કરે છે.

**૬ માણેકચંદ ખુશાલનું દેરૂં**—આ દેરૂં ઉપર જણાવેલા ધામીના દેરાસરની જોડે છે. સ્વ. શેઠ **માણેકચંદ ખુશાલચંદે** બંધાવી સંવત ૧૯૪૪ ના વૈશાખ સુદ ૧૨ ના રોજ પ્રતિષ્ટા કરી હતી. મૂળનાયક સુમતિનાથ છે. તેનો વહીવટ શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરના વહીવટ કરનાર કરે છે. આ દેરાસરની પાસે માણેકચંદ ખુશાલની પથ્થરબંધ ધર્મશાળા છે.

**ઉપાશ્રયો**—સાધુ સાધ્વીઓ માટે ૭ ઉપાશ્રયો છે. તેમાં સાધુ માટે મુખ્ય ઉપાશ્રય બઝારમાં મંડીના ખાંચામાં પેસતાં ડાબા હાથે છે. મોટા ભાગે આ ઉપાશ્રયનોજ ઉપયોગ થાય છે. પર્યુષણમાં વ્યાખ્યાન ત્યાંજ વંચાય છે. આ ઉપાશ્રયના મેડા ઉપર શેઠ જેઠાલાલ દીપચંદ જૈનપાઠશાળા પ્રથમ છોકરા માટે હતી તે હમણાં બંધ છે. તે મેડો શેઠ મણીભાઈ ગોકળભાઈના તાબે છે. સાધુ અગર ગોરજી માટે બીજો ઉપાશ્રય શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરની પાસે છે જેનું મુખ્ય બારણું ખજુરી મહોલ્લામાં પડે છે. તે શીવાય સાધ્વી માટે પાંચ ઉપાશ્રયો છે. ૧ કાજીવાડે દીપચંદના દેરાની પાસે જે સૌથી મોટો ગણાય છે, ૧ દીપરાના દરવાજે, ૧ કડાના દરવાજે ૧ ગુંદીખાડે અષ્ટાપદના દેરા પાસે અને ૧ ગોસાવાડમાં. એ રીતે

જૈનોનાં દેવાલયની તથા ઉપાશ્રયની હકીકત છે. આ શિવાય જૈનો સાથે સંબંધ ધરાવનાર હાથીવડની જાણવા લાયક હકીકત છે તે નીચે પ્રમાણે–

**હાથીવડ**—આ હાથીવડની જગો સવાળા દરવાજા બહાર સીધા જરા દૂર જતાં ડાબા હાથે આવેલી છે. **સંવત ૧૯૫૬** પહેલાં ત્યાં એક મોટો જુના વખતનો વડ હતો. આ વડ જોઇને જેમ કવિ નર્મદાશંકરે **કબીરવડનું કાવ્ય** લખ્યું છે તેમ મને પણ તેની શોભા અને મહત્વ સંબંધી કાવ્ય લખવાનું સ્ફુરી આવ્યું હતું. તે કાવ્ય સંવત ૧૯૫૪માં પ્રસિદ્ધ કરેલા મારા "કાવ્યસરિતા" નામના પુસ્તકમાં પ્રસિદ્ધ કરેલું છે. પરંતુ સંવત ૧૯૫૬ ના દુષ્કાળમાં તે જુનો જીર્ણ થયેલો વડ સુકાઈ ગયો. હાલ કબીરવડની માફક તેના નામ શીવાય બીજું નિશાન દૃષ્ટિગોચર થતું નથી. આ સ્થળ દર વરસે કારતક સુદ ૧૫ ના રોજ એક મોટું જૈનોનું યાત્રાનું ધામ બની રહે છે. જૈનોમાં એવો રીવાજ છે કે ચોમાસું ઉતર્યા પછી એટલે કે કારતક સુદ ૧૫ થાય ત્યારે તેમણે **પાલીતાણાના તીર્થ**ની જાત્રાએ જવું જોઇએ. દરેકથી જવાનું બની શકે નહીં માટે ગામ બહાર કોઇ સવડવાળા સ્થળે પાલીતાણાના શેત્રુંજાના ડુંગરની અને દેવાલયોની રચનાનાં ચિત્રોવાળો મોટો **પટ–પડદો** બાંધવામાં આવે છે તથા પાસે નાના દેવાલયની રચના કરી પ્રતિમા પધરાવવામાં આવે છે અને ગામમાંથી જૈન લોકો ત્યાં દર્શન માટે જાય છે. આ પ્રમાણે વિસનગરના જનો હાથીવડ આગળ એક મોટો ઓટલો છે તેના ઉપર નાના દેવાલયની રચના કરી પ્રતિમા પધરાવે છે. આ મોટા ઓટલા ઉપર ચડવા ઉતરવા માટે બંને બાજુ પગથીઆં છે. ઓટલાની બાજુમાં નીચે **શેત્રુંજા ડુંગરનો પટ** બંધાય છે. બીજો પટ તેનાથી જરા દુર જૈનોના ઝાંઝરીવાળા કુવાના ખેતરમાં બંધાય છે અને બપોરે જૈન સ્ત્રી પુરૂષો સારાં કપડાં પહેરી દર્શન કરવા માટે જાય છે. જાણે ખરેખર યાત્રાનો મેળો ભરાયો હોય તેવો દેખાવ બની રહે છે. દર્શન કરી પાછા વળતાં માણસોને શેઠ ગોકળભાઈ

દૌલતરામ તરફથી સાકરનું પાણી પાવામાં આવે છે અને સવાળા દરવાજાથી બધા એકઠા થઇ વરઘોડાના રૂપમાં ગાજતે વાજતે રૂપાના રથ, પાલખી, સાબેલા, સાજન સાથે કડા દરવાજે શ્રી કલ્યાણ પાર્શ્વનાથના દેરાસરે જઈ દર્શન કરી પાછા સૌ વેરાઇ જાય છે. આ પ્રમાણે કારતક સુદ ૧૫ના રોજ હાથીવડનો મહીમા જૈનજનતામાં જણાઇ આવે છે.

## શ્રીમદ્ વલ્લભાચાર્ય પુષ્ટિમાર્ગનાં મંદિરો.

વિસનગરમાં પુષ્ટિમાર્ગનાં મંદિરો ૨ છે. ૧ શ્રી ગોવર્ધનનાથજીનું અને ૨ શ્રી દ્વારકાનાથજીનું. આ બંને મંદિરો પાસે પાસે છે અને જોવાલાયક છે. તે દીપરા દરવાજા બહાર નીકળતાં ડાબા હાથના માર્ગ ઉપર આવેલાં છે. કડા દરવાજાની બહાર જમણા હાથના રસ્તે પણ જવાય છે. આ મંદિરો બાંધવા માટે વેરાવળના ભાટીઆ પ્રેમજી ભાઇએ વૈષ્ણવ ગૃહસ્થોની ઉદાર મદદથી પૈસા એકઠા કરી સંવત ૧૯૧૧ માં જગો સંપાદન કરી હતી. બંને મંદિરોની હકીકત નીચે પ્રમાણે

**૧ શ્રી ગોવર્દ્ધનનાથજીનું મંદિર**—ઉપરની જગોમાં સંવત ૧૯૧૫ માં પ્રેમજીભાઇએ ગૃહસ્થોની મદદથી મંદિર બનાવી સંવત ૧૯૨૩ માં શ્રી નાથજીના મહારાજને અર્પણ કરવામાં આવ્યું. તેથી તેને **"શ્રી નાથજીનું મંદિર"** પણ કહેવામાં આવે છે. સંવત ૧૯૨૫ માં અતિવૃષ્ટિ થવાથી પાણીની ભારે રેલ આવી અને મંદિર પડી ગયું. તેથી સંવત ૧૯૨૭ માં વિસનગરના વૈષ્ણવોએ ફરી બનાવ્યું અને આજદીન સુધી તેમાં સારો સુધારો વધારો કરી સુંદર સ્થિતિમાં રાખેલું છે. તેમાં સમય સમયનાં દર્શન થાય છે. તેનો વહીવટ વૈષ્ણવ મહાજન સંભાળે છે.

**૨ શ્રી દ્વારકાનાથજીનું મંદિર**—આ મંદિર શ્રી કાંકરોલીવાળા મહારાજનું કહેવાય છે. આ મંદિર બાંધવા માટે સંવત ૧૯૧૪ માં પ્રેમજીભાઈ પાસેથી જગો લઈ વિસનગરના વૈષ્ણવોએ નાનું મંદિર બનાવ્યું. પછી સંવત ૧૯૨૨ માં તેમાં થોડો વધારો કર્યો. સંવત ૧૯૨૫ની રેલમાં આ મંદિરને ઇજા આવી નહોતી. તે સાલમાં શ્રી

**કાંકરોલીવાળા મહારાજશ્રી** આવી તેમાં શ્રીઠાકોરજી પધરાવ્યા. તે પછી તે મંદિર જીર્ણ થવાથી સંવત ૧૯૫૭માં વૈષ્ણવોએ ફરી પાયામાંથી બંધાવ્યું. ત્યારથી આજદીન સુધી વૈષ્ણવોએ સારો સુધારો વધારો કરી સારી સ્થિતિમાં રાખેલું છે. તેમાં સમય સમયનાં દર્શન થાય છે તેનો વહીવટ વૈષ્ણવ મહાજન કરે છે.

મંદિરો પાસે નાનો બાગ પણ રાખેલો છે. ગુસાંઇજી મહારાજને ઉતરવા માટે સારાં મકાનોની સગવડ પણ રાખેલી છે. આ મંદિરોના આજુબાજુના ભાગોની વેરાન જેવી સ્થિતિમાં આ મંદિરોના લીધે વૈષ્ણવોની આવજાથી ઉજળામણ અને વસ્તી દૃષ્ટિગોચર થાય છે. મંદિરોએ જવાના રસ્તા ટુંકા અને સારા હોય તો ભવિષ્યમાં મંદિરોની વધુ ચડતી થવાનો સંભવ છે. બહાર ગામથી વૈષ્ણવો દર્શન માટે આવે છે. મંદિરમાં ઉતરવાની, રહેવાની અને જમવાની પણ સારી સવડ રાખેલી છે. વહીવટ સંતોષકારક ગણાય છે.

૩ **શ્રી બાલકૃષ્ણલાલજીનું મંદિર**—આ મંદિર તંબોળી શેરીમાં આવેલું છે, અને તે હમણાંજ બાંધવામાં આવ્યું છે. પારીખ વલ્લભરામ હેમચંદની પેઢીવાળા પારીખ કેશવલાલ ચુનીલાલ તરફથી તેમનાં ધર્મપત્ની **ગં. સ્વ. મણીબાઇએ** બંધાવી સંવત ૧૯૯૦ ના માગશર સુદ ૧૩ ના દિવસે કાંકરોલીવાળા ગોસ્વામી મહારાજશ્રી **વૃજભૂષણલાલજીના** શુભ હસ્તે **શ્રી બાલકૃષ્ણલાલજીનું** સ્વરૂપ પધરાવવામાં આવ્યું હતું. આ બાલકૃષ્ણલાલજી ઠાકોરજીની સેવા સંવત ૧૯૧૧ ની સાલથી **પારીખ વલ્લભરામ હેમચંદના** ઘરમાં પધરાવેલી હતી. તે પછી ઉપર પ્રમાણે નવીન મંદિર બંધાવી વૈષ્ણવ જનતાના દર્શન માટે ખુલ્લું મુકવામાં આવ્યું છે. આની વ્યવસ્થા તેમના કુટુંબીજનો કરે છે. આ મંદિરમાં એક મુખીઆજી, એક બાળભોગીઓ તથા એક જળગરીઓ ઠાકોરજીની સેવા માટે રાખેલા છે.

## સ્વામીનારાયણનાં મંદિરો.

વિસનગરમાં સ્વામીનારાયણના ધર્મનાં બે મંદિરો છે. (૧) પુરુષો

માટે લાલ દરવાજાની પાસે મોટું મંદિર છે અને (૨) સ્ત્રીઓ માટે ભેંશીઆ પોળમાં નાનું મંદિર છે. આ બંનેની હકીકત નીચે પ્રમાણે છે—

**પુરૂષો માટેનું મંદિર**—આ મંદિર લાલ દરવાજાથી ગુંદીખાડે જતાં તરતજ જમણા હાથે આવેલું છે. તે પથરબંધી બાંધેલું છે, તેમાં સ્વામીનારાયણની ઉપસાવેલી મૂર્તિ છે. દેખાવ ઘણો સારો છે. સાધુઓને રહેવાની સારી સવડ છે. પ્રથમ આ સ્થળે નાનું મંદિર હતું તેને સંવત ૧૯૩૬માં સ્વામી સાધુ **કેશવચંદ દાસજી** તરફથી ગૃહસ્થોના ઉદાર આશ્રયથી મોટું બનાવવામાં આવ્યું અને પ્રતિષ્ઠા કરાવવામાં આવી. આમાં માત્ર પુરૂષોનેજ દર્શન કરવા આવવા અધિકાર છે. જો ઉત્સવ જેવો પ્રસંગ હોય અને સ્ત્રીઓને દર્શન કરવા ખાસ આવવું હોય તો તેમાં રહેતા સાધુ વીગેરે મંદિરથી દૂર થઇ જાય તો જ પુરૂષોની રજાથી આવી શકે.

**સ્ત્રીઓ માટેનું મંદિર**—આ મંદિર મોઢાશી ચોપટેથી સવાળા દરવાજે જતાં જમણા હાથે ભેંશીઆ પોળ આવે છે તેમાં અંદરના ભાગમાં છે. તેમાં સ્ત્રીઓજ દર્શન કરવા અને ભજનભક્તિ કરવા આવે છે. પુરૂષોને આવવાનો અધિકાર નથી. કદાચ કોઈ પ્રસંગે પુરૂષોને ત્યાં જવાની જરૂર પડે તો સ્ત્રીઓ મંદિરથી દૂર અગર ગેરહાજર રહે તો સાધુ તથા પુરૂષો ત્યાં જઇ શકે છે. આ મંદિર પુરૂષોના મંદિર કરતાં પ્રાચીન છે. સંવત ૧૮૮૬ માં સ્વામીનારાયણ શ્રી સહજાનંદનો સ્વર્ગવાસ થયો તે પહેલાં એઓશ્રી વિસનગરમાં ત્રણ વખત આવેલા. આ વખતે **લાલદાસ દેસાઈ** વીગેરેનું સારૂં ચલણ હતું. તેમણે તેમનો સારો સત્કાર કર્યો હતો અને દેસાઈ પાસેથી રહેવા માટે ઉપરના મંદિરવાળી જગો સંપાદન કરી હતી, ત્યાં તેઓ રહી તેમાં મંદિરની સ્થાપના કરી હતી. તેઓએ બ્રાહ્મણોની ચોરાશીઓ પણ જમાડી હતી. તે મંદિર ખાસ સ્ત્રીઓ માટે રાખવામાં આવ્યું અને તે અત્યાર સુધી તે પ્રમાણે ચાલે છે.

ઉપરનાં બંને મંદિરોનો વહીવટ સ્વામીનારાયણના શ્રી **ઉદ્ધવી**

સંપ્રદાયના આગેવાન ગૃહસ્થો કરે છે. આ ધર્મ થોડા સોની, થોડા ભાવશાર, થોડા બ્રાહ્મણ, થોડાક સુથાર, કેટલાક સલાટ, કોઈક ઘાંચી વીગેરે જુદી જુદી ન્યાતોવાળા પાળે છે.

## મુસલમાનોની મસ્જીદો વીગેરે.

ઉંચી મસ્જીદ બઝારમાં મોટી વહોરવાડના નાકે, નગીના મસ્જીદ બઝારમાં વહોરવાડની નાની પોળના નાકે, દીના મસ્જીદ (જેનું બીજું નામ ગાંધીની મસ્જીદ છે તે) બઝારમાં નાની કંસારાપોળના સામે, ચોરાની મસ્જીદ બઝારમાંથી નવાવાસમાં જતાં ડાબા હાથે તથા ત્રણ મસ્જીદો મોટી વોરવાડમાં આવેલી છે જેમાંની એક સીધપુરી દાઉદી વોરાની જીર્ણ થયેલી સ્થિતિમાં છે. એ રીતે બાકીની કુલ ૬ મસ્જીદોનો વહીવટ અત્રેના સુન્ની વોરા લોકો કરે છે. તે શીવાય મેમણોની મસ્જીદ નવાવાસમાં છે તેનો વહીવટ મેમણ લોકો કરે છે, પીંજારાની મસ્જીદ કાજીવાડે છે તેનો વહીવટ પીંજારા લોકો કરે છે. કાજીની મસ્જીદ ઘાંચીવાડે છે તેનો વહીવટ કાજીના વારસો કરે છે, કસ્બાની મસ્જીદ કડા દરવાજે છે તેનો વહીવટ કસ્બાના મુસલમાનો કરે છે. એ રીતે કુલ નાની મોટી આશરે ૧૧ મસ્જીદો છે.

દરગાહ—બદુશહીદ પીરની દરગાહ કડા દરવાજા બહાર દેપલા તળાવ ઉપર આવેલી છે. તથા જોરાવરખાન બાબીની દરગાહ તળાવના કિનારે ઉંચા આરા ઉપર આવેલી છે. પાસે એક પડી ગયેલી મસ્જીદ છે. ઉપર પ્રમાણે બને પીરોના ઉરસ–મેળા–દરસાલ મુસલમાનો ભરે છે.

જમાતખાનું—સવાળા દરવાજે સિદ્ધનાથની મોટી પોળ પાસે રાજરત્ન મહાસુખભાઇ વ્યાયામ મંદિરની જોડે સીયા ઈમામી ઈસ્માયલી ધર્મનું જમાતખાનું છે. તે ધર્મ પાળનાર દસ પંદર મોચી લોકોનાં ઘર છે, તે લોકો આગાખાનને પોતાના ધર્મગુરૂ તરીકે માને છે. જમાતખાનાનુ મકાન હમણાં વધારી દુરસ્ત કરવામાં આવ્યું છે. તેમાં તે પોતાના ધર્મની અને ન્યાતજાતની ક્રિયાઓ કરે છે.

## ખાસ ધર્માદા સંસ્થાઓ.

**ખોડાં ઢોર અને પાંજરાપોળ**—વિસનગરમાં ઘણા જુના વખતથી ખોડાં ઢોર અને પાંજરાપોળની સંસ્થા ચાલી આવે છે. આનો નિભાવ આખું ગામ કરે છે અને તે આખા ગામની ધર્માદા સંસ્થા કહેવાય છે. યથાશક્તિ દરેક પ્રજાજન આ સંસ્થાને હરેક બ્હાને મદદ કરે છે. આ સંસ્થામાં લુલાં, લંગડાં, ઘરડાં, ભુખે મરતાં, નાનાં મોટાં નિરાધાર ઢોરોને રાખવામાં આવે છે અને તેમનું પાલન કરવામાં આવે છે. પ્રથમ ખોડાં ઢોર અને પાંજરાપોળની સંસ્થા જુદી હતી અને જુદા જુદા ગૃહસ્થો તેનો વહીવટ કરતા હતા, પણ કેટલાંક વરસોથી તે બંને ભેગી કરી નાખેલી છે અને તેના વહીવટની પેઢી **ખોડીદાસ ધરમચંદ** એવા કલ્પિત નામથી ઉઘાડવામાં આવેલી છે, તે હાલ બજારમાં ભાડાની દુકાને બેસે છે. વહીવટ માટે વિસનગરના ગૃહસ્થોની કમીટી નીમેલી છે, તે કમીટીની દેખરેખ નીચે પગારદાર નોકરો રાખવામાં આવ્યા છે. તે કમીટીના હુકમ પ્રમાણે કામકાજ કરે છે.

ભેંસો, પાડા, ગાયો, બળદ, વીગેરે એવાં મોટાં ઢોરો માટે તળાવ ઉપર ખોડાઢોરનો વાડો છે તેમાં તે રહે છે, અને બકરાં મેંઢાં વીગેરે નાનાં જનાવરો ઝાંપલીપોળ પાસે પાંજરાપોળમાં રહે છે.

ઢોરોને ચરવા માટે મોટું બીડ છે તેમાં ઢોરોને ચરવા માટે મોકલવામાં આવે છે.

આ સંસ્થાનો જુના વખતથી **પાટણની ખલીપુરની** પાંજરાપોળ સાથે સંબંધ હોવાથી અત્રે જ્યારે જ્યારે વધારે ઢોરો થાય છે ત્યારે ત્યાં મોકલવામાં આવે છે. પ્રથમ તો તેના બદલામાં પાટણવાળા કાંઈ પૈસા લેતા નહોતા કારણ કે તે વખતે મુબઈમાં ચાલતા રૂના ગુજરાતી વેપારીઓના સટ્ટામાંથી ધરમાદા જે રકમ પાટણની પાંજરાપોળમાં જતી હતી તેમાં વિસનગરના મુંબઈમાં રહેતા શરાફો અને વેપારીઓનો હીસ્સો હતો. કેટલાંક વરસોથી તે વેપાર બંધ થયેલો છે

તેથી પાટણની પાંજરાપોળમાં તે આવક બંધ થયેલી છે તેથી થોડાક વખતથી કેટલીક રકમ લઈ પાટણવાળા અત્રેનાં ઢોર સંઘરે છે.

અત્રેની પાંજરાપોળમાં કાંઈ મુડી જેવું નથી, કારણ કે બે ત્રણ વરસે દુષ્કાળ જેવું વરસ આવે છે તેથી ઘાસની તંગી પડે છે અને પાંજરાપોળમાં ઢોરો વધારે આવે છે. ઘાસ ઘણી મોંઘી મળે છે, વળી વેપારી લોકોનો સટ્ટો પણ પ્રથમ જેવો ચાલતો નથી તેથી ધર્માદા લાગો પણ આવતો નથી. મોટાં ઢોરોની સંખ્યા આશરે ૧૨૦ ની અને નાનાં ઢોરોની સંખ્યા આશરે ૭૦ આસપાસ રહે છે. પરાણે ખરચ પૂરૂં થાય છે. આ સંસ્થા તરફ શ્રીમંતોએ ધ્યાન આપવાનું છે.

**ગૌશાળા**—આશરે ૨૨ વરસથી પારીખ મથુરભાઈ મગનલાલના અને અન્ય ગૃહસ્થોના ઉદાર આશ્રયથી દીપરાના દરવાજા બહાર એક મોટી ગૌશાળા બાંધવામાં આવી છે. આ ગૌશાળાનું મકાન પારીખ મથુરભાઈએ બંધાવી આપ્યું છે. તે ઉપરાંત તેમણે ગાયોને ચરવા માટે કડાના વોહ ઉપર મોટું બીડ રાખી તેમાં કુવો કરાવેલો છે તથા ઢોરોને રહેવાનું મકાન **મણીઆર મણીલાલ લલ્લુભાઈએ** બનાવી આપેલું છે. હાલ ગૌશાળામાં ગાયોની સંખ્યા આશરે ૨૫૦ ની છે. તેનો વહીવટ ગૌશાળા કમીટી કરે છે. વ્યવસ્થા સારી રાખે છે. દરસાલ હીસાબ છાપી બહાર પાડે છે.

## સ્મશાનો-સાર્વજનિક સ્મશાન.

હિંદુનાં સ્મશાનો મુખ્ય કરી બે જગોએ આવેલાં છે. ઘણાં પટણી દરવાજા બહાર નીકળતાં જમણા હાથે તળાવના **મંકાળેશ્વર મહાદેવના** આરા ઉપર અને થોડાં શહેરની પૂર્વ દિશાએ જરા દૂર ઝાડીમાં આવેલાં છે.ફત્તેહદરવાજે અગર કડાદરવાજે થઈ ને ત્યાં જવાય છે.

**પટણી દરવાજાવાળાં સ્મશાન**—મંકાળેશ્વર મહાદેવના આરા ઉપર આવેલાં સ્મશાનો પૈકી **શ્રાવકની ન્યાતોનું** સ્મશાન કમ્પાઉન્ડ કરી બાંધેલું છે તેમાં બેસવા માટે ધર્મશાળા અને મડદાને બાળવા માટે પતરાંનું છાપરૂં બનાવેલું છે. કંસારા, સુથાર, લવાર

લોકોએ પણ મડદાં બાળવા પૂરતી જગો ઉપર છાપરાં કરેલાં છે. પરંતુ કણબી, ભાટ, દરજી, ઘાંચી, છીંપા, સોની, માળી, મોચી, કુંભાર, ઠાકરડા, મારવાડી વીગેરે ખાડા ટેકરાવાળી સ્મશાનની જગોમાં મડદાં બાળે છે. આ લોકોને ચોમાસામાં વરસાદની હેલી વખતે ઘણી મુસ્કેલી અને ત્રાસ પડતો હતો, તે ત્રાસ દૂર કરવા તેમની તરફથી **મને માગણી થવાથી** સંવત ૧૯૯૩ માં સરકાર પાસેથી સ્મશાન બાંધવા જગો સંપાદન કરી ધુમાડો સારી રીતે જઇ શકે અને બેશી શકાય એવા પ્રકારનું બાંધકામ કરી ઓટલો તથા છાપરૂં બનાવી **સાર્વજનિક સ્મશાન** મારા તરફથી બાંધવામાં આવ્યું છે. અંદર ત્રણ ચારીઓ બનાવવામાં આવી છે, આથી ચોમાસામાં વરસાદનો અને ઉનાળામાં સખ્ત તડકાનો જે અસહ્ય ત્રાસ થતો હતો તે દૂર થયો છે કોઈપણ કોમનું મડદું બાળવાની છુટ છે. અંદરના ભાગમાં બંને દિવાલોમાં આરસની બે તકતીઓ લગાડેલી છે તેમાં એક તકતીમાં નીચે પ્રમાણે લેખ છે—

**જાહેર સૂચના.**

"વરસાદમાં અને તડકામાં પડતી મુશ્કેલીઓ દૂર કરવા આ સાર્વજનિક સ્મશાન રાજરત્ન શેઠ મહાસુખભાઈ ચુનીલાલે પોતાનો કોઈ પણ હક્ક નહીં રાખતાં માત્ર સાર્વજનિક ઉપયોગ માટે તેમનાં સ્વ૦ પત્ની સૌ શાન્તાબાઈના સ્મરણાર્થે શ્રીમંત સરકારની પરવાનગીથી * સંવત ૧૯૯૩માં બંધાવ્યું છે, તો તેમાં તમામ કોમના શબને બાળવાની છુટ છે. મકાનને નુકસાન નહીં કરતાં તેને ટકાવી રાખવા રક્ષણ કરવું એ સૌનો ધર્મ છે."

---

* **સરકારની પરવાનગી**—રા. રા. રાજરત્ન શેઠ મહાસુખભાઇ ચુનીલાલ જા. નં. ૭૧/૩૭—૩૮ થી સ. નં. ૩૧૧ પૈકી લાંબી ફુટ ૫૦×૧૫ના ચો. ફુ ૭૫૦ના ઘરછાડથી એક વરસામાં કોઇપણ જાતનો માલકી હક્ક રાખ્યા શિવાય સાર્વજનિક ઉપયોગ માટે ઓટલો કરી તે ઉપર પતરાં નાખી છાપરૂં સ્મશાનના ઉપયોગ માટે કરવા પરવાનગી આપવામાં આવી છે. તા. ૧૦–૬–૩૭ (સહી) વહીવટદાર.

તેથી પાટણની પાંજરાપોળમાં તે આવક બંધ થયેલી છે તેથી થોડાક વખતથી કેટલીક રકમ લઈ પાટણવાળા અત્રેનાં ઢોર સંઘરે છે.

અત્રેની પાંજરાપોળમાં કાંઇ મુડી જેવું નથી, કારણ કે બે ત્રણ વરસે દુષ્કાળ જેવું વરસ આવે છે તેથી ઘાસની તંગી પડે છે અને પાંજરાપોળમાં ઢોરો વધારે આવે છે. ઘાસ ઘણી મોંઘી મળે છે, વળી વેપારી લોકોનો સટ્ટો પણ પ્રથમ જેવો ચાલતો નથી તેથી ધર્માદા લાગો પણ આવતો નથી. મોટાં ઢોરોની સંખ્યા આશરે ૧૨૦ ની અને નાનાં ઢોરોની સંખ્યા આશરે ૭૦ આસપાસ રહે છે. પરાણે ખરચ પૂરૂં થાય છે. આ સંસ્થા તરફ શ્રીમંતોએ ધ્યાન આપવાનું છે.

**ગૌશાળા**—આશરે ૨૨ વરસથી પારીખ મથુરભાઈ મગનલાલના અને અન્ય ગૃહસ્થોના ઉદાર આશ્રયથી દીપરાના દરવાજા બહાર એક મોટી **ગૌશાળા** બાંધવામાં આવી છે. આ ગૌશાળાનું મકાન પારીખ **મથુરભાઇએ** બંધાવી આપ્યું છે. તે ઉપરાંત તેમણે ગાયોને ચરવા માટે કડાના વોહ ઉપર મોટું બીડ રાખી તેમાં કુવો કરાવેલો છે તથા ઢોરોને રહેવાનું મકાન **મણીઆર મણીલાલ લલ્લુભાઇએ** બનાવી આપેલું છે. હાલ ગૌશાળામાં ગાયોની સંખ્યા આશરે ૨૫૦ ની છે. તેનો વહીવટ ગૌશાળા કમીટી કરે છે. વ્યવસ્થા સારી રાખે છે. દરસાલ હીસાબ છાપી બહાર પાડે છે.

## સ્મશાનો-સાર્વજનિક સ્મશાન.

હિંદુનાં સ્મશાનો મુખ્ય કરી બે જગોએ આવેલાં છે. ઘણાં પટણી દરવાજા બહાર નીકળતાં જમણા હાથે તળાવના **મંકાળેશ્વર મહાદેવના** આરા ઉપર અને થોડાં શહેરની પૂર્વ દિશાએ જરા દૂર ઝાડીમાં આવેલાં છે.ફત્તેહદરવાજે અગર કડાદરવાજે થઈ ને ત્યાં જવાય છે.

**પટણી દરવાજાવાળાં સ્મશાન**—મંકાળેશ્વર મહાદેવના આરા ઉપર આવેલાં સ્મશાનો પૈકી **શ્રાવકની ન્યાતોનું** સ્મશાન કમ્પાઉન્ડ કરી બાંધેલું છે. તેમાં બેસવા માટે ધર્મશાળા અને મડદાને બાળવા માટે પતરાંનું છાપરૂં બનાવેલું છે. કંસારા, સુથાર, લવાર

લોકોએ પણ મડદાં બાળવા પૂરતી જગો ઉપર છાપરાં કરેલાં છે. પરંતુ કણબી, ભાટ, દરજી, ઘાંચી, છીપા, સોની, માળી, ધોબી, કુંભાર, ઠાકરડા, મારવાડી વીગેરે ખાડા ટેકરાવાળી સ્મશાનની જગોમાં મડદાં બાળે છે. આ લોકોને ચોમાસામાં વરસાદની હેલી વખતે ઘણી મુશ્કેલી અને ત્રાસ પડતો હતો, તે ત્રાસ દૂર કરવા તેમની તરફથી **મને માગણી થવાથી** સંવત ૧૯૯૩ માં સરકાર પાસેથી સ્મશાન બાંધવા જગો સંપાદન કરી ધુમાડો સારી રીતે જઇ શકે અને બેશી શકાય એવા પ્રકારનું બાંધકામ કરી ઓટલો તથા છાપરૂં બનાવી **સાર્વજનિક સ્મશાન** મારા તરફથી બાંધવામાં આવ્યું છે. અંદર ત્રણ ચારીઓ બનાવવામાં આવી છે, આથી ચોમાસામાં વરસાદનો અને ઉનાળામાં સખ્ત તડકાનો જે અસહ્ય ત્રાસ થતો હતો તે દૂર થયો છે કોઇપણ કોમનું મડદું બાળવાની છુટ છે. અંદરના ભાગમાં બંને દિવાલોમાં આરસની બે તકતીઓ લગાડેલી છે તેમાં એક તકતીમાં નીચે પ્રમાણે લેખ છે—

જાહેર સૂચના.

"વરસાદમાં અને તડકામાં પડતી મુશ્કેલીઓ દૂર કરવા આ સાર્વજનિક સ્મશાન રાજરત્ન શેઠ મહાસુખભાઈ ચુનીલાલે પોતાનો કાંઈ પણ હક્ક નહીં રાખતાં માત્ર સાર્વજનિક ઉપયોગ માટે તેમનાં સ્વ૦ પત્ની સૌ શાન્તાબાઈના સ્મરણાર્થે શ્રીમંત સરકારની પરવાનગીથી * સંવત ૧૯૯૩માં બંધાવ્યું છે, તો તેમાં તમામ કોમના શબને બાળવાની છુટ છે. મકાનને નુકસાન નહી કરતાં તેને ટકાવી રાખવા રક્ષણ કરવું એ સૌનો ધર્મ છે."

* **સરકારની પરવાનગી**—રા. રા. રાજરત્ન શેઠ મહાસુખભાઇ ચુનીલાલ જા. નં. ૭૧/૩૭–૩૮ થી સ. નં. ૩૧૧ પૈકી લાંબી ફુટ ૫૦×૧૫ના ચો. ફુ ૭૫૦ના ઘરછોડથી એક વસામાં કોઇપણ જાતનો માલકી હક્ક રાખ્યા શિવાય સાર્વજનિક ઉપયોગ માટે ઓટલો કરી તે ઉપર પતરાં નાખી છાપરૂં સ્મશાનના ઉપયોગ માટે કરવા પરવાનગી આપવામાં આવી છે. તા. ૧૦–૯–૩૭ (સહી) વહીવટદાર.

બીજી તકતીમાં બોધદાયક વૈરાગ્ય ભાવનું નીચે પ્રમાણે કાવ્ય છે—

## છેલ્લી પથારી છે સ્મશાને.

આંખો ઉઘાડી જો અહી, સગી કોઈની કાયા નથી,
થઈ રાખ ઉડી જાય છે, સદ્બોધ લે આ ઉપરથી.
જે જાયું છે આ જગતમાં, જાવાનું તે સૌ આખરે,
છેલ્લી પથારી છે સ્મશાને, માન નિશ્ચે અંતરે.
રાજા મહારાજા ભલે હો, ગરીબ કે ધનવાન હો,
નિરોગી કે રોગી ભલે હો, બાળ યુવક વૃદ્ધ હો;
પુરૂષ હો કે નારી હો, મરવાનુ આખર સર્વને,
છેલ્લી પથારી છે સ્મશાને, છોડીને ઘરબારને.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

ઉપર જણાવેલા શ્રાવકોની ન્યાતોના સ્મશાનનો કોટ તદન પડી ગયો હતો અને બેસવા માટે ઉનાળામાં બીલકુલ સવડ નહોતી તેથી તેનો કોટ તથા બેસવા માટે લાંબું છાપરૂં મારા તરફથી સંવત ૧૯૯૩ માં બાંધવામાં આવ્યુ છે. આ સ્મશાનનું બાંધકામ ચાલતું હતું તે વખતે ઉપરનું સાર્વજનિક સ્મશાન બાંધવાની તજવીજ થઈ હતી.

**ઝાડીવાળાં સ્મશાન**—ઝાડીવાળાં સ્મશાનોમાં માત્ર બ્રાહ્મણો અને વૈષ્ણવો મડદાને અગ્નિ સંસ્કાર કરે છે. બ્રાહ્મણોના સ્મશાન ઉપર બેસવા માટે નાની ધર્મશાળા **ડા. માણેકલાલ નાનજી** તરફથી બાંધવામાં આવી છે તથા **રા. સા. ગીરધરલાલ દયારામ મહેતા** તરફથી તેમનાં માતુશ્રીના પુણ્યાર્થે મહાદેવના સ્થાનની દુરસ્તી તથા ચોતરો તથા એક ઓરડી બનાવવામાં આવ્યાં છે. મડદા બાળવા માટે છાપરૂં વીગેરે બનાવેલાં છે. વૈષ્ણવ લોકોએ પણ મડદાં બાળવા માટે તેમજ બેસવા માટે જ્ઞાતિ તરફથી છાપરાં બનાવવામાં આવ્યાં છે. તે શીવાય થોડાંક છુટાં છવાયાં સ્મશાનો છે ત્યાં કેટલાક કણબી, કેટલાક ભાટ, કેટલાક સથવારા વીગેરે મડદાંનો

અગ્નિ સંસ્કાર કરે છે. ઉપર જણાવેલી બંને સ્મશાન ભૂમિઓ ઉપર મંકાળેશ્વર (મહાકાળેશ્વર) મહાદેવનાં નાનાં દેવાલયો આવેલાં છે.

**સનાનીઓ આરો**—પુરૂષો દરેક સ્મશાન ઉપરથી તળાવના આરા ઉપર સ્નાન કરવા માટે આવે છે, તે ઉપરથી તે આરાનું નામ **સનાનીઓ** આરો પડેલું છે. આ આરા ઉપર ચોમાસામાં તથા ઉનાળામાં બેસવાની ઘણીજ અડચણ પડતી હોવાથી સંવત ૧૯૭૪ માં **પરીખ મથુરાદાસ મગનલાલ**ની આર્થિક મદદથી તે આરા ઉપર લોકોને બેસવા માટે બેહડોવાળો લાંબો પથરના ધાબાવાળો "**મથુરાશ્રમ**" બનાવેલો છે તથા તેની આગળ ખાસ પુરૂષોને નહાવા માટે "**મથુરાઘાટ**" પણ બનાવ્યો છે. વળી સ્ત્રીઓ પણ સ્નાન કરવા માટે તેજ આરાની પાસે બીજા આરા ઉપર આવે છે અને ત્યાં મર્યાદાવાળી ન્હાવાની જગો પ્રથમ નહીં હોવાથી તે આરે ખાસ સ્ત્રીઓ માટે સંવત ૧૯૭૨ માં પારીખ **ગોપાળભાઈ** તથા **નારાયણભાઈ** તરફથી "**જમનાઘાટ**" અને રા. **હરીચંદ મંછારામ** તરફથી "**શંકરઘાટ**" બાંધવામાં આવ્યા છે. ત્યાં સાધારણ રીતે સ્ત્રીઓ મર્યાદાથી ન્હાઇ શકે છે. અને પારીખ વીઠલદાસ કુબેરદાસે બંધાવેલા **ચંદનઆશ્રમ**માં બેસે છે. આ પ્રમાણે સ્ત્રીઓ અને પુરૂષો તળાવ ઉપર સ્નાન કરી રડતાં રડતાં ઘર તરફ જાય છે.

આ સ્થળે રડવા કુટવાના રીવાજ સંબંધી બે શબ્દો લખવાનો લાગ મળ્યો છે તેથી તે દુષ્ટ, નિર્લજ અને હાનીકારક રીવાજ સંબંધી કેટલીક હકીકત જણાવું છું. જો કે મેસાણા પ્રાંતના સુબા (ડીસ્ટ્રીકટ મેજીસ્ટ્રેટના હોદ્દાની રૂએ) ના જાહેરનામા અન્વયે રસ્તામાં કુટવાની સખ્ત મનાઇ છે છતાં બૈરાં કુટે છે. આ સ્થળે જણાવતાં દીલગીરી થાય છે કે સ્ત્રીઓ જે શરમાળ કહેવાય છે તેજ શરમ કોરાણે મુકી છેડા કાઢી નાખી અવયવો ઉઘાડા કરી લોકોના દેખત નિર્લજપણે વિવેકની મર્યાદા છોડી દઈને કુટે છે. મેસાણા પ્રાંતના માજી સુબા મે. રા. બા. ગોવિંદભાઈ હાથીભાઈના વખતમાં

હુકમનો બરાબર અમલ થતો હતો અને કેટલોક વખત રસ્તામાં કુટવું બંધ થયેલું હતું પરંતુ તે પછી તેનો અમલ શિથિલ થઇ ગયો અને અત્યારે તો તે હુકમ જાણે બીલકુલ અસ્તિત્વમાંજ નથી તેમ થઇ ગયું છે. પોલીસ કે સુધરાઇવાળા જોઈ રહે છે પણ તેનો કોઇ અમલજ કરતું નથી. આ પ્રશ્ન ધારાસભામાં પણ રજુ થયો હતો અને તે વાત સરકારે ધ્યાનમાં લીધેલી છે. પરંતુ સરકાર કાયદાથી અટકાવે તે પહેલાં પ્રજા પોતેજ સમજી કુટવું બંધ કરે તો સરકારને દરમીઆનગીરી કરવાની જરૂર રહેતી નથી. સરકારની દરમીઆનગીરીથી કેટલો બધો ત્રાસ છે તે બાળલગ્નના કાયદાએ અને ફરજયાત કેળવણીના કાયદાએ પ્રજાની આંખો ઉઘાડેલી છે તે ઉપરથી સિદ્ધ થયું છે. સામાજિક કુધારા જે હાનીકારક, નિર્લજ અને દુષ્ટ એકે અવાજે સાબીત થઈ ચુક્યા છે તે જો સમાજ અને જ્ઞાતિવાળા પોતે થઇને નહીં કાઢે તથા હઠવાદ પકડી બેશી રહેશે અને જેમ ચાલતું હશે તેમ ચાલવા દેશે તો સરકાર લાચારીથી વચ્ચે પડી કાયદાઓ ઘડી તે દ્વારાએ લોકોને શિક્ષા કરશે. પછી આમાં કોનો દોષ તે પ્રજા વિચાર કરશે. જ્યાં જ્યાં હું ફર્યો છું અને આ કુટવાના રીવાજ સંબંધી સભાઓ ભરી દલીલો રજુ કરી છે ત્યાંના અનુભવ ઉપરથી, તેમજ જે જે લોકોએ આ પ્રવૃત્તિ તરફ સહાનુભૂતિ આપી આ દુષ્ટ રીવાજ દૂર કરવાનું કામ હાથમાં લીધેલું છે તેમના અનુભવ ઉપરથી જણાઇ આવ્યું છે કે આમાં મોટો હઠવાદ કેટલીક ઘરડી ડોશીઓનો છે. જો તેઓ માને તો થોડા વખતમાં આ કુટવાનો રીવાજ બંધ થાય. તે ડોશીઓ વૃદ્ધ માતાઓ યોગ્ય હોવાથી તેમને હાથ જોડી વિનંતી કરવામાં આવે છે તો પણ તેઓ નહીં માનતાં સામી હીલચાલ કરવા મંડી પડે છે, અને ઘરમાં પુરૂષને ઉટલુંજ સમજાવે છે અને ક્લેશ કરે છે, આથી પુરૂષો પાછા હઠે છે. વળી પુરૂષમાં મક્કમપણે પકડી રાખવાની ટેક નહીં હોવાથી ઉપાડેલું કામ પડી ભાગે છે. મને જણાવતાં અત્યંત ખેદ થાય છે કે જ્યારે કોઈ બાઇ રાંડે છે ત્યારે તેને વચ્ચે ઉભી

રાખી કુટાવે છે, બિચારી વિધવા થનારને કુટતાં ઓછું આવડે છે તો તેને છુપી રીતે ઠુંસા મારી કુટાવે છે અને કહે છે કે છાતી ઉપર હાથ બરાબર પડતો નથી. તે બિચારી આ વખતે પોતાનો ધણી મરેલો હોવાથી પારાવાર દુઃખમાં ઘેરાયેલી હોય છે છતાં ડોશીઓને જાણે રણસંગ્રામમાં જય મેળવવાનો વખત આવ્યો હોય તેમ તે બિચારી વિધવાને પરાણે ઉભી કરી ઉછળી ઉછળી છેડા છુટા મુકી, કમર બાંધી, કુટવા મંડી પડે છે. ઘણી વખત છાતીમાં ચાંદીઓ પડે છે અને લોહીની ધારાઓ વહે છે. કણબી, ભાટ, ઘાંચી, હજામ, વીગેરે એવી જ્ઞાતિઓમાં વાળ છુટા મુકી મર્યાદા મુકી કુદી કુદીને કુટે છે. જેના ઘરમાં મરી ગયું હોય તે ઘરની બાઇઓને તાવ આવતો હોય અગર અશક્ત હોય તો તેને બીજી બાઇઓ હાથ પકડી ઉભી રાખી પરાણે કુટાવે છે અને કહે છે કે કુટયા વિના તે ચાલે કે? શું લાકડું ભાગી ગયું છે? આમ દલીલો કરી ઘરનાં બૈરાંને પૂરાં કરી નાખે છે. કુટવા આવનાર બૈરાં જુદાં જુદાં હોય પણ ઘરનાં માણસ તો એનાં એજ હોય છે એટલે તેમની દુર્દશા થાય છે. તેમાં ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભની ખરાબી થાય છે, કુટવાથી છાતીનાં દરદો થાય છે, નાનાં બાળકોને જોઇએ તેવા પ્રમાણમાં અને સારૂં ધાવણ મળતું નથી. આવી આવી ઘણી વિટમ્બણાઓ વેઠવી પડે છે.

બહાર ગામથી જ્યારે સાથ સંગાથ આવે છે ત્યારે ઘરનાં બૈરાં ઉપર દુઃખનો મેરૂ પર્વત આવી પડે છે. આવનાર બૈરાં દરવાજાથી ખુબ કુટતાં કુટતાં આવે છે, અને જે વખતે ઘરનાં અને સાથ સંગાથનાં બૈરાં ભેગાં થાય છે ત્યારે કુટવાની ધમાલ પૂરેપૂરી મચી રહે છે, અધમુઆ જેવાં ઘરનાં બૈરાંને પરાણે પરાણે સાથમાં આવનાર બૈરાંના મ્હેણાંના ડરથી જોરથી કુટવું પડે છે અને છાતીમાં ચાંદીઓ પાડવી પડે છે. કોઇ સમજુ બૈરાં કુટવાની ના પાડે અને થોડું કુટવાનું કહે તો તેને ધુતકારી કાઢે છે વીગેરે વીગેરે

ઘણો અનર્થ થાય છે. આવો દુષ્ટ રીવાજ ડોશીઓ અને આધેડ ઉમરની સ્ત્રીઓએ પકડી રાખ્યો છે. માટે તેમને-પૂજ્ય માતાઓને-મારી નમ્ર વિનંતી છે કે તેઓ મારા ઉપર ખોટું નહીં લગાડતાં મને માફ કરશે. તેમને બે હાથ જોડી આગ્રહપૂર્વક વિનવવામાં આવે છે કે કુટવાનો નિર્લજ અને હાનીકારક રીવાજ બીલકુલ બંધ કરો અને ઘરના પુરૂષ વર્ગને તે કાઢી નાખવા ભલામણ કરો, તે કાઢતા હોય તો તેમને ટેકો આપો અને તેમણે કરેલા ઠરાવોને માન આપો.

કેટલાક હઠવાદી પુરૂષો કુટવાના રીવાજની સામે પડતાં જણાવે છે કે શું બૈરાં કુટશે નહીં તો ઘર આગળ વાજાં વગડાવશે? પરગામથી લોકો સાથના બદલે ગાજતે વાજતે જાન લઇને આવશે? શું આ તેમના જવાબો હઠવાદના નથી તો શું ન્યાયના છે? કુટવું બંધ કરવું એટલે શું ગાવાનું ઠરે છે? કુદરતી રડવું બંધ કરવા કોણ કહે? અને કહ્યાથી તે બંધ પણ થાય? ગુજરાત શીવાય દક્ષિણ બંગાળ પંજાબ વીગેરેમાં અને ગુજરાતમાં દક્ષણી, મુસલમાન વીગેરેનાં બૈરાં કુટતાં નથી તે શું વાજાં વગડાવે છે? અને પરગામથી બીજાઓ મળવા આવે છે તો તેઓ શું જાનનો વરઘોડો કાઢીને આવે છે? આ ન્યાયની દલીલો નથી પણ તોડી પાડવા માટે આવા પથરા ફેંકે છે. ભલે ગમે તેમ વર્તો પણ આ રીવાજ નિર્લજ, હાનીકારક, અને સ્ત્રીઓને અને તેના પરિણામે ભવિષ્યની પ્રજાને અધોગતિએ પહોંચાડનારો દરેકની દૃષ્ટિએ એટલે કે ડાક્ટરો, હકીમો, વૈદ્યો, અને તમામ લોકોની દૃષ્ટિએ સાબીત થઇ ચુકયો છે. પછી તેને કોઇ પણ ઉપાયે દૂર કરવો એ શીવાય બીજો ઉપાય નથી. કુટવાથી એક લાખે એક માણસ પાછું આવતું હોય, અગર મરનારના આત્માનો ઉદ્ધાર થતો હોય એવું શાસ્ત્રમાંથી નીકળતું હોય અને તેથી હઠવાદ પકડી રાખ્યો હોય તો તે વાત વિચાર ઉપર લેવાય. પણ જૈન, વૈષ્ણવ, સ્માર્ત, સ્વામીનારાયણ વીગેરે કોઇ ધર્મમાં કુટવું એ શાસ્ત્રોક્ત છે એવું જણાતું નથી એટલુંજ નહીં પરંતુ કુટવાથી અને રડવાથી કર્મબંધન

ધુમ. એ આવશે કે લોકોને પોલીસ અટકાવશે, તેમાં અપમાન થવાના સંભવ બનશે. સમન્સો નીકળશે. કોર્ટમાં ધક્કા ખાવા પડશે, આરોપી તરીકે સ્ત્રીઓને અને પુરૂષોને ઉભું રહેવું પડશે અને કેસ ચાલી દંડ થશે. હાથે કરી આવી સ્થિતિ ઉભી કરવી તે શું કોઈ પણ માણસ પસંદ કરશે? કાયદો બહાર પડયા પછી પસ્તાવો કરે કાંઈ વળશે નહીં. ડહાપણની વાત એજ કે આગળથી સમજી બીજાઓને સમજાવી પોતાના હાથેજ સુધારો કરી લેવો. અત્રે જણાવતાં સંતોષ થાય છે કે સંવત ૧૯૮૦ ના કારતક સુદ ર થી વિસનગરમાં વીસાશ્રીમાળી તથા ઓસવાળ શ્રાવક મહાજને તથા સંવત ૧૯૭૮ માં વીસા પોરવાડ તથા દસા પોરવાડ જ્ઞાતિઓએ ઠરાવ કરી કુટવાનો રીવાજ બીલકુલ બંધ કર્યો છે, આ માટે તેમને ધન્યવાદ ઘટે છે. આશા છે કે બીજી જ્ઞાતિવાળાઓ તે પ્રમાણે સુધારો કરી સ્ત્રીઓની અને ભાવી પ્રજાની સ્થિતિ સુધારી તેમનો આશીર્વાદ મેળવશે અને થતી ખુવારી અટકાવશે.

### કબરસ્થાન.

વિસનગરમાં જુદાં જુદાં સ્થળોએ મુસલમાનોનાં કબરસ્થાનો આવેલાં છે. (૧) દેળીઆ તળાવના પખાલીઆ આરે ગટીઆના વાસના તથા પરચુરણ મુસલમાનોનું, (ર) દેળીઆ તળાવના જેરાવરખાંના (ઉંચા) આરે બે ટેકરા ઉપર નવાવાસવાળા તથા બીજા મુસલમાનોનાં, (૩) દેળીઆ તળાવ ઉપર ગરનાળાંની પાસેના આરાના ટેકરા ઉપર મેમણ લોકોનું કબરસ્થાન, (૪) હનુમાન તરફના આરાના

ટેકરા ઉપર બીજા મુસલમાનોનું, (૫) પટણી દરવાજા બહાર દેળીઆ તળાવના આરા ઉપર ચાંદશાહ ફકીરના તકીઆના ઉંચા ભાગમાં વહોરા લોકોનું તથા નીચા ભાગમાં પીંજારા લોકોનું, (૬) કડાદરવાજા બહાર દેપલ તળાવના આરા ઉપર કડા દરવાજે રહેતા કસ્બાના મુસલમાનોનું કબરસ્થાન છે; એ રીતે ૬ સ્થળોએ કબરસ્થાનો આવેલાં છે.

આ કબરસ્થાનોમાં મુસલમાન લોકો ઉંડો ખાડો કરી તેની અંદર મૈયતને પહેરાવેલા ધોળા કપડાના કફન સાથે દફન કરે છે અને પછી તે ઉપર માટી નાખી પૂરી નાખે છે. જેમ હિન્દુઓમાં શબને અગ્નિસંસ્કાર કરવો એ એક પવિત્ર ફરજ અને પુણ્યની ક્રિયા ગણેલી છે તેમ મુસલમાનોમાં મર્હુમના ઉપર માટી નાખવી એ તેમની પવિત્ર ફરજ ગણેલી છે. દફન કર્યા પછી તેના ઉપર ફુલ ચડાવવામાં આવે છે અને થોડાક દિવસે કેટલાક લોકો તેના ઉપર ઇંટ માટીથી કબર બનાવે છે. કોઈ ચાદર ચડાવે છે અને જો કોઇ પીર જેવા હોય છે તો તેના ઉપર કાયમના દીવાની ગોઠવણ કરવામાં આવે છે.

મુસલમાનોમાં મર્હુમની પાછળ અગર મરણ વખતે કોઈ પણ પ્રકારની રડવા કુટવાની રીત રાખેલી નથી. મર્હુમની પાછળ રડવું એ મર્હુમના આત્માને હાનિ પહોંચાડનારૂં કૃત્ય છે તેથી રડવાની સખ્ત મનાઇ છે. પુરૂષોએ પણ કોઈ પણ રીતે રડવાનું રાખેલું નથી. મર્હુમના કુટુંબને દિલાસો આપવા માટે સગાંસંબંધીઓ જાય છે પણ તે બધી ક્રિયા રડયા શિવાય કરવામાં આવે છે. કુદરતી રીતે આંસુ નીકળે એ વાત જુદી છે પણ વિધિપૂર્વક નામ દઈ ધાંટા પાડી કે હો હો કરી રડવાનો જરા પણ રીવાજ નથી.



# પ્રકરણ ૧૭ મું.

## ધર્મશાળાઓ, વાડીઓ, સેનીટેરીઅમ, આશ્રમો, ટાઉનહૉલ, બાગ, રામચોક અને સયાજીસરકલ.

**ધર્મશાળાઓ અને વાડીઓ**—મુસાફરો તથા યાત્રાળુઓને ઉતરવા માટે, સાર્વજનિક તથા કોમી સભાઓ ભરવા માટે તથા જ્ઞાતિભોજન કરવા માટે મોટી ધર્મશાળાઓ અને વાડીઓની વિસનગરમાં સારી સવડ છે. તેવાં મકાનોને ધર્મશાળા અગર વાડીઓ કહેવામાં આવે છે. શ્રાવક, વૈષ્ણવ, નાગરો, કંસારા, સુથાર, સલાટ તથા બીજી કોમોએ પોતાના ઉપયોગ માટે સારા પૈસા ખરચીને ધર્મશાળાઓ અને વાડીઓ બંધાવેલી છે. જો કે તે બધી ખાનગી માલકીની છે પરંતુ જ્ઞાતિના સાર્વજનિક ઉપયોગના માટે કામમાં આવે છે. શહેરના બીજા ભાગો કરતાં લાલદરવાજા બહાર તળાવના કિનારા ઉપર ઘણી ધર્મશાળાઓ આવેલી છે.

**શેઠ ગોકળભાઈ મૂળચંદની ધર્મશાળા**—આ ધર્મશાળા શ્રાવકની વાડી તરીકે પણ ઓળખાય છે. તે લાલ દરવાજાની સામે સરીઆમ રાજમાર્ગ ઉપર આવેલી છે. તેમાં બહાર ગામથી આવતા જૈન મુસાફરોને રહેવા, સુવા વીગેરેની તથા વાસણ ગોદડાંની સારી સગવડ રાખેલી છે. તારંગાજી તીર્થની યાત્રા કરી પાછા ફરતાં ઘણા યાત્રાળુઓ અત્રે ઉતરે છે. પાસે શ્રી શાંતિનાથનું ભવ્ય દેવાલય છે, સામે મોદીની દુકાનો છે, પાસે તળાવ અને કુવા છે તેથી આ વાડી ઘણી અનુકૂળ થઇ પડે છે. વિશાળ હોવાથી સાર્વજનિક સભાઓ પણ તેમાં મળે છે. જ્ઞાતિ ભોજનો પણ થાય છે. તેનો વહીવટ પ્રથમ શેઠ ગોકળભાઇ મૂળચંદના વારસો કરતા હતા, હાલમાં શ્રાવક

મહાજન કરે છે પરંતુ કાંઇક મતભેદ પડવાથી ૨-૩ વરસથી ખટલો કોરટે ચડેલો છે.

**પારીખ મોતીચંદ મયાચંદની વાડી**—આ વાડી ઉપરની શ્રાવકની વાડીના પાછલા ભાગમાં જરા બાજુમાં (લાયબ્રેરીની પાછળ) આવેલી છે. મોટી હોવાથી સાર્વજનિક સભાઓ તથા જ્ઞાતિભોજનો પણ આમાં થાય છે. તેનો વહીવટ પારીખ મોતીચંદ મયાચંદના વારસો કરે છે. અનુકૂળતા હોવાથી ઘણા ઘણા સમારંભો પણ આમાં થાય છે. તેની સામે પાણીના નળની ટાંકી છે, પાસે તળાવ છે અને બાજુમાં તેમની માલકીના ડહેલાંમાં ઢોરોનું દવાખાનું છે. હાલમાં ઢોરોનું દવાખાનું હાઇસ્કૂલની પાસે નવીન બંધાઇ તૈયાર થયેલું છે. હજુ તેનો ઉપયોગ થયો નથી.

લાયબ્રેરીથી જરા પૂર્વ દિશામાં વડનગરી દરવાજાની તરફ જતાં **મોદીની વાડી**, તે પછી **દરજીની** ધર્મશાળા અને તેની જોડે ખુણા ઉપર **દસાનાગર** વાણીઆની વાડી, તળાવના હાથણીઆ આરે **સુળચંદ પુરૂષોત્તમની** વાડી આવેલી છે. હાલમાં તેમાં થીએટર બંધાય છે. આ વાડીનો સંબંધ પાસેની બીજી ૨-૩ વાડીઓ સાથે જોડાયેલો હોવાથી બ્રાહ્મણોની ચોરાશી જેવાં મોટાં જ્ઞાતિ ભોજન તેમાં થાય છે. પાસેજ તળાવ હોવાથી ન્હાવાની સારી અનુકૂળતા છે. વળી વાડીમાંજ કૂવો હોવાથી પાણીની સારી સવડ છે.

આ વાડીની જોડે **દસાનાગર** વાણીઆની બીજી વાડી છે તથા તેની સામે વિસનગરા નાગરોની **જમનાદાસ રાવલની** પથ્થરની વાડી આવેલી છે, તેમાં મહાદેવનું મંદિર છે, તેનો તથા વાડીનો વહીવટ સરકાર તરફથી નીમાયેલી કમીટી કરે છે. આ વાડીની જોડે જુના વખતનો સરકારી બાગ હતો તે ખંડેર બની જવાથી તેની જમીન સરકારે હરાજ કરી નાખેલી છે. તેની જોડે **શીતળગાંધી**-ની શ્રાવકોની ધર્મશાળા છે પણ તેનો ઉપયોગ અદ્યાપિ સુધી ધર્મ-શાળા તરીકે થયેલો જણાતો નથી. ઓરડીઓ ભાડે આપેલી છે.

ત્યાંથી આગળ વડનગરી દરવાજા અંદર **કંસારા** લોકોની મોટી પથ્થરબંધ વાડી છે, વિશાળ હોવાથી તેમાં નાટક અને સીનેમાવાળા થીએટર બાંધી નાટકો કરે છે. કંસારા લોકોનાં જ્ઞાતિ ભોજન તથા સાર્વજનિક મોટા સમારંભો થાય છે.

વડનગરી દરવાજા બહાર **સાફ કંસારાની** તથા તેથી જરા આગળ જતાં તળાવના કિનારા ઉપર **લવાર** લોકોની વાડી છે. તેની આગળ તળાવમાં ન્હાયા બાદ સ્ત્રીઓને બેસવા માટે **ચંદન આશ્રમ** પારીખ વીઠ્ઠલદાસ કુબેરદાસ તરફથી બાંધવામાં આવેલો છે. ત્યાંથી આગળ તળાવના સનાનીઆ આરે પારીખ મથુરદાસ મગનલાલે બંધાવેલો **મથુરાશ્રમ** છે. (તળાવ ઉપર બંધાવેલા ઘાટ સંબંધી હકીકત દેળીઆ તળાવના હેવાલમાં પૃષ્ટ ૩૩૧ ઉપર સવિસ્તર આપેલી છે તે વાંચવાથી સમજાશે) વડનગરી દરવાજા બહાર **ભાવ-સારની** વાડી છે અને દરવાજાની સામે **સલાટલોકોની** ધર્મશાળા છે.

આ પ્રમાણે લાલ દરવાજા બહારના ભાગમાં વાડીએ અને ધર્મશાળાએ છે. તે શિવાય દિપરામાં શેઠ **આણંદચંદ ખુશાલની** શ્રાવકની પથ્થરબંધી મોટી વાડી છે. પાસે તે નામનું જૈન મંદિર છે. અનુકૂળતાવાળી અને વિશાળ હોવાથી ઘણા સમારંભો અને જ્ઞાતિ ભોજનો થાય છે. સીનેમાવાળા પણ તેનો ઉપયોગ કરે છે. આ ધર્મશાળામાં રસોડા વીગેરેની જોઇએ તેવી સવડ નહોતી તે સ્વ૦ માણેકચંદના ટ્રસ્ટીઓએ ૧-૨ વરસ જમણ નહી જમતાં રસોડા વીગેરેનું બાંધકામ કરી સારો સુધારો કરેલો જણાય છે. મોડાશી ચોપટે કંસારા ગીરધરલાલ દામોદરદાસે બંધાવેલું **સત્સંગાશ્રમનું** ખાનગી મકાન છે, જેમાં વરસનો મોટો ભાગ સંત પુરૂષો પાસે કથા વંચાવાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો શ્રવણ કરવા માટે ત્યાં જાય છે. વ્યવસ્થા પોતેજ રાખે છે.

સવાળા દરવાજા તરફ ગંજીની પાસે **શિવશંકર શોભારા-મની** ધર્મશાળા છે, જેમાં સંત સંન્યાસી સાધુઓ ઉતરે છે. તેની

મહાજન કરે છે પરંતુ કાંઇક મતભેદ પડવાથી ૨-૩ વરસથી ખટલો કોરટે ચડેલો છે.

**પારીખ મોતીચંદ મયાચંદની વાડી**—આ વાડી ઉપરની શ્રાવકની વાડીના પાછલા ભાગમાં જરા બાજુમાં (લાયબ્રેરીની પાછળ) આવેલી છે. મોટી હોવાથી સાર્વજનિક સભાઓ તથા જ્ઞાતિભોજનો પણ આમાં થાય છે. તેનો વહીવટ પારીખ મોતીચંદ મયાચંદના વારસો કરે છે. અનુકૂળતા હોવાથી ઘણા ઘણા સમારંભો પણ આમાં થાય છે. તેની સામે પાણીના નળની ટાંકી છે, પાસે તળાવ છે અને બાજુમાં તેમની માલકીના ડહેલાંમાં ઢોરોનું દવાખાનું છે. હાલમાં ઢોરોનું દવાખાનું હાઇસ્કૂલની પાસે નવીન બંધાઇ તૈયાર થયેલું છે. હજુ તેનો ઉપયોગ થયો નથી.

લાયબ્રેરીથી જરા પૂર્વ દિશામાં વડનગરી દરવાજાની તરફ જતાં **મોદીની વાડી**, તે પછી **હરજીની** ધર્મશાળા અને તેની જોડે ખુણા ઉપર **દસાનાગર** વાણીઆની વાડી, તળાવના હાથણીઆ આરે **સુળચંદ પુરૂષોત્તમની** વાડી આવેલી છે. હાલમાં તેમાં થીએટર બંધાય છે. આ વાડીનો સંબંધ પાસેની બીજી ૨-૩ વાડીઓ સાથે જોડાયેલો હોવાથી બ્રાહ્મણોની ચોરાશી જેવાં મોટાં જ્ઞાતિ ભોજન તેમાં થાય છે. પાસેજ તળાવ હોવાથી ન્હાવાની સારી અનુકૂળતા છે. વળી વાડીમાંજ કૂવો હોવાથી પાણીની સારી સવડ છે.

આ વાડીની જોડે **દસાનાગર** વાણીઆની બીજી વાડી છે તથા તેની સામે વિસનગરા નાગરોની **જમનાદાસ રાવલની** પથ્થરની વાડી આવેલી છે, તેમાં મહાદેવનું મંદિર છે, તેનો તથા વાડીનો વહીવટ સરકાર તરફથી નીમાયેલી કમીટી કરે છે. આ વાડીની જોડે જુના વખતનો સરકારી બાગ હતો તે ખંડેર બની જવાથી તેની જમીન સરકારે હરાજ કરી નાખેલી છે. તેની જોડે **શીતળગાંધી**-ની શ્રાવકોની ધર્મશાળા છે પણ તેનો ઉપયોગ અદ્યાપિ સુધી ધર્મ-શાળા તરીકે થયેલો જણાતો નથી. ઓરડીઓ ભાડે આપેલી છે.

ત્યાંથી આગળ વડનગરી દરવાજા અંદર **કંસારા** લોકોની મોટી પથ્થરબંધ વાડી છે, વિશાળ હોવાથી તેમાં નાટક અને સીનેમાવાળા થીએટર બાંધી નાટકો કરે છે. કંસારા લોકોનાં જ્ઞાતિ ભોજન તથા સાર્વજનિક મોટા સમારંભો થાય છે.

વડનગરી દરવાજા બહાર **સારૂ કંસારાની** તથા તેથી જરા આગળ જતાં તળાવના કિનારા ઉપર **લવાર** લોકોની વાડી છે. તેની આગળ તળાવમાં ન્હાયા બાદ સ્ત્રીઓને બેસવા માટે **ચંદન આશ્રમ** પારીખ વીઠલદાસ કુબેરદાસ તરફથી બાંધવામાં આવેલો છે. ત્યાંથી આગળ તળાવના સનાનીઆ આરે પારીખ મથુરદાસ મગનલાલે બંધાવેલો **મથુરાશ્રમ** છે. ( તળાવ ઉપર બંધાવેલા ઘાટ સંબંધી હકીકત દેળીઆ તળાવના હેવાલમાં પૃષ્ટ ૩૩૧ ઉપર સવિસ્તર આપેલી છે તે વાંચવાથી સમજાશે) વડનગરી દરવાજા બહાર **ભાવસારની** વાડી છે અને દરવાજાની સામે **સલાટલોકોની** ધર્મશાળા છે.

આ પ્રમાણે લાલ દરવાજા બહારના ભાગમાં વાડીઓ અને ધર્મશાળાઓ છે. તે શિવાય દિપરામાં શેઠ **માણેકચંદ ખુશાલની** શ્રાવકની પથ્થરબંધી મોટી વાડી છે. પાસે તે નામનું જૈન મંદિર છે. અનુકૂળતાવાળી અને વિશાળ હોવાથી ઘણા સમારંભો અને જ્ઞાતિ ભોજનો થાય છે. સીનેમાવાળા પણ તેનો ઉપયોગ કરે છે. આ ધર્મશાળામાં રસોડા વીગેરેની જોઇએ તેવી સવડ નહોતી તે સ્વ૦ માણેકચંદના ટ્રસ્ટીઓએ ૧-૨ વરસ જમણ નહી જમતાં રસોડા વીગેરેનું બાંધકામ કરી સારો સુધારો કરેલો જણાય છે. મોડાશી ચોપટે કંસારા ગીરધરલાલ દામોદરદાસે બંધાવેલું **સત્સંગાશ્રમનું** ખાનગી મકાન છે, જેમાં વરસનો મોટો ભાગ સંત પુરૂષો પાસે કથા વંચાવાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો શ્રવણ કરવા માટે ત્યાં જાય છે. વ્યવસ્થા પોતેજ રાખે છે.

સવાળા દરવાજા તરફ ગંજીની પાસે **શિવશંકર શોભારામની** ધર્મશાળા છે, જેમાં સંત સંન્યાસી સાધુઓ ઉતરે છે. તેની

મહાજન કરે છે પરંતુ કાંઇક મતભેદ પડવાથી ૨-૩ વરસથી ખટલો કોરટે ચડેલો છે.

**પારીખ મોતીચંદ મયાચંદની વાડી**—આ વાડી ઉપરની શ્રાવકની વાડીના પાછલા ભાગમાં જરા બાજુમાં (લાયબ્રેરીની પાછળ) આવેલી છે. મોટી હોવાથી સાર્વજનિક સભાઓ તથા જ્ઞાતિભોજનો પણ આમાં થાય છે. તેનો વહીવટ પારીખ મોતીચંદ મયાચંદના વારસો કરે છે. અનુકૂળતા હોવાથી ઘણા ઘણા સમારંભો પણ આમાં થાય છે. તેની સામે પાણીના નળની ટાંકી છે, પાસે તળાવ છે અને બાજુમાં તેમની માલકીના ડહેલાંમાં ઢોરોનું દવાખાનું છે. હાલમાં ઢોરોનું દવાખાનું હાઇસ્કૂલની પાસે નવીન બંધાઇ તૈયાર થયેલું છે. હજુ તેનો ઉપયોગ થયો નથી.

લાયબ્રેરીથી જરા પૂર્વ દિશામાં વડનગરી દરવાજાની તરફ જતાં **મોદીની વાડી**, તે પછી **દરજીની** ધર્મશાળા અને તેની જોડે ખુણા ઉપર **દસાનાગર** વાણીઆની વાડી, તળાવના હાથણીઆ આરે **સુળચંદ પુરૂષોત્તમની** વાડી આવેલી છે. હાલમાં તેમાં થીએટર બંધાય છે. આ વાડીનો સંબંધ પાસેની બીજી ૨-૩ વાડીઓ સાથે જોડાયેલો હોવાથી બ્રાહ્મણોની ચોરાશી જેવાં મોટાં જ્ઞાતિ ભોજન તેમાં થાય છે. પાસેજ તળાવ હોવાથી ન્હાવાની સારી અનુકૂળતા છે. વળી વાડીમાંજ કૂવો હોવાથી પાણીની સારી સવડ છે.

આ વાડીની જોડે **દસાનાગર** વાણીઆની બીજી વાડી છે તથા તેની સામે વિસનગરા નાગરોની **જમનાદાસ રાવલની** પથ્થરની વાડી આવેલી છે, તેમાં મહાદેવનું મંદિર છે, તેનો તથા વાડીનો વહીવટ સરકાર તરફથી નીમાયેલી કમીટી કરે છે. આ વાડીની જોડે જુના વખતનો સરકારી બાગ હતો તે ખંડેર બની જવાથી તેની જમીન સરકારે હરાજ કરી નાખેલી છે. તેની જોડે **શીતળગાંધી-ની** શ્રાવકોની ધર્મશાળા છે પણ તેનો ઉપયોગ અદ્યાપિ સુધી ધર્મશાળા તરીકે થયેલો જણાતો નથી. ઓરડીઓ ભાડે આપેલી છે.

ત્યાંથી આગળ વડનગરી દરવાજા અંદર **કંસારા** લોકોની મોટી પથ્થરબંધ વાડી છે, વિશાળ હોવાથી તેમાં નાટક અને સીનેમાવાળા થીએટર બાંધી નાટકો કરે છે. કંસારા લોકોનાં જ્ઞાતિ ભોજન તથા સાર્વજનિક મોટા સમારંભો થાય છે.

વડનગરી દરવાજા બહાર **સારૂ કંસારાની** તથા તેથી જરા આગળ જતાં તળાવના કિનારા ઉપર **લવાર** લોકોની વાડી છે. તેની આગળ તળાવમાં ન્હાયા બાદ સ્ત્રીઓને બેસવા માટે **ચંદન આશ્રમ** પારીખ વીઠલદાસ કુબેરદાસ તરફથી બાંધવામાં આવેલો છે. ત્યાંથી આગળ તળાવના સનાનીઆ આરે પારીખ મથુરદાસ મગનલાલે બંધાવેલો **મથુરાશ્રમ** છે. (તળાવ ઉપર બંધાવેલા ઘાટ સંબંધી હકીકત દેળીઆ તળાવના હેવાલમાં પૃષ્ટ ૩૩૧ ઉપર સવિસ્તર આપેલી છે તે વાંચવાથી સમજાશે) વડનગરી દરવાજા બહાર **ભાવસારની** વાડી છે અને દરવાજાની સામે **સલાટલોકોની** ધર્મશાળા છે.

આ પ્રમાણે લાલ દરવાજા બહારના ભાગમાં વાડીઓ અને ધર્મશાળાઓ છે. તે શિવાય દિપરામાં શેઠ **માણેકચંદ ખુશાલની** શ્રાવકની પથ્થરબંધી મોટી વાડી છે. પાસે તે નામનું જૈન મંદિર છે. અનુકૂળતાવાળી અને વિશાળ હોવાથી ઘણા સમારંભો અને જ્ઞાતિ ભોજનો થાય છે. સીનેમાવાળા પણ તેનો ઉપયોગ કરે છે. આ ધર્મશાળામાં રસોડા વીગેરેની જોઇએ તેવી સવડ નહોતી તે સ્વ૦ માણેકચંદના ટ્રસ્ટીઓએ ૧-૨ વરસ જમણ નહી જમતાં રસોડા વીગેરેનું બાંધકામ કરી સારો સુધારો કરેલો જણાય છે. મોડાશી ચોપટે કંસારા ગીરધરલાલ દામોદરદાસે બંધાવેલું **સત્સંગાશ્રમનું** ખાનગી મકાન છે, જેમાં વરસનો મોટો ભાગ સંત પુરૂષો પાસે કથા વંચાવાય છે. ઘણાં સ્ત્રી પુરૂષો શ્રવણ કરવા માટે ત્યાં જાય છે. વ્યવસ્થા પોતેજ રાખે છે.

સવાળા દરવાજા તરફ ગંજીની પાસે **શિવશંકર શોભારામની** ધર્મશાળા છે, જેમાં સંત સંન્યાસી સાધુઓ ઉતરે છે. તેની

સામે હરિહર આશ્રમ નામનું સ્વ૦ કંસારા મણિલાલ હરિરામે બંધાવેલું ખાનગી મકાન છે, જેમાં સંતપુરૂષોને ઉતરવા માટે વ્યવસ્થા રાખેલી છે. વ્યવસ્થા તેના વારસોજ કરે છે.

ત્યાંથી આગળ જતાં સવાળા દરવાજાની પાસે **રૂક્ષ્મણિબાઈ હિન્દુ આશ્રમનું** ધર્મશાળા જેવું મકાન આવેલું છે. તે હમણાં સન ૧૯૪૦ માં શા. મણીલાલ અંબાલાલની વિધવા બાઈ રૂક્ષ્મણિ તરફથી બાંધવામાં આવ્યું છે. તેમાં હિન્દુ વર્ગના સંત સાધુ પુરૂષોને ઉતરવાની વ્યવસ્થા રાખેલી છે. તેની વ્યવસ્થા બાઇ તરફથી કરવામાં આવે છે.

કડા દરવાજે જતાં શેઠ ચુનીલાલ છગનલાલની તથા શેઠ છોટાલાલ હીરાચંદની ધર્મશાળાઓ છે એમાં વિદ્યાર્થીઓ રહે છે અને જૈનોના ઉપયોગમાં આવે છે.

ઝાંપલી પોળની સામે **સુથાર લોકોની** તથા કડા દરવાજા બહાર વૈષ્ણવોની બેઠકની જોડે **અંબામોતીની** દીશાવાળ વાણીયાની વાડી છે. બઝારમાંથી કાજીવાડે જતાં શ્રી અનંતનાથના જૈન દેરાસરની પાસે **શ્રી ઉજમબાઇની ધર્મશાળા** એ નામની વીસા પોરવાડ શ્રાવકોની ધર્મશાળા છે. તેમાં હાલ જૈનો તરફથી વર્ધમાન આંબીલ તપખાતું રાખેલું હોવાથી હંમેશાં આંબીલ થાય છે. તેની વ્યવસ્થા જૈનોની કમીટી કરે છે. આ ઉપરાંત બીજી થોડીક નાની નાની ધર્મશાળાઓ અને કણબી લોકોના ચોરા છે.

ઉપર પ્રમાણે વાડીઓ અને ધર્મશાળાઓ છે જેનો વહીવટ તેના માલીકો કરે છે. ન્યાતની વાડીઓનો વહીવટ ન્યાતના આગેવાનો રાખે છે. જ્ઞાતિ ભોજન બનતા સુધી સૌ પોતપોતાની વાડીઓમાં કરે છે. ઘણી વાડીઓ તળાવ ઉપર આવેલી હોવાથી તથા કેટલીક વાડીઓમાં કુવા હોવાથી લોકોને ન્હાવા તથા પાણી પીવા વીગેરેની સારી સવડ હોય છે.

આ ઉપરથી જણાશે કે જો કે એકે જાહેર ધર્મશાળા નથી તો પણ ઉપરની ખાનગી વાડીઓ સાર્વજનિક કામના ઉપયોગમાં આવે

છે. આ શીવાય કેટલાંક દેવાલયો અને મંદિરો સાથે નાની મોટી ધર્મશાળાઓ બંધાયેલી છે. તેનો ઉપયોગ પણ ઘણા લોકો કરે છે. લગભગ આ બધી ધર્મશાળાઓ શહેરમાં આવેલી છે પરંતુ સ્ટેશન રોડ ઉપર એક પણ સાર્વજનિક ધર્મશાળા નહોતી તે ખામી નીચે જણાવેલી ધર્મશાળા બંધાયાથી દૂર થઇ છે.—

**મણીઆર લલ્લુભાઈ પાનાચંદ ધર્મશાળા**—સ્ટેશન રોડની દક્ષિણ બાજુએ સંવત ૧૯૮૭ માં મણીઆર મણિલાલ લલ્લુભાઇ તરફથી તેમના પિતાશ્રી મણીઆર લલ્લુભાઇ પાનાચંદના સ્મરણાર્થે આ ધર્મશાળા બાંધવામાં આવી છે. પૂરતી સગવડ અને હવા અજવાળાવાળી બાર ઓરડીઓ બાંધવામાં આવી છે, પાછલા ભાગમાં વચ્ચે મોટો ચોક રાખેલો છે. વાસણ ગોદડાંની પણ સવડ રાખેલી છે. રહેવા માટે કોઈપણ જાતની ફી રાખેલી નથી. ટુંક વખત માટે પરગામથી આવનાર ઘણા મુસાફરો આ ધર્મશાળાનો લાભ લે છે. કૉમ્પાઉન્ડના આગલા ભાગમાં છુટક ફરતા મુસાફરોને રહેવાનુ સ્થાન પણ બનાવેલું છે આગળ નાનો બાગ અને ફુંવારો છે. આ ધર્મશાળાની વ્યવસ્થા પોતાના માણસો મારફત ચાલે છે. આ ધર્મશાળાની ઉદ્‌ઘાટન ક્રિયા વકીલ ભગવાનદાસ કાશીદાસ બી. એ. એલ એલ બી.ના શુભ હસ્તે તા ૨-૨-૩૨ ના રોજ કરવામાં આવી હતી. આ ધર્મશાળાનું ઍસ્ટીમેટ તથા તેનો પ્લૅન અને બાંધકામ મારા હાથે થએલું છે. પાછલા ભાગમાં બીજી પાંચ ઓરડીઓ ઓસરી સાથે બાંધવાની હતી પરંતુ તે દેવગત થવાથી તે કામ બની શક્યું નથી.

**સેનીટેરીઅમ સંસ્થાઓ** Sanatorium—જેમ જેમ જમાનો આગળ વધતો જાય છે તેમ તેમ નાગરિકોનાં શારીરિક માનસિક આરોગ્ય અને તેમની તંદુરસ્તી સાચવવાનાં સાધનોમાં પણ સામાન્ય રીતે સુધારો થતો જાય એ સ્વાભાવિક છે. અત્રેના ઉદાર શ્રીમંત ગૃહસ્થોએ પોતાના દાનનો પ્રવાહ તે દિશામાં વહેવડાવી બે સુંદર સેનીટેરીઅમ સ્ટેશનરોડ ઉપર ખુલ્લી હવામાં સાર્વજનિક

બાગ અને દવાખાનાની પાસે બંધાવી પ્રજા ઉપર ઉપકાર કર્યો છે. તે બે સેનીટેરીઅમની હકીકત નીચે પ્રમાણે—

**શ્રી ચંચળબાઈ માણેકલાલ સેનીટેરીઅમ**—આ સેનીટેરીઅમ સ્ટેશન રોડ ઉપર સરકારી હોસ્પીટલની પાસે દોશી માણેકલાલ નાનચંદ તરફથી તેમની વિદ્યમાન ધર્મપત્ની સૌ. બાઈ ચંચળના માનાર્થે સંવત ૧૯૯૧ માં દરદીઓને આરોગ્ય મળે તેવા હેતુથી બાંધવામાં આવ્યું છે. સામસામા બે બ્લોક બનાવ્યા છે. એકેક બ્લોકમાં ચાર ચાર કુટુંબો રહી શકે તેવી સગવડ રાખેલી છે. રસોડું તેમજ દરદીને રહેવા પૂરતી બધી ગોઠવણ કરેલી છે. તેની ઉદ્‍ઘાટન ક્રિયા મેસાણા પ્રાંતના સુબા મે. રા. રા. ભદ્રસિંહરાવ ગાયકવાડ બી. એ. એલ એલ. બી.ના શુભ હસ્તે તા. ૫-૫-૩૫ સંવત ૧૯૯૧ ના વૈશાખ સુદ ૩ને રવિવારે જાહેર મેળાવડા સમક્ષ કરવામાં આવી હતી. આ સેનીટેરીઅમનો લોકો સારો લાભ લે છે, કારણકે સરકારી હોસ્પીટલ જોડેજ છે. વાસણ ગોદડાં વીગેરેની સગવડ માટે અમુક માસિક ફી રાખેલી છે. તેની વ્યવસ્થા તેમના માણસ તરફથી થાય છે.

**બાઈ સાંકુ સેનીટેરીઅમ**—આ સેનીટેરીઅમ સ્ટેશન રોડની ઉત્તર દિશાએ એટલે કે શ્રી ચંચળબાઈ માણેકલાલના સેનીટેરીઅમની સામે આવેલું છે. તે પારીખ નારાયણભાઈ મણીભાઈ તરફથી તેમની વિદ્યમાન ધર્મપત્ની બાઈ સાંકુના માનાર્થે બાંધવામાં આવ્યું છે. તેની ઉદ્‍ઘાટનક્રિયા નેક નામદાર દિવાન સર વી. ટી કૃષ્ણમાચારી બી. એ. એલ. એલ. બી. ના શુભ હસ્તે જાહેર મેળાવડા સમક્ષ તા. ૬-૧-૧૯૩૦ ના રોજ કરવામાં આવી હતી. એકંદર ચાર કુટુંબો સારી રીતે રહી શકે તે પ્રમાણે બાર ઓરડાવાળું સેનીટેરીઅમ છે. આગલા ભાગમાં દરદીઓને હરવા ફરવા તથા બેસવા માટે સારો બાગ છે. દવાખાનું પાસે હોવાથી ઘણા દરદીઓ આનો લાભ લે છે. વાસણ તથા ગોદડાંની સગવડ પણ રાખેલી છે તેના બદલામાં અમુક માસિક ફી રાખેલી છે. વ્યવસ્થા તેમના માણસો રાખે છે.

મકાન હોય તો સભા ભરવા માટે સારી સગવડ થાય. આ વિચાર ઉપરથી અને પચીસ વરસ ઉપર શાક મારકેટ મારા હસ્તક બંધાયેલી હોવાથી સુધરાઈના કાર્યવાહકો અને ખાનગી રીતે રૂબરૂમાં મળ્યા અને શાક મારકેટ ઉપર જ્યાં ઓફીસ બાંધવાની હતી તે સ્થળે ટાઉન હૉલ બાંધવા સંબંધી વાતચીત થઈ. તે ઉપરથી તે હકીકત તેમણે સુધરાઈમાં રજુ કરી બધાંની સંમતિ મેળવી ઠરાવ કરી મારી સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો. સુધરાઇએ તે કામ માટે નીમેલી સમિતિ મને મળી, કેટલીક બાબતોના ખુલાસા થયા બાદ અને તે મકાન **જાહેર પ્રજાના ઉપયોગ માટે** બંધાતું હોય તો મેં તેમને ચાર હજાર રૂપીઆ આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી. સુધરાઇએ તેનો સ્વીકાર કર્યો અને સુધરાઇએ એસ્ટીમેટ અને પ્લૅન તૈયાર કરી મકાન સન ૧૯૩૮ માં તૈયાર કર્યું અને તેનું નામ સુધરાઇએ "**રાજરત્ન મહાસુખભાઇ ટાઉન હૉલ**" આપ્યું, અને તે હૉલમાં મારૂ **તૈલચિત્ર** મુકવાનો ઠરાવ કર્યો. તે ઠરાવ અનુસાર ટાઉન હૉલની ઉદ્‌ઘાટન ક્રિયા અને મારા તૈલચિત્રની અનાવરણ વિધિ **રા. સા. ગીરધરલાલ દયારામ મ્હેતા** ( જામનગર દ્વારકા રેલ્વેના મેનેજર )ના શુભ હસ્તે જાહેર મેળાવડા સમક્ષ તા. ૨૪–૧૦–૩૯ના રોજ સુધરાઈ તરફથી કરવામાં આવી હતી. શ્રોતાજનોને બેસવા માટે ૪૦ બેન્ચીઝ મારા તરફથી મુકવામાં આવ્યાં છે. ટાઉન હૉલને યોગ્ય મોટું ઘડીઆળ પણ આપ્યું છે. આ ટાઉન હૉલ ભરબઝાર વચ્ચે હોવાથી ઘણી ઘણી સભાઓ તેમાં ભરાય છે અને લોકો સારો લાભ લે છે. સુધરાઇની સભાઓ પણ તેમાંજ મળે છે.

**શ્રી શાન્તાબાઇ મહાસુખભાઈ વિશ્રાંતિગૃહ**—સુવાવડ ખાનામાં સુવાવડ માટે આવનાર સ્ત્રીનાં, તથા ઇન્ડોર પેશંટનાં સગાં વહાલાંને રહેવા માટે **મારા તરફથી** દવાખાનાના કૅામ્પાઉન્ડમાં સન ૧૯૪૧ માં વિશ્રાંતિગૃહ બાંધવામાં આવ્યું છે જેની હકીકત સરકારી દવાખાનાનો હેવાલ પૃષ્ટ ૩૦૩ ઉપર વાંચવાથી સમજાશે.

**શેઠ ડોસાભાઈ મગનલાલ સાર્વજનિક બાગ**—વિસનગરની પ્રજાના આરોગ્યાર્થે હરીફરી હવા ખાવા માટે આ બાગ સ્વ૦ શેઠ ડોસાભાઈ મગનલાલનાં ધર્મપત્ની **ગં૦ સ્વ૦ જસુમતી બેનની** ઉદાર દેણગીથી વિસનગર સુધરાઈ તરફથી બનાવવામાં આવેલો છે તેથી તે બાગનું નામ શેઠ ડોસાભાઇના માનાર્થે સુધરાઇએ ઉપર પ્રમાણે રાખેલું છે.

બાગના આગલા ભાગમાં **શેઠ ડોસાભાઇ મગનલાલનું** આરસનું બાવલું મુકેલું છે જેની ઉદ્‌ઘાટન ક્રિયા જાહેર મેળવડા સમક્ષ નેક નામદાર દિવાન સર વી. ટી. કૃષ્ણમાચારીના શુભ હસ્તે તા. ૨૬-૩-૪૦ ના રોજ કરવામાં આવી હતી. આ પ્રસંગે શેઠ ડોસાભાઇના પુત્ર શ્રી મધુસુદને અંગ્રેજીમાં સત્કારનું ભાષણ આપ્યું હતું અને તેમના તરફથી ગારડન પાર્ટી આપવામાં આવી હતી.

બાગમાં છોકરાંઓને રમત માટે **પારીખ ગીરધરલાલ વીઠલદાસ** તરફથી રમત ગમતનાં સાધનો જેવાં કે હીંચકા, લપસણીઆં, ચકરડી, વીગેરે કસરતનાં સાધનો મુકવામાં આવ્યાં છે. છોકરાંઓ તેનો ઘણો સારો લાભ લે છે.

બાગમાં વચ્ચે **મારા તરફથી** ફરવા આવનારને આરામ લેવા માટે બૅન્ડ સ્ટૅન્ડના આકારનું આરામસ્થાન સન ૧૯૪૦ માં બાંધવામાં આવ્યું છે જેને સુધરાઇએ **રાજરત્ન મહાસુખભાઈ આરામ ભુવન** એ નામ આપેલું છે. તેમાં અને તેની આસપાસ બેસવા માટે મારા તરફથી ૧૨ બેન્ચીઝ પણ મુકેલાં છે.

**રામચોક**—સ્ટેશનરોડથી ગામમાં પ્રવેશ કરતાં આગલા ભાગના મોટા ચોગાનને સુધરાઇએ **રામચોક** નામ આપેલું છે. અને શ્રી સુરજબાઈ જે **રામજી મહારાજના** નામથી પ્રસિદ્ધ હતાં તે સંવત ૧૯૮૫ માં દેવગત થવાથી તેમના સ્મરણાર્થે તે સ્થળે સંવત ૧૯૯૨ માં સુંદર ફુવારો બનાવવામાં આવેલો છે અને તેની આજુબાજુ કઠેરો કરી બેન્ચીઝ ગોઠવવામાં આવેલાં છે. **શ્રી સુરજબાઇ** પોતાનો

આખો વખત રામની ભક્તિ-ધર્મ ધ્યાનમાં ગાળતાં હતાં. અને સવાળા દરવાજે પોતાના **આશ્રમમાં** રહેતાં હતાં. તે આશ્રમનું નામ રામદ્વારો છે. (તેની હકીકત રામદ્વારોનો હેવાલ પૃષ્ઠ ૩૯૨ વાંચવાથી સમજાશે) તેમાં તેઓ ધર્મચર્ચા કરી નીતિનો ઉપદેશ આપતાં હતાં, ઘણી સ્ત્રીઓ અને પુરૂષો તે સાંભળવા માટે જતાં હતાં આશરે ૧૦૧ વર્ષની વયે દેવગત થતાં તેમના ભકતો તરફથી ઉપર પ્રમાણે **કુંવારો** બનાવી તથા તેથી થોડે દૂર ઢોરોને પાણી પીવાનો **હવાડો** બનાવેલો છે. આ કુંવારો ખુલ્લો મુકવાની ક્રિયા રા. રા. **દામાજીરાવ ગાયકવાડના** શુભ હસ્તે તા. ૧-૧-૧૯૩૬ ના રોજ કરાવવામાં આવી હતી. ત્યારબાદ બે વરસ પછી સન ૧૯૩૮ માં તે ફુંવારાની જોડે **વિસનગરની પ્રજાને** નળ વાટે પાણી પૂરૂં પાડનાર દાતાર પંચાલ હરિચંદ મંચ્છારામના સ્મારક તરીકે તેમનું **આરસનું બાવલું** સુધરાઇ તરફથી મુકવામાં આવેલું છે, અને તેની અનાવરણ વિધિ (ખુલ્લું મુકવાની ક્રિયા) પણ રા. રા. દામાજીરાવ ગાયકવાડના શુભ હસ્તે તા. ૩૧-૩-૧૯૪૦ ના રોજ જાહેર મેળાવડા સમક્ષ કરવામાં આવી હતી.

આ રામચોકથી શહેરમાં પ્રવેશ કરવાના સ્થળે સુધરાઈએ બે મકાનો લઈ તે પાડી નાખી રસ્તો પહોળો બનાવેલો છે અને તે સ્થળે ત્રણ દરવાજા મુકી તેના ઉપર ટાવર બનાવવાનું બાંધકામ સુધરાઇ મારફત પંચાલ હરિચંદ મંચ્છારામ તરફથી ચાલે છે. જાણવા પ્રમાણે દરવાજાનું નામ **હરિચંદ** ગેટ અને ટાવરનું નામ **મોતીબાઈ ટાવર** એ નામ આપવાના છે. કામ પૂરૂં થયેથી આ રસ્તાની શોભામાં વૃદ્ધિ થશે.

**સયાજી સરકલ**—સ્ટેશનથી ઉતરતાં જ આ સયાજી સરકલ આવે છે. ગોળાકાર (સરકલ)માં સુંદર બાગ જેવી રચના કરી આસપાસ ગોળ કઠેડો બનાવી વચ્ચે કૈ. શ્રીમંત **મહારાજા સયાજીરાવ** ગાયકવાડનું સુંદર બાવલું (બસ્ટ) સુધરાઇએ મુકેલું છે. આ

સીધા સ્ટેશન રોડની સ્ટેશન બાજુએ આ **સયાજી સરકલ** અને શહેરની બાજુ રાજમહેલ એમ બંને છેડે રચના થયેલી હોવાથી રસ્તાની શોભામાં વૃદ્ધિ થયેલી દષ્ટિગોચર થાય છે. આ બાવલું પ્રથમ બાજુમાં મુકેલું હતું પરંતુ તેનું બાંધકામ અને સ્થળ બરાબર નહીં હોવાથી ફરી ઉપર પ્રમાણે મુકવામાં આવ્યું છે.

# પ્રકરણ ૧૮ મું

## બીજી જાહેર સંસ્થાઓ.

### વ્યાયામ મંદિર, વિધવાશ્રમ, કલબ, બેંક, રેલ્વે સ્ટેશન, પોસ્ટ ઓફીસ, મંડળો અને મહાજન.

**રાજરત્ન મહાસુખભાઈ વ્યાયામ મંદિર અને સુવર્ણ જ્યુબીલી** કસરતશાળા—કૈ૦ શ્રીમંત મહારાજા સયાજીરાવની સુવર્ણ જ્યુબીલીના સ્મારક તરીકે અત્રે **સુવર્ણ જ્યુબીલી કસરતશાળા** એ નામ આપી કસરતશાળા સ્થાપવાનો કેટલાક નાગરિકોને વિચાર થયો. અને તે સંબંધી તેની પ્રથમ સભા તા. ૧૩-૧-૧૯૨૬ ના રોજ કંસારા મણીલાલ હરીલાલની ધર્મશાળામાં મળી. અને કામની શરૂઆત કરતાં શેઠ મથુરદાસ મગનલાલે રૂ. ૧૦૦) ની આર્થિક મદદ આપવા જાહેર કરતાં બીજા ગૃહસ્થો જીંદગી પર્યંતના સભાસદો નોંધાયા. શેઠ મથુરભાઈને સંસ્થાના પેટ્રન તરીકે નીમવામાં આવ્યા. કસરત કરવા માટે એક જગો ભાડે રાખવામાં આવી. ત્યાર બાદ પ્રાંતપંચાયત, વિસનગર સુધરાઈ તથા આપણા રાજ્યના કેળવણી ખાતા તરફથી આર્થિક મદદ મળવાથી સંસ્થાના કાર્યમાં પ્રગતિ થવા લાગી.

તે પછી સરકાર તરફથી મળતી મદદ બંધ થવાથી તેમાં પાછો નિરૂત્સાહ છવાઈ ગયો. એટલે કાર્યવાહકોની ચુંટણીમાં ફેરફાર કરી નવું તંત્ર રચવામાં આવ્યું, અને મંદ પડેલો ઉત્સાહ પાછો જાગૃતિમાં આવ્યો. આ પ્રમાણે ઉત્સાહભેર કામ કરતી સંસ્થાને મકાનની અહુજ અગવડ પડવા માંડી. વળી હિંદુસ્તાન અને આપણા રાજ્યમાં વ્યાયામની પ્રગતિમાં નવું ચેતન આવવાથી આવી સંસ્થાને ઉત્તેજન આપી સારી સ્થિતિમાં લાવવાની આવશ્યકતા જણાઈ આવી. આથી કસરતશાળા માટે વ્યાયામ મંદિર બાંધવા આર્થિક મદદ આપવા માટે સંસ્થાના કાર્યવાહકો તરફથી મને માગણી કરવામાં આવી.

ઉત્સાહી કાર્યકરોએ સિદ્ધનાથ મહાદેવની પોળથી ગંજીમાં જતાં સરીયામ રસ્તા ઉપર જગ્યા સંપાદન કરી. તેનુ પાછલું દ્વાર ભેંસિયા પોળમાં પડે છે. આવી અનુકૂળ પડતી વિશાળ જગ્યા મળી આવવાથી મેં મકાન માટે રૂ. ૨૪૦૦) આપવાની ઇચ્છા પ્રદર્શિત કરી. તે ઉપરથી સંસ્થાની તા. ૧૦–૭–૪૦ ના રોજ મળેલી સમગ્ર સભાએ આ રકમ સ્વીકારવાનો અને મકાનને **રાજરત્ન મહાસુખભાઇ વ્યાયામ મંદિર** એવું નામ આપવાનો ઠરાવ કરવામાં આવ્યો. તે ઠરાવ અનુસાર સંસ્થાના ઉત્સાહી કાર્યકરોએ મકાન બાંધ્યું. તેમાં કસરત કરવા માટે રીતસરનો અખાડો બનાવ્યો. તેના માટે ખાસ ઓરડો બનાવવામાં આવ્યો છે, જેથી ચોમાસામાં પણ અડચણ પડે નહીં. આગળના ભાગમાં મેડો બાંધવામાં આવ્યો છે. નીચે કસરતશાળાનો સામાન મુકવા માટે તથા ન્હાવા વીગેરે માટે બે ઓરડીઓ બનાવી છે. વચ્ચે વિશાળ ખુલ્લી જગ્યા રાખેલી છે, જેમાં લાઠી મલખમ, પટા વીગેરે કસરતના દાવો કરવામાં આવે છે.

આવી રીતે બંધાવેલા મકાનની ઉદ્‌ઘાટન ક્રિયા અત્રેના લોકપ્રિય સ્વામી મહારાજશ્રી **શિવાનંદ સરસ્વતી** કે જે આવા કાર્યમાં રસ લે છે, અને જે આયુર્વેદિક દવામાં નિષ્ણાત ગણાય છે અને જેમણે અમૃતાલય દવાખાનું મફત દવા આપવા માટે રાખેલું છે,

એવા પરોપકારી મહાપુરૂષના હાથે તા. ૧૩–૧૦–૪૦ ના દિવસે સ્ત્રી પુરૂષોના જાહેર મેળાવડા સમક્ષ શેઠ કસ્સનલાલ માણેકલાલના પ્રમુખપણા નીચે કરવામાં આવી હતી. તે પ્રસંગે અંગ કસરતના તેમજ તેના અંગે જુદા જુદા પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા. આ સંસ્થામાં એક શિક્ષક રાખેલો છે. જે કસરતના અખાડાનું કામ કરે છે. તેમજ બીજા પ્રયોગો પણ શીખવે છે. સવારે વ્હેલા ૪૦ થી ૫૦ છોકરાઓ તથા મોટી ઉમ્મરના માણસો આવે છે. સભાસદોના લવાજમ અને ઉદાર ગૃહસ્થોની મદદથી આ સંસ્થાનો નિભાવ ચાલે છે. કસરત કરવા જનાર પાસેથી કોઈપણ પ્રકારની ફી લેવામાં આવતી નથી. કસરત કરવાનો વખત સવારે ૬ થી ૮ અને સાંજે ૪ા થી ૬ સુધી રાખેલો છે. આ સંસ્થાની વ્યવસ્થા રાખવા માટે રીતસરનું વ્યવસ્થાપક મંડળ રાખેલું છે. કાર્યકરો ઉત્સાહી હોવાથી સંસ્થાનું કામ સારી રીતે ચાલે છે.

**શ્રી વસુમતી વિસનગરા નાગર વિધવાશ્રમ**—આ વિધવાશ્રમ શ્રી નીલકંઠ મહાદેવવાળા લત્તામાં શ્રી રામજી મંદિરની જોડે અને સરકારી કન્યાશાળાની સામે રાજમાર્ગ ઉપર આવેલું છે. જેની હકીકત નીચે પ્રમાણે છે—

સન ૧૯૧૬ ના ઑક્ટોબર માસની તા. ૫–૬ તથા ૭ ના દિવસોમાં વિસનગરમાં અલ્હાબાદવાળા **સર સુંદરલાલજી** દવેના પ્રમુખપણા નીચે પાંચમી વિસલનગરા નાગર પરિષદ મળેલી તે વખતે સામાજીક બીજા સુધારાના ઠરાવોની સાથે વિધવાઓના ઉદ્ધાર માટે નીચે પ્રમાણે ૧૩ મો ઠરાવ કરવામાં આવ્યો હતો–" આપણી જ્ઞાતિમાં વિધવાઓની સ્થિતિ સારી ન હોવાથી તેમને અનેક હાડમારીઓ ભોગવવી પડે છે. માટે તેમને સહાય કરવા એક કાયમનું અને સંગીન પ્રાંતિક ફંડ ઉભું કરવું અને અજમાયશ દાખલ એક વર્ષ માટે તે ફંડની વ્યવસ્થા વિસનગર–આપણી માતૃભૂમિમાં રાખવી.

આ ફંડ એકઠું કરવા માટે રા. રા. મણીલાલ દયારામ મ્હેતા (અજમેર) ને મંત્રી નીમવામાં આવે છે. અને ટ્રસ્ટનું બંધારણ વીગેરે નક્કી કરવા માટે માનનીય પ્રમુખ ઑ. ડૉ. સુંદરલાલજીને વિનંતી કરવામાં આવે છે."

એ પ્રમાણે ઠરાવ કરી ફંડની શરૂઆત કરી. એ ઠરાવ અન્વયે ત્રણ વરસ પછી તેના વ્યવસ્થાપક રા. સા. ગીરધરલાલ દયારામ મ્હેતાએ વિસનગરમાં આશ્રમ સ્થાપવાની હીલચાલ કરી અને સંવત ૧૯૭૫ ના જેઠ સુદ ૭ તા. ૫–૬–૧૯૧૯ ના દિવસે **રા. સા. નાનાલાલ હિંમતલાલ દવેના** હાથે જાહેર મેળાવડા સમક્ષ શ્રી. નીલકંઠ મહાદેવની ધર્મશાળામાં વિસનગરા નાગર વિધવાશ્રમ ઉઘાડવામાં આવ્યું. શીવણ, ભરત વીગેરેના કામથી શરૂઆત કરી. તે પછી સુરતનિવાસી સદ્‌ગત ધીમંતરામ નવલરામ પંડિતનાં ધર્મપત્ની ગં. સ્વ. **વસુમતીબેન** તરફથી મકાન બાંધવાની શરતે રૂ ૨૦૦૦) ની રકમ મળવાથી મકાન બાંધવામાં આવ્યું અને તે મુંબઇ નિવાસી **સર મનમોહનદાસ રામજીના** હસ્તે તા. ૧–૨–૨૯ ના રોજ ખુલ્લું મુકાવી તેનું નામ **શ્રી વસુમતી વિસનગરા નાગર વિધવાશ્રમ** રાખવામાં આવ્યું, અને તેમાં આશ્રમની સ્ત્રીઓ કામ કરવા લાગી. ત્યારબાદ રા. સા. ગીરધરલાલે માજી દિવાન સર મનુભાઈ સાથે પત્ર વ્યવહાર કરી પાર્વતીબાઇના ટ્રસ્ટમાંથી વાર્ષિક રૂ. ૮૪૦ ની મદદ મળે તેવો પ્રબંધ કર્યો. વળી સર સુંદરલાલજીના ટ્રસ્ટ ફંડમાંથી માસિક રૂ. ૧૦ થી રૂ. ૧૫ મળે એવી ગોઠવણ કરી. હમણાં રા. સા. ગીરધરલાલે પ્રસિદ્ધ કરેલા વિધવાશ્રમના રિપોર્ટ ઉપરથી જણાય છે કે સ્થાવર મીલ્કત આશરે રૂ. ૩૫૦૦ ની છે. તથા ભંડોળ આશરે રૂ. ૨૬૦૦ નું બેંકોમાં પડેલું છે. વાર્ષિક આવક રૂ. ૮૪૦ ની પાર્વતીબાઇના ટ્રસ્ટમાંથી તથા રૂ. ૧૮૦ સર સુંદરલાલજીના ટ્રસ્ટમાંથી મળી કુલ રૂ. ૧૦૨૦ આ આશ્રમને મળે છે. તેમાંથી ૨૦ થી ૨૫ બાઇઓનો નિભાવ

થાય છે. તે બાઇઓ પાટી વણવાનું કામ, રેંટીયાનું, ભરત શીવણનું તેમજ પાપડ, સેવો, ચેવડો વીગેરે બનાવવાનું કામ કરે છે. દરેક બાઇને માસિક રૂ. ૪ મળી શકે એવી વ્યવસ્થા કરવામાં આવી છે. આ બધી કામની વ્યવસ્થા બાઇઓજ રાખે છે.

સંવત ૧૯૯૪ ની સાલથી આ આશ્રમના મકાન ઉપર સાર્વજનિક મહિલાપુસ્તકાલય માટે મેડો બાંધવામાં આવ્યો છે, જેનો હેવાલ પુસ્તકાલયના પ્રકરણમાં શ્રી શાન્તાબાઇ મહાસુખભાઇ સાર્વજનિક મહિલાપુસ્તકાલયની હકીકત પૃષ્ઠ ૨૮૭ ઉપર વાંચવાથી સમજાશે.

**મથુરાદાસ કલબ**—વિસનગરમાં "કલબ" એવી સંસ્થા જુના વખતથી ચાલતી આવેલી છે. જ્યારે અહીંઆં પ્રાંત ન્યાયાધીશીની કચેરીઓ હતી ત્યારે રમતગમત માટે તે વખતના ન્યાયાધીશો, વકીલો વીગેરે મળી કલબ ઉઘાડી એકઠા મળી રમત ગમત કરતા હતા. ઘણા વખત સુધી હાલ જ્યાં તળાવ ઉપર મોતીચંદ મયાચંદની વાડી છે ત્યાં વાડી બંધાયા પહેલાં ખાલી પડેલી જગામાં સંવત ૧૯૪૮ ના અરસામાં કલબ બેસતી હતી. પછી કેટલોક વખત તળાવ ઉપર સરકારી બંગલાવાળા બાગમાં (હાલ ત્યાં બંગલો કે બાગનું નામ નીશાન નથી.) તથા કડા દરવાજે દવાખાના (હાલમાં દવાખાનાને બદલે નાયબસુબા કચેરી છે) ના કમ્પાઉન્ડમાં એમ અનુકૂળ પડતા સ્થળે એ કલબ મળતી હતી. અત્રેની પ્રાંત ન્યાયાધીશી સંવત ૧૯૫૯ માં મેસાણે ગઈ તે પછી અત્રેની મહાલ ન્યાયાધીશીના, વકીલો, અમલદારો, અને કેટલાક ગૃહસ્થોએ મળી કલબ ઉઘાડી હતી. તે ઘણો વખત સ્ટેશનરોડની સડક ઉપર ભાડાના મકાનમાં મળતી હતી. તે પછી સંવત ૧૯૭૨ માં તે કલબનું નવેસર બંધારણ રચવામાં આવ્યું અને તે કડા દરવાજે સરકારી દવાખાનાના કમ્પાઉન્ડમાં મળવા લાગી. પછી ત્યાંથી સ્ટેશનરોડ ઉપર ભાડાના મકાનમાં આવી અને તેમાં સભાસદોની વૃદ્ધિ થવા લાગી.

તેવામાં **પારીખ મથુરાદાસ મગનલાલની** આ કલબ ઉપર કૃપાદૃષ્ટિ થઇ અને કલબનો ઉદય થવા માંડયો. તેમણે બક્ષીસ તરીકે કલબનું મકાન બાંધી આપવા ઇચ્છા બતાવી. કલબના તાબામાં એક ઇંટવાડાવાળી જગો મળી આવી. તે થોડી પૂરાવી ઠીક કરી તેમાં સંવત ૧૯૭૪ના આસો વદ ૨ (તા. ૨૧-૧૦-૧૮) ના રોજ મકાનનું ખાત્ મુહુર્ત જાહેર મેળાવડો ભરી **પારીખ ડોસાભાઈ મગનલાલના** હાથે કરાવવામાં આવ્યું. બીજા વર્ષે મકાન પૂરૂં થયું અને કલબ ત્યાં બેસવા લાગી. આ મકાન ખુલ્લું મુકવાની ક્રિયા તા. ૧-૮-૧૯૧૯ ના રોજ નામદાર દિવાન **સર મનુભાઇ નંદશંકર મહેતાના** શુભ હસ્તે કરવામાં આવી અને તેનું નામ પારીખ મથુરાદાસના માનાર્થે **"મથુરાદાસ કલબ"** રાખવામાં આવ્યું. ત્યારથી એ કલબ એ નામથી ઓળખાય છે, અને પારીખ મથુરાદાસનું નામ કલબના પેટ્રન તરીકે દાખલ કરવામાં આવ્યું છે.

તે પછી તેમના ચી૦ પુત્ર શાંતિલાલ તરફથી કમ્પાઉન્ડ વીગેરે કરાવી સુધારો કરાવ્યો. તેમનું નામ લાઇફ મેમ્બર તરીકે દાખલ કરેલું છે. આ ખેતરના ખુણામાં ખાડાવાળી જગોમાં પારીખ મથુરાદાસે કુવો બનાવેલો છે, તેનો ઉપયોગ લોકો પ્રથમ કરતા હતા પણ નળ થયા પછી કોઈ કરતું નથી. તે કુવાવાળો ત્રિકોણ આકારનો ભાગ પારીખ મથુરાદાસને બક્ષીસ તરીકે આપી રજીસ્ટર્ડ દસ્તાવેજ સેક્રેટરીના નામથી કરી આપેલો છે. કુવાનું પાણી લેવા સિવાય બીજો કાંઇ હક કલબે રાખેલો નથી.

બેસવા માટે પારેખ મથુરભાઈ તરફથી બેન્ચીઝ તથા અન્ય ગૃહસ્થો તરફથી ટેબલ વીગેરે જરૂરની ચીજો બક્ષીસ તરીકે મળેલી છે. રમત માટે પ્રથમ બે **બેડમીન્ટન** કોર્ટ બનાવેલા હતા પરંતુ સન ૧૯૨૪ ના અરસામાં કલબના પાછલા ભાગની જમીન પૂરીને ત્યાં **ટેનીસકોર્ટ પારીખ ડોસાભાઇની** આર્થિક મદદથી બનાવવામાં આવ્યો ત્યારે એક બેડમીન્ટનકોર્ટ સ્થળ સંકોચના કારણે કમી

કરવામાં આવ્યો. થોડાંક વર્ષો વીત્યા બાદ મારા તરફથી આર્થિક મદદ મળવાથી ટેનીસકોર્ટની આસપાસ લોખંડની જાળી કરવામાં આવી. એ રીતે બે ગૃહસ્થોની આર્થિક મદદ મળવાથી એ ટેનીસકોર્ટનું નામ **શેઠ ડોસાભાઇ અને રાજરત્ન મહાસુખભાઇ ટેનીસકોર્ટ** રાખવામા આવ્યું છે. વળી બેસવા માટે ચોમાસામાં હરકત પડતી હોવાથી **પારીખ કરસનલાલ માણેકલાલ** તરફથી શેડ (Shed) બનાવવામાં આવ્યો છે. તેમજ પાણીના નળની પણ તજવીજ કરી આપી છે. કુલ આશરે ૬૦ સભાસદો છે. સાંજે સભાસદો એકઠા મળી, બાજી, શત્રંજ, ટેનીસ, બેડમીન્ટન વીગેરે રમતો રમે છે. ટેનીસની રમત ખરચાળ હોવાથી રમનાર ગૃહસ્થો સબ કલબ જેવી રચના કરી ખાનગી રીતે ગોઠવણ કરી લે છે. દર રવિવારે આ થાય છે.

આ કલબનો ઉદ્દેશ "પરસ્પર ભ્રાતૃભાવ વધે, એક બીજા પર સમદષ્ટિની લાગણી રહે અને નિર્દોષ રમતગમત સાથે આનંદ મળે" એ રાખેલો છે, એ પ્રમાણે કલબમાં વર્તન થતું જણાય છે. કલબનો વહીવટ બરાબર ચાલે તે માટે તેના નિયમો ઘડી છપાવી બહાર પાડેલા છે. રીતસર કારોબારી મંડળ નીમી વ્યવસ્થા રાખવામાં આવે છે. સ્થાનિક સભાસદોની માસીક ફી રૂ. ૧ અને પરગામ રહેનારની રૂ. ૦॥ રાખેલી છે. પાનાં, શત્રંજ, બેડમીન્ટન ટેનીસ વીગેરે રમવાની સારી સવડ છે. આ કલબનુ મકાન સ્ટેશન રોડ ઉપર આવેલું હોવાથી ઘણી વખત ફરવા આવનાર ગામના અને પરગામના ગૃહસ્થો તેની મુલાકાત લે છે. ખાસ કલબના હીતના કામ શીવાય કલબના ખરચે મીજબાનીઓ અને પાનસોપારીઓનો રીવાજ કે નિયમ રાખેલો નથી. વળી એવો નિયમ રાખેલો છે કે જે સભાસદ લાગલાગટ ત્રણ વરસ સુધી પ્રમુખ કે સેક્રેટરી તરીકેનો હોદ્દો ભોગવેલો હોય તે ચોથા વર્ષ માટે તે હોદ્દા ઉપર નીમી શકાય નહી. આ રીવાજ વખાણવા લાયક છે. કલબમાં સભાસદ થનારને પોણા ભાગના સભાસદોના મત મળેથી તે સભાસદ થઈ શકે છે. સભાસદ થનારને રીતસર

છાપેલા ફૉર્મ ઉપર સહી આપવી પડે છે. લગભગ આવક તેટલું ખરચ રાખેલું છે.

**બૅંક ઑફ બરોડા લીમીટેડની શાખા**—સન ૧૯૩૮ ના ડીસેમ્બરમાં વિસનગરમાં વડોદરા બૅંકની શાખા ઉઘાડવામાં આવી છે. તેની ઉદ્દ્ઘાટનક્રિયા પ્રાન્તના સુબા મે. **રા. રા. કશાલકર** સાહેબના હસ્તે તા. ૨૩–૧૨–૩૮ ના રોજ દિપરાના દરવાજે રાજરત્ન પટેલ પ્રભુદાસ ભાવસંગના મકાનમાં જાહેર મેળાવડા સમક્ષ કરવામાં આવી હતી. પ્રાસંગિક વિવેચન કરતાં મેં જણાવ્યું હતું કે શહેરના છેવટના ભાગમાં બૅંકે મકાન પસંદ કર્યું છે તે બરાબર નથી. બૅંકે તો બનતા સુધી ગામના મધ્ય ભાગમાં અને સુરક્ષિત સ્થળમાં પસંદ કરવું જોઈએ અને તેમ કરવામાંજ બૅંકનું હિત રહેલું છે. જેટલી સરળતા તેટલોજ લાભ થાય છે. મે. રા. સુબા સાહેબે પણ તેજ મતલબના ઉદ્ગાર કાઢયા હતા આ વખતે બૅંકના એજન્ટ તરીકે દેસાઈ ચુનીભાઈ ઈશ્વરભાઈ હતા. બે વર્ષ પછી સદર એજન્ટે બૅંકની સીલકમાં મોટો ગોટાળો કરી રૂ ૪૦૪૦૦) ઉચાપત કર્યા. એ ગોટાળો પકડાયાથી તેમને નોકરીમાંથી તા. ૧૯–૧૧–૪૦ ના રોજ દૂર કરી બીજા એજન્ટની નિમણુંક કરી. તેનો રીતસર કોર્ટમાં કેસ ચાલ્યો અને તેમાં મી. ચુનીભાઈને બે વરસની શિક્ષા થઈ અને એક હજાર રૂપીઆ દંડ થયો.

તે પછી બીજા વર્ષે તા ૧૪–૭–૧૯૪૧ ના દિવસે અત્રેથી રૂ ૪૫૦૦૦) મેસાણે બૅંકની શાખામાં અત્રેના માણસો સાથે મોકલવામાં આવ્યા. ત્યાં પેટી ઉઘાડતાં તેમાથી રૂ ૧૫૦૦૦) નીકળ્યા અને બાકીના રૂ ૩૦૦૦૦) ગુમ થયેલા જણાયા. તે ઉપરથી પોલીસે ખુબ તપાસ કર્યો અને તે કામ છૂપી પોલીસને સોંપતાં ચોરી કરનારા પકડાયા. તેમાં પોલીસના સિપાઈઓ તથા બીજા માણસોએ મળીને રૂ ૩૦૦૦૦) ની નોટો ઉપાડયાનું કાવત્રુ પકડાયું અને તેમની પાસેથી રૂ ૧૫૦૦૦) ની નોટોનો મુદ્દામાલ મળી આવ્યો. પોલીસના સિપા-

ઈઓ પંજાબના રહીશ હોવાથી ત્યાંથી પકડી મંગાવ્યા છે અને તે તથા અત્રેના બીજા આરોપીઓ ઉપર કેસ હાલમાં અત્રેની મહાલ ન્યાયાધીશીમાં ચાલી રહ્યો છે.

આ પ્રમાણે બે માઠા બનાવો બનેલા હોવાથી બેંકે તે દ્વિપરા દરવાજાવાળું મકાન બદલ્યું અને તા. ૧૧-૧-૪૨ થી ગુંદીખાડે શ્રી હરિચંદ મંછારામના મકાનમાં વડોદરા બેંક આવેલી છે. આ મકાન બેંકને તેમજ લોકોને અનુકૂળતા ભરેલું અને સુરક્ષિત જણાય છે.

બેંકમાં ચાલુ ખાતાં (કરન્ટ એકાઉન્ટ) આશરે ૭૦ થી ૮૦ ની આસપાસ હાલ છે. આમ ઓછાં ખાતાં રહેવાનું કારણ મુખ્ય એ છે કે ૬ માસનું વ્યાજ રૂ ૫) થી ઓછું થતું હોય તેને તે વ્યાજ મળતું નથી અને તે ઉપરાંત તેવા ખાતાવાળા પાસેથી રૂ ૨) છ માસના લેવાનું ઠરાવેલું હોવાથી ઘણાં ખાતાં કમી થયેલાં જણાય છે. વળી તા. ૧-૮-૧૯૪૨ થી તો માત્ર ૦ા ટકોજ વ્યાજ રાખેલું છે. એટલે રૂ ૪૦૦૦) બેંકમાં પડી રહેતોજ ૬ માસના વ્યાજના રૂ ૫) થાય. વેપારીને આ શી રીતે પાલવે?

સેવીંગઝ બેંક ખાતાં આશરે ૭૦૦-૮૦૦ છે. પોસ્ટમાંથી ઉપાડી લોકો તેમાં રાખતા હોય એમ જણાય છે. આ ખાતાનું વ્યાજ પણ ઘટાડી માત્ર ૧ ટકોજ કરેલું છે

બેંકના સ્ટાફમાં ૧ એજન્ટ, ૧ એકાઉન્ટન્ટ, ૧ કેશીયર, ૧ કલાર્ક અને ૩ પટાવાળા છે. મકાનના ભાડાના માસિક રૂ ૩૫) આશરે આપવા પડે છે. બેંકનું કુલ વાર્ષિક ખરચ આશરે રૂ ૭-૮ હજાર થાય છે. તિજોરીના બંદોબસ્ત માટે પોલીસખાતા તરફથી પોલીસનો વારાફરતી પેરો રહે છે.

**વિસનગર રેલ્વે સ્ટેશન**—સંવત ૧૯૪૩ (તા ૨૧-૩-૧૮૮૭) માં પહેલ વહેલી રેલ્વે મેસાણાથી રંડાલા, વિસનગર, અને વડનગર સુધી થઇ, પછી સંવત ૧૯૪૫ (તા. ૧૨-૧૨-૧૮૮૮) માં ખેરાળુ સુધી તે લાઇન વધારવામાં આવી અને સંવત ૧૯૬૫ (તા. ૨૦-૮-

૧૯૦૯) માં તે લાઈન આગળ ઈશાનમાં લંબાવી ડભોડા અને તારં-ગાજીના ડુંગરની નજીકમાં વડોદરાની હદ સુધી લઈ જઈ છેવટનું તારંગાહીલ સ્ટેશન બાંધવામાં આવ્યું. આ લાઇન વડોદરા રાજ્ય તરફથી થએલી છે અને તેનો વહીવટ બી. બી. એન્ડ સી. આઇ. રેલવે કંપની શરૂઆતથી તા. ૧-૪-૧૯૩૩ સુધી કરતી હતી. ત્યાર પછી વડોદરા રાજ્યની જી. બી. એસ. રેલ્વે કરે છે. તેના ઉપર જ્યુરી-સ્ડીક્શન ( jurisdiction–દિવાની અને ફોજદારી હકુમત) વડોદરા રાજ્યનું છે એટલે રેલ્વેની હદમાં કોઈ પણ થએલા ગુન્હાનું કામ, પછી તે દિવાની હોય કે ફોજદારી હોય તે તમામ વડોદરા રાજ્યની મહાલ ન્યાયાધીશીમાં ચાલે છે. અત્રેના સ્ટેશન ઉપર કોઈ પણ માલ પરદેશથી આવતાં ઓછો થયો હોય અગર ગુમ થયો હોય, અગર નુકસાન થયું હોય, અગર અત્રેથી રવાના થતો માલ અત્રે ગુમ થયો હોય અગર નુકસાન થયું હોય તો તેનો દાવો અત્રેની મહાલ ન્યાયાધીશીમાં ચાલી શકે છે. તેજ પ્રમાણે મારામારી, ચોરી વીગેરે એવાં ફોજદારી કામ પણ અત્રેની મહાલ ન્યાયાધીશીમાં ચાલી શકે છે.

વિસનગર સ્ટેશન મેસાણાથી વિસનગર આવતાં જમણા હાથે વિસનગરની પશ્ચિમ દિશાએ આવેલું છે. સ્ટેશન ઉપર સ્ટેશન માસ્તર-રની ઓફીસ, વેઈટીંગ રૂમ, પારસલ રૂમ, મુસાફરો માટે છાપરૂં અને તેથી જરા દુર ગોડાઉન વીગેરે છે. સ્ટેશન ઉઘાડયું તે વખતે વેઈટીંગ રૂમ રાખેલો નહોતો. પરંતુ પાછળથી જરૂર જણાયાથી વધા-રવામાં આવ્યો. પ્રથમ સ્ટેશન ઉપર રેલ્વેના કુવાનું પાણી ઘણુંજ સારૂં હતું અને પૂરતા જથામાં રહેતું હતું, તેથી એન્જીનને પાણી લેવાની ગોઠવણ અત્રે રાખેલી હતી; પરંતુ સંવત ૧૯૫૬ના દુષ્કા-ળમાં તે કુવાનું પાણી ઉંડું ઉતરી ગયું તેથી રેલ્વેસત્તાવાળાઓએ શાયડો મુકી–બોરીંગ કરી–ઘણા પ્રયત્નો કર્યા પણ નિષ્ફળ ગયા. એ પ્રમાણે કુવામાં પાણી જતું રહેવાથી રેલ્વેસત્તાવાળાઓએ ખેરાલુ સ્ટેશને પાણી લેવાની ગોઠવણ કરી. સ્ટેશનની બાજુએ પ્રથમ એક

સારો મુસાફર બંગલો હતો પણ પાછળથી કાંઈ પણ કારણ વગર પાડી નાખવામાં આવ્યો છે. પ્રથમ રેલ્વે ખાતાના તથા બીજા એવા ઓફીસરો તેનો સારો ઉપયોગ કરતા હતા.

રેલ્વે એન્જીનીયરો સ્ટેશનો બાંધવાના નકશાઓ, ( plans ) એવા બનાવે છે કે તેમાં ત્રીજા વર્ગના મુસાફરોની સગવડ માટે ઘણીજ ઓછી કાળજી રાખવામાં આવે છે. જાણે કે બધીજ સગવડ અને જીવનનાં સુખનાં સાધનો પહેલા અને બીજા વર્ગના મુસાફરોને માટેજ નિર્માણ થયેલાં હોય તે પ્રમાણે તેમને માટે વેઈટીંગ રૂમ, ખુરશીઓ, ટેબલ, આયનો, ટૉઈલેટ, પંખા વીગેરે તમામ શાહેબીનાં સાધનો પૂરાં પાડવામાં આવે છે, પરંતુ ત્રીજા વર્ગના મુસાફરો માટે પ્લૅટફૉર્મ ઉપર જમીન ઉપર ઉભા રહેવાની જગો શિવાય બીજી શી સગવડ હોય છે ? ઉનાળાનો સખ્ત તડકો પડતો હોય અને ચોમાસામાં સખ્ત વરસાદ પડતો હોય ત્યારે તેમની શી દશા થતી હશે તેનો કોઈ દિવસે રેલ્વે સત્તાવાળાઓએ વિચાર કર્યો છે ? ભલે, મુસાફરો તાપે બળે અને વરસાદમાં ભીંજાઈ મરે, તેમની તેમને ક્યાં પડી છે ? રેલ્વેની કમાણીનો ઘણો મોટો ભાગ એટલે ૯૯ ટકા જેટલો (જુઓ ઉપજનું કોષ્ટક) આ ત્રીજા વર્ગના મુસાફરોના પૈસાનો હોય છે, તે તે ભૂલી જાય છે. ટ્રેન આવતા પહેલાં પ્લૅટફૉર્મ ઉપર સરસામાન, છોકરાં છૈયાં લઇને ઉભું રહેવું પડે છે તે વખતે તડકામાં અને વરસાદમાં તેમને કેટલો બધો ત્રાસ થતો હશે ? પહેલા અને બીજા વર્ગના મુસાફરોને ઉભા રાખ્યા હોય તો તેમને તેનો પૂરેપૂરો અનુભવ થાય.

હું તો એવા વિચારનો છું કે રેલ્વેટ્રેનમાંથી પહેલા અને બીજા વર્ગની ગાડીઓ કાઢી નાખવી જોઇએ. અને મુંબાઈની ટ્રામવે કંપનીની માફક ત્રીજા વર્ગનીજ ગાડીઓ રાખવી જોઈએ. આમ થાય તોજ ત્રીજા વર્ગના મુસાફરો તેમને પડતા ત્રાસમાંથી મુક્ત થઇ શકે તેમ છે, કારણ કે વકીલો, ભણેલા શ્રીમંતો, ડૉક્ટરો, અમલદારો

## મારી સદ્ગત ધર્મપત્ની

## અ૦ સૌ૦ શાન્તાબાઈ મહાસુખભાઈ.

જન્મ—વિક્રમાર્ક ૧ ૮૫ અવસાન—૧’’૨



જેમના સ્મરણાર્થે તેમના નામથી શ્રી સાર્વજનિક મહિલા પુસ્તકાલય,
સ્ટેશન પ્લેટ ફૉર્મ ઉપર પેસેન્જર શેડ અને દવાખાનામાં
વિશ્રાંતિગૃહ વગેરે બાંધવામાં આવ્યાં છે

વાંચો પૃષ્ઠ ૨૮૭, ૩૦૪, ૪૦૮, ૪૨૦, ૪૩૮

## મારા પૂજ્ય પિતાશ્રી સ્વર્ગસ્થ શેઠ ચુનીલાલ દલછારામ.

જન્મ—સંવત્ ૧૮૭૬ના માહ વદ ૦)) બુધવાર.

અવસાન—સંવત્ ૧૯૬૧ના ફાગણ વદ ૪ શુક્રવાર.



જેમના સ્મરણાર્થ તેમણે શ્રી કલ્યાણ પાર્શ્વનાથની જીવનવીર બનાવેલી સેવા નિમિત્તે શેઠ ચુનીલાલ દલછારામ જૈન ધર્મ કાર્યાલય બાંધવામાં આવ્યું છે વાંચો પૃષ્ઠ ૩૯૬.

આવ્યો છે. આ સ્થળે રેલ્વે સત્તાવાળાઓને વિનંતી કરવામાં આવે છે કે પ્લૅટફૉર્મ ઉપર ત્રીજા વર્ગના મુસાફરો માટે આ પ્રકારનાં સાદાં છાપરાં બાંધવાં જોઇએ. મેસાણા સ્ટેશને પાટણ લાઈનના પ્લૅટફૉર્મ ઉપર કોઈ ગૃહસ્થે આવો લાંબો શેડ બનાવી આપ્યો છે, તેથી તે લાઈન ઉપર આવતાં જતાં મુસાફરોને રાહત મળે છે.

રેલ્વેની ત્રીજા વર્ગની ટીકીટોની પેદાશ જ્યારે ૯૯ ટકા જેટલી થાય છે ત્યારે રેલ્વે સત્તાવાળાઓએ ઉપર જણાવેલી હકીકત જરૂર ધ્યાનમાં લેવી જોઇએ અને ત્રીજા વર્ગના મુસાફરોને થતો અન્યાય દૂર કરવો જોઇએ.

સ્ટેશનના કામની વ્યવસ્થા રાખવા માટે હાલ ૧ સ્ટેશન માસ્તર રૂ. ૮૫, ૧ તાર માસ્તર રૂ. ૪૦, ૧ ટીકીટ કલેકટર રૂ. ૪૦, ૨ પોઇન્ટસ મેન રૂ. ૧૭–૧૬, ૧ ગેટ મેન રૂ. ૧૫, ૧ ઝાડુ વાળનાર રૂ. ૫, ચોકી અને બંદોબસ્ત માટે ૪ પોલીસના માણસો રૂ. ૨૨ થી ૨૯, માલ ચઢાવવા તથા ઉતારવા માટે ૫ હમાલો, ૪ પ્લૅટ ફૉર્મ કુલી અને ૧ ટ્રાવેલીંગ લોડર, એ રીતે માણસો રાખેલા છે.

હાલમાં દર વર્ષે ગુડઝમાં કેટલો માલ આવે છે તે જાણવા માટે સન ૧૯૪૦–૪૧ ની સાલના આંકડા મુકવાથી ખ્યાલ આવશે. આ સ્થળે જણાવવાની જરૂર છે કે જ્યારથી એટલે કે તા. ૧–૪–૧૯૩૩ થી આપણા રાજ્યની જી. બી. એસ રેલ્વેના હસ્તક વહીવટ શરૂ થયો છે ત્યારથી **આવકના આંકડા માત્ર આપણા રાજ્યની રેલ્વેની ઉપજના** મુકવામાં આવ્યા છે. ઉપરના વર્ષમાં આશરે ૪ લાખ મણ (૪૦ રતલના ૧ મણ પ્રમાણે દેશીમણ) માલ પરદેશથી વિસનગરમાં આવેલો છે. કયો કયો માલ આવ્યો તે પાછળ પૃષ્ઠ ૨૭૩ ઉપર વેપાર અને ખેતીવાડીના પ્રકરણમાં ત્રણ સાલી આંકડામાં બતાવ્યું છે તે વાંચવાથી સમજાશે. તે આયાત થયેલા ૪ લાખ મણની ઉપજ રૂ. ૨૨૩૫૯ આવેલા છે.

વિસનગરમાંથી કઇ કઇ જાતનો માલ પરદેશ ચડે છે તેના આંકડા નીચે પ્રમાણે છે—

હાડકાં મણ ૨૦૦૦, તાંબા પીતળનાં વાસણો આશરે ૧૮૦૦ મણ, એરંડા ૩૦૦૦, ઘી ૯૨૦૦, જુવાર બાજરી ૮૦૦, જીરૂ ૫૦૦૦, વરીયાળી ૩૪૦૦, ખોળ ૭૨૦૦, પરચુરણ ૧૦૦૦૦. આ ઉપરાંત રાજ્યના સ્ટેશનોએ વાસણો મણ ૨૦૦, જુવાર બાજરી ૮૦૦, કપાસ ૧૫૦૦, ખોળ ૪૦૦, તથા પરચુરણ ૧૬૦૦. એ રીતે મળી કુલ મણ ૪૬૦૦૦ પરદેશ ખાતે ચડેલો છે. તેની વડોદરા રાજ્યની રેલ્વેના ઉપજના કુલ રૂ. ૫૩૦૭ આવેલા છે.

પારસલ અને લગેજથી રાજ્યના સ્ટેશનોએ ગયેલા માલના રૂ. ૧૯૯૬ તથા પરદેશ ગયેલા માલના રૂ. ૭૮૨ તથા આવેલા પારસલ, લગેજના આવકના રૂ. ૧૩૧૨ મળી એકંદર રૂ. ૪૦૯૦ આવેલા છે.

દરવર્ષે મુસાફરોની કેટલી સંખ્યા આવજા કરે છે અને તેમાંથી વડોદરા રાજ્યની રેલ્વેને કેટલું ઉત્પન્ન આવે છે તે સન ૧૯૪૦–૪૧ ના નીચેના કોષ્ટક ઉપરથી સમજાશે—

**આવજા કરનાર મુસાફરોની સંખ્યાનું કોષ્ટક**

| વર્ગ | જતાં મુસાફરો | | આવતાં મુસાફરો | કુલ | પાછલા વર્ષની સંખ્યા |
|---|---|---|---|---|---|
| | રાજ્યનાં સ્ટેશનોએ | રાજ્ય શીવાયનાં સ્ટેશનોએ | | | |
| પહેલો | ૧૨ | ૪ | ૩ | ૧૯ | ૨૧ |
| બીજો | ૪૧૮ | ૧૭૮ | ૧૭૭ | ૭૭૩ | ૮૧૧ |
| ત્રીજો | ૧૫૧૯૬૧ | ૪૧૫૮૬ | ૩૨૮૬૧ | ૨૨૬૪૦૯ | ૨૧૯૨૮૧ |
| કુલ | ૧૫૨૩૯૧ | ૪૧૭૬૮ | ૩૩૦૪૧ | ૨૨૭૨૦૧ | ૨૨૦૧૧૩ |

## ઉપરનાં મુસાફરોનું જી. બી. એસ. રેલ્વેનું આવેલું ઉત્પન્ન. રૂપીઆ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| પહેલો | ૨૧ | ૬ | ૫ | ૩૩ | ૪૩ |
| બીજો | ૩૮૬ | ૧૪૪ | ૧૪૪ | ૬૭૫ | ૬૯૨ |
| ત્રીજો | ૩૮૦૧૫ | ૧૦૪૯૨ | ૮૬૪૪ | ૫૭૧૫૨ | ૫૫૩૩૨ |
| કુલ | ૩૮૪૨૩ | ૧૦૬૪૩ | ૮૭૯૪ | ૫૭૮૬૦ | ૫૬૦૬૮ |

એ ઉપરથી જણાશે કે મુસાફરોની ટીકીટનું ઉત્પન્ન આશરે રૂ. ૫૭૮૬૦ આવેલું છે. આ પૈકી એકલા ત્રીજા વર્ગનું ઉત્પન્ન રૂ. ૫૭૧૫૨) છે અને પહેલા તથા બીજા વર્ગનું માત્ર રૂ. ૭૦૮) છે. એટલે કે આશરે એક ટકો આવે છે. તેના પાછલા વર્ષના આંકડા પણ તેટલા જ છે.

પ્રથમ જણાવેલા સ્ટેશન સ્ટાફના માણસોના પગારના તથા પરચુરણ મળી કુલ વાર્ષિક ખરચ આશરે રૂ ૪ થી ૫ હજાર થાય છે. તથા ઉપર જણાવ્યા પ્રમાણે વિસનગરમાં આવેલા માલના નુરના રૂ ૨૨૩૫૯) વિસનગરમાંથી જતા માલના નુરના રૂ ૫૩૧૭), પારસલ લગેજ વીગેરેના રૂ ૪૦૯૦), તથા જતા આવતા મુસાફરોની ટીકીટોના રૂ ૫૭૮૬૦) મળી કુલ રૂ ૮૯૬૨૬) ની વાર્ષિક આવક થયેલી છે.

સ્ટેશનના અંગે તાર ઑફીસ છે. તેમાં મોટા ભાગે રેલ્વે ખાતાનુંજ કામ ચાલે છે. શહેરમાં ગવર્નમેન્ટ તાર ઑફીસ હોવાથી લોકો ત્યાં તાર મુકાવે છે. એટલે સ્ટેશનની તાર ઑફીસમાં લોકો તરફથી કાંઈ કમાણી થતી નથી.

સ્ટેશનથી ગામ આશરે ૦ll માઈલ દૂર છે. સ્ટેશનથી બઝારમાં ચાલતા આવતાં ૧૫ થી ૨૦ મીનીટ લાગે છે; ગામમાં જવાની બે સડકો છે, એક સીધી બંને બાજુ લીમડાના ઝાડોથી છવાયેલી (avenue) રમણીય સડક છે જે ગોવીંદ ચકલે થઈ ગુંદીખાડે ગોલવાડમાં થઇ બઝારમાં લઇ જાય છે. અને બીજી ઉતરતાં ડાબા હાથે હાઇસ્કૂલનાં મકાનો આગળ થઇ પટણી દરવાજે અને લાલ દરવાજે થઈ બજારમાં લઇ જાય છે. ગામમાં જવા માટે હાલમાં ૧૮ ઘોડા ગાડીઓ છે. ગામમાં પહોંચતાં દસ બાર મીનીટ લાગે છે.

**પોસ્ટ અને તાર ઑફીસ**—આ ઑફીસ દિપરાના દરવાજે શેઠ માણેકચંદ ખુશાલચંદની વાડીની સામે ભાડાના મકાનમાં બેસે છે. ઘણા વખત સુધી ગુંદીખાડે હતી. ત્યાંથી થોડા વર્ષ પહેલાં મહાઇવિડામાં આવી અને હાલ આશરે બાર માસથી ઉપરના મકાનમાં બેસે છે. તેમાં ૧ પોસ્ટમાસ્તર, ૧ તારમાસ્તર, ૧ કારકુન, ૩ પોસ્ટ-મેન, ૧ પેસેન્જર, ૧ મેલપ્યુન, અને ૧ વીલેજ પોસ્ટમેન પોસ્ટખાતા તરફથી નીમાયેલા છે. બધાઓના જાત પગાર હોય છે. પોસ્ટમાસ્તરને રૂ ૧૪૦) તથા તારમાસ્તરને ૧૧૦) મળે છે.

ગામમાં ટપાલના કાગળો નાખવા માટે ઑફીસની પેટી ઉપરાંત બીજી સાત જગોએ પેટીઓ રાખેલી છે. ૧ ગુંદીખાડે, ૧ કડાદરવાજે ૧ લાલ દરવાજે, ૧ ઝાંપલીપોળે, ૧ સલાટવાડે, ૧ બઝારમાં ટાવર પાસે અને ૧ રેલ્વે સ્ટેશને. સૌથી મોડા કાગળો ઑફીસ આગળની પોસ્ટ બૉકસ-ટપાલ પેટીમાંથી કાઢવામાં આવે છે. આ પોસ્ટઑફીસ તાલુકાની કહેવાય છે, તેથી તેની શાખાઓ વિસનગર તાલુકામાં ભાલક, દેણપ, ગુંજા, કડા, કમાણા, કાંસા, જાસકા, ગોઠવા અને ઉમતા એ રીતે નવ ગામે રાખેલી છે. તે ગામોના ટપાલના કાગળો લાવવા લઈ જવા માટે ૬ હલકારા રાખેલા છે. તે હંમેશાં કાગળો લાવે છે અને લઈ જાય છે. ગુંજે રેલ્વેમાં જાય છે.

વિસનગર ટપાલની ડીલીવરી બે વખત થાય છે, એક બપોરે મેસાણાથી ગાડી આવે છે તે પછી એક કલાકે થાય છે, તેમાં મુંબઈ વડોદરા, અમદાવાદ, મેસાણા તરફથી કાગળો આવે છે અને બીજી બપોરે તારંગાહીલથી ગાડી પાછી આવે છે તે પછી એક કલાકે થાય છે જેમાં ખેરાળુ વડનગર વીગેરેના થોડા કાગળો આવે છે. પ્રથમ બંને ટ્રેનોમાં ટપાલ આવતી અને ડીલીવરી થતી હતી પણ ઘણા વખતથી તે બંધ થઈ માત્ર એક ટ્રેનમાંજ ટપાલની ગોઠવણ રાખેલી છે. બંને ટ્રેનોમાં ટપાલ આવે એવી પ્રજાની માગણી છે.

રોજના આવતા કાગળોની સરેરાસ સંખ્યા ૬૦૦ ની છે અને જતા કાગળોની સંખ્યા આશરે ૪૦૦ ની છે.

વિસનગરથી રવાના થતા વીમાવાળા કાગળો ( Insured letters ) ની વાર્ષિક સંખ્યા આશરે ૨૦૦ની છે જેનો વીમો આશરે ૫૦ હજાર રૂપીઆનો હોય છે. તેના કમીશનની આવક આશરે ૫૦થી ૬૦ રૂપીઆ આવે છે.

વિસનગરથી રવાના થતા મનીઑર્ડરની વાર્ષિક સંખ્યા આશરે ૬ હજાર છે અને આશરે કુલ ૭૦ હજાર રૂપીઆના મનીઑર્ડર થાય છે જેના કમીશનનું ઉત્પન્ન રૂ. ૧૩૦૦ આશરે આવે છે.

બહારગામથી આવતા મનીઑર્ડરની વાર્ષિક સંખ્યા આશરે ૭ હજાર છે અને આશરે કુલ બે લાખ રૂપીઆના મનીઑર્ડર આવે છે.

ઉપરની આવક જાવકના મનીઑર્ડરના રૂપીઆ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જાવક કરતાં આવક લગભગ ત્રણગણી છે તેથી ધંધા અર્થે કેટલાક લોકો બહાર પરદેશ જાય છે અને પોતાના કુટુંબના ભરણપોષણ માટે બહાર ગામથી અત્રે પૈસા મોકલી આપે છે.

અત્રેથી જતા રજીસ્ટર્ડ કાગળોની વાર્ષિક સંખ્યા આશરે ૪૦૦૦ અને રજીસ્ટર્ડ પારસલોની સંખ્યા આશરે ૩૦૦ ની છે. તથા રૂ. ૧૦૦૦) નાં વેલ્યુપેએબલથી પારસલો અને બુક પોસ્ટો મળી નંગ ૨૦૦ પરગામ જાય છે તથા રૂ. ૩૦૦૦) નાં વીમાની બેંગીઓ આશરે

ભાગમાં અનુકૂળ સ્થળે ઑફીસ લઇ જવામાં આવે તો જનતાને સારી સગવડ મળે.

**તાલુકા પ્રજામંડળ**—વડોદરા રાજ્ય પ્રજામંડળના બંધારણ પ્રમાણે વિસનગરમાં તાલુકા પ્રજામંડળની રીતસર સ્થાપના સં. ૧૯૭૯ માં થયેલી છે. તેમાંથી ચુંટાયેલા પ્રતિનિધિઓ પાટણમાં મળેલી પ્રજામંડળની બેઠકમાં ગયા હતા, તેમજ સંવત ૧૯૮૧માં બીલીમોરામાં મળેલી પ્રજામંડળની ખાસ બેઠકમાં જઈ ભાગ લીધો હતો.

અને તે પ્રમાણે વડોદરા રાજ્ય પ્રજામંડળની સમગ્ર પરિષદોમાં પ્રતિનિધિ મોકલી ભાગ લે છે. હાલમાં થોડાંક વર્ષોથી સ્થાનિક સ્વરાજ્યની સંસ્થાઓમાં એટલે કે સુધરાઇઓ અને પંચાયતોમાં પ્રજામંડળની બહુમતી મેળવવા માટે **પ્રજામંડળ પક્ષ** ઉભો કરવામાં આવ્યો છે. તે આધારે ચુંટણી વખતે પ્રજામંડળ તરફથી પ્રજામંડળના સભ્યોને ઉમેદવાર તરીકે બહાર પાડવામાં આવે છે. જો કે પ્રજામંડળની બહુમતી મેળવવા માટે પ્રવૃત્તિ સારી છે પરંતુ પક્ષાપક્ષનું અનીચ્છનીય તત્વ વધારે પ્રમાણમાં દાખલ થતું હોવાથી સરકારીપક્ષ, તટસ્થપક્ષ, પ્રજામંડળ પક્ષ, ખેડુતપક્ષ, વેપારીપક્ષ, એમ ભિન્ન ભિન્ન પક્ષો પડી જવાથી પ્રજામાં એક સંપી તત્વ શિથિલ થઈ વધારે મતભેદો વધતા જાય છે. હાલમાં પ્રાંતપંચાયતમાં તથા વિસનગર સુધરાઇમાં પ્રજામંડળનો પક્ષ વિશેષ હોવાથી તેના પ્રમુખો પ્રજામંડળ પક્ષના છે. વડોદરાની સુધરાઇ તથા પ્રાંત પંચાયતમાં પણ તે પ્રમાણે છે. આ પ્રમાણે જેમ જેમ પ્રજામંડળનો પક્ષ આગળ વધતો જાય તેમ તેમ તેમાં હૃદયની શુદ્ધિ પણ વધતી જવી જોઇએ. નિઃસ્વાર્થ સેવાભાવી ચારિત્રવાન સંસ્કારી ઉમેદવારો ઉભા કરવા જોઇએ. પ્રભુનો ડર માથે રાખી દંભનો બિલકુલ ત્યાગ કરી નમ્રતાપૂર્વક પ્રજાની સેવા કરવી જોઇએ. બોલ્યા કરતાં વિશેષ કામ કરવું જોઇએ. અસત્યથી દૂર હઠી સત્યના પંથે ચાલી એક નિષ્ઠાથી પોતાની ફરજ બજાવવા તત્પર રહેવું જોઇએ.

હાલમાં વિસનગર તાલુકા પ્રજામંડળની ઑફીસ દરબારના રસ્તે પોતાની માલકીના વેચાણ રાખેલા મકાનમાં રાખેલી છે. કાર્યવાહક મંડળ સ્થાપેલું છે. કામના પ્રસંગે સભા ભરી ઠરાવો કરે છે.

ઉપર પ્રમાણે પ્રજાસેવાનું કામ કરવા માટે કોઈ પણ પ્રકારનો પક્ષ બાંધ્યા શીવાય માત્ર કોઇપણ પ્રકારે વિસનગરની નિઃસ્વાર્થ સેવા કરવાના ઉદ્દેશથી પ્રથમ વિસનગરમાં બે મંડળો સ્થાપેલાં હતાં. એક **મિત્રમંડળ** હતું જે સંવત ૧૯૭૪ માં સ્થપાયું હતું, અને બીજું **સેવાસમાજ** નામનું હતું જે સંવત ૧૯૭૭ માં સ્થપાયું હતું **મિત્રમંડળે** તો લોકોને માહીતી આપનારૂં માહીતીગૃહ ( information bureau) બઝારમાં ઉઘાડેલું હતું.જાહેર સભાઓ ભરી પ્રજામાં નવચેતન રેડતા હતા. સુધરાઈની ચુંટણી વખતે વિસનગરનું ભલું કરી શકે એવા યોગ્ય ઉમેદવારો ઉભા કરી તેને મત આપવા પ્રચાર કામ કરતા હતા. એમ અનેકવિધ સેવા કરતું હતું. **સેવા સમાજ** મંડળ પણ તેજ ધોરણે કામ કરતું હતું. તેના ઘણાખરા સભાસદો તો સ્વયંસેવકો તરીકે કામ કરતા હતા. રોગચાળાના વખતે સ્વામીજી મહારાજને ત્યાંથી દવાઓ મેળવી ઘેર ઘેર દવા પહોંચાડતા હતા. અગ્નિ વખતે તે ઓલવવા માટે વાંસીઓ વીગેરેનાં સાધનો દ્વારાએ તે સ્થળે પહોંચી જતા હતા અને સુધરાઈની ફરજનું કામ બજાવતા હતા. મેળાવડા, મેળા વીગેરે ગરદી અને મારામારી જેવા પ્રસંગે સ્ત્રીઓના અને જનસમાજના રક્ષણાર્થે સ્વયંસેવકો તરીકે પોલીસની ફરજ પણ બજાવતા હતા. ઘણી વખતે બંને મંડળો ભેગા મળી પ્રજા સેવાનું કામ ઉભા પગે કરતા હતા.. જણાવતાં દીલગીરી થાય છે કે તે બંને મંડળો ઘણા વખતથી બંધ થઈ ગયાં છે. હવે પ્રજાસેવા કરનારૂં માત્ર એક જ **તાલુકા પ્રજામંડળ** છે. તેણે તો કોઈ પણ પક્ષ નહીં ધરાવતાં ઉપરનાં વિસનગરની પ્રજાસેવાનાં કામો ઉપાડી લઈ પોતાનાથી બનતી સેવા કરવી જોઇએ.

**તાલુકા વેપારી મંડળ**—આ વેપારી મંડળ વિસનગરમાં તા. ૨૨–૮–૩૬ ના રોજ સ્થાપવામાં આવ્યું છે. પોતાના હકોમાં થતા નુકસાનકારક સરકારી કાયદાઓ અગર રાજ્યમાં તેવી થતી હીલચાલો અટકાવી તેમાંથી રક્ષણ મેળવવા પ્રયત્ન કરવો એ મતલબના ઉદ્દેશથી સ્થપાયું છે. સંવત ૧૯૯૭ ની સાલમાં કડી મુકામે વડોદરા રાજ્ય વેપારી મંડળની સ્થાપના પણ થઈ છે. તેની મુખ્ય ઓફીસ વડોદરામાં રાખેલી છે. મેસાણા પ્રાંત વેપારી મંડળ પણ સ્થપાયેલું છે. તેની પહેલી પરિષદ સિદ્ધપુર મુકામે સંવત ૧૯૯૪ માં થઇ હતી. તે ખુલ્લી મુકવાની ક્રિયા **નેકનામદાર દિવાન સર કૃષ્ણમાચારી**ના શુભ હસ્તે થઇ હતી. બીજી પરિષદ કડીમાં સંવત ૧૯૯૭ માં મળી હતી. તેની મુખ્ય ઓફીસ મેસાણા મુકામે રાખેલી છે. આ મંડળની ઓફીસ વિસનગરમાં રાખેલી છે. વ્યવસ્થા માટે વ્યવસ્થાપક મંડળ પણ નીમેલું છે.

**મહાજન**—જુના વખતથી ચાલતા આવેલા વહીવટ પ્રમાણે વિસનગરમાં પણ મહાજનનું બંધારણ છે. તેમાં દરેક કોમનો સમાવેશ થાય છે અને તે પ્રજાના હિતાહિતનો પ્રશ્ન હાથમાં લઇ પ્રજાકીય કામ કરે છે, પાંજરાપોળ વીગેરે એવી ધર્માદા સંસ્થાઓ નીભાવે છે અને દેખરેખ રાખે છે. નગરશેઠ તરીકે **શેઠ કલ્યાણદાસ જોઇતાદાસ**નું નામ ચાલે છે અને તે નામથી તેમના વારસો વહીવટ ચલાવે છે. હાલ તેનો વહીવટ **નગરશેઠ વ્રજલાલ મોતીલાલ** કરે છે મહાજન એકઠું કરવાનું અને વ્યવસ્થા રાખવાનું કામ કરે છે અને યોગ્ય લાગે તો તેમાં દરેક જ્ઞાતિના આગેવાનોને મદદમાં લે છે, સરકાર દરબારમાં અને શ્રીમંત મહારાજાની પધરામણી વખતે પ્રજા તે **મહાજનના નામથી** જ ઓળખાય છે અને સત્કાર વીગેરેની ક્રિયા પ્રજાતરફથી નગરશેઠ મારફતજ થાય છે. જુના વખતમાં સરકારે તેમને નગરશેઠ તરીકેના કેટલાક પરવાના અને અમુક પ્રકારના કરોની માફી આપેલી હતી. પ્રથમના વખતમાં મહાજનની

સત્તા રાજાની સત્તા બરાબર ગણાતી હતી તે હવે રાજ્યતંત્રમાં ફેરફાર થવાથી અને સુધરાઇ તથા પંચાયતોની સ્થાપના થવાથી મહાજનના અધિકારમાં ઘણી ન્યૂનતા આવેલી છે, તો પણ દુનિયા એમ માને છે કે "રાજા પ્રજા વડે અને પ્રજા રાજા વડે" આવો રાજા અને મહાજન વચ્ચે સંબંધ બંધાયેલો છે. ભારતવર્ષમાં બાદશાહી રાજ્યસત્તાઓના સમયમાં પણ **બાદશાહ** અને **શાહ** એટલે કે રાજા અને મહાજન એવો બંને વચ્ચેનો સંબંધ મનાતો હતો અને આ સંબંધ શાસ્ત્રકારોએ પિતાપુત્રવત્ ગણેલો છે, અર્થાત્ જેમ પિતા પુત્રનું પાલન કરે તેમ રાજાએ પ્રજાનું પાલન કરી ખરેખર પ્રજાપાલક બનવુ જોઈએ. પ્રજામાં અસંતોષ રહેવો જોઈએ નહી.

જો મહાજન સંગીન બંધારણ બાંધી કાર્યપરાયણ થાય તો હાલ જેટલું કામ કરી શકે છે તેના કરતાં વધારે અને સારૂં કામ કરવા શક્તિમાન થઈ શકે. તે માટે સંપ અને સંગઠ્ઠનની આવશ્યક્તા છે.



## વિસનગર અને વડોદરા રાજ્યની હકીકત

## સમાપ્ત.



તૈયાર છે વાંચવાલાયક પુસ્તક

# નીતિ તરંગિણી

અથવા

# બોધદાયક ગઝલ શતક.

લેખક

**મહાસુખભાઈ ચુનીલાલ. વિસનગર.**

**કીંમત રૂ. ૦-૮-૦ પોસ્ટેજ ૦-૨-૦**

આ પુસ્તકમાં પાદપૂર્તિનાં બોધદાયક અને અસરકારક ૧૦૦ કાવ્યો છે. કાવ્યોની રચના અને ભાષા સાદી અને સરળ હોવાથી આમવર્ગ સારી રીતે સમજી નીતિનો અને આધ્યાત્મિક જ્ઞાનનો બોધ લઈ શકે તેમ છે, અને ઉછરતા વિદ્યાર્થીઓ, યુવક અને યુવતીઓના ચારિત્ર્યના ઘડતર ઉપર ઉચ્ચ નૈતિક સંસ્કારની સારી સચોટ છાપ પાડી શકે તેમ હોવાથી આ પુસ્તક સામાન્ય રીતે દરેકને ઉપયોગી છે. પાકા પુઠાનું પૃષ્ઠ ૧૬૦ નું સુશોભિત પુસ્તક હોવા છતાં કીંમત માત્ર આઠ આના રાખવામાં આવી છે. આ **નીતિ તરંગિણી** અને પાછળ જણાવેલાં **અમૃતસરિતા, અનવરકાવ્ય, સચિત્ર કાવ્યસરિતા** અને **કસનસીબ કુમારિકાનો નાટ્યપ્રયોગ** પુસ્તકો નીચેના ઠેકાણેથી મળશે—

**વિસનગર**—લેખક મહાસુખભાઈ ચુનીલાલ શેઠ.

**મુંબઈ**—બુકસેલર્સ એન. એમ. ઠક્કરની કંપની, પ્રીન્સેસ સ્ટ્રીટ.

**વડોદરા**—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ, રાવપુરા.

**અમદાવાદ**—બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ત્રણ દરવાજા.